# છુપાં સંસારીક દુઃખ દરદો

તથા

## સ્ત્રી પુરૂષના જાતીના ભાગોની રચના, કાર્ય તથા ભેદભરમોનો સાયન્ટીફીક ખુલાસો.

---

કર્તા

ડા૦ કેખસરૂ કેરસાસ્પ દાદાચાનજી.

હૉ૦ કેપટન આઇ. એમ. એસ.

---

ફેલો રોયલ સોસાયટી મેડીસીન (લંડન), મેમ્બર ક્લીનીકલ રીસર્ચ એસોસીએશન (લંડન).

—:૦:—

પારસી સ્કુલ બાળકોની તબીબી તપાસના મેડીકલ સેક્રેટરી. (મુંબઇ.)
કેળવણી, તનદુરસ્તી. તબીબી વીધ્યા, ઇ. બાબદોપર ભાષણો તથા લેખોના કર્તા.

---

કનસલટીંગ સરજ્યન સ્પેશીયાલીસ્ટ,
ગરમી, પીશાબ, આમડી, તથા સ્ત્રી પુરૂષોનાં છુપાં દરદોની સરજીકલ હૉસ્પીટલ.

---

કોરનર ગ્રાંટરોડ, મુંબઇ.

---



---

કીંમત રૂ. ૪.

# છુપા સંસારીક દુઃખ દરદો.

તથા

## સ્ત્રી પુરૂષના જાતીના ભાગોની રચના, કાર્ય તથા ભેદભરમોનો સાયન્ટીફીક ખુલાસો.

---

કર્તા

ડા૦ કેખસરૂ કેરસાસ્પ દાદાચાનજી.

લેટ કેપટન આઈ. એમ. એસ.

---

ફેલો રોયલ સોસાયટી મેડસીન (લંન્ડન). મેમ્બર ક્લીનીકલ
રીસર્ચ એસોસીયેશન (લંન્ડન.)

—— :o: ——

પારસી સ્કુલ બાળકોની તબીબી તપાસના મેડીકલ સેક્રેટરી. (મુંબઇ.)
કેળવણી, તનદુરસ્તી, તબીબી વીદ્યા, ઇ. બાબદોપર ચોપડીઓ
તથા લેખોના કર્તા

---

કનસલટીંગ સરજીયન સ્પેશીયાલીસ્ટ,
ગરમી, પીશાબ, ચામડી, તથા સ્ત્રી પુરૂષોનાં છુપાં દરદોની સરજીકલ
હોસ્પીટલ.

---

કોરનર ગ્રાંટરોડ, મુંબઇ.

---



---

કીંમત રૂ. ૪.

# SOCIAL DISEASES

**—Genito Urinary,**

AND

# VENEREAL DISEASES

AND

# SEXOLOGY

BY

*Dr. KAIKHOSRU KERSASP DADACHANJI*

LATE CAPTAIN I. M. S.

Fellow Royal Society Medicine (London). Member
Cilnical Research Association (London).
Medical Secretary, Medical Inspection
of Parsi School Childred, (Bombay).

*Lecturer and Author of Works on Education, Health Medicine, &c.*

CONSULTING SURGEON AND SPECIALIST,

**The Genito Urinary, Skin & Surgical Hospital.**

**CORNER, GRANT ROAD, BOMBAY.**

---



**Price Rs. 4.**

# અર્પણ પત્રીકા.

લંન્ડન, પેરીસ, બરલીન, વાયેના, ઇ. યુરોપીયન રાજધા
નીઓમાંની, ગરમી, પીશાબ, ચામડી, તથા સ્ત્રી પુરૂષોનાં
છુપાં દરદોની જગપ્રસીધ ખાસ હોસ્પીટલોમાં જોહાઇ, એ
ખાતાંઓનાં જે વીદવાન ઇંગ્રેજ, ફ્રેંચ, જરમન,
તથ એસીયન સ્પેશીયાલીસ્ટ ડાકટરોની કાબેલ
તરબીયત હેઠળ, છુપાં સંસારીક દુખ દરદોની
ખાસ તાલીમ લેવાની અમને ભાગ્યશાળી તક મળી
હતી, તેવી સર્વોત્તમ તાલીમ માટે એ ઉસ્તાદોના
હમેશના એહશાનની યાદ તરીકે, આ લોકો
પયોગી પુસ્તક, કે જેની મુખ્ય નેમ "પ્રજાના
સાથી મોટા જથાનું સાથી વધુ સુખ વધાર
વાની છે"–તે, એક આભારી શાગીર્દના
માન સહીત, મશહુર ઉસ્તાદોને અર્પણ
કરવાની આ શુભ અને પ્રસંગોપાત
તકનો લાભ લઇયે છીયે.

# ચીત્ર પહેલું.

છુપાં દરદોનાં મમખાર ને કાતીલ પરીણામો. આ ચીત્રમાં છુપાં દરદોને લીધે માથાંથી તે પગ સુધી થતા સોજાઓની આકૃતીઓ—ટપકા ટપકાંવાળી—એ ભાગમાં દેખાડવામાં આવી છે.

**ચીત્રની જમણી બાજુએ હાડકાં ને સાંધાનાં સોજાઓની આકૃતીઓ (૧–૨૬)**

૧) ખોપરી
૨) વીનસનું યા કામદેવીનું તાજ
૩) આંખનાં ભવાં નીચેનું હાડકું
૪) કાનનાં હાડકાં
૫) નાંખનાં હાડકાં
૬) જડબાંના હાડકાં
૭) દાંતો
૮) હાંસડીનું હાડકું
૯) છાતીનું હાડકું ને પાંસળીયો તથા એ વચ્ચેનાં સાંધાઓ
૧૦) ખભાંનો સાંધો
૧૧) ઉપલાં હાથનું હાડકું
૧૨) કોણીનાં હાડકાં ને સાંધો
૧૩) નીચલા હાથનું બહારનું હાડકું
૧૪) નીચલા હાથનું અંન્દરનું હાડકું
૧૫) કાંડીનાં હાડકાંને સાંધો
૧૬) અંગોઠાનાં હાડકાં ને સાંધા
૧૭) નાની આંગળીના હાડકાં ને સાંધા
૧૮) કમરનાં કાંઠાનાં હાડકાં ને સાંધા
૧૯) થાપાનું હાડકું ને સાંધો
૨૦) જાંગનું હાડકું
૨૧) ધુંટણની ટોપી ને સાંધો
૨૨) પગની અંન્દરનું હાડકું
૨૩) પગની બહારનું હાડકું
૨૪) પગની ઘુંટીના હાડકાં ને સાંધા
૨૫) અનગોઠાના હાડકાં ને સાંધા
૨૬) નાની આગળીનાં હાડકાં ને સાંધા આ સર્વ આંકડાઓની આસપાસ જે ટપકાં ટપકાંની આકૃતીઓ દેખાડે છે તે ગરમીના સોજાનું આકૃતીરૂપ સમજવું.

**ચીત્રની ડાબી બાજુએ પોચા ભાગો ને અવયવોના સોજાઓની આકૃતીઓ (૩૧ ૪૯)**

૩૧) ભેજું
૩૧) ભેજાં ને ખોપરી વચ્ચેનાં અસ્તરો
૩૨) આંખનાં અંન્દરના ભાગો
૩૩) કાન — —
૩૪) નાંખ — —
૩૫) મહો — —
૩૬) હોઠ
૩૭) કન્ઠમાળા
૩૮) કન્ઠની અન્દરના ભાગો
૩૯) હૃદય ને લોહીનાં નળીઓ
૪૦) ફેફસાં ને આસપાસના અસ્તરો
૪૧) પેટ ને હોજરી
૪૨) કલેજી
૪૩) તલ્લી
૪૪) ગુરદો
૪૫) યુરેટર—ગુરદાથી ફુકકા સુધીની પીશાબની નળી—ટપકાવાળી. તથા, બેઠકનું હાડકું—(મધ્યમાં છે)
૪૬) ફુકકો—ટપકાંવાળો. તથા, પુછડીનું હાડકું—(મધ્યમાં છે.)
૪૭) જાંગ ને કાતરાની ગાંઠો
૪૮) પ્યુબીકસીમફીસીસ—યા બન્ને થાપાનાં હાડકાંનું આગલું જોડાણ અને પ્યુબીકઆર્ચ—એ જોડાણથી નીચે ઉતરતી કમાણ—જેને સ્ત્રી મરદોના જાતીના ભાગો વળગેળા હોય છે
૪૯) પગનાં માસ ઇ. નો સોજો

આ ચીત્રમાં ફકત ૪૯) ભાગોના સોજા સ્પષ્ટ દેખાય છે—એ ઉપરાંત શરીરના બીજા ભાગોનાં સોજાનાં ચીત્રો તથા બયાન, છુપાં દરદોવાળાં પ્રકરણોમાં આપ્યાં છે. તે માટે જુઓ, પાનાં ૨૧૭, ૨૯૯, ૩૨૮, ઇ.

# પ્રસ્તાવના.

## આ પુસ્તક પ્રગટ કરવાની (એ-ઇ) પાંચ મુખ્ય નેમો.

—:o:—

**એ) જાતીના ભેદભરમો તથા છુપાં સંસારીક દુખદરદો વીષેના જ્ઞાનનો, પ્રજાના "સૌથી મોટા જથાનું સૌથી વધુ સુખ વધારવા" ખાતર ફેલાવો કરવો.**

**બી) આ બાબદો વીષેના આયુરવેદ તથા યુનાની હકીમાના અજ્ઞાનના ભોપાળાં બહાર પાડવાં. આયુરવેદ તથા પાશ્ચીમાત્ય વીદયા પ્રમાણે, અજ્ઞાન વૈદો, હકીમો, ઇ૦, "પાંખો વગરના ને આંધળાં પક્ષીઓ"-(પાનું ૩૨૧.)**

**સી) છુપાં દરદોને લગતી દવાઓની ખોટી, અનીતીમાન, પ્રજા સુખનો નાશકરનારી, જુઠી જાહેર ખબરો આપનારા તથા છાપનારા પ્રજાના જોડીયા દુશમનો ના, પ્રજાને પૈસા ધોળે દીવસે લુટવાના, જોડીયા કપટી કાવતરાં સાંમે ચેતવણી આપવી.**

**ડી) જવાન નરનારીઓને સર્વકાલની સવખતની ચેતવણી આપવી- "બદીમે પાયા ગમ ઓર જમ"-કમોત.**

**ઇ.) બાળલગ્નની ઘેલીને સડેલી સંસારીક રૂઢીની બદી ત્યાગ કરવાની જરૂર દેખાડવી.**

**સ્વદેશ સેવા-પરદુખભનજનના માર્ગે જનારાઓ સ્વર્ગમા દાખલ થાય છે-આ પુસ્તકનો બોધ. "નેકીને પાયા નીરવન."**

ગુજરાતી ભાષા જાણનારી પ્રજા, જેની સંખ્યા એક કરોડ ને સાત લાખ જેટલી છે, તેની સનમુખ આ પુસ્તક રજુ કરવાની મુખ્ય (એ-ઇ) પાંચ નેમો અમે રાખી છે. આ નેમો બર લાવવાથી પ્રજા સુખ વધશે, તથા પ્રજા દુખ ઘટીને નાબુદ થશે. તથા પ્રજાના અજ્ઞાન દુશમનો, જે આજે વર્ષો થયાં, વીદવાન મીત્રોના ધારણ કીધેલા લેબાસમાં, પ્રજાના દુખો તથા કમોતોમાં વધારો કરતા રહયા છે, એવા ઢોંગી ધુતારાઓના ભોપાલાં ખુલાં પાડી, ભોળી પ્રજાને એ ઢોંગીઓના કમનસીબ ભોગો બનતા બચાવી

શકાશે. હરેક સુધરેલા દેશમાં પ્રજાના "સૌથી મોટા જથાનુ સાથી વધુ સુખ વધારવા" માટે. જે પ્રયત્નો કરવામાં આવે છે, તેમાં પ્રજાના જથા માથા દુખદરદોને લગતું અજ્ઞાન દુર કરવા, સાયન્સ યા **વીજ્ઞાનનો ફેલાવો** કરી પ્રજામત (પાનુ ૧૭૯) કેળવવાનો પ્રયત્ન **સર્વોતમ ભાગ ભજવે છે.** કેળવાયલુ પ્રજામત પ્રજા સુખ તથા દેશઉનંન્તીમાં વીજલીની ઝડપે વધારો કરી શકે છે. કેળવાયલું પ્રજામત **પ્રજાનાશકારીક તત્વોથી** નીપજતી પ્રજાની હાણીના **મુળ કારણો શોધી કાઢી** એ તત્વોના અનેક યોગ્ય ઉપાયે યોજી અંત આણે કે એટલ માટે પ્રજાના કુશળ વીદ્દવાને યા એકસ્પર્ટસોની કાઉનસીલ સ્થાપી, એઓ જે **વાજબી ઉપાયો** એવા **પ્રજાનાશકારીક તત્વોને નીરમુળ કરવા યોજે** તે વહેવારૂ રીતે અમલમાં મેલવા એઓને સત્તા આપે છે. તથા જો આ માટે કાયદાએ બાંધવાની જરૂર હોય છે તો, પોતાની રાજયસભાએ પાસે, એવા કાયદાએ પસાર કરાવી, અમલમાં મુકવાના વહેવારૂ પગલાંએ લેવાડે છે. ઉપલાં સીધાંન્તોના પુરાવા તરીકે છુપાં સંસારીક દુખદરદોનો દાખલો આપીશું. **હરેક સુધરેલા દેશમાં, છુપાં સંસારીક દુખદરદો પ્રજાનાશકારીક તત્વો લેખાય છે, તથા પ્રજાના "સૌથી મોટા જથાનું સૌથી વધુ દુખ નીપજાવનારાં" લેખાય છે. તેથી કરી છુપાં સંસારીક દુખદરદો વીષેના સાયન્ટીફીક જ્ઞાન** (યા વીજ્ઞાનનો **ફેલાવો કરી, પ્રજામત કેળવવા માટેના** ૧–૫) પાંચ ઉપાયો, નીચે પ્રમાણે લેવામાં આવે છે.

## છુપા દુખદરદો સામેના (૧–૫) ઉપાયો–૧)સ્પેશીયાલીસ્ટ ડાકટરોને હાથે લખાયલાં પુસ્તકો ઇ. નો ફેલાવો.

**૧)** પ્રજામાં છુપા દુખદરદોના પ્રસાર, ગંભીર ને કાતીલ પરીણામો, સાયન્ટીફીક ચીકીત્સા, તથા સારવાર, તથા અટકાવ વીષેનું જ્ઞાન ફેલાવવા સારૂ સ્પેશીયાલીસ્ટ ડાકટરોને હાથે સરળ ભાષામાં લખાયલાં પુસ્તકો, ચોપાનીયાં પોસ્ટર ઇ પ્રગટ કરી. નીશાળોમાં કોલેજોમાં, મીલો ફેકટરી, કારખાનાઓ, ઇ ઓમાં હેચી મફત આવે છે. કે જેથી કરી પ્રજાનું અજ્ઞાન દુર થાય છે, તથા પ્રજા સુખ શામા સમાયલું છે તે પ્રજા શીખે છે, તથા તે પ્રમાણે વરતે છે.

## એ) આ પુસ્તકની પહેલી નેમ ગુજરાતી ભાષા જાણનારી પ્રજામાં જાતીના ભેદભરમો તથા છુપાં સંસારીક દુખદરદો વીષેના જ્ઞાનને ફેલાવો કરવાની છે.

હવે ગુજરાતી ભાષા જાણનારી પ્રજામા આવુ જ્ઞાન ફેલાવવાની આ પુસ્તકની એ) **એક મુખ્ય નેમ છે.** આ દેશમાં તો બાળ લગનની રસમ હોવાને લીધે, **નાની ઉમરનાં બાળકો લગન વહેવાર કાચી ઉમરે શરૂ કરે છે.** પણ જાતીના ભાગોનાં રચના, કાર્ય, તથા એ ભાગોનાં દુખદરદોની **માહીતી નહી ધરાવાથી**, એ દરદોના તથા કુટેવોના નાની ઉમરે ભોગ બને છે. તેથી તથા ૧૭૪) મા પાના પર દેખાડેલાં કારણો સર, ૧૨ વરસ વય ઉપરના **છોકરા છોકરીઓને** જાતીના ભેદભરમોનુ જ્ઞાન ફરજીયાત આપવુ જોઇયે. તેટલા માટે **આ પુસ્તકના એક** પાઠ્ય પુસ્તક યાને ટેક્સ્ટ બુક તરીકે **બહોળો ઉપયોગ આપણી નીશાળો, કોલેજો ઇ. માં થવો જોઇયે.**

## ૨) જાતીના ભાગોનું જ્ઞાન ફેલાવવા માટે ભાષણો.

૨) નીશાળો તથા કોલેજોમાં આવાં પુસ્તકો ફેલાવો કરવા ઉપરાંત સુધરેલા દેશોના સર્વ કેળવણીખાતાઓના શીક્ષકો તેમજ **વીદયાર્થીઓને** જાતીના ભાગોનું **જ્ઞાન ફરજીયાત,** સ્પેશીયાલીસ્ટ ડાકટરોને રોકી, ભાષણો મારફતે આપવામાં આવે છે. એજ પ્રમાણે પ્રજા સનમુખ ભાષણો આપવામાં આવે છે, તેમ આ દેશમાં થવુ જોઇયે.

## ૩) મ્યુઝીયમ, સીનેમા તથા "ડેમેજડ ગુડઝ" યા "સડેલો સામાન" નો નાટક.

૩) ખાસ મ્યુઝીયમ, સીનેમાની ફીલમ તથા નાટકો મારફતે પણ સુધરેલા દેશોમાં એવું જ્ઞાન ફેલાવવામાં આવે છે. મુંબઇ શેહેરની એક નાટકશાળામાં ગયે વર્ષે "ડેમેજડ ગુડઝ" યા "સડેલો સામાન" નામનો ખેલ ભજવી બતાવવામાં આવ્યો હતો. જેમાં એક કમનસીબ બાસરાએ, **લગનનાં બજારમાં "સડેલો સામાન" ખરીદી** યાને બનાતીમાન ચેપી સ્ત્રીની સંગતથી નીપજેલા તેજા ગરમીથી પીડાતે જ આઠ અજાણ શોધી પાનુ ૧૮૨) ક)—**પોતાની** દીકરીને અફસોસ આપીયો. અને તથો પોતાના **નીરદોષ દીકરીની** જીંદગી, (પાનુ ૧૯૭) તેણીના સડેલા ધણીએ કેવા

રીબલી બનાવી. તથા એ જોડાને ત્યાં અવતરેલાં બાળકને. (પાનુ ૧૮૫) ખ) તથા પ્રકરણ ૩૦ મું), તેજ ગરમીનો વારસો મળવાથી તે નીરદોષ બાળકનો પણ કેવો હાલ થયો. તથા એ બાળકનો ચેપ (પાનુ ૧૮૭ ગ. ૧, ૨) તેની નીરદોષ આયાને કેમ લાગો. એવી રીતે આખા કુટુંબમાં દુખ ને કલેશનો વધારો કેમ થાય છે, તે સર્વ દેખાડવામાં આવ્યું છે. એ ઘણોજ કરૂણારસીક નાટક છે, ને અમે સુચના કરીશું કે કોઇ સહાસીક દેશી નાટક વાલાઓએ ગુજરાતી તથા ઉરદુ ભાષામાં, પ્રજામા એવું જ્ઞાન ફેલાવા માટે, બીજા દાખલાઓમાં એ ભજવી બતાવવો જોઇએ. જેમ આ નાટકમાં ચેપી જમાઇ, તેમ વળી ચેપી વહુ પણ "સડેલો સામાન" લેખાય.

## ૪) ગરમીના રોગો સામે પ્રજા રક્ષણે ખાતર સુધરેલા દેશો એ ખાસ કાયદાઓ બાંધ્યા છે. તથા યોગ્ય ઇલાજ તથા અટકાવ ખાતર ખાસ હોસ્પીટલો સ્થાપી છે.

૪) પ્રજાને ગરમીના રોગોના ભયમાંથી બચાવવા ખાતર સુધરેલા દેશોએ એવા દરદીઓ ચેપ નહી ફેલાવે તે માટે ઘટતા સખત કાયદાકાનુનો ઘડીયા છે. તથા એ રોગોનો અટકાવ, તપાસ, તથા ઇલાજ સાયન્ટીફીક રીતે કરવા ખાતર લાખો પાઉંડના ખરચે છુપાં દરદોની ખાસ હોસ્પીટલો સ્થાપી છે. તથા એ ખાતાંઓ ખાસ અનુભવ ધરાવતા સ્પેશીયાલીસ્ટોના કાબુ હેઠળ મેલ્યાં (પાનુ બીજું) છે.

## ૫) રજીસ્ટર્ડ થયલા શીખેલા ડાકટરો સીવાય કોઇથી ગરમીનાં દરદોની સારવાર નહી કરાય.

૫) ખાસ કાયદાની રૂએ, ગરમીના દરદોની સારવાર રેજીસ્ટર્ડ થયલા શીખેલા ડાકટરો સીવાય, કોઇપણ આસામીથી નહી કરી સકાય તથા એવા ગુનાહ કરનારા માટે કેદખાનાની સખત સજા ફરમાવી છે. (પાનુ બીજું) આવા કાયદાનો હેતુ શું છે! એકજ અને તે એ કે જો કોઇ પણ દરદની ઘટતી સારવાર કરવી હોય તો, તેની ઉત્પતી, ફેલાવો, ચીકીત્સા, સારવાર, તથા અટકાવ, એ સર્વનું છેલામાં છેલું સાયન્ટીફીક જ્ઞાન ધરાવનાર સાયન્ટીફીક રૂઢી પ્રમાણે શીખેલા અનુભવવાલા રજીસ્ટર્ડ ડાકટરો સીવાય બીજા કોઇથી ન થઇ શકે. (પાનુ ત્રીજું) પણ આ દેશમાં તો આ બાબદમાં સમજુઓનું ચલણ ચાલતુંજ નથી, પણ અભણ અને અજ્ઞાનોનું ચલણ

માટે છે. તેથી કરી, વૈદો, હકીમો, અને સ્ત્રીઓના છુપાં દરદો માટે હાથણો જેવાં અજ્ઞાનો અને અભણોનુ ચલણ ચાલે છે. આગલા જમાનાઓના વહેમ અને અજ્ઞાન ને અભીમાનના મીશ્ર જેને "આયુરવેદ" તથા "યુનાની હકીમા"ના ગ્રંથોમાં જાળવી રાખ્યાં છે, તે ગ્રંથો પ્રમાણેજ છુપાં દરદોની **ખોટી તપાસ ને ચીકીત્સા** તથા ફકત બીનઅસરકારકજ નહી પણ **હાનીકારક સારવાર** કરવામાં આવે છે.

## બી) આ પુસ્તકની બીજી નેમ—ઢોંગી-ધુતારાઓના ભોપાળાં ખુલ્લાં પાડવાં. આયુરવેદ તથા યુનાની હકીમાના ગ્રંથોમાં આવેલાં અજ્ઞાનના ત્રણ પુરાવા (ક-ખ-ગ). વૈદો ને હકીમોનો જુઠો દાવો કે તેઓ છુપા દરદો સાજાં કરી શકે છે. તેના ભોપાળાં ક-ખ-ગ (૧-૪)

### ક) આયુરવેદ તથા યુનાની હકીમાના અજ્ઞાનની પાશ્ચીમાત્ય જ્ઞાન સાથે સરખામણી.

**ક)** કોઇ પણ સમજુ વાંચક, પોતાની ખાત્રી કરવા ખાતર 'એ 'આયુરવેદ' તથા 'યુનાની હકીમા'ના ગ્રંથોમા આપેલાં છુપાં સંસારીક દુખ દરદોના બીયાન, વાંચી તથા ખુદ વૈદો ને હકીમોને મ્હોડેથી એવાંજ બીયાન સાંભળી, તે સાથે આ સાયન્ટીફીક પુસ્તકમાં આપેલા એ દરદોના બીયાનની સરખામણી કરશે તો, હમારી માફક તેમના પણ ખાત્રી થશે કે, એ જુના પુરાના ગ્રંથોમાં આ દરદો વીષેનુ કેવળ અજ્ઞાન દેખાડવામાં આવ્યું છે.

### ખ) આયુરવેદ તથા યુનાની હકીમાની નીશફળતાના નમુનાઓ.

**ખ)** જેમ અમારે ત્યાં તેમ બીજા શીખેલા ડાકટરોને ત્યાં, છુપાં રોગોથી પીડાતા સંખ્યાબંધ દરદીઓ રોજીંદા આવે છે, જેઓ આયુરવેદ તથા યુનાની હકીમાંની સારવારની નીશફળતાના **ખાત્રીપુરવક** પુરાવાઓ છે. એ ઉપરાંત ઘણાએક વૈદો ને હકીમો પોતાને યા પોતાના સગાંઓને થયલાં છુપાં દરદોની સારવાર કરાવવા માટે શીખેલા ડાકટરોની સલાહ તથા સારવાર લે છે.

## ઘ)-૧) તેજા ગરમી યા ફીરંગીરોગ, પાંચ સદી અગાઉ આ દેશમાં ન હોતો. આજના વૈદીક અને યુનાની ગ્રંથો પ્રમાણે પરમા, ગરમી ઇ. ૨) રોગો અસાધ્ય, તો પછી એ રોગોના ૩) પરીણામો અશકતી, વાંઝીયાપણું ઇ. સાધ્ય કેમ લેખાય?

ગ) જયારે વૈદો ને હકીમો એવો દાવો કરે છે કે એઓ છુપાં દરદો બીલકુળ સાજા કરી શકે છે, ત્યારે ખુદ આયુરવેદ ને યુનાની હકીમાનાં ગ્રંથોએ **આ દાવો અસત્ય ને જુઠો** લેખ્યો છે. દાખલા તરીકે ૧) તેજા ગરમી યા ફીરંગી રોગે તો ૧૯૨) મે પાને દેખાડયું છે તેમ, ફીરંગીઓએ આ દેશમાં ફકત **પાંચ સદી** ઉપર, યા ઇ. સ. ૧૫૦૦, યા તે પછી ફેલાવ્યો, ત્યારે આયુરવેદ તથા યુનાની હકીમાના **જુના** ગ્રંથો જે **હજારો વર્ષોની** વાત પર તૈયાર કરવામાં આવ્યા હતા, તેમા **આ દરદનું બીયાન આપયુજ નથી** કારણકે તે અસલી જમાનામાં એ દરદ **અંજાણ** હતું. તેથી કરી વૈદો ને હકીમોનો દાવો કે **અસલવારેથી** આવેલા ગ્રંથો પ્રમાણે તેજા ગરમી જેવાં ફકત **પાંચ સદી પર** ફાટી નીકલેલા દરદોની સારવાર તેઓ કરે છે તે **સત્યથી** ઉલ્ટો છે. આ વીષે વધુ જુઓ પાના ૨૫૭-૨૬૧). ફીરંગી રોગ તો એ **રોગ ફાટવા પછી લખાયલા ગ્રંથોમાં, અસાધ્ય**, એટલે સાજો નહી થઇ શકે, એવો લેખાય છે. ૨) પરમાનો રોગ અસલી લોકોમા જાણીતો હતો પણ તેની ચીકીત્સા ને સારવારથી તેઓ **અજાણ** હતા (પાનુ ૨૬૪) વધુ ૩૨૦) મે પાને એ અજ્ઞાનના પુરાવા તરીકે, "સ્ત્રીઓને પરમો થતો નથી" એવું વૈદો ને હકીમોનુ વાહીયાત સીધાંન્ત આપ્યું છે. તથા આયુરવેદ તથા યુનાની ગ્રંથોના વધારા જે **આ જમાનામા** લખાયલા છે, તે તો પરમા, બદ, સંધીવા, ઇ૦, **અસાધ્ય** લેખે છે. તો પણ ઘણાખરા વૈદો ને હકીમો **એથી ઉલ્ટોજ** દાવો કરે છે.

૩) ગરમી. પરમા ઇ. ના દરદો હાલના જમાનાના આયુરવેદ ને યુનાની ગ્રંથો પ્રમાણે ઉપર જોયું તેમ **અસાધ્ય લેખાય** છે, તો પછી એ દરદોના **પરીણામે** નીપજતાં અશકતી તથા વાઝીયાપણા **સાધ્ય** કેમ હોઇ શકે! (પાનુ ૩૬૫)

## ૪) આયુર્વેદ તથા યુનાની હકીમી પ્રમાણે છુપાં દરદોનાં વાહીયાત કારણો, ને યોગ્ય ચીકીત્સા તથા સારવારનું અજ્ઞાન. ૫૦,૦૦૦) વર્ષોનું અજ્ઞાન ગયાં ૫૦) વર્ષોના જ્ઞાને નાબુદ કીધું છે.

૪) પહેલે તો ગરમી પરમા ઇ. દરદો વીષેનુ ઘણાખરા વેદો, હકીમોને બીલકુલ ભાણુ નથી, કારણકે એઓ પ્રમાણે તો એ દર્દોના **વાહીયાત વહેમી કારણો** આપવામાં આવે છે, દાખલા તરીકે, (પાનુ ૧૯૩) "કર્મ, આગલા ભવની બદમાશી માટે આ ભવમાં થતી શીક્ષા,—(ખરેખર તો આપણે આગળ જોયું તેમ, આજ દુન્યામાં બદીના ગમખાર પરીણામો, ને શીક્ષા પણ આજ ભવમાં વેઠવાં પડે છે) બદનમા ભુતનુ ભરાવું (!) ગમે એવી સ્વચ્છ સ્ત્રીયો સાથે અણહદ વ્યભીચાર, (પાનું ૧૮૨) ગરમ ખોરાક ને પીણાં ઇ.—એ સવ વહેમી કારણો **ખોટાં ને ઘેલાં છે.**" એ ઉપરાંત, એઓની ત્રીદોષ વાયુ, પીત ને કફની વાહીયાત અસલી ખટારાના જમાનાની ફીલસુફી વીજ્ઞાનની નજરે જોતાં **હસીજ** ઉત્પન કરે છે. ખટારાના અજ્ઞાન જમાનાના છુપાં દરદોના **ત્રીદોષો** જેવાં દરદોના **કલ્પીત કારણો** બદલે, તો આપણે જાણીયે છે કે, એ હવાઇ વીમાનના જમાનાના વીજ્ઞાન પ્રમાણે **ખરાં કારણો** તો, અનેક જાતનાં **જંતુઓ** તથા એ જંતુઓમાંથી પેદા થતાં **ઝહેરો** યા વીષો શરીરમાં **દાખલ થઇ** બીજાં ચેપી દરદો માફક છુપાં દરદો ઉત્પન કરે છે, તથા **ચેપ** ફેલાવે છે. **યાને ચેપ વગર ચેપી દરદો નહી થાય** (પાનુ ૧૮૧) અજ્ઞાન વેદો ને હકીમો તેજા ગરમી, પરમા, ઇ. દરદો જે **જુદી જાતના** જંતુઓ શરીરમાં દાખલ થવાથી થાય છે, જે માટે જુઓ ચીત્રો ૨૪) તથા ૨૯) તે **જુદાં** દરદોને એકમેક સાથે **ભેળી** નાખે છે. કારણકે એ લોક મોટે ભાગે જંતુ વીદ્યા સમજતા **નથી.** એ ઉપરાંત વીષફોટક તથા સાધારણ ચામડીના દરદો વચ્ચેનો તફાવત પણ એ લોકો **નથી** જાણતા, તેથી એ દરદોની **ખોટી** ચીકીત્સા કરી, દરદીઓને **ઘભરાવી** મારે છે. (પાનુ ૩૯૪). ગરમી પરમા ઇ. દરદોની સાયન્ટીફીક ચીકીત્સાની **કસોટીઓ તથા વીજલીક** ઇ. એ.જારે નો **ઉપયોગ** (પાનાં ૨૪૨-૨૭૮ ઇ.) વૈદો હકીમાને માલમ **નથી,** તો પછી એ દરદોની યોગ્ય તપાસ કેમ કરી શકે ? (જુઓ પાનુ ૨૪૭) **નાડી તપાસ કે ગાંડી તપાસ?** તથ (જુઓ પાનુ ૩૮૭) **તેલના ટીપાંથી** પીશાબની **ઘેલી**

તપાસ, ને એ સાથે સરખાવો પીશાબનું સાયન્ટીફીક પ્રથકરણ જેનો ફ્રામ પુસ્તકને છેડે આપવામાં આવ્યો છે. (પાનુ ૪૦૯).

વૈદો, હકીમો, ઇ. પીવા, ચોપડવા ઇ.ની બીનજરૂરી હાનીકારક દવાઓ આપી શકે છે. પણ લોહીમાં, ચામડી ઇ.માં મારવાની પીચકારીની નવીન ને ચેપ નાશકારક ને અસરકારક દવાઓ વીષે, તેમજ જો ખાસ ઓજારો યા વહાડકાપ યા વીજલીના યા બીજા અનેક સાધનોની જરૂર હોય તો તે વાપરવા વીષે, કાંઇ પણ સમજતા નથી (પાના ૨૪૨, ૨૫૭, ૩૧૨, ૩૨૦-૧). વહાડકાપનાં અજ્ઞાન વીષે ખુદ આયુરવેદ શું કહે છે, તે નીચે વાંચો. વધુ તેજા ગરમી, ને પરમાના દરદો બીલકુલ સાજાં થયાં છે કે નહી, તે પારખવાની એક પણ કસોટી એઓ પાસે નથી તો પછી દરદ બીલકુલ સાજુ થયું છે કે નહી, તે કેવી રીતે એએ। ખાત્રીથી કહી શકે? જુઓ પાનુ ૨૫૮). આગલા ૫૦,૦૦૦) વર્ષોમાં જે અજ્ઞાનનો અંધકાર વ્યાપી રહયો હતો, તે ગયા ૫૦) વર્ષોમાં, વીજ્ઞાનના અજવાલાંએ નાબુદ કીધો છે. હવે ખટારાને બદલે લોકો હવાઇ વીમાને મુસ ફરી કરે છે તેજ પ્રમાણે આ જમાનાના લોકો ખટારાના જમાનાની વાહીયાત કલ્પીત ફીલસુફીઓ છોડતા જાય છે, ને વીજ્ઞાનની ખરી ફીલસુફીમાં માન્તા જાય છે. તેથી કરી, કરેક સમજુ દરદી શીખેલા ડાકટરો પાસ પોતાનાં દરદની યોગ્ય સારવાર કરાવે છે.

## આયુરવેદ પ્રમાણે અજ્ઞાન વૈદો "એક પાંખ વગરના પક્ષીઓ." પાશ્ચીમાત્ય વીદયા પ્રમાણે, અજ્ઞાન વૈદો ને હકીમો "પાંખો વગરના ને આંધળાં પક્ષીઓ" (પાના ૩૨૦-૧) લેખાય છે.

ખુદ આયુરવેદમાં, અજ્ઞાન વૈદ કે જે વદ વહાડકાપ નહી કરી શકે તેને "એક પાંખ વીનાના પક્ષી" જેવો ગણવો. પાશ્ચીમાત્ય વીદયા પ્રમાણે "જે વૈદ, હકીમ, દવા વગરના ડાકટર, હોમીયોપાથીસ્ટ ઇ. વહાડકાપ ન કરી શકે તથા લોહીમાં પીચકારી ન મારી શકે, ઇ, તેને બે પાંખો વગના પક્ષી જેવો, તથા સુક્ષમ દર્શક યંત્ર તથા વીજળીક બતીનાં ઓજારો વાપરી નહી શકે, તેને બે આંખો વીનાના પક્ષી જેવો ગણવો."

## હજારો વરસોના પોચી ચાંદી તથા પરમાના દરદો, તથા પાંચ સદીનું તેજા ગરમીનું દરદ. (પાનું ૧૯૩) પાશ્ચીમાત્ય વીદયાના પ્રતાપે, થોડાજ વખતમાં–પાંચ દાયકામાં નાબુદ કરી શકાય.

જયારે તેજા ગરમી (સીફીલીસ)નો રોગ તો **પંદરમી સદી** પછી ફાટી નીકળ્યો, ત્યારે પોચી ચાંદી તથા પ્રમેહના ચેપી રોગો તો **પ્રાચીન કાલમાં અસલી** લોકોમાં હતા. તો પણ એ બે અસલી રોગોની **અસરકારક દવા** તે વખતના તબીબોને **માલમ નહોતી** તેથી દર્દીઓ ઘણા હેરાન થતા હતા. એજ પ્રમાણે હાલમાં ઘણાક અજ્ઞાન વૈદો હકીમો એ અસલવારેના અજ્ઞાન પ્રમાણેજ ચાલતા હોવાથી, એ રોગોથી પીડાતા **દરદીઓના અસર કારક સારવાર કરી નથી શકતા, તેથી દરદીઓ રીબે છે, યાતો કમોતે મરે છે.** (પાનું ૧૯૪).

હાલની પાશ્ચીમાત્ય વીદયાએ શીખવેલી એ રોગોના ચેપનો નાશકરવાની રૂઢીઓ આ દેશમાં અખત્યાર કરીયે તો હજારો વરસોના પોચી ચાંદી તથા પરમાના ગંભીર દરદો, તેમજ પાંચ સદીના તેજા ગરમીના ભયભીત દરદો, **દુન્યામાંથી થોડાજ વખતમાં–કહો કે પાંચ દાયકામાં–નાબુદ કરી શકાય, ને તેથી સંસારીક દુઃખ દરદો નાબુદ થાય, તેમ પ્રજાના સૌથી મોટા જથાનું સૌથી વધુ સુખ વધે**

## પ્રજાના દુશમનો અજ્ઞાન વૈદો ને હકીમો લેખાય કે નહી?

ગરમીના ને પરમાના દરદોના માથાંથી પગ સુધીના પરીણામોનું વરણન, જે પ્રકરણોમાં આપ્યું છે, તે વાંચવા ઉપરથી રૂમજુઓ જોઇ શકશે કે આ **દેશમાં, લાખો ઘેલા** પાનું ૨૨૦), સાત લાખ આંધલા (પાના ૨૨૧ ૩૦૧) બે લાખ બહેરા મુંગા–પાનુ ૨૨૨), લાખો નકટા–પાનું ૨૨ , લકવા સંધીવા ઇ૦ થી લાખો લંગડા–પાનું ૨૧૯, ૩૦૦), લુલા, અપગ ઇ. ની સંખ્યા આપણી નજરે પડે છે, તેનુ મુળ ગરમી તથા પરમના દરદોની ચીકીત્સાતથા સારવાર વીષેનું ઘણાક વૈદો, હકીમો, તથા દાયણોનું **અજ્ઞાન છે.** કારણ કે, જો આ દરદો સાયન્ટીફીક સારવારથી **સાજા કરવામાં આવે**

**છે**, તો તેના પરીણામો **અટકાવી શકાય છે, ને પરીણામો** નીપજ્યા હોય છે તો, સારવારથી **જલ્દી સાજાં થાય છે.**

વધુ **પરણેલી સ્ત્રીઓની જીંદગી** રીબતી બને છે, તેનું મુખ્ય કારણ તે ઓના ધણીઓના છુંપાં દરદો ઘણાખરા વૈદો, હકીમો, **નહી સાજા કરી શકવાથી,** દરદોનો ચેપ સ્ત્રીઓને લાગે છે. પ્રકરણ ૩૬ મું). તથા, ગર્ભપાત, કસુવવાડ -(પાનાં ૨૦૪ તથા ૨૦૯) કમોત, આપઘાત, ૪૦ એ સર્વ પણ, એવા વૈદો હકીમોના **અજ્ઞાનનેજ** આભારી છે. તેથી એવાઓને **"પ્રજાના દુશમનો ને ખુનીઓ"ની** ઉપમા આપવી ખોટી લેખાય કે? કુટુંબ, કોમ, પ્રજા, ને દેશની પડતી (પાનું ૩) ને નાશ સારૂ મોટે ભાગે એઓજ **જવાબદાર** લેખાય કે નહી?

## હીન્દી જવાનોની જીંદગી દોજખી ને ટુંકી બનાવનારાં બે મુખ્ય કારણો.

૧૫) મે પાને જોયું તેમ, ગરમી, ખદી, તથા તાઢીઓ તાવ, તથા (૩૮૦ મું પાનું) મીઠો પીશાબ મળી ચાર દરદો, આપણા દેશના અભણ તેમજ ભણેલા જવાનોની જીંદગી દોજખી ને ટુંકી બનાવે છે, તેનું એક મુખ્ય કારણ જયારે બાળલગ્નની બદી છે, (પાનુ ૧૫), ત્યારે **બીજું** મુખ્ય કારણ તો એવા અજ્ઞાન વૈદો, હકીમોનું આ દરદોને લગતું **અજ્ઞાન,** ને તેવાઓની **હાનીકારક સારવાર છે.**

ઉપર આપેલા વૈદો ને હકીમોના અજ્ઞાનથી નીપજતાં ગમખાર ને કાતીલ પુરાવાપરથી સમજુઓની ખાત્રી થશે કે "પ્રજાના **અજ્ઞાન** દુશમનો, જે આજે વર્ષો થયા **વીદવાન મીત્રોના ધારણ કીધેલા લેબાસમાં,** પ્રજાના દુખો ને કમોતોમાં **વધારો** કરતા રહયા છે, તે ખરેખર આ દેશના સાધારણ **અજ્ઞાન** વૈદો ને હકીમો છે, જેઓના ભોપાલાં ખુલ્લા પાડવાની નેમ આ પુસ્તકે પુરી પાડી છે. તથા એ નેમ પ્રજા સુખ વધારવા માટે કેટલી અગત્યની છે, તે તો સમજુઓ એ ઉપરથી જોઇ શકશે. **પ્રજામત,** જયારે બીજા દેશોની માફક, આ દેશમાં, કેળવાઇને જાગ્રત થશે, ત્યારે આપણી સરકાર પાસે, કાયદાઓ બંધાવી આવા **અજ્ઞાન** વૈદો ને હકીમોને લોકોની હાની કરતાં અટકાવશે. પણ સમજુઓએ તો પોતાની અકકલ વાપરી એવા અજ્ઞાનોથી **હાલથી હમેષ દુરજ રહેવું જોઇયે.**

## અજ્ઞાન વૈદ્યો ને હકીમોએ પોતાનો નીરદય ને પ્રજા નાશકારીક ધંધો છોડવો જોઇયે.

છેલ્લે, અમે **અજ્ઞાન** વૈદ્યો ને હકીમોને સુચવીશું કે પોતાના **અજ્ઞાનથી જનસમાજમા દુખ** દરદો તથા કમોતો વધારવાનો જે **ધંધો એઓ** હાલ કરે છે, જેના અનેક દાખલા આ પુસ્તકમાં આપ્યા છે, **તે છોડવો જોઇયે.** આ પુસ્તકમાં ગરમી ઇ.ના દરદોના જે ગમખાર ને કાતીલ પરીણામો દર શાવયાં છે, તેનો **એકલો ઉપાય** સાયન્ટીફીક ચીકીત્સા, સારવાર, તથા અટકાવ છે. એમ સ્વીકારી પોતાનો **નીરદય ને પ્રજાનાશકારક પાપી ધંધો છોડી, એઓએ બીજો લાયક** ધંધો અખત્યાર કરવો જોઇયે. "પાપો ક્ષય ને **સત્યોજય**" તો આખરે થશેજ, ને જનસમાજ આ પુસ્તક વાંચી, એવા અજ્ઞાનોને પાપ કરતાં અટકાવશે, તથા આ પુસ્તકમાં સાયન્સ યા વીજ્ઞાનનું **સત્ય** વાંચી, તે પ્રમાણે નકી ચાલશે, ને એવી રીતે "સત્યો જય" થશે!

## સી) ત્રીજી નેમ–છાપામાં આવતી લલચાવનારી, અનીતીને રસ્તે દોરવનારી, પ્રજા સુખનો નાશ કરનારી,જુઠી જાહેર ખબરોના ભોપાલાં ખોલ્લા પાડવાની છે.

## કોઇપણ દરદી પોતાની સારવાર પોતાને હાથે નહીજ કરી શકે,–સ્વસારવાર તો આપઘાતજ લેખાય, કારણકે કમોતોનુ આ એક કારણ છે.

ઉપર આપણે જોયું તે પ્રમાણે, આ દેશના ઘણાક દેશી વૈદ્યો ને હકીમો અજ્ઞાન હોવાને લીધે, છુપા સંસારીક દુખ દરદોની સાયન્ટીફીક ચીકીત્સા તથા અસરકારક સારવાર કરી નથી શકતા. ત્યારે રોજબરોજ, આપણા છાપામાં આવતી સ્વદેશી યાને વૈદ્યો હકીમોની, તથા વીદેશી યાને વીલાયતી પેટન્ટ દવાવાલાઓની, જાહેર ખબર પ્રમાણે તો, **કોઇ પણ દરદી** ઘર **બેઠા આપ** મેલ્લે પોતાના દરદની **ચીકીત્સા** કરી, જાહેર ખબરોમાં **આવતી**

સડેલી દવાઓની જુઠી વખાણુ વાંચી, તે મંગાવી, પોતાને હાથેજ પોતાની સારવાર કરી શકે! તથા બીલકુલ સાજો થઇ શકે! સમજુઓ તો જોઇ શકશે કે આ વાત ઘેલી ને અકકલથી ઉલટી છે. જો રેજીસ્ટર્ડ ડાકટરોને વર્ષો સુધીનો અભ્યાસ કીધા પછી આ દરદોની સારવાર કરવાની પરવાનગી મળે છે. તો એક સાધારણ અજ્ઞાન દરદી, ફકત એક યા વધુ સડેલી જુઠી જાહેર ખબર છાપામાં, યા એ જાહેર ખબરવાલાઓએ વહેંચેલી મુફત ને આડે રસ્તે દોરવનારી ચોપડીમાં, યા દીવાલોપર ચોંટાડેલી પોસ્ટરોમાં, વાંચીને પોતાના દરદની સારવાર કરી શકે કે કે? તો પછી, સર્વ સુધરેલા દેશો સરકારો શા માટે કરોડો રૂપીયાના ખર્ચે તબીબી કોલેજો તથા હોસ્પીટલો સ્થાપી, ત્યાં તબીબી વીદયાર્થીઓને જ્ઞાન આપી. પરીક્ષા લીધા પછીજ, તબીબો લાઇસન્સ આપે? "જેનુ કામ તેજ કરે" ને શીખેલા ડાકટરોજ દરદોની સાયન્ટીફીક સારવાર કરી શકે. તથા કોઇ પણ દરદી પોતાને હાથે, પોતાની સારવાર નહીંજ કરી શકે દાખલા તરીકે, દરદી પોતાને લોહીમાં ૪૦ પીચકારી કેમ મારી શકે? તથા જો વાઢકાપનીજ જરૂર હોય તો, તે પોતાને હાથે કેમ કરી શકે? એવી યોગ્ય સારવારની ગેરહાજરીમાં, સ્વસારવાર તો આપઘાતજ લેખાય. તથા દરદી પોતાના દરદમાં વધારો કરી કમોતે મરે. કે જેવો હાલ ઘણાઓનો રોજીંદો થાય છે. (પાનુ ૩૨૧)

## નાહાનોને અનીતીમાન જીંદગીમાં પડવાની આડકતરી સલાહ જાહેર ખબરો આપે છે.

ઉપલું સીધાંન્ત તો સર્વ સમજુઓ સ્વીકારશે. છાપામાં જાહેર ખબર આપનારાઓ મોટે ભાગે બીલકુલ અજ્ઞાન ને ધુતારાઓ હોય છે, તથા હમારી જાણ પ્રમાણે, તેમજ સર્વ શીખેલા ડૉકટરોની જાણ પ્રમાણે, **જાહેર ખબરોમાં છપાતી સ્વવખાણવાલી એકપણ દવા છુપાં સંસારીક દુખ દરદો (પાનાં ૨૫૮, ને ૩૨૦) યા અશકતી (પાનું ૩૬૫) માટે અસરકારક નથી હોતી.** કહેવાતી શકતીની દવાઓ તો અશકતી ઉત્પન કરે છે, ને આ દેશમાં ત્રણ કરોડ નામરદો બનાવે છે. (પાનું ૩૬૭). જવાન નરનારીઓ! આ જમાનામાં **ખરી શકતી તો વીજ્ઞાન છે,** કેજે સંપાદન કરવા પાછળ ઉજમ ધરશો, તો ખરેખર જીંદગી સુધી સુખ જોશો—ને નહી કે જેમ સડેલી જાહેર ખબરવાલાઓ સમજાવે છે તેમ "મજાહ" યા બે

**કાણુ વ્યભીચાર, કે જેમાં ખરી શકતી ખોશો, કે જેથી જીંદગી** સુધી દુખ જોશો! એવી સડેલી દવાઓ વાપરી હેરાન **થઇ પસ્તાયલા સંખ્યાબંધ દરદીઓ** રોજબરોજ પોતાનો અનુભવ હમારી **તેમજ** બીજા શીખેલા ડાકરો સનમુખ રજુ કરે છે. (૧૭૪-૧૭૫) મે પાને વધુ **જુઓ**--"નાદાનોને અનીતીમાન જીંદગીમાં પાડવાની આડકતરી સલાહ **આપવામાં આવે છે, ને** જુઠી ખાત્રીને લીધે નાદાનો અનીતીમાં **ફસે છે,** ને જીંદગી રીબતી બનાવે છે. તથા **એવી** દવાઓથી **ફાયદો નહી** માલમ પડતાં ઘણાએક તો આપઘાત કરે છે." (પાનુ ૧૭૫) **ટુંકમાં કહીયે તો "અમરૂત"** દવાઓ તો, **'કમરૂત'** યા કમોતો ને આપ ઘાતો, રોજીંદા નીપજાવે છે એવી જાહેર ખબર છપાવનારની માફક, છાપ નારાઓ પણ **અનીતીનાશીક્ષકો** લેખાય. એવી પેટની પુજાથી ઉપર જોયુ તેમ પ્રજાની કજા થાય છે. વધુ, કેટલાક અજ્ઞાન "રાજા, મહારાજાની, ઇ. ઇ. માટેની ખાસ ગોળીયો, દવાઓ, ઇ. જેની કીમત ૫૦૦) **રૂપીઆ** યા વધુ લોકોને આંજી નાંખવા લખે છે, તેની **ખરી કીમત તો ૫૦૦) ફુટી બદામ પણ નથી હોતી.** ખરેખર તો એ દવાઓ પેટમાં નહી પણ **ગટ રોમાંજ નાખવાને લાયક** હોય છે. ભોલા લોકો એ **રદી** ચીજની મોટી **કીમત** વાંચી અંજાઇ નહી જાય તે માટે આ ચેતવણી આપીયે છીએ. દવા **ના ગુણની** કસોટી તેની દરદપરની અસરથી, ને નહી કે તેની કીંમતથી **થાય છે, એટલું** યાદ રાખવું. આવી જાહેર ખબરો છાપવા માટે **રોજના લાખો રૂપીયા** છાપનારાઓ ખીસાંમાં નાખે છે. એવા છાપનારા તથા છપા વનારા, **પ્રજાનાં** દુખ દરદો વધારનારા **જોડીયા** દુશમનો લેખાય તેઓની સામે, ભોલી પ્રજાને આ **ચેતવણી** આપવાની હમે જરૂર **જોઇયે છીએ.**

## "છાપાના લેખ તે કેટલીક હદે અસત્ય લેખ", છાપાના જાણકારો માને છે.

**આ ચેતવણી** આપવાની ખાસ **જરૂર** એ છે કે, આપણા દેશીઓ **જેમ આગલા** દીવસોમાં, ગમે **એવી** મોટી ગપોને સત્ય **માની લેતા હતા, તેમ હાલમાં, "આમ છપાવામાં આવેલ છે."** તેથી સત્ય હોવું **જોઇયે, એમ માને છે,** યાને કે "છાપો બોલ્યો તે ઇશ્વર બોલ્યો" **એમ માને છે. એ અજ્ઞાન વ્હેમીઓ,** સાધારણ ખબર, જાહેર ખબર, તથા **બધી**

પતીઓની બળણુ મુજબની સ્વાર્થી ખબરોનો તફાવત, સમજતા નથી, ને એમ માને છે કે "છાપાના લેખ તે ઇશ્વરનાં લેખ." સમજુઓ તો જાણે છે કે છાપામાં આવતી બાબદોમાં કેટલીક હદે અસત્ય તો કેટલીક હદે સત્ય હોય છે. ખરેખર તો "છાપાના લેખ તો કેટલીક હદે અસત્ય લેખ" જાણુ કારો માને છે. એના કેટલાક પુરાવા તો આ પુસ્તકમાં ખુલ્લાં પાડેલાં ભોપાલાં છે, જેની ટીપ, માટે જુઓ સાંકળીયાના છેડે આપેલાં ભોપાલાં વાલાં પાનાનાં નમ્બરો, જેથી વાંચકોની પોતાની એ વીષે ખાત્રી થશે.

## અજ્ઞાન રાજા મહારાજા, સરકારી અમલદારો ઇ૦ ની ઘેલી સરટીફીકેટોનાં ભોપાલાં.

આ દવાઓની વખાણમાં જે "રાજા, મહારાજા, સરકારી અમલદારે ઇ૦ ના (કહેવાતી) સરટીફીકીટો" આપવામાં આવે છે, તેનો ભરમ તો ખુલ્લો પાડવાનું સહેલ છે. ક) મોટે ભાગે એ સરટીફીકેટો માગાટાંગીને મેળવેલી તથા કશીપણ કીમત વગરની હોય છે, ખ) રાજા, મહારાજા, સરકારી અમલદારો, ઇ૦ પોતાના દર્દો શું છે તેની ચીકીત્સા, સાજા થયાં કે નહી તેની કસોટીઓ બાબે, એવા ઉંટ વૈદો હકીમો જેવાજ અજ્ઞાન હોય છે, તો પછી તેઓ ગમે એવી ઘેલી સરટીફીકીટો આપે તેને સમજુઓ તો કાંઇ પણ વજન નહી આપી શકે. (પાનું ૩૨૧) ગ). આ દુન્યામાં તો પૈસા લઇ ખોટી સરટીફીકીટો ચીત્રી આપનારા બેવકુફોની પણ ખોટ છેજ નહી. ચ) કેમીકલ એને લાએઝરની સરટીફીકેટ, તથા કંત્રાકટથી દરદો સાજા કરવાના દાવાઓ વીષે જુઓ પનું ૩૬૪).

## આપણી સરકારે બજાવી જોઇતી ફરજ–અનીતીના ચેપ ફેલાવનારી જાહેર ખબરો સામે આંકોશ માટે, સુધરેલા દેશ જેવા, સખત કાયદાઓ બાંધવા જોઇએ.

સુધરેલા દેશોમાં, તો બીજે પાને જોયું તેમ, આવી જાહેર ખબરો છપાવનારા તથા છાપનારા માટે સખત સજા ફરમાવેલી છે. તેમ આ દેશમાં પણ થવું જોઇયે. ને માબાપો, શીક્ષકો, પ્રજાજીવ આગેવાનો સર્વે આમ છાપાદ્દવારે ફેલાતા અનીતીના ચેપનો નાશ કરવા સારૂં સરકારને, બીજી સુધરેલી સરકારોના દાખલા મુજબ, પ્રજા રક્ષણની

**પોતાની ફરજ** બજાવવા સમજાવવું જોઇયે. ને બનતી ઝડપે, એવી સડેલી જુઠી અનીતીમાન જાહેર ખબરો છાપામાં, યા મુફ્ત ચોપડીમાં, તથા શહેરના મોટા ને નાના લત્તાઓમાં દીવાલોપર હેન્ડબીલો ઇ૦ મારફતે જાહેરમાં મુકાતી, **અટકાવવી જોઇયે.** તથા પ્રજાના દુશમનો, જો એવા કાયદા તોડે, તો તેઓને **કેદખાનાની** કાયદાપુરવક સજા ફરમાવવી જોઇયે. એવા ધુતારાઓ માટે દંડની સજા ફોકટ છે, કેદખાનાનેજ એઓ લાયક છે, કારણ કે ભોળા લોકોના લુટેલા પૈસામાંથી દંડ ભરતાં કાંઇવાર નહી લાગે.

**આ બાબદપર હમો ભાષણો તેમજ છાપાદ્વારા પ્રજામત ખીલવવાનું વરસો થયાં ચાલુ રાખ્યું છે. ને હમો** જાણીને ખુશી છાયે કે, મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનનું ધ્યાન એ બાબદપર ખેંચવા સારૂ, મુંબઇના **એક** જાણીતા **શહેરીએ એક કાગલ** લખીને ધુતારા વૈદો હકીમો ઇ. જાહેર ખબર આપનારાઓના **ભોપાલાં ખુલ્લા પાડયાં છે,** તથા એવા **જાહેર** ખબરોનો **અટકાવ** કરવાની સુચના કીધી છે. બીજા દેશભકત આગેવાનો પણ હમારી આ લડતને ઉપાડી લઇ ટેકો આપશે, તો સરકાર **જરૂર** કાયદાનું રક્ષણ ભોળી પ્રજાને આપશે, એમ હમે ખાત્રીથી કહી શકીયે. હમે તો હમારી પ્રજા રક્ષક લડત **હમેશ ચાલુજ** રાખવાનો **નીશચય કીધો છે,** ને આખરે તો હમારી લડતને ફતેહજ મળશે. "નેકીનો જય ને પાપનો ક્ષય", તો હમેષ થાય છે ને થવાનો.

## ડી) જવાન નરનારીઓને સર્વકાલની સવખતની ચેતવણી "બદીમે પાયા ગમ ઓર જન" (ફમોત) બદીની સજા આજ દુનીયામાં મળે છે.—"નેકીમે પાયા નીરવન"

જવાન નરનારીઓએ, આ પુસ્તક વાંચી, જે અગત્યનો ધડો લેવાનો છે, તે એજ કે, જેમ આગલા જમાનાઓમાં તેમ હાલમા **બદીનો** અંત ગમખાર ને કાતીલ દરદોનાં ચેપમાં આવે છે, કે જેને લીધે, પોતા ઉપરાંત, પોતાના નીરદોષ સ્ત્રી ને બાળકો તથા સગાસ્નેહીઓ સર્વને એ ચેપ લાગે છે, કહોકે **આખું કુટુંબ-કોમ પ્રજા-ને દેશ એવી રીતે સંસારીક દુખ સંતાપ-કલેશ—ને ખુવારીમાં ગરક** થાય છે.

૪૭, તથા ૧૭૬)મે પાને, કહયું છે તેમ, "દુન્યાના કોઇપણ ભાગમાં **એવો એક પણ છકેલ સ્ત્રી અથવા પુરૂષનો** દાખલો **નથી કે જેને વહેલે યા મોડે ગરમીનો** ચેપી રોગ લાગુ નથી પડતો. ગરમીના

રોગોના જંતુઓ કાંઇ પણ નાતજાતનો તફાવત નથી જોતાં" આ ચેતવણી આટલા માટે આપવી પડે છે કે, આગળ જોયું તે પ્રમાણેની વૈદો હકીમો ઇ. (પાનુ ૧૭૫)ની સડેલી જાહેર ખબરો વાંચી, જવાન નરનારીઓ એમ ધારે છે કે, ગમે એવી બદીનાં ફળ કડવાં હોવાને બદલે બહુજ **મીઠાશ વાળાં** હોય છે, તથા **જો** કડવા **નીકળે તો એ સ્વવખણાયલી સડેલી** દવા ઓથી "દરદ નીરમુળ થશે તથા અસલ કરતાં વધારે શકતી પ્રાપ્ત થશે." **એવી ઘેલી વાતોથી લલચાઈ** જવાન **નરનારીઓ બદીમાં ફસે છે,** તેથી આ ચેતવણીની જરૂર છે. બદીનો બદલો ને સજા **આજ દુન્યામાં** મળે છે, ને આવતી દુન્યા સુધી રાહ નથી જોવી પડતી, તે તો આ પુસ્તક વાંચવા ઉપરથી સ્પષ્ટ માલમ પડશે. તેથી યાદ રાખજો કે "**નેકીમે પાયા નીરવન.**" વધુ, જવાન નરનારીઓએ યાદ રાખવુ કે, જો કે આ દરદો છુપાં લેખાય છે. તો પણ એના પરીણામો વહેલે યા મોડે જાહેર થાય છે. પાનું ૨૫૯, દાખલા તરીકે, લકવો, નાંખનું ખરવું, ઇ૦ કોઇથી છુપા નથી રહી શકતાં ઉપર જેયું છે તે પ્રમાણે, ઉંટ વૈદો અને નીચ હકીમો દરદીઓ જેવાજ અજ્ઞાન હોય છે, તેથી એઓ છુપાં દરદો નહી સાજાં કરી શકે, તેથી, **દરદોની શરૂઆતમાંજ, સ્પેશીયાલીસ્ટ** ડાકટરની **સલાહ ને સારવાર હેઠળ** જવું, જેથી દરદોમાં વધારો થતો અટકે, ને જલ્દી સાજાં થાય.

**ઇ) બાળ લગનની ઘેલી સડેલી સંસારીક રૂઢીની બદી ત્યાગ કરવાની જરૂર. દેશી માબાપોને ચેતવણી-"બચગીમાં અનીતીના બીજ રોપશો, તો ઉમરે પુગતાં છેકેલપણા ને હવસનો પાક ઉતારશો."**

બાળ લગનની બદીના કડવાં ફળો વીષે પહેલા પ્રકરણમાં વીવેચન કીધું છે, તે વાંચવાપરથી સમજુઓ જેઇ શકશે કે, (પાનું ૨૦) "છુપાં સંસારીક દુખ દરદોનો મુળ પાયો, આ દેશની ગેરવાજબી સંસારીક રાહરસમોને લીધે, નાની વયના બાળકોમાં હવસ ઉશકેરીયાથી નીપજતાં પરીણામોપર રચાયલો છે." ઇ૦ જેવાં બીજો બચગીમાં રોપશો, તેવો પાક ઉમરે પુગતાં ઉતારશો. "**બચગીથીજ જો અનીતીના બીજો રોપશો, તો** પછી, **ઉમરે પુગતાં** છેકેલપણા **ને હવસના પાકજ ઉતારશો.**" દેશી માબાપો પોતાનાં બચ્ચાં તરફની ફરજ અદા કરતાં કયારે શીખશે?

બાળાવસ્થામાં સ્વકબુ તથા બ્રહ્મચારીને બદલે બીનકબુ **વ્યભીચારીનુ શીક્ષણ** બાળ લગનની ઘેલી રૂઢી આપે **છે, તથા** દેશી માબાપોએ આ ઘેલી રૂઢી ત્યાગ કરવી જોઇયે, નહી તો તેનાં **કડવાં ફળો,** હાલની માફક ચાખવા, તૈયાર રહેવું. તથા **પોતાનેજ હાથે** પોતાનાં વહાલાંઓનું ને તેથી પ્રજાનું **સત્યાનાશ** કરવાનું ઘાતકી કામ ચાલુ રહેશે તે સત્ય માનવુ!

## પરદુખ ભંજનના નેકીના માર્ગને છેડે નીરવન. તથા આ પુસ્તકનો બોધ "નેકીમે પાયાં નીરવન."

છેવટે, હમે એટલી તો આશા રાખીએ છે કે, આ પુસ્તકના સુજ્ઞ વાંચકો, **જો** અજ્ઞાન ને વહેમ છોડી, આ પુસ્તકમાંથી પાશ્ચીમાત્ય **વીજ્ઞાન સંપાદન કરી,** પોતાનું તથા પોતાના કુંટુંબનું સુખ જાળવી, આપણી ભારત ભુમીનુ કલ્યાણ કરવા ખાતર, **પ્રજા મત કેળવવાનો પ્રયત્ન કરશે,** તો પ્રજાના "સૌથી મોટા જથાનું સૌથી વધુ સુખ વધારવા"માં **આખરે જશ** મેળવશે. **સ્વદેશ સેવામાં, સ્વદેશી પ્રજામાંથી સંસારીક** દુ:ખ દરદો **ઓછા કરવાનું કામ શ્રેષ્ટ લેખાય છે.** જવાન નરનારીઓ, **જો** ભાઇબંધુઓના સુખમાં, પોતાનું સુખ માને તો પછી, આવી સ્વદેશ સેવા માટે **જાતી** દાખલા ને **જાતી** મહેનત ને પૈસાનો ભોગ આપવામાં યોગ્ય ઉતસાહ દેખાડવો જોઇએ. **પોતાના કુટુંબને, તેમજ અજ્ઞાન અને વહેમી ભાઇબંધુઓને** ગાંડા, ઘેલા, **આંધળા, બહેરા, મુંગા, નકટા, અપંગ,** ઇ૦ થતા, **વીજ્ઞાનના પ્રતાપે અટકાવવામાં, જેટલું પુન્ય હાસલ કરી શકાય,** તેટલું પુન્ય લાખો રૂપીયા સદાવર્તમાં **આપ્યાથી** નહી હાસલ કરી શકાય, **પરદુખ ભંજનના** નેકીના માર્ગે જનારાઓ, એ સમાર્ગને છેડે આખરે **નીરવન** મેળવી, **સ્વર્ગમાં** દાખલ થાય છે! ટુંકમાં આ પુસ્તકનો બોધ થોડાજ શબ્દોમાં સમાઇ જાય છે. **"નેકીમે પાયા નીરવન".**

## આ પુસ્તકની રચનાની પલાન.

આ પુસ્તકની રચનાની પલાન વીષે ટુંક વીવેચન પ્રસંગોપાત થશે. ૧૭૦)મે પાન કહ્યું છે તેમ, **"જો આપણે મનુષ્યની શારીરીક રચના તથા કાર્યનાં કોઇપણ જાતનાં દરદો તપાસવાં હોય તો,** સાધારણ તનદુરૂસ્તીમાં **મનુષ્યની શારીરીક રચના ને કાર્ય વીષે માહીતી હોવી જોઇયે. જો નીરોગી સ્થીતીનું ભાન આપણને ન હોય તો, રોગીષ્ટ સ્થીતીનું જ્ઞાન મેળવવું મુશકેલ છે.'** હવે આ પલાન નીચે પ્રમાણે છે.

૧) દેશની આરોગ્યતાની સ્થીતી, બાળલગ્નની બદીની ખુવારી-પ્ર. ૧.

૨) બાયોલોજી-જીવન વીદ્યા, એમાં ૧૭) વીદ્યાઓનો સમાવેશ-પ્ર. ૨.

૩) સામાન્ય શારીરીક રચના તથા કાર્ય.-પ્ર. ૩.

૪) સ્ત્રી પુરૂષોના પીશાબના તથા જાતીના ભાગોની રચના તથા કાર્ય, તથા ભેદભરમોનો સાયન્ટીફીક ખોલાસો-પ્ર. ૪-૯.

૫) હુમેલની ઉત્પતીના તબકકા.-પ્ર ૧૦.

૬) સુવાવડીના તથા બાળકના માવજત-પ્ર. ૧૧-૧૭.

૭) બીનજરૂરી સુવાવડોને ને જન્મોનો અટકાવ.-પ્ર. ૧૮.

૮) મરજી પ્રમાણે છોકરો યા છોકરી અવતરી શકાય કે ?-પ્ર. ૧૯.

૯) જીવતી પેદાયશમાં વારસાને લગતી શોધ.-પ્ર. ૨૦

૧૦) ખુદરત તથા સાયન્સની નજરે, સ્ત્રીનો દરજ્જો પુરૂષ કરતા ઉંચો-પ્ર. ૨૧.

૧૧) છુપાં સંસારીક દુખદરદોના ત્રણ વભાગો-ક, ખ, ગ.

ક) ચેપી દરદો-ગરમી, પરમો ઇ. આ દરદોની ઉત્પતી, પ્રસાર, માથાથી પગ સુધીના સોજાચો, સારવાર તથા અટકા (વ. ૬૦૬) તથા ૯૧૪) નંબરવાળી દવાઓની કેટલી પીચકારી દરદ બીલકુલ સાજું કરવા લગાવવી જોઇયે, ઇ. બાબદોનું વીવેચન કરવામાં આવ્યું છે. આ દરદો પ્રજાની પડતીના એક મુળ સમાન છે.-પ્ર. ૨૨-૩૯.

ખ) બીન ચેપી દરદો-કુટેવ, કમશકતી, નામરદાની, નાઝનાની, વાંઝીયાપણું; ઇ. ની સારવાર, તથા અટકાવ-પ્ર. ૪૦-૪૬.

ગ) જાતી તથા પીશાબના ભાગોના બીજા દરદો-પીશાબમાં પથરી, લોહી, મીઠો પીશાબ-પ્ર. ૪૭.

વીજળી, વહાડકાપ ઇ.થી દરદોની સાયન્ટીફીક સારવાર મારેના ઓજારોના ઉપ્યોગનું વીવેચન આપ્યું છે.

૧૨) ચામડીની રચના, એનાં દરદોનો પ્રસાર, ઇલાજ તથા અટકાવ.-પ્ર. ૪૮-૪૯.

૧૩) લગન વહેવાર-પ્ર ૫૦.

૧૪) છુપાં દરદોથી કરોડો રૂપીયાની ખુવારી, "નેકીમે પાયા નીરધન"-પ્ર. ૫૨.

૧૫) પીશાબના પ્રથકરણનું ફોર્મ-પુરવણી.

**ચીત્રકળાથી** સમજ જલ્દી પડે છે, તે માટે ૩૪) ભવ્ય

અર્થસુચક ચાનકરૂપી ચીત્રે-પુસ્તકમાં આપવામાં આવ્યાં છે. કે જેથી કરી, આંખ સનમુખ હરેક બાબદનો બાબુકનો છાયો રહે. આ ચીત્રોમાં, મુરદા ચીરયા પછી, અંન્દરના ભાગો ને અવયવો કેવા દેખાય છે તે સ્પષ્ટ માલમ પડે છે. તથા ચીત્રોની સમજ, સાથેનાં બીયાનમાં આપી છે. તથા જુદી બાબદોનાં બ્યાનમાં આ ચીત્રોનો ઉપયોગ કીધો છે.

આ પુસ્તકમાં જુજ ઇંગ્રેજી શબ્દોનો ઉપયોગ કીધો છે, કારણ કે ગુજરાતીમાં તેવા શબ્દોનો તરજુમો કરવો અશક્ય છે. તથા આ પુસ્તકમાં સરળ ગુજરાતી ભાષાનો ઉપયોગ કીધાથી, કોઇપણ ગુજરાતી જાણનાર સહેલાઇથી આ પુસ્તક વાંચી સમજી શકશે.

## છેવટના બે બોલ.

આ પ્રસ્તાવના ખતમ કરતાં, હમારા સુજ્ઞ વાંચકોને સુચવીશું કે આ પુસ્તકમાં કેટલીક ભુલો માલમ પડે તે માટે છાપાના ભુતને જવાબદાર ગણી તે ભુલો દરગુજર કરવી. એક મોટી ભુલ, ૧૬૧) માં સફા પછીની ચાલુ બાબદ, ૧૬૨) માં સફાનો વધારો, પહેલા (ભાગને છેડે, પા ૧૬૮) માં પાના પછી, આપ્યો છે. વધુ આ પુસ્તકની નવીન આવૃતીઓ માટે કોઇ પણ સુધારા વધારાની વહેવારૂ સુચના કરવી હોય તો, હમારી હોસ્પીટલને સરનામે લખી મોકલવાથી આભાર થશે.

## ગુજરાતી, મરાઠી યા ઉરદુ ભાષામાં લખાયલી ચોપડીઓ ઇ૦ ની યાદી સંપુર્ણ કરવા માટે જોઇતી સુજ્ઞ વાંચકોની મદદ.

આ પુસ્તકમાં જે જે બાબદોનો સમવેશ કીધો છે, તેમાંની એક યા વધુ બાબદોપર, જે પણ સુજ્ઞ વાંચકોએ ગુજરાતી ભાષામાં ચોપડી યા ચોપાન્યા પ્રગટ કીધાં હોય, તો તેવી ચોપડી યા ચોપાન્યાના નામ, કર્તા તથા પ્રગટ કરનારના નામ, કીંમત તથા મળવાના ઠેકાણાં વીગેરે ચોકસ વીગતો મહેરબાની કરી હમારીપર મોકલી આપવી. ગુજરાતી ઉપરાંત, મરાઠી તથા ઉરદુ ભાષામાં લખાયલા પુસ્તકોની પણ એવીજ વીગત હમારી પર મોકલાવવાથી મહેરબાની થશે. આ વીગતો માંગવાનું કારણ એ કે આ ત્રણે ભાષામાં લખાયલાં સઘળાં પુસ્તકોની એક યાદી હમે તૈયાર કરીએ છીએ, ને તેટલા સારૂ સુજ્ઞ વાંચકોની સામેલગીરીથી, એ યાદી સંપુર્ણ કરી શકાય.

---

# બાબદોનું સાંકળીયું.

## ભાગ બીજો.

# ચીત્રોનું સાંકળીયું.

## ભાગ પહેલો.

| ચીત્ર. | ભાગ બીજો. | પાનું. |
|---|---|---|

# છુપાં સંસારીક દુઃખ દર્દો

—:o:—

## પ્રકરણ પહેલું.

—:o:—

આજ વર્ષો થયાં દુન્યાનાં હરેક સુધરેલા દેશમાં કુદરતની શક્તિઓ સામે જે ચાલુ લડાઇ માનવી ચલાવી રહયો છે, ને જે જંગી લડાઇના પ્રતાપે કુદરતના ઘણા એક છુપા ભેદભર્મો કરામતો તથા જ્ઞાન માણસજાતે, અક્કલ તથા પ્રયોગના જોરથી ઉઘાડાં પાડી, પોતાના રોજીંદા ઉપયોગમાં કામે લગાડીયાં છે; તેમાં એક અગત્યનો ભાગ ચેપી દર્દનાં જંતુઓ સામેની લડાઇમાં સાયન્ટીફીક ડાકતરોએ ભજવીયો છે, ને હજુર પણ દીન પ્રતી દીન ફતેહથી જારી રાખ્યો છે. એ ફતેહ શાને આભારી છે? સાયન્ટીફીક જ્ઞાનના વધારા સાથે, જાનવરો પરના પ્રયોગો, તથા હોસ્પીટલોમાં દર્દીઓ પરથી મલતા કલીનીકલ અનુભવને આધારે, તેમજ ઉડતા રોગોની ઉતપતીને પ્રસાર સામે શેહેરના હેલ્થ ઓફીસરોએ ચલાવેલી ચાલુ લડતનાં અનુભવને એ ફતેહ આભારી છે. દાખલા તરીકે, સુધરેલા દેશોમાં મરકી, તાઇફસ, મેલેરીયા, શીતલા, ઇત્યાદી ચેપી રોગો નાબુદ થઇ શકયા છે; જ્યારે ટાઇફોઇડ, ખઇી, ઇત્યાદી, ચેપી રોગોપર મજબુત અંકોશ મુકવાથી, એ દર્દોમાં મોટો ઘટાડો થતો રહયો છે; તથા હાલ કેટલાંક વર્ષ થયાં ગરમી, ઇ., ના કહેવાતા છુપા ગુપ્ત રોગો સામેની લડાઇ પુર જોશ સાથે ચલાવવામાં આવે છે. ખાસ કરી ફ્રાન્સ તથા જરમનીના લશકરને નોકાસૈન્યમાં એ ચેપી રોગોના ફેલાવનો અટકાવ, તથા જે સીપાહો ચેપી દર્દના ભોગ થયા હોય, તેઓની તાતકાળીક સાયન્ટીફીક તપાસ ને સારવારનું કામ, ઘણી હદે સફલ નીવડયું છે. ને એવી સફલતાને લીધે સુધરેલા દેશોમાં સીવીલ જન સમાજમાં પણ એ ચેપી રોગોનો અટકાવ તથા સાયન્ટીફીક તપાસ ને ઇલાજના કાર્યસાધક પગલા લેવામાં આવે છે.

# ગરમીના ચેપી દર્દો સામે ઇંગ્રેજી કાયદો.

હાલની લડાઇએ ઇંગ્લંડ જેવી કનઝરવેટીવ અથવા પછાત પ્રજાને એક એ ધડો શીખવ્યો છે કે જે પ્રજામાં ગરમીના રોગોને વાજમી સખત પગલાંથી અટકાવ કરવામાં નથી આવતો, તે પ્રજા રફતે રફતે મહાન પ્રજાના દરજ્જાપરથી ગબડી પડી હલકી ગુલામગીરી કરનારા રાજપાટ ખોઇ બેસનારી પ્રજા જેવી હલકી સ્થીતીએ ઢળી પડે છે. અંગ્રેજ પ્રજાના આગેવાનો આપણા કોમી આગેવાનો જેવા બેભાન નથી, તેથી કરી પોતાની પ્રજાને ગરમીના રોગના ભયમાંથી બચાવા ખાતર ઘટતા સખત કાયદા કાનુનો ઘડીયા છે તથા એ રોગનો અટકાવ, તપાસ તથા ઇલાજ સાયનટીફીક રીતે કરવા ખાતર લાખો પાઉંડના ખર્ચે ખાસ ખાતાંઓ સ્થાપ્યાં છે. તથા એવાં ખાતાંઓ ખાસ અનુભવ ધરાવતા સ્પેશીયાલીસ્ટોના કાબુ હેઠળ મેલ્યાં છે, કે જયાં તબીબી અભ્યાસીઓ તથા સાધારણ ડાકટરોને એ દર્દોનું શીક્ષણ આપવામાં આવે છે.

ત્યાંના નવા કાયદાની ટુંક તપાસ લઇએ—

(૧) કોઇ પણ સ્ત્રી અથવા પુરૂષ એમ જાણે કે પોતે ગરમીનાં દર્દથી પીડાય છે ને તે છતાં દર્દનો ચેપ પોતાના નીરદોશ સાથીને આપે તો તેવા સ્ત્રી અથવા પુરૂષ, એવો ગુનાહ પુરવાર થતાં, કેદખાનાની સજાને પાત્ર થાય છે. ટુંકમાં દરેક એવો દર્દી કાયદાની રૂએ બદમાશ ગુનેહગારમાં ઠરે છે. કેદમાં નાંખ્યા પછી તેની ફરજયાત સારવાર પણ કરવામાં આવે છે.

૨) પરણ્યા પછી બેમાંથી જેબી નીરદોશ સાથીને રોગ લાગુ પડે તો તેને છુટા છેડા મેલવવાનો હક રહે છે.

૩) જેલોમાં તેમજ એસાઇલમમાં જે શખશો એવા દર્દોથી પીડતા માલમ પડે છે તો તેઓની ફરજયાત સારવાર કરવામાં આવે છે.

૪) રેજીસ્ટર્ડ થએલા ડાકટરો સીવાય કોઇપણ આસામીથી એ દર્દોની સારવાર ન કરી શકાય. એવા ગુનાહ કરનારને કેદખાનાની સજા થાય છે.

૫) કોઇ પણ કેમીસ્ટ અથવા ડ્રગીસ્ટથી રેજીસ્ટર્ડ ડાકટરના પ્રીસક્રીપશન વગર એ દર્દોની દવા વેચી નહી શકાય.

૬) કોઈ પણ પેટંન્ટ અથવા એવી ઢોંગી દવાવાળાથી કોઇ પણ છાપામાં અથવા હેન્ડબીલ મારફતે એવાં દર્દોની દવા માટે જાહેરખબર ન આપી શકાય. એવી જાહેર ખબરો આપનારા તેમજ છાપનારાને માટે સખત સજા ફરમાવેલી છે.

## દેશની પડતી કેમ અટકાવી શકાય?

ગરમી જેવા કોમનાશકારક રોગની સામે લડત ચલાવવા ઇંગલંડ જેવા કનઝરવેટીવ દેશે હાલની લડાઇના પરીણામે ઉપર મુજબ વાજબી સખત કાયદો બાંધયો છે, તથા દર્દીઓની તપાસ તથા સારવાર માટે લાખો પાંઉડના ખરચે સ્પેશ્યાલીસ્ટોના હાથ નીચે ખાસ ખાતાંઓ સ્થાપર્યા છે. એવા સખત કાયદામાં કેટલું ડહાપણ સમાયલું છે તે તો સમજુઓને માલમ પડશે. પ્રજાના આગેવાનોને જો એક્ષપર્ટસ અથવા સ્પેશીયાલીસ્ટો સલાહ આપે કે ચોકક્સ દર્દોનો ફેલાવો પ્રજામાં થવાથી તે પ્રજાનો વહેલે અથવા મોડે નાશ થવાનો સંભવ રહે, તથા દેશની પડતી નીશચય થાય, તો એવા આગેવાનોએ પોતાની ફરજ પ્રજાની ગમે એવી નાપસંદગી છતાં, પ્રજાના ભલાને માટે એક્ષપર્ટસોએ દેખાડેલા ઉપાયો, અમલમાં મુકી બજાવવીજ જોઇયે.

રેજીસ્ટર્ડ ડાકતરો સીવાય કોઇથી પણ એવા દર્દોની સારવાર ન કરી શકાય, એવા કાયદાનું કારણ તથા હેતુ શું છે? એકજ, અને તે એ કે, જો એક દર્દની ઘટતી સારવાર કરવી હોય તો એ દર્દની ઉતપતી, તેની તપાસ, સારવાર તથા અટકાવ એ સર્વેનું છેલ્લામાં છેલ્લું સાયન્ટીફીક જ્ઞાન ધરાવનાર સાયન્ટીફીક રૂઢી પ્રમાણે શીખેલા અનુભવવાલા રજીસ્ટર્ડ ડાકતર સીવાય બીજા કોઇથી ન થઇ શકે. સર્વે સુધરેલા દેશોમાં આવા અકકલ પસંદ ધારા પ્રમાણે કામ લેવામાં આવે છે. પણ આ દેશમાં જેમ દરેક બાબદમાં થાય છે, તેમ આ બાબદમાં પણ સમજુઓનું તો ચલણ ચાલતુંજ નથી, પણ અર્ધ ભણેલાઓનું ચલણ ચાલે છે.

જ્યારે આપણા હંમેશના પછાત દેશમાં કાંઇ પણ જોઇએ એવાં કાર્યસાધક પગલા હાલ સુધી લેવામાં નથી આવ્યાં. હીંયાનાં અભણ અજ્ઞાન વહેમી લોકોની ખોટી લાગણીને લીધે એ ચેપી સંસારીક દર્દનો સ્વદેશી ભય કહો, કે છુપી મરકી કહો, હજારો વર્ષ થયા સ્ત્રી પુરૂષ બાળક, કુટુંબ કોમ તથા દેશનો ગજબનાક નાશ કરી ત્રાસ વરસાવી રહયો છે. એવાં દર્દોથી દર્દીની જીંદગી રીબતી બને છે, દર્દીના સાથીમાં તેનો ચેપ ફેલાવાથી સંસારી દુખ વધે છે. દાખલા તરીકે જ્યારે પરણેલાં જોડાંમાં વાઝીયાપણું ને તેથી કરી છોકરાંની વધી ન થવાથી જોડાંમાં ફાટફુટ કજીયા કંકાસ ઉતપન

થાય છે, ત્યારે મ્હોટેભાગે ચેપ ફેલાવાનો વાંક પુરૂષનો—હોય છે, તો પણ બીચારી નીરદોષ અબળાજાતી પરજ વાંઝીયાપણાનો ગુનાહ મુકવામાં આવે છે.

## સંસારનું સૌથી ભુંડામાં ભુંડું સંકટ શું !—વાંઝીયાપણું.

વાંઝીયાપણાંનાં બે મુખ્ય કારણો છે—

૧) ખુદરતી અશક્તી કે જેની કેટલાએક દાખલાઓમાં સાયન્ટીફીક વાહાડકાપ ઇ. થી શીખેલા ડાકતરો સારવાર કરી શકે છે.

૨) અખુદરતી અશક્તી, અથવા બદચાલને પરીણામે થતાં છુપા શક્તીનાં અવયવોનો દર્દોથી થતો નાશ, તેમજ ચેપી ગરમીનાં દર્દોથી ઉપજતી અશક્તી, કે જેની અસરકારક સાયનટીફીક સારવાર શીખેલા ડાકટરોજ કરી શકે છે.

આ દેશમાં ધારમીક ને સંસારીક કાયદા પ્રમાણે હીંદુઓમાં એવી માન્યતા હરતી ધરાવે છે કે, જો એક પરણેલાં જોડાંને ત્યાં પુત્ર અથવા છોકરાની વધી ન થાય, તો સ્વર્ગના દરવાજા તેમને માટે બંધ થાય છે. પુત્રનો અર્થ નરક અથવા દોજખમાંથી બચાવનાર થાય છે, ને એવા બચાવનારની ગેરહાજરીથી સ્વર્ગના દરવાજા બંધ રહે છે. તેથી જે હીંદુ જોડામાં પુત્રની વધી નથી થતી તે જોડામાં સંસારીક દુખ અનહદ હોય છે ને પારકાને દતક કરી લેવો પડે છે. ત્યારે સવાલ એમ ઉભો થાય છે કે વાંઝીયાપણા જેવાં સંસારીક દુખનો ઇલાજ તથા અટકાવ કરી શકાય કે ? હમે ખાત્રીથી કહી શકીયે કે આજની આગળ વધેલી પ્રશ્નીમની વીદ્યા પ્રમાણે મ્હોટે ભાગે એવું વાંઝીયાપણું જેમ એક તરફથી અટકાવી શકાય, તેમ બીજી તરફથી ઘટતી સારવાર અંદર સાજુ કરી શકાય છે. કારણ કે જે સબબોથી એ ઉતપન થાવ છે તે સબબો આપણે નાબુદ કરી શકયે છીયે આટલાં પરથી સમજુઓ જોઇ શકશે કે આજની તબીબી વીદ્યાને આધારે છુપા અવયવોનાં દર્દોનો તેમજ ગરમીના રોગોનો અટકાવ તથા ઇલાજકરવાની શીખેલા ડાકટરો શક્તી ધરાવાથી, તેના પરીણામે ઉપજતું સંસારીક દુખ તેમજ કહેવાતી ધાર્મીક શીક્ષા એ બંનેનો વાજબી ફેસલો થઇ શકે છે, ને સ્વર્ગનાં દરવાજા પણ તેથી ઉઘડી શકે છે. તથા સંસારીક સુખ વધવાથી કુટુંબ કોમ તેમજ દેશમાં શાન્તી તથા આબાદી વધે છે. એટલા માટે આપણાં સર્વ દેશી

બંધુઓની ફરજ છે કે પોતાના તેમજ દેશના ફાયદા ખાતર એવું જરૂરી તબીબી જ્ઞાન સંપાદન કરવું જોઇએ. જંન સમાજમાં એવું જ્ઞાન ફેલાવાની આ પુસ્તકના કરતાની એક મુળ નેમ છે. જો કે વાંઝીયાપણું તો સંસારીક દુખનું એક રૂપ છે. પણ આ દેશમા એ રૂપ ઘણુજ ગંભીર ગણુવામાં આવે છે. પણ ગરમીના રોગોના બીજી જાતના સંસારીક દુખો પણ ઉતપન કરતાં રહે છે. દાખલા તરીકે, ગરમીના રોગોનો ચેપ માથાથી તે પગ સુધી લોહીને રસ્તે ફેલાય છે, ને નીચે પ્રમાણેના પરીણામો નીપજાવે છે, ને સંસારીક દુખ વધારે છે.

## ગરમીના રોગોનું ભયંકર પરીણામ–માથાથી પગ સુધીના જુદાજુદા દર્દો.

લોકો દીવાના ચકડોળ બને છે તેનું એક મુખ્ય કારણ ગરમીનો રોગ છે. લકવાની બીમારી, આંધળા, બહેરાં, મુંગાં એ સર્વે કસરો, તથા પરીણામો એજ રોગને આભારી છે. કદરૂપી, બેડોળ, નાખ ખરી ગએલાં, આલાઅવલા દાંતવાલાં, તથા બેડોળ જડબાંવાલાં, મોટાં માથાં એવા કદરૂપી કોટાવાલાં, એ રોગને લીધે બને છે. તથા પોતાનાં બચ્ચાંઓ પણ એ રોગથી એવાંજ કદરૂપાં જનમે છે; ટુંકમાં કહીએ તો ભેજું માથુ અને મોઢાનાં હરેક પ્રકારનાં દર્દો એ રોગથી ઉતપન થાય છે. એજ પ્રમાણે ગળાની અંદરના તેમજ બહારનાં જુદા જુદા ભાગોના દર્દો ઉતપન કરે છે. છાતીમાં મુખ્ય કરીને હૃદયનું દરદ અથવા હારટડીસીઝ તેમજ લોહીની નળીઓ અથવા નસોના દર્દો ઉત્પન થાય છે. પેટમાં ગુર્દાના દર્દો ઉત્પન કરે છે. બઈરાંઓના જે ખાસ દર્દો થાય છે તેમાંના દર સોએ એંસી એટલે એંસી ટકા જેટલાં દર્દો ગરમીનાં રોગનેજ આભારી છે. તેજ પ્રમાણે બઇરાંઓપર ઓપરેશન કરવામાં આવે છે તે પણ એટલેજ ટકે આભારી છે. વાંઝીયાપણું, ને સુવાવડમાં મરણનું તેમજ અર્ધ સુવાવડે બાળક પડવાનું, તથા બાળમરણનું એ એક મુખ્ય કારણ છે.

છેલ્લે, કમ્મર, સાંધા તથા હાડકાંના દર્દોનો મોટો ભાગ તથા લંગડા લુલા અને બાંગઆઓની ખામીઓ એજ રોગને મોટે ભાગે આભારી છે. સારાંશ, ગરમીનો રોગ એવો ભુંડો છે કે બદનમાં એક વખત પ્રવેશ થઇ–ઘટતી તપાસ તથા સારવારની ગેરહાજરીમાં–માથાથી પગ સુધી હરેક ભાગના જુદા

જુદા પ્રકારના દર્દો પેદા કરે છે. દર્દીની જીંદગી રીબતી તથા હેરાનગતી ભરેલી બનાવે છે, તેનો ધંધો ધાપો છોડાવેછે, તથા ઘણાં દાખલાઓમાં અકાળ મરણ નીપજાવે છે. તેથી તેનાં કુટુંબનું સત્યાનાશ વાળે છે એટલા પરથી જોઇ શકાશે કે, એ દર્દના જંતુઓ એક દીવસમાં જેટલી માણસ જાતમાં ખુવારી કરી શકે છે, તેટલી અને તેવી ખુવારી વર્ષોની લડાઇ કરી શકતી નથી. લડાઇનો તો એક દીવસે અંત આવે છે, પણ આ દર્દોનો તો સદીઓ થયાં અંત નથી આવ્યો. કારણ કે એ દર્દોના જંતુઓની શોધ તથા એ દર્દોની ઘટતી તપાસ તેમજ સારવાર તથા અટકાવ કરવાની રૂઢીઓ આગલા જમાનાના તબીબોને માલમ ન હતી. તથા હાલના જમાનાના વઇદો, હકીમો તથા બીજા ઢોંગી ધુતારાઓ કે જેઓ પોતાને ડાકતર તરીકે ઓળખાવે છે, તથા આપણા વહેમી અને અજ્ઞાન અને ધંતર મંતરમાં માનનારા ભોળા પણ બેવકુફ લોકોને ધોળે દીવસે લુટે છે—એવા ધુતારાઓને પણ માલમ નથી. એ ધુતારાના મદદગારો આપણા કેટલાક કમસમજ છાપાવાલાઓ છે કે જેઓ રોજબરોજ ખોટી સહરાગત ભરેલી બીભીત્સ જાહેરખબરો પેટની પુંજાને ખાતર પોતાના પત્રના એક ભાગે આપી, બીજા ભાગોમાં, એથી ઉલટાજ નીતીબોધક લેખો લખી, વાંચક પ્રજાને હંમબગ કરવાની રીતી લઇ બેઠા છે. અંગ્રેજી તેમજ હીંદી છાપાવાળાઓમાં એ બાબદ વીશે કશો ફરક નથી.

## ગરમીના દર્દો અટકાવવાનો ઉત્સાહ કેમ પેદા થઇ શકે?

સુધરેલા દેશોમાં ગરમીના રોગોના કારણો, ઉતપતી, પ્રસાર, સાયન્ટીફીક તપાસ, સારવાર, તથા અટકાવ, એ સર્વેનું જ્ઞાન જાહેર પ્રજામાં ફેલાવા ખાતર ત્યાનાં દેશહીતકારીક તબીબો તથા મંડળઓએ વર્ષો થયા ચાલુ રાખ્યુ છે. પણ આ દેશના કમભાગ્યે એવી કાંઇ કોશેશ થઇ નથી. જંનસમાજમાં, સરળ ભાષામાં લખાયલાં પુસ્તકોથી તેમજ ભાષણોથી, દુખ દર્દોનો અટકાવ તેમજ તાતકાળીક ઉપાય કરવાનો ઉતસાહ પેદા કરી શકાય છે. ને એ સબબે સુધરેલા દેશોમાં દુખદર્દોનું તેમજ અકાળ મરણનું પ્રમાણ ઘણી હદે ઓછું થવા પામ્યું છે. તેમજ લોક સુખાકારી વધી છે, તથા દેશની આબાદી તથા ઉન્નતી પણ વધી છે. એવો ઉત્સાહ આપણા દેશમાં, આ પુસ્તક પ્રગટ કરી, પેદા કરવાની આશા રાખવામાં આવે છે.

## ગરમીનાં દરદોનું ખરૂં કારણ—જંતુઓનો ઉડતો ચેપ.

ગરમીના દર્દોની મરકીનો ભય જે પ્રમાણમાં પુરૂષ સ્ત્રી તથા બાળનાશકારીક છે, તેજ પ્રમાણમાં કુટુંબ કોમ તથા દેશનાશકારીક છે. દુઃખી સંસારનું આપણે ઉપર જોયું તે પ્રમાણે એક મુખ્ય કારણ છે. એ મરકી સારાજનીક છે. આખી દુન્યામાં કોઇ પણ દેશ કોમ કે કુટુંબ એનાથી નીરાળું નથી. એવી ભયભીત હદે એ મરકી વધવાનું કારણ શું છે? હાલના સુધરેલા જમાનાની સરખામણીમાં, આગલા જમાનાના સાધારણ લોકો, જેવા અજ્ઞાન અભણ તથા વહેમી હતા, તેવાજ તેઓના તબીબી સલાહકારો અસમજુ તથા અહંકારી હતા; તેથી કરી એ દર્દોનું મુખ્ય કારણ જે કાંઇજ નહી પણ ઝેરી જંતુઓનો ચેપ છે, તે એમને માલમ ન હોવાથી લોકોને ખોટાં કારણો સમજાવતા હતા, દાખલા તરીકે, કર્મ, આગલા ભવની બદમાશીની આ ભવમાં થતી શીક્ષા, બદનમાં ભુતનુ ભરાવું, ખરાબ ગરેહઓની અસર, વાદી વાહીવાત કારણો, આપવામાં આવતા હતા. એ સઘળું તેમનું જંતુવીદ્યા તથા દર્દનીઃદાનું અજ્ઞાન પુરવાર કરે છે. હવે એ દર્દોનું ખરૂ કારણ શું છે? કાંઇજ નહી, પણ જંતુઓનો ઉડતો ચેપ. એ ચેપ કેવા સ્ત્રી પુરૂષોને લાગુ પડે છે? છકેલ અનીતીમાન સ્વકાબુ વગરના પરણેલા તેમજ છડા સ્ત્રી પુરૂષો. અપવાદ એકજ છે, જેણે આપણે "**ગરમીના નીરદોશી ભોગ**" તરીકે આગળ ચાલતાં જોઇશું.

## અનીતીનું પ્રાણઘાતક પરીણામ—ચેપનો ફેલાવો.

અનીતીનું ઘણુંજ ગંભીર પ્રાણઘાતક તથા જીંદગી સુધીનું દર્દીને હેરાન કરતું ગરમીના દરદનું પરીણામ, છકેલ સ્ત્રી પુરૂષોને દરદનો ચેપ લાગુ પડે ત્યાં સુધી માલમ પડતું નથી. દુન્યાનાં કોઇ પણ ભાગમાં એવો એક પણ છકેલ સ્ત્રી અથવા પુરૂષનો દાખલો નથી, કે જેને વહેલે અથવા મોડે એ ચેપી રોગ લાગુ નથી પડતો. ગરમીના રોગના જંતુઓ કોઇપણ નાતજાતનો તફાવત જોતાં નથી. એક શખ્સ પછી તે યુરોપીયન હોય કે અમેરીકન, અથવા એશીયાટીક કે આફ્રીકન, એનો દરજ્જો મહારાજાનો હોય કે પઇસા ટકાવાલો હોય અથવા તો ફુટી દમડી વગરનો ભીખારી હોય, બ્રાહ્મણ હોય કે ભંગી હોય—તે સર્વેને અનીતીના પરીણામે ચેપ તો લાગુ પડવાનોજ, તથા જો તરતજ ઘટતી તપાસ તથા સારવાર કરવામાં ન

આવી, તો જીંદગી સુધી ફક્ત દરદીનેજ નથી હેરાન કરતો પણ તેવા દર્દીના નીરદોષ સાથીઓને પણ આ ચેપ ઉડે છે, તથા એવો એક દરદી હજારોમાં સેહેલાઇથી ચેપ ફેલાવી શકે છે.

## એક અનિતીવાન સ્ત્રી ચેપ કેટલા મરદોમાં ફેલાવી શકે?

દાખલા તરીકે એક અનીતીમાન સ્ત્રી પોતાની આખી ખરાબ જીંદગીમાં કમમાં કમ પાંચથી છ હજાર મર્દોમાં ચેપ ફેલાવે છે. ચેપી સ્ત્રીઓની સોબત રાખનારા છેલ્લ મર્દોનો મોટો ભાગ ઘટતી સારવાર કરાવવાની દરકાર કરતા નથી. તેના ગંભીર પરીણામો શું આવે છે? એ શખસો જો પરણેલા હોય છે તો પોતાની ભરથારોને ચેપ આપે છે અને તે ભરથારો પોતાનાં છોકરાંઓને ચેપ આપે છે. તેવા છોકરાંઓ જો પરણે છે તો પોતાના છોકરાંને તે ચેપ આપે છે. ટુંકમાં કહીએ તો એક અનીતીમાન સ્ત્રી અથવા પુરૂષના રોગને લીધે—જો એવા રોગની ઘટતી સારવાર કરવામાં નથી આવતી, તો ત્રણ પહેડી અથવા જમાના સુધી એવા રોગનો ચેપ ચાલુ રહે છે, તથા એવા કમનસીબ કુટુંબનો હાનીકારક તથા કાતીલ અંત આણે છે. એવા ઘણાક કુટુંબો જો એક કોમ અથવા પ્રજામાં હોય તો, એવી કોમ અથવા પ્રજા દુરબળ, અલ્પઆસી, અનીતીમાં માન લેતી ગુલામગીરી કરનારી બને છે. હરેક જાતના સદગુણો ખોઇ, દુર્ગુણો, બદમાશી, વહેમો, તથા એવાજ દોજખી હલાણ ઉપર ઉતરે છે. જો આપણે હીંદુસ્તાનની ત્રીજ કરોડની વસ્તીમાં ગરમીના દરદીઓના પ્રમાણનું અનુમાન કરીએ તો વગર સહરાગાતે કહી શકીએ કે એટલી વસ્તીમાંથી ભાગેજ અડધા કરોડથી કરોડ આદમીઓ એવાં દરદથી નીરાળાં હશે. એવી ભયંકર સ્થીતીનું મુળ કારણ આ દેશના વહેમી લોકોની સડેલી સંસારીક રાહ રસમો છે.

## સડેલી સંસારીક રાહરસમો.

એ સંસારીક ને ધાર્મીક જોડી રાહરસમો મુખત્વે કરી કહી છે? (૧) બાળ લગ્ન તથા તેનું પરીણામ (૨) બાળવીધવાઓનો ચાલુ વધારો, કે જેઓને મોટે ભાગે પુનરલગ્ન કરવાની રજા અથવા તક મળી શકતી નથી. બાળ લગ્ન તો આ દેશની એક ઘણીજ ગંભીર શારીરીક માનસીક નૈતીક તથા આતમીક બીમારી છે, કે જેના આર્થીક પરીણામે, આ શમાં દુખદર્દોને નીરધનતા વધવાથી, હજારો વર્ષો થયાં એની સ્થીતી

ઘણીજ કમભાગ્ય ચાલુ રહી છે, તથા એની પડતીનું એક મુખ્ય કારણ છે. બાળ લગ્નની રસમની મુળ નેમ એક ખોટી ધાર્મીક ફીલસુફી ઉપર રચાયલી છે. આપણે ઉપર જોઇ ગયા તે પ્રમાણે એ નેમ શું છે? એટલીજ કે હરેક બાળકીને પહેલી રૂતુ આગળ પરણાવી જોઇયે, નહી તો તેણી તથા તેણાં માબાપો, ને સગાંવહાલાંઓ નર્કમાં જાય, તથા લગ્ન પછી બનતી ઝડપે, એક પઉત્રને જનમ આપવો, કે જે પોતાના માબાપને માટે સ્વર્ગના દરવાજાઓ ખોળે, અને નર્કમાથી તેમને બચાવે. તર્કશાસ્ત્રની રૂએ જોતાં, એવી ફીલસુફીનો અર્થ એકજ થાય છે, કે સ્વર્ગમાં જવા ખાતર કોઇ પણ માણસ પછી તે ગમે એવો બદમાશ પાપી કે ગુનેહગાર હોય, તો પણ તે સ્વર્ગમાં જવા લાયક, એવી શરતે થડે છે કે તેણે ગમે એવી નાની તથા કાચી ઉમરે લગ્ન કરી, કોઇ પણ રીતે ઝડપથી પુત્ર અવતરવો જોઇએ! એવી ફીલસુફી સાધારણ વીચાર શકતી, ને માણસ જાતના નેતીક કાયદાથી ઉલટી છે, એમ સર્વે કોઇ સમજુઓ સ્વીકારશે. એવી ફીલસુફીના જે ગમખાર પરીણામો જેમ રોજબરોજ આપણી નજર સનમુખ જોઇએ છે, તેમ આ દેશની તવારીખ પણ પુરવાર કરે છે. એ ગમખાર પરીણામો શું છે? હજારો વર્ષ થયાં હિંદુઓ પોતાનુ રાજપાટ ખોઇ બેઠા છે. મહાભારતના જમાનાની કીરતી ખોઇ બેઠા છે. મુસલમાનોનો પણ એવોજ ફેજ થયો છે. જેમ મરદો તેમજ ઓરતોની શારીરીક માનસીક નેતીક તથા આર્થીક સ્થીતી બહુજ ઉંડે ઢળાણે ગબડી પડી છે. જયારે વાંક પોતાની સડેલી રાહરસમનો છે, ત્યારે બધો દોષ ખોટી રીતે જમાનાપર મુકવામાં આવે છે. ને કલયુગના ઓઠાં હેઠલ હરેક જાતનું પાપ તથા જાહેર અનીતી વખાણવામાં આવે છે. જયારે પણ માણસજાતને કોઇ પણ ખોટું બહાનું જોઇએ છે, ત્યારે તેની ખોટે રસ્તે દોરવાયલી અકકલ જરૂરજ બહાનું શોધી કહાડે છે, તે જાતનું આ કલયુગનું બહાનું છે.

## સુધરેલા અને અર્ધ સુધરેલા દેશના બાળકોના કર્તવ્યની સરખામણી.

બાળ લગ્નનો અર્થ તો બાળ વ્યભીચારજ થઈ શકે, એટલે કે બાળકોને અનીતીમાન જીંદગી શીખવવાનું એક સાધન ગણાય. આખી સુધરેલી દુન્યામાં જે ઉમરે બાળકો ક્રીકેટ યાદી એવા નીરદોષ ખેલો રમતા શીખે,

તથા કેળવણી સંપાદન કરવા ઉમંગ રાખે, તે ઉમરે અર્ધ સુધરેલા દેશોમાં બાળકો અને બાળકીઓ માબાપ થવા નીકળે ! એ પણ જમાનાની તાસીર કે સડેલી રાહરસમની ગમખાર કસર! જે ઉમ્મરે હરેક સુધરેલા દેશમાં, હરેક છોકરાના મનમાં એવો લોભ પેદા થાય છે કે પોતે સંગીન કેળવણી લઇ ભવીષ્યમાં એક મહાન નર બનવાનો સહાસ ઉઠાવે, તે ઉમરે એક હીંદુ અથવા મુસલમાનનો છોકરો પોતાનાજ જેવા કમઅકલી બેટાનો બાપ થવાનો લોભ ધરાવે ! એવો લોભ તો કુતરાં બીલાડાં પણ ધરાવે છે તેથી એવા લોભને તો આપણે જાનવરી લોભજ ગણીશું.

## સ્વકાબુને ડીસીપ્લીનપર માણુસ જાતની ચઢતીનો આધાર.

જે ઉમ્મરે સ્વકાબુ ખીલવવાની અવસ્યની જરૂર છે, કે જેથી કરી ભવીષ્યની જીંદગીમાં પોતાના જુસ્સાઓને તાબે થવાને બદલે, તાબે કરી શકે, તથા જીંદગીની લડાઇમાં ફતેહ મેળવી શકે, ને નીતીમાન જીંદગી ગુજારી શકે, તેજ ઉમ્મરે સ્વકાબુનો ગુણ ખીલવવાને બદલે, તેનો નાશ કરવામાં આવે છે, ને તેથી કરી નાની ઉમ્મરેજ દરેક જાતના હવસને સ્વાધીન થાય છે. માણુસ ને જાનવરમાં મુખ્ય તફાવત એજ છે કે, પોતાની અકકલ તથા સમજદારીને આધારે પોતાની પ્રેરણાશકતીને આંકોશ હેઠળ રાખી શકે છે. એથી કરી હરેક સુધરેલા દેશમાં બજગીથીજ નાના છોકરાંઓને સ્વકાબુ શીખવવાનું અવશ્યનું ધારવામાં આવે છે. દુન્યામાં સુધરેલાં દેશો જે સર્વોપરી સત્તા ભોગવે છે, એનું એક મુખ્ય કારણ સ્વકાબુપર રચાયલું ચરીત્ર અથવા કર્તવ્ય છે. ડીસીપ્લીન જેવો ગુજરાતી યા કોઇ પણ હીંદી ભાષામાં શબ્દ છેજ નહીં, તેમ હીંદનાં લોકોમાં ડીસીપ્લીન જેવું કશું હસ્તી ધરાવતું નથી. જયાં સ્વકાબુ ન હોય, ત્યાં ડીસીપ્લીન પણ ન હોઇ શકે. આજના આગળ વધેલા સાયન્ટીફીક જમાનામાં, સુધરેલા દેશોની ફતેહ, સુલેહના વખતમાં કે હાલમાં લડાઇના વખતમાં, એ દેશોના સ્વકાબુ તથા ડીસીપ્લીનનેજ આભારી છે, તથા હીંદ જેવા પછાત દેશની પડતી એવાજ ગુણની કોતાહીને આભારી છે. જે નાની ઉમ્મરે સ્વકાબુ શીખવવોજ જોઇએ, તેજ ઉમ્મરે સ્વકાબુ શીખવવાને બદલે તેથી ઉલટુંજ શીખવવામાં આવે છે. ત્યારે તેના પરીણામ પણ ઉલટાં આવે તો તેમાં નવાઇ હોયજ નહી! જે ઉમ્મરે છોકરાંઓ પોતેજ નીરબળ નીરાધાર હોય, તેજ ઉમ્મરે તેઓ માબાપ બને છે, ને

પોતાના જેવાજ નીરબળ નીરાધારો અવતરે છે. જે આ દેશના કરોડો મુરદા-લ્યાંઓની સંખ્યામાં વધારો કરે છે. સુધરેલા દેશોમાં મામલો એથી ઉલટોજ છે. ત્યાં નાની ઉમ્મરે પરણવાને બદલે પુખ્ત ઉમ્મરે પરણવાનો ધારો છે, કે જે ઉમ્મરે સ્વકાબુ તથા ડીસીપ્લીન ખીલેલો હોય છે તથા પુરૂષ તેમજ સ્ત્રીઓ સબળ સ્વઆધાર રાખનારાં તેમજ કમાનારાં હોય છે, જેથી કરી પોતાનાં બાળકોની વ્યવસ્થા વાજબીરીતે કરી શકે છે. તે લોકોમાં હીંયાંની માફક સ્વર્ગમાં જવાની ખોટી માન્યતા હસ્તી નથી ધરાવતી, ને પુત્ર કે પુત્રી આવશે તેનો વીચાર કરવામાં જીંદગી નથી ગાળતાં, તથા બાળકો અવતરવાની ઝડપમાં નથી પડતાં. કારણ એ લોકો સમજવા લાગ્યાં છે કે નાલાયક બાળકોની મોટી સંખ્યા કરતાં લાયક બાળકોની નાની સંખ્યાથી માણુસ જાતનું સુખ વધે છે. ને તેથી કરી બાળકોની સંખ્યા નાની રાખવાના ઉપાયો લે છે. એમાં બેશક ઘણું ડહાપણુ સમાયલું છે. તેથી માતાની જીંદગી થોડી વખતેજ જોખમમાં નાખવામાં આવે છે. થોડાં છોકરાં હોવાને લીધે માબાપને જંજાળ ઓછી હોય છે. થોડાં છોકરાંઓને ઉછેરવાનો તથા કેળવવાનો ખર્ચ ઓછો થાય છે. માબાપોના કમાઇના સાધનોપર ઘણો બોજો ન હોવાથી, એવાં કુટુંબમાં કજયા કંકાસ તથા કલેશ જુજ હદમાં આવી રહે છે, તથા સંસારીક સુખ પ્રાપ્ત થાય છે. આટલા ઉપરથી જણાશે કે જેમ માબાપોનો તેમજ બાળકોનો લાભ પાકટ ઉમ્મરે લગન થાય તેમાંજ સમાયલો છે.

## બાળલગ્ન, અનીતી તથા ગરમીના દર્દોને કેમ ઉપજાવે છે.

આપણે ઉપર જોયું તેમ બચપણમાંજ સ્વકાબુ ને ડીસીપ્લીનની ગેરહાજરીને લીધે, છોકરાઓમાં અનીતી ભયંકર હદે વ્યાપી રહે છે. હરેક જાતનાં હવસને બચપણમાંજ એ લોકો વશ થાય છે. ગાંજો, ચરસ, અફીણ કોકેન વાદી વ્યસનોનાં એઓ ભોગ બને છે. ખરાબ સંગતમાં કુટેવો અને અકુદરતી બદચાલ શીખે છે. મોટાઓને પગલે ચાલી જાહેર તેમજ ખાનગી અનીતીમાન સ્ત્રીઓની તથા દેવ દાશીઓને મુરલીઓની સંગત રાખતાં શીખે છે. અઢારૂ ને વીશ વર્ષે ઘણાંએક છોકરાઓ અશકત ને નામરદ બને છે. ને એવા નાપુરૂષ બળદયાઓની સંખ્યા ત્રણ કરોડની થાય છે, ને એવ, નાપુરૂષો ઢોંગી ધુતારા હકીમો તથા વઇદોના ભોગ થાય છે. આપણા દેશના

અંગ્રેજી તેમજ દેશી છાપાઓમાં જે ઢોંગી ધુતારાઓની ખોટી, બીભીત્સ, લોકોને અનીતીની રાહે દોરવનારી જાહેર ખબરો આવે છે, તથા હેન્ડબીલો વ્હેંચાય છે, તે જાહેર ખબરો આપણા છાપાવાલાઓને વાર્ષીક પંદરથી વીશ હજારનું સાલ્યાણું લાવી આપે છે, એટલે કે આખા હીંદુસ્તાનમાં એ જાહેર ખબરો પાછળ લાખ્ખો રૂપીયા ખર્ચવામાં આવે છે. તેનો કર તો એ નાપુરૂષ બળદીયાઓજ ભરે છે, કારણ કે એ સડેલી દવાઓ એવી જાહેર ખબરથી લલચાઇને એવા પુરૂષો વેચાતી લે છે, તેવી દમડીની કીમતની દવાઓનો મોટા ભાવોમાંથી એ કર નીકળે છે. ને અશકત્તી તો ઓછી થવાને બદલે વધે છે, ને એ લોકો દોઢીયાં ખર્ચી ગધેડા બને છે.

## બાળલગ્ન ગરમીના દર્દોને કેમ ઉત્તેજન આપે છે?

આપણે ઉપર જોઇ ગયા તે પ્રમાણે ગરમીનાં દર્દોનું ખરૂં કારણ જંતુઓનો ઉડતો ચેપ છે, તથા એ ચેપ છેક અનીતીમાન સ્વછંદ વગરના પરણેલા તેમજ છડા સ્ત્રી પુરૂષોને બદચાલને લીધે લાગુ પડે છે. બાળલગ્નને લીધે, આપણે આગળ જોયું તે પ્રમાણે સ્વકાબુ તથા ડાસીપ્લીન આ દેશમાં હસ્તી ધરાવતાં નથી. જે દેશમાં સ્વકાબુ ખીલવવાને બદલે હરેક હવસી જુસ્સાને બચપણથી ઉત્તેજન મળે, તેવા દેશમાં અનીતીનું પ્રમાણ ભયબીત હોય તો તેમાં નવાઇ શું ?

જો અનીતીનું પ્રમાણ ભયબીત હોય, તો કુદરતી રીતે અનીતીનુ પરીણામ એટલે કે ગરમીના દર્દોનું પ્રમાણ ઘણુંજ ભયબીત હોવું જોઇએ, એમ તો સમજુઓ સ્વીકારશે. વધુ આ દેશમાં ગરમીનાં દર્દોનો ચેપ લાવવો તે મરદાનગીની નીશાની ગણાય છે, ને તેથી કરી મરદોમાં તથા તેઓની સંગતને લીધે તેઓના નીરદોષ ભરથારોમાં આ ચેપનો પ્રસાર સાધારણ થઇ પડયો છે. લડાઇનાં જખ્મોની જગાએ ગરમીનાં જખમોમાં એઓ મોજ તથા માન સમજે છે.

## દેશમાં ૬) કરોડ જાહેર તથા ખાનગી અનીતીમાન સ્ત્રીઓ!

આ દેશમાં વળી સ્ત્રીજાતીને માટે પુરૂષોમાં બીલકુલ માંન હોતું નથી. તે એટલી હદ સુધી કે એક સ્ત્રી મરી ગઇ તો બીજી સ્ત્રીનું સાટું મસાણુ કાંઇજ કરવામાં આવે છે, એક વ્હાલો જાન ગયો તેને માટે શોક કરવાને બદલે, નવી બાયડી લાવવાની ધામધુમમાં પુરૂષ પડી જાય છે.

જે દેશમાં સ્ત્રીઓની પદવી જાનવર કરતાં પણ હલકી હોય, તે દેશમાં નીતી જેવું કાંઇ પણ હસ્તી ધરાવી ન શકે. એ ઉપરાંત હીંદુ મુસલમાનોમાં એકથી વધુ સ્ત્રી કરવાની છુટ હોવાથી, સ્ત્રીની કીંમત ફુટી બદામ જેટલીબી નથી ગણાતી. બાળલગ્નને લીધે બાળ વીધવાનું પ્રમાણ ઘણુંજ મહોટું હોય છે. ને એ બાળ વીધવાઓ હયાના ખરાબ સંસારીક કાયદાને લીધે અનીતીમાં ફરજયાત ફસે છે. આ દેશની ૧૫) કરોડ સ્ત્રીઓમાં ૨।।) કરોડ બીચારી વીધવાઓ છે, એટલે કે દર ૬) સ્ત્રીએ ૧) બીચારી વીધવા બને છે. ટુંકમાં કહીએ તો (ક) અઢી કરોડ નીરાધાર વીધવાઓ ખાનગી અનીતીમાન સ્ત્રીઓનો એક વીભાગ બનાવે છે.

ખાનગી અનીતીમાન સ્ત્રીઓનો એક વીભાગ જયારે બીચારી વીધવાઓનો બનેલો છે, ત્યારે (ખ) બીજો વીભાગ ત્રણ કરોડ નામર્દોની પરણેલી સ્ત્રીઓનો બનેલો છે. એ અનીતી માટે વઇદો ને હકીમોજ જવાબદાર છે. નામર્દીના ૩) મુખ્ય કારણો—ગરમીના દર્દો, અનહદ બ્યભીચારથી ઉપજતાં દર્દો, ને કહેવાતી શકતીની દવા ગોળી, લેપ, પાક, ઇ. કે જેથી કરી ખરેખર તો અશકતીજ વધે છે. આપણે જાણીયે છીયે તે પ્રમાણે ગરમીના દર્દોની તો એવા અજ્ઞાનો પાસ કંઇ દવા છેજ નહી. અનહદ બ્યભીચારને ઉત્તેજન આપનારૂં એક કારણ તો છાપાઓમાં આવતી ખોટી નીર્લજ જાહેર ખબરો છે, ને વળી આપણે જોયું તે પ્રમાણે શકતીની ઘણીખરી દવાઓ તો ખરેખર અશકતીજ ઉત્પન કરે છે. ટુંકમાં ત્રણ કરોડ મર્દોને નામર્દ બનાવી તેઓની સ્ત્રીઓને કુદરતી રીતે અનીતીનો રાહ લેવો પડે છે તેને માટે જવાબદાર એવા ધુતારા વઇદો અને હકીમોજ છે. જાહેર તેમજ ખાનગી અનીતીમાન સ્ત્રીઓનો સરવાળો ૬) કરોડથી જાસ્તી થવા જાય છે, તે આ દેશની હલકી નીતી તરફ જોતાં બીજી કેટલી કરોડ સ્ત્રીઓ ખોટે માર્ગે ચાલતી હશે, તે તો વાંચકોએ સમજી લેવાનું છે. ૧૨) કરોડ મરદો માટે ૬) કરોડથી વધુ અનીતીમાન સ્ત્રીઓ છે.

(ગ) ત્રીજો વીભાગ—જાહેર અનીતીમાન સ્ત્રીઓ એક કરોડથી વધુ છે. ૬) કરોડની કુળ સંખ્યામાં ખાનગી તેમજ જાહેર અનીતીમાન સ્ત્રીઓના ત્રણે ક, ખ, ગ, વીભાગો સમાઇ જાય છે.

## બાળલગ્ન ને કમોત.

અત્યાર સુધીમાં આપણે જોયું છે કે આ દેશમાં બાળલગ્નના રીવાજથી સ્ત્રી, પુરૂષ, તથા બાળક એ સર્વને કેટલી બધી હાણી પુગે છે તથા અનીતી તેમજ ગરમીના દર્દને કેવું ઉત્તેજન મળે છે. ઉગતાં બાળકની ઉગતા રોપાની સાથે સરખામણી કરયે, તો તુરત માલમ પડશે કે, ઉગતા રોપાને કુદરતી રીતે ઉગવા દેવાને બદલે તેની ઉપર કોઇ પણ જાતનો અકુદરતી બોજો મુકવામાં આવે તો, તે રોપો ઉગવાને બદલે તેનો ઉધર ભાવ અટકે છે, અને તેની કુદરતી જીંદગી ટુંકી થાય છે, તેના ફુલ તથા ફળ કુદરતી રીતે બહારમાં આવવાને બદલે, યા તો કરમાઈ જાય છે, યા તો બીજાં ઝાડોનાં ફુલ તથા ફળની માફક ફુલ બહારમાં નથી આવતાં, એજ પ્રમાણે ૧૦, ૧૨, વર્ષના ઉગતાં બાળકોને પરણાવવાથી તેઓ પર અઘટીત, અકુદરતી વ્યભીચારનો બોજો મુકવામાં આવે છે; ને એવા બોજાને લીધે, જેમ તેઓનો કુદરતી ઉધરભાવ અટકે છે, તેજ પ્રમાણે તેઓનાં કમનસીબ બાળકો કરમાઇ જાય છે! કે જેથી કરી જન્મ્યા પછી પહેલાં વર્ષમાં, સેકડે ૩૫ થી ૪૫ ટકા જેટલાં બાળકો કમોતે મરણ પામે છે. વળી ૧ થી ૫ વર્ષ સુધીમાં પણ કમોતની ખુવારી થોડી હોતી નથી. કાચી ઉમ્મરની છોકરીઓને કુદરતનાં ધારાથી ઉલટી રીતે માતા બનાવવાની ઉતાવળ કેટલી હદે વ્યર્થ જાય છે, તથા તે બીચારીઓ પર કેવો જાલેમ અઘટીત બોજો, એવી ઘાતકી રસમને લીધે નાંખવામાં આવે છે, તે સમજુઓ જોઇ શકશે. દર સો હમેલ સ્ત્રીએ પીસતાલીસનાં બાળકો પહેલાંજ વર્ષમાં મરણ પામે, તો બહેતર કે એટલા ટકા સ્ત્રીઓને મહીનાઓની ઝહેમતને ફીકર ચીન્તામાં નાખવામાં ન આવે, તે સાથે એમની જીંદગી બીનજરૂરી સુવાવડ વખતે જોખમમાં નાખવામાં ન આવે. જે બાળકો એવા મોતથી બચે છે, તેઓ મુરદાલ્યાંજેવાં ઉધરે છે. ને વળી ૧૦ થી ૧૨ વર્ષના થયાં કે પોતાનાં કમભાગ્ય માબાપોની માફક, વળી પોતે માબાપ બનવાની ઉતાવળમાં પડે છે, ને પોતાના જેવાજ મુરદાલ્યાઓ અવતરે છે.

## બાળલગ્ન જીંદગી ટુંકી બનાવે છે.

એ ઉપરાંત બાળલગ્ન અથવા બાળ વ્યભીચારના બોજાથી આ દેશના વતનીઓની સામાન્ય જીંદગીની હદ ૨૨) થી ૨૫) વર્ષની ઉમ્મરની અંદર આવી રહે છે. જયારે યુરોપ, તથા અમેરીકાના સુધરેલા દેશોમાં એથી

બેવડી એટલે કે ૪૫) ને ૫૦) વર્ષ સુધી સામાન્ય રીતે જીંદગી લંબાય છે. એટલે કે બાળલગ્નને લીધે આ દેશના માણુસની જીંદગી સુધરેલા દેશ સાથે સરખાવતાં અર્ધોઅર્ધ ટુંકી બને છે. આપણા છાપાઓમાં જયારે ત્યારે એમ બળાપો કરવામાં આવે છે કે હીંદીઓ નાની ઉમ્મરે મરી જાય છે, ને તેનું કારણ શોધી કાઢી તેના વાજબી ઉપાય શું લેવા તે વિષે ખોટો બકબકારો કરે છે. એમાં તો કાંઇ શક નથી કે હીંન્દીઓની ટુંકી જીંદગીનું મુખ્ય કારણ આપણે જોયું તેમ બાળલગ્નને બાળ વ્યભીચાર, ને તેનાં પરીણામો છે. એ પરીણામોમાં અનીતીનો ફેલાવો ને તેની પછવાડે ગરમીના ચેપોનો પ્રસાર કે જે દર્દોનું ઝેર, લોહીમાં પેસશ થઇ માણસની જીંદગી રીબતી ને ટુંકી બનાવે છે.

## બાળલગ્નને ખહી ઇ. રોગો ને દેશની પડતી.

ઉપર પ્રમાણે બાળલગ્નના બોજાને લીધે, જયારે એક તરફથી દેશીઓની જીંદગી ટુંકી બને છે, ત્યારે બીજી તરફથી એવા અકુદરતી બોજાને લીધે તેઓની દેહ નબળી પડે છે, ને જુદી જુદી જાતના રોગોના ભોગ સહેલાઇથી બને છે. ખાસ કરી ખહીનો જીવલેણ રોગ બાળ વ્યભીચારથી બનેલા મુરદાલ્યાંઓપર નાની ઉમ્મરેજ ગળબો કરે છે. ને ખહીના રોગનો ભોગ ટુંકી જીંદગીએ મરવા અગાઉ, થુંક, દમ, ખાંસી, પીશાબ, ઇ. થી ખહીના ઝેરી જંતુઓનો ચેપ પોતાના સગાંસ્નેહીઓમાં તથા મીત્ર મંડળમાં ફેલાવે છે. ને એવી રીતે ખહીનો રોગ જનસમાજમાં ફેલાય છે. આપણે આગળ જોયું તે પ્રમાણે આ દેશના લોકોમાં ગરમીના રોગો ઘણાંજ સાધારણ છે. ને તેથી કરી પણ દેહ ઘણી નબળી પડી જાય છે. ગરમીના ઝેરની સાથે ખહીનું ઝેર જોડાયાથી એવા દર્દીઓની જીંદગીનો અંત ઘણો ઝડપથી આવે છે. ગરમી, ખહી, ઉપરાંત બીજું એક સાધારણ દર્દ ટાઢીયો તાવ અથવા મલેરયાનું ઝેર છે, કે જે ઝેર પણ બીજાં ઝેરોની સાથે મળી, દર્દીની જીંદગી દોજખી ને ટુંકી બનાવે છે. બાળલગ્નની બદી એક પછી એક કેવાં ઝેરોને ઉત્તેજન આપે છે તે તો આટલા ટુંક ચીતાર પરથી સીધ થાય છે. ને તેથી કરી બાળલગ્નને આ દેશની ઘણીજ ગંભીર શારીરીક બીમારી તરીકે આપણે આગળ જોયુ તેમ સમજુઓ ગણે છે. જયાં બાળલગ્ન શરીરનુંજ સત્યાનાશ વાળે છે, ત્યાં

પછી જો એ માનસીક, નઇતીક તથા આત્મીક શકિતીઓની પણ ખુવારી કરે તેમાં કાંઇ નવાઇ નહી! તેથી કરી એટલું વધુ સિધ્ધ થાય છે કે બાળ લગ્ન તો આ દેશની એક ઘણીજ ગંભીર શારીરીક, માનસીક, નઇતીક તથા આત્મીક બીમારી છે, કે જેના આર્થીક પરીણામે આ દેશમાં દુઃખ દર્દો ને નીર્ધનતા વધવાથી હજારો વર્ષ થયાં એની સ્થિતી ઘણીજ કમભાગ્ય ચાલુ રહી છે, તથા એની પડતીનું એક મુખ્ય કારણ છે.

## બાળલગ્ન ને જીંદગીની કીંમત.

સુધરેલા દેશોમાં જીંદગીની કીંમત જુદી જુદી ઉમ્મરે આંકવામાં આવે છે. તેજ પ્રમાણે આ દેશના વતનીઓની જુદી જુદી ઉમ્મરે જીંદગી ની કીંમત ગણશે. દાખલા તરીકે, સામાન્ય રીતે હીંદુસ્તાનના વતનીની વાર્ષીક આવક ૩૦) રૂપીઆ અંકાય છે. જયારે સુધરેલા દેશોમાં ૨૧૦૦) રૂપીઆ ગણાય છે. જુદી જુદી ઉમ્મરે જો જીંદગીની કીંમત ગણશે તો એથી પણ વધુ તફાવત પડે છે. દાખલા તરીકે એક નવા જન્મેલાં હીંદી બાળકની કીમત ૨૧) રૂપીએ આંકવામાં આવે છે. જયારે સુધરેલા દેશોમાં એથી દસ ઘણી આંકવામાં આવે છે. ૫) વર્ષે હીંદી બાળકની જીંદગીની કીમત ૩૦૦) રૂપીઆ, ૧૦) વર્ષે ૬૦૦) રૂપીઆ, ૨૦) વર્ષે ૯૦૦), ને તે પછી એની કીંમત પાછી ઉતરતી જાય છે. એટલે જો ૫૦) વર્ષ સુધી જીવે તો તે ઉમ્મરે, તેની કીમ્મત ૫૦૦) રૂપીઆની થાય છે. તેની સરખામણીમાં એક અમેરીકન બાળકની કીમત જન્મ વખતે ૨૭૦) રૂપીઆ, ને ૫) વર્ષે લગભગ ૩૦૦૦) રૂપીઆ, ૧૦ વર્ષે ૬૦૦૦) રૂપીઆ, ને ૩૦) વર્ષે ૧૨૦૦૦ રૂપીઆ સુધી અંકાય છે. એટલા પરથી આ દેશની નીર્ધનતા ને પડતીનું એક મુખ્ય કારણ બાળલગ્ન ને તેને લીધે ઉપજતાં બાળ મુરદાલોની આર્થીક નબળાઇ પુરવાર થાય છે.

## બાળલગ્ન—સંસારીક તથા ચેપી દુઃખ દરદોનો મુળ પાયો.

સમજુઓ આ સર્વે પરથી જોઇ શકશે કે બાળલગ્ન છુપાં સંસારીક તથા ચેપી દુઃખ દર્દોનો મુળ પાયો છે. તથા જયાંસુધી એવો સડેલો પાયો જડમુળથી ઉખેડી નાખવામાં ન આવશે, ત્યાંસુધી એવા તકલીદી પાયાપર બંધાયલી જીવનશકિત વગરની ઇમારતો કવખતે જેમ આપણે જોયું છે તેમ તુટી પડશે. જીંદગીની હદ ઓછી થતી રહેશે. આ દેશના

વતનીઓની દેહ કચડાઇ જતી રહેશે, તથા જુદી જુદી જાતના રોગોના તેઓ ભોગ થતાંજ રહેશે. એમ કહીએ કે **બાળલગ્નની રૂઢી હીંન્દી પ્રજાની આપઘાતીક રૂઢીજ** ગણાવી જોઇએ, તો તેમાં કશું સહરાઘાતીક ન લેખાય. જાણી જોઇને આપઘાત કરવો એ કોઇ પણ પ્રજા માટે ડહાપણ ભર્યું તો નજ લેખાય! મરણ વખતની સામાન્ય ૨૨ થા ૨૫ ની ઉમ્મરને બદલે, બાળ લગ્નની રૂઢી કાઢી નાખ્યાથી જીંદગી એવડી લંબાવી શકાય, ને મરણની સામાન્ય હદ ૪૫ થી ૫૦ સુધી લઇ જવાય. તે સાથે નાંદુરસ્ત બાળકોને બદલે તનદુરસ્ત બાળકો અવતરવાથી, તેમની સર્વે શક્તીઓ બચપણથીજ ખીલવી શકાય, ને દેશની હાલની પરાધીન ને પડતી સ્થીતી સ્વાધીન ને ઉંચ બનાવી શકાય. તેમજ દેશમાં દુખી ને બદલે સુખી સંસારથી લોકમાં આબાદી વધારી શકાય.

## બાળ લગ્નને બાળ માતાઓની ખુવારી—રોજીંદા ૫૦૦, બાળ સુવાવડીઓનાં રજીસ્ટર્ડ થતાં મરણો.

નાની બાળકીઓ પર લગ્નના ઓઠાં હેઠળ બળાત્કાર ગુજારવાનો ઘાતકી રીવાજ આ દેશનાં હીંદુ મુસલમાનોમાં ચાલુ છે. તેના પરીણામે બીચારી નાની બાળકીઓને પોતાના ભરથારોની નીર્દયતાને લીધે શું અને કેટલું ખમવું પડે છે તેનો ચીતાર તો આપણાં સનમુખ હમેશનો હાજર રહે છે. દાખલા તરીકે એવા ઘાતકી બળાત્કારથી એવી બાળકીની દેહ કચડાઇ જાય છે. તેનો ઉધરભાવ વધતો અટકે છે, ને બાર પંદર વર્ષની ઉમ્મરે બુઢ્ઢી ડોસી જેવી નાતવાન બને છે. આપણી દયાળુ સરકારના એક કાયદાની રૂએ જો કે **બાળકીની ઉમ્મર કમમાં કમ બાર વર્ષની ઠરાવવામાં આવી છે,** કે જે ઉમ્મર સુધી મરદ તેણી સાથે સંબધ ન રાખી શકે, તો પણ એવો કાયદો અમલમાં મુકવાની મુશકેલીઓને લીધે, આપણે જાણીએ છે તેમ, આ દેશના ઘાતકી ભરથારો બાર વર્ષની અંદરની બાળકીઓ પર બળાત્કાર ગુજારવામાં પોતાની મરદાઇ ને બહાદુરી સમજે છે. બાર વર્ષની ઉમ્મરે કોઇ પણ બાળકી માતા થવા લાયકની હોતી નથી, કારણ કે તે કુદરતના કાયદાનું ઉલંઘન કરે છે. એવી અકુદરતી ઘાતકી રસમનું પરીણામ શું આવે છે? સુવાવડ વખતે એવી બાળકીઓના સરકારી રેજીસ્ટર પ્રમાણે **રોજીંદા ૫૦૦, મરણ નીપજે છે. ને આપણી જાણ પ્રમાણે, રેજીસ્ટર્ડ**

થયલાં કરતાં, ન રેજીસ્ટર્ડ થયલાં મરણો ૫૦૦,થા બેવડાં યા વધુ થાય છે. જે બીચારી બાળકીઓ કમોતે નથી મરતી, તેઓની જીંદગી ટુંકી તો એટલી હદ સુધી બને છે કે, પંદર ને વીસ વર્ષની અંદર જેટલા છોકરાઓ મરે છે, તે કરતાં બમણી છોકરીઓ મરે છે. એ નીર્દોશોનાં મરણો માટે, આ દેશનો ઘાતકી બાળ લગ્નનો રીવાજ, તેમજ એવા રીવાજને ચીટકી રહેનારા આ દેશના ઘાતકી ભરથારો જવાબદાર છે. ટુંકી જીંદગીને કમોત ઉપરાંત, જે બાળકીઓ એવા કમનસીબ ફેજોથી બચે છે, તેઓની આખી જીંદગી રીબતી બને છે ને દુઃખ દર્દમાં પસાર થાય છે. જે પણ ઘર અથવા કુટુંબમાં એવા એક યા વધું રીબતાં દર્દીઓ હોય છે, તેવાં કુટુંબ અથવા ઘરમાં કોઈ પણ જાતનું સંસારીક સુખ તો હસ્તી નજ ધરાવે. એવી બીચારી પીડાતી દુખી અબળાઓની યોગ્ય દવાદારૂ ને બરદાસ લેવાને બદલે, આ દેશના ઘાતકી ભરથારો તેઓને રીબતી રહેવા દે છે, ને દુઃખ પર ડહામ દેવા જેવું હેવાન્યતપણું દેખાડે છે. પોતાની દુખી સ્ત્રીની માવજત પાછળ થતો ખર્ચ બચાવવાને વાસ્તે, બીજી સ્ત્રીઓ પરણે છે, ને સર્વેઓની જીંદગી એવીજ રીબતી બનાવે છે.

## લડાઇ કરતાં બાળ લગ્નની ખુવારી વધારે ભયંકર !

આપણે આ સર્વ પરથી જોઇ શકીયે કે જેટલી ખુવારી—રોજીંદી યા વાર્ષીક,—હાલની ખુનખાર લડાઇથી થઈ શકી નથી, તેટલી ખુવારી આ દેશમાં સુલેહ છતાં બાળ લગ્નનો ઘાતકી ને ઘેલો રીવાજ ચાલુ ખુવારી કરી રહયો છે. દાખલા તરીકે આપણે ઉપર જોયું તે પ્રમાણે બાળ મરણ પ્રમાણ એટલું ભયંકર છે કે, જનમ્યાં પછી પહેલાં વર્ષમાં સેંકડે ૩૫)થી ૪૫) બાળકો કમોતે મરણ પામે છે. વળી ૧, થી ૫, વર્ષ સુધીમાં પણ કમોતની ખુવારી થોડી હોતી નથી. બાળ મરણ પ્રમાણ કરતાં વધારે ભયંકર બાળ દર્દ પ્રમાણ આવે છે. સાધારણ રીતે બોલતાં, આ દેશના બાળકોમાં દર્દી એટલાં સામાન્ય છે, કે તંદરોસ્ત બાળકો તો અપવાદજ ગણાય. આપણે વધું જોયું તે પ્રમાણે બાળ સુવાવડીઓમાં રોજીંદાં ૫૦૦) મરણ તો રેજીસ્ટર્ડ થાય છે ને તે કરતાં વધુ રેજીસ્ટર્ડ થયા વગરના મરણો થાય છે. પંદરથી વીસ વર્ષ સુધીની માતાઓમાં એજ ઉમ્મરનાં છોકરાંઓ કરતાં બેવડાં મરણ થાય છે. ને જે અબળાઓ મોતની કમનસીબીથી બચે છે તેઓ રીબતાં દુઃખ દર્દોનાં ડાચાંમાં ફસે છે. એ ઉપરાંત આ દેશના વતની-

ઓની સામાન્ય જીંદગીની હદ બાવીસથી પચીસ વર્ષની અંદર આવી રહે છે. આ સૂત્ર પરથી સમજુઓ જોઇ શકશે કે બાળ લગ્નની બદીના ફળો કેવાં કડવાં ઉપજે છે. એ બદી જેમ આ દેશની નાલેશી છે, તેમ આ દેશનાં સુખ શાન્તીના નીયમોનો અજ્ઞાનનો એક પુરાવો છે. આ દેશમાં અજ્ઞાન વધદો તથા હકીમો લોક સુખાકારી કેમ જાળવવી, અટકાવી શકાય એવાં દર્દો તથા મરણ પ્રમાણ કેમ ઓછું કરવુ, સુવાવડીઓની માવજત કેમ લેવી, તથા બાળ લગ્નને લીધે ઉપજતા ઉપર દર્શાવેલા ભયંકર પરીણામો અટકાવા ખાતર પ્રજામત કેમ ખીલવવું, એ સર્વેની અજ્ઞાનતાને લીધે પ્રજાના સાચ્ચા તમીબી સલાહકાર હોવાની લાયકાત પોતાનાં અજ્ઞાનને લીધે બીલકુલ ધરાવતા નથી.

## પ્રકરણ ૨ જું.

——:o:——

### બાયોલોજી યાને જીવન વીદ્યા.

પહેલા પ્રકરણમાં આપણે જોઇ ગયા કે છુપાં સંસારીક દુખ દર્દોનો મુળ પાયો, આ દેશની ગેરવાજબી સંસારીક રાહરસમોને લીધે, નાની વયના બાળકોમાં હુવસ ઉશકેર્યાથી નીપજતાં પરીણામો પર રચાયલો છે. એ પરીણામો શું છે ? અનીતી તથા ગરમીના દર્દોનો ભયંકર ફેલાવો. હવે જ્યારે આ દેશમાં કાચી ઉમ્મરના બાળકોને બાળલગ્નને લીધે, જે ઉમ્મરે બ્રહ્મચારની અવસ્થામાં ઉછેરવાં જોઇએ, તેજ ઉમ્મરે વ્યભીચારની જાનવરી અવસ્થામાં ઉછેરવામાં આવે છે, ત્યારે કુદરતી રીતે આપણે ઉપર જોયું તે પ્રમાણે એના ઘણાજ ભયંકર પરીણામો ઉપજે છે. જયારે સ્થતી આવી છે ત્યારે હમે ધારીયે છીયે કે આજની પાશ્ચીમાત્ય સાયન્ટીફીક તબીબી વીદયા ધરાવતા શીખેલા ડાકટરોએ આ દેશના અભણ લોકોને, તેઓની ગેરવાજબી રાહરસમોથી શારીરીક, માનસીક નૈતીક તથા આરથક દુખદાયક પરીણામો કેમ ઉપજે છે, તથા એવી રાહરસમોમાં શું સુધારો થવો જોઇએ, તે સાયન્ટીફીક રીતે દેખાડવાની એ ડાકટરોની ફરજ છે. એવી ફરજ કોઇએ આજ સુધી અદા કીધી નથી. તેથી હમે ધારીયે છીયે કે આ પુસ્તક એવી નેમ પુરી પાડવાને કેટલીક હદે શકતીવાન થશે.

અજ્ઞાનના કાતીલ દર્દનો અકસીર ઇલાજ જ્ઞાન છે. દીન પ્રતીદીન માણસ જાતનું અજ્ઞાન મહોટે દરજજે કમી થતું જાય છે, તથા આજના આગળ વધતા સાયન્ટીફીક જ્ઞાનના આધારે આપણે એટલું કહેવાને સામર્થવાન છીયે કે, આગળા વખતમાં જે જ્ઞાન તરીકે ગણાતું હતું, તે ખરેખરૂં જ્ઞાન નહી પણ કલ્પના શકતી પર રચાયલું અજ્ઞાન હતું. તેટલા માટે આ દેશમાં સત્ય તબીબી જ્ઞાન આજ સુધી હસ્તી નથી ધરાવતું, પણ લેભાગુ—આયુરવેદને ચુનાની કહેવાતું જ્ઞાન, પણ ખરેખર અજ્ઞાન, હસ્તીમાં છે.

### એનેટમી, ફીઝીયોલોજી, પેથોલોજી, બેકટીરીયોલોજી, ઇ.

દાખલા તરીકે, માણસના શરીરની રચના જેને અંગ્રેજીમા ૧) એનેટમી કહે છે, તેનો આધાર દીસેકશન અથવા મુરદા ચીરવાપર રહેલો છે. પણ

હીંદુઓના ધાર્મીક કાયદાને લીધે દેશી વઇદો, મુરદાને અડકવાથી ન્યાતબહાર મુકાવાના ભયથી, એવું અવસ્યનું મુરદા ચીરવાનું કામ સદીઓ થયાં છોડી દીધું છે. તેથી એનેટમીને લગતું વઇદો તથા હકીમોનું અજ્ઞાન અનહદ છે. સર્વે સમજુઓ તો કબુલ કરશે કે જેઓ શરીરની રચના ન સમજે, તેઓ શરીરના ભાગો તથા અવ્યવો કેવી રીતે પોતાનું કામ આપમેળે, જીંદગી હોય છે ત્યાં સુધી, જારી રાખે છે તે પણ સમજી ન શકે. અંગ્રેજીમાં શરીરની ગતીને લગતી વીદયાને ૨) ફીઝીયોલોજી કહે છે, જેની અંદર માંથાથી તે પગ સુધી શરીરના સર્વ ભાગોના કાર્ય, તથા શકતીનું વર્ણન સમાઇ જાય છે. એટલું તો સીધ્ધ થશે કે જેઓ તંદરૂસ્તીમાં શરીરની રચના તથા કાર્ય બરાબર સમજી શકે, તેઓ નાદુરૂસ્તીમાં યાને દુખ દર્દો તેમજ ઇજાથી ઉપજતાં દર્દોમાં, શરીરની રચનામાં તેમજ કાર્યમાં શું જાતનો ફરક કેવી રીતે પડે છે એટલે કે ૩) પેથોલોજી યા દર્દ વીદ્યા સમજી શકે. તેજ પ્રમાણે ૪) બેકટીરીયોલોજી અથવા જંતુ વીદયાને આધારે શું જાતના જંતુઓ ચોકકસ દર્દ ઉત્પન કરે છે, તે શોધી કાઢી શકે. એ ઉપરાંત દર્દ પારખવાની યાને ૫) ડાએગનોસ્ટીકસની જુદી જુદી જાતની રૂઢીઓથી ચોકકસ દર્દથીજ દર્દી પીડાય છે એમ ખાતરી કરી શકે. આ સર્વ જુદી જુદી જાતની સાયન્સના જ્ઞાનને આધારે પાશ્ચીમાત્ય રૂઢી પ્રમાણે શીખેલા ડાકટરો, કોઇ પણ દર્દની સારવાર વાજબી રીતે કરી શકે, તથા જેવા સાયન્ટીફીક જ્ઞાનની ગેરહાજરીમાં વઇદો તથા હકીમો પોતાની કલ્પના શકતીને આધારે ફકત ગેરવાજબી સારવાર કરી શકે.

## ઝુઓલોજી, બોટની, એમબ્રીયોલોજી, હીસ્ટોલોજી, સાઇકોલોજી,

શીખેલા ડાકટરો માણુસનાજ શરીર તથા કાર્યની રચનાનું જ્ઞાન ધરાવા ઉપરાંત, મુકાબલાને ખાતર માણુસથી ઉતરતાં જાનવરોનું જ્ઞાન--૬) ઝુઓલોજી તથા વનસ્પતી જ્ઞાન--૭) બોટનીનું જ્ઞાન ધરાવે છે. તથા ૮) જાનવરોમાં થતા દર્દો, ને ઝાડ પાનને લગતા સડા તથા દર્દોનું જ્ઞાન પણ ધરાવે છે. એટલેથીજ શીખેલા ડાકટરોના જ્ઞાનની હદ નથી આવતી. પણ ૯) એમબ્રીયોલોજી યાને જુદી જુદી જાતના નાંનાં બીયાંમાંથી ઝાડ, જાનવર, તથા બાળક એ સર્વે કેમ પેદા થાય છે તેનું જ્ઞાન પણ ધરાવે છે. તે માટે શુક્ષમ દરશક યંત્ર અથવા માઇક્રોસકોપનો ઉપ્યોગ કરી શકે છે. માઇક્રોસકોપ પાશ્ચીમાત્ય સાયન્ટીસ્ટોની શોધખોળને આભારી છે. જે આપણે ખુલી આંખથી જોઇ

ન શકયે એટલું ઝીણું હોય તે એ યંત્રની મદદથી આપણે જોઇ શકયે છીયે. એ યંત્રની મદદથી એમબ્રીયોલોજી ઉપરાંત બીજી એક વીદયા જેણે ૧૦) હીસ્ટોલોજી કહે છે એ વીદયા પણ સંપાદન થઇ શકે છે. હીસ્ટોલોજી એટલે જેથી આપણા શરીરના જુદા જુદા ભાગોમાંનાં કોઇ પણ ભાગનો દાખલા તરીકે હાડકાં અથવા માસનો એક ઝીણો કટકો લઇએ ને તેને એ યંત્ર નીચે મુકી તપાસ્યે તો તેવા કટકાની શુક્ષમ દરશક રચના કેવી છે તે માલમ પડે છે, એટલે આપણા શરીરની રચનાની બારીકીની માહીતી પણ શીખેલા ડાકટરો ધરાવે છે. છેલ્લે પાશ્ચીમાત્ય વીદયાને આધારે ૧૧) સાઇકોલોજી યાને માનસીક તથા આત્મીક વીદયાના પ્રતાપે આપણા બદનની દરેક હીલચાલ તથા ગતી તેમજ વીચાર શકતી, ઇ. શકતીઓ એ સર્વે આપમેળે તેમજ આપણી મરજી પ્રમાણે કેવી રીતે પોતાનું કામ કરે છે, તથા માણસાઇ ભેજું પોતાની આખાં બદનપરની સર્વોપરી સત્તા કેવી રીતે નીભાવે છે, એ સઘળું આપણે સમજી શકયે છીયે.

## બાયોલોજી, કેમીસ્ત્રી, ફીઝીકસ, ફારમેકોલોજી, થેરાપ્યુટીકસ.

ઉપર દર્શાવેલી જુદી જુદી જાતની ૧૧) વીદયાઓ એક સામાન્ય ૧૨) બાયોલોજી યાને જીવન વીદયાના નામ હેઠળ સમાઇ જાય છે. એ વીદયાઓ ઉપરાંત બાયોલોજી યાને જીવન વીદયા સમજવા ખાતર બીજી વીદયાઓનો પણ આધાર લેવો પડે છે. એ વીદયાઓમાં ૧૩) કેમીસ્ત્રી યાને રસાયણ શાસ્ત્ર અથવા વીદયા, તેમજ ૧૪) ફીઝીકસ યાને પદાર્થનાં ગ્નાન શાસ્ત્રની મદદ લેવી પડે છે. આ સર્વ પરથી સમજુઓ જોઇ શકશે કે, જો કોઇ પણ માણસને, બદનને લગતાં સવાલોની સાયન્ટીફીક સમજ જોઇએ, તો ઉપર જણાવેલી સર્વ વીદયાઓનું ગ્નાન ધરાવવું જોઇએ; કે જેવું ગ્નાન પાશ્ચીમાત્ય તબીબી કેળવણી લેનારાઓને ફરજયાત સંપાદન કરવું પડે છે, તથા હરેક વીશયમાં પરીક્ષા પસાર કરવી પડે છે. આપણે જાણ્યે છે તે પ્રમાણે એક પણ વઇદ તથા હકીમ એવું અવશ્યનુ ગ્નાન ધરાવતો નથી ને તેથી કરી એવા ગ્નાનની ગેરહાજરીમાં દર્દીની સારવાર સાયન્ટીફીક રીતે કરી શકતો નથી. ઘટીત સારવાર કરવા માટે જે વનસ્પતી, ધાતુ, ઇ. ની બનેલી દવાઓ વાપરવામાં આવે છે, તેઓના ગુણદોષ, જાનવરો પરના અખતરા, તેમજ દર્દીઓ પર થતી અસર, એ સર્વ ગ્નાન

૧૫) ફારમેકાલોજીમાં આવી જાય છે. જ્યારે આજની આગળ વધેલી વીદ્યા, આગળા અજ્ઞાન જમાનાની માફક ફકત વનસ્પતી, ધાતુ, ઇ. પરજ સારવારનો આધાર ન રાખતાં, વીજળી, એકસ રેઝ, તથા બીજી જુદી જુદી જાતની રેઝ, સીરમ, વેકસીન, જુદી જુદી જાતની રસીઓ, વહાડકાપ, ઇ., હજારો જાતનાં નવીન સાધનો, કનીષ્ટ દરદોની સારવાર માટે શોધખોળ કરી ઉપયોગમાં લે છે. આ સર્વ જાતની સારવારનું જ્ઞાન ૧૬) થેરાપ્યુટીક્સનાં નામ હેઠળ સમાઇ જાય છે.

## પ્રીવેન્ટીવ યા પ્રોફીલેકટીક મેડસીન ને હાઇજીન.

આપણે પહેલા પ્રકરણુની શરૂઆતમાંજ જોયું છે કે કુદરતની શકતીઓ સામેની ચાલુ લડાઇમાં એક અગત્યનો ભાગ ચેપી દર્દનાં જંતુઓ સામે સાયન્ટીફીક ડાકતરોએ ભજવીયો છે. ઉડતા રોગો જેને ઇન્ફેકશીયશ ને કન્ટેજીયસ ડીસીઝીસ કહે છે તેનાં કારણો, ઉત્પતી, પ્રસાર, ઇલાજ તથા અટકાવ, એ સર્વેની ઘણી બારીક શોધખોળ વર્ષો થયાં ચલાવવામાં આવે છે, ને તેનાં પરીણામ બહુજ સંતોષકારક નીવડયાં છે. દાખલા તરીકે, હાલની ખુનખાર લડાઇની આગળ જે લડાઇઓ થઇ ગઇ છે—તેમાં જેટલી ખુવારી બન્દુક, તોપ, બોંમ્બ ઇ. ના ગોળાઓનાં જખમ ને મરણુને લીધે થતી હતી, તેથી વધુ ખુવારી, ઝહેરી જંતુઓનાં ચેપી દરદોથી થતી હતી, એટલે કે લશકરનો મોટો ભાગ, દરદોનાં ભોગ થવાથી લડી ન શકતો હતો, જ્યારે આ લડાઇમાં મામલો ઉલટોજ છે. પાશ્ચીમાત્ય જ્ઞાનની મહાન શોધખોળોથી ચેપી દરદોની ખુવારી બીલકુલ નજીવી થઇ છે, ને તેથી કરી લશકરનો મોટો ભાગ લડવાને શકતીમાન બન્યો છે. એવો ચમત્કાર લશકરી શીખેલા ડાકતરોનેજ આભારી છે. તેઓને બદલે જો અજ્ઞાન વઇદો ને હકીમોના હાથમાં લશકરની તન્દુરસ્તી સોંપવામાં આવી હોત તો, ચેપી દરદોથીજ લશકરના મોટા ભાગનો નાશ નકકી થઇ ગયો હોત. એ ચમત્કારને ખાતર જેમ એક તરફથી સેનીટરી યાને સુખ શાંતીના નીયમો સખતાઇથી અમલમાં મુકવામાં આવ્યા છે, તેમ બીજી તરફથી, હરેક સોલજર તથા સીપાહની તનદરસ્તી જાળવવાના સખત પગલાંઓ લેવામાં આવ્યા છે. તેમાં એક મુખ્ય પ્રોફીલેક ટીક યાને દરદનાં અટકાવ માટે રસી,- હરેક સોલજર તથા સીપાહનાં બદનમાં પીચકારી મારફતે ઇન્જેકટ કરવામાં આવે છે. દાખલ તરીકે,

કોલેરા, ટાઈફોઈડ, પેરા ટાઈફોઈડ, ઈ. ની રસીઓ તેમજ શીતળાની રસીઓ, આખાં લાખોનાં લશકરો માટે હરેક લડતી સરકારે લેબોરેટરીમાં તૈયાર કરાવી લશકરી ડાકટરોને સોંપી છે. આવાં ચેપી દરદોનાં અટકાવના જ્ઞાનને ૧૭) પ્રીવેન્ટીવ મેડસીન તથા હાઈજીન કહે છે.

આ અભણ દેશમાં કેટલાક અજ્ઞાનો વગર સમજે ચેપી દરદોનાં અટકાવની રસી મુકવા સામે મોટો બખાલો ચાલુ રાખે છે. જો લાખોની સંખ્યાનાં લશકરમાં એવી રસીઓથી અગણીત ફાયદો થઈ શકે તો કુદરતી રીતે આપણી કરોડોની વસ્તીમાં પણ તેવોજ ફાયદો થઇ શકે. તથા જે આ દેશની વાર્ષીક ખુવારી ચેપી દરદોથી લાખોની સંખ્યામાં થાય છે તે અટકી શકે. લોકો આ જાણ્યાં છતાં, આપઘાત કરવાજ માંગે તો તેમને શું ઉપમાં આપવી! અટકાવી શકાય તેવાં દરદો ન અટકાવવા, ને કમોતે મરવું તે આપઘાતજ લેખાય.

આ ઉપર દરશાવેલી જુદી જુદી ૧૭) વીદયાઓ-કે જે કરતા પણ વધુ વીદયાઓનું જ્ઞાન શીખેલા ડાકટરો ધરાવે છે-વીશે આપણે ઉમેરવું જોઈએ કે એનો સર્વોતમ ગુણ આ છે કે. એ વીદયાઓ કાંઈ કલ્પના શકતીપર, યા તો વંશપરંપરા ઉતરી આવેલા શાસ્ત્રીક શ્લોકોપર, યા તો આગળા જમાતાના કોઈ પણ વખણાયલા પુરૂશની સત્તા યા અનુભવપરજ ન રચાયલી હોવાથી, એ વીદયાઓની કસોટી તથા તેમાં સમાયલું સત્ય કોઈ પણ તમીબી વીદયાર્થી પોતાની ખાત્રી પોતેજ કરવાને શકતીવાન છે. દાખલા તરીકે સેનેટરી યા શારીરીક રચના વીશે પોતેજ મુરદાં ચીરી ખાત્રી કરી શકે, કે એ વીદયા કેવી ખરી છે. તેજ પ્રમાણે કેમીસ્ત્રી યા રસાયણ શાસ્ત્ર માં વરણવેલા અખતરાઓ પોતેજ કરી તેના સત્યની ખાત્રી કરી શકે. તેથી કરી ફકત શ્લોકોની ગોખમપટી કરી પારકાઓની સતાપર આધાર ન રાખતાં સ્વાધાર રાખતાં શીખે છે ને પોતાની હુશીયારીથી, એ વીદયાઓમાં વધુ શોધખોળ કરી, પોતાનું નામ મશહુર કરવાને શકતીવાન થાય છે. એ સર્વ વીદયાઓ પ્રોગ્રેસીવ યાને આગળને આગળ વધતી જાય છે, કારણકે દીનપ્રતીદીન, માણુસ જાતનું અજ્ઞાન કમી થાય છે તથા જ્ઞાન વધે છે. ખુદ રતના ધારા પ્રમાણે, બાપદાદાઓ કરતાં બેટાઓનું જ્ઞાન વધતુંજ જાય છે પ્રાચીન કાળમાં બળદધામાં ગાડામાં ને નાની હોડીઓમાં લોકો મુસાફરી

કરતા હતા, આજે ટ્રેન ને સ્ટીમરમાં લોકો મુસાફરી કરે છે, આવતા દાહેડામાં લોકો એરોપલેન યા હવાઇ વીમાનમાં ઉડતી મુસાફરી કરશે.

જે શબ્દો પાશ્ચીમાત્ય સાયન્સમાં વાપરવામાં આવે છે, તેવા શબ્દો આ દેશના અજ્ઞાનને લીધે એક પણ દેશી ભાષામાં હસ્તીમાં નથી. તથા કોઇ પણ દેશી ભાષામાં એવા શબ્દોનો તરજુમો કરવો પણ અશક્ય છે. તેથી કરી જેઓને રોજની આગળ વધતી સાયન્સ શીખવાનો અભખરો હોય તેઓએ અંગ્રેજી યા બીજી યુરોપ્યન ભાષા શીખવીજ જોઇયે. આ પુસ્તકમાં થોડે ભાગે અંગ્રેજી શબ્દોનો ઉપયોગ કરવામાં આવશે, કારણ કે એવા શબ્દોનો ગુજરાતી તરજુમો થઇ શકે એમ નથી. એ મુશકેલી છતાં કોઇ પણ સાદી સમજવાલો આદમી, જો આ પુસ્તક સંભાળથી વાંચશે, તો તે સહેલાઇથી એમાં વરણવેલું બધું સમજી શકશે.

# ચીત્ર બીજું.

## સેરીબ્રો સ્પાઇનલ નરવસ સીસટીમ=ભેજાને જ્ઞાન રજજુ તથા જ્ઞાનતંતુઓ, નો-લેટરલ-એક બાજુનો દેખાવ.

૧) મ્હોટું ભેજું (સેરીબ્રમ)
૨) વચલું ભેજું (મીડ બ્રેન)
૩) નીચલું ભેજું (પોન્સ ને મેડલા ઓબલોન્ગેટા)
૪) નાનું ભેજું (સેરીબેલમ)
૫) જ્ઞાન રજજુ (સ્પાઇનલ કોર્ડ)
૬) જ્ઞાન રજજુનો નીચલો ભાગ

ભેજું ને જ્ઞાન રજજુમાંથી જે તારની દોરીઓ નીકળતી, આકૃતીમાં દેખાય છે, તેને નર્વઝ કહે છે. પુસ્તકનાં ત્રીજા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે ભેજું તે સેનાધીપતી, જ્ઞાન રજજુ તે તેનાં કપતાનો, ને નર્વઝ હાથ નીચેના અફસરો, કે ને શરીરના હરેક ભાગોનો સીપાહો સાથે, મુકાબલો થઇ શકે. શરીરમાં વાજબી રીતે બન્દોબસ્ત રાખવા એનર્વઝ યા તારો શરીરનાં હરેક ભાગમાં વહેંચાયલા છે. જેથી કરી આખું શરીર ભેજાંની સરદારી હેઠળ પોતાનું રોજીંદુ કામ કર્યું જાય છે.

૭) જ્ઞાન રજજુની ગળાં સુધીની હદ (સરવાઇકલ)
૮) ... ... પીઠ ... ... (ડારસલ)
૯) ... ... કમ્મર ... .. (લમ્બર)
૧૦) ... ... બેઠક ... ... (સેક્રલ)

આ ચીત્રમાં ભેજાંની ૧૨) જોડી તેમજ જ્ઞાનરજજુમાંની ૩૧) જોડી નર્વઝયા તારની દોરીઓ=જ્ઞાનતંતુઓ-બહાર નીકળતાં ટુંકી કાપી નાખેલી છે, કારણકે જો સર્વ ૧૨+૩૧=૪૩ જોડી નર્વઝ આખાં શરીરનાં હરેક ભાગમાં જતાં દેખાડીયે તો આ ચીત્ર ઘણું ગુચવાડાભર્યું થઇ પડે. તેથી આ ચીત્ર સાદુ-નર્વઝ કાપી-રાખવામાં આવ્યું છે. પણ એટલું યાદ રાખવું કે એ દેખાતી કાપેલી નર્વઝ આખાં શરીરને તારની દોરીઓ પુરી પાડે છે, જેથી ભેજાંનો સર્વોત્તમ કાબુ આખાં શરીરપર રહે છે.

# પ્રકરણ ત્રીજું.

——:૦:——

## શરીરની સામાન્ય રચનાં તથા કાર્ય—શરીરની લશકર સાથે સરખામણી.

માણસનું શરીર તો ખરેખર એક કુદરતનો ચમત્કાર છે. માણસ સર્વ જાનવરોનો ને પૃથ્વીનો સરદાર છે. એ સરદારી ભોગવવાનું કારણ એજ છે કે કુદરતે એણે ભેજુ તથા હાથ જેવા સર્વોતમ અવ્યયો આપ્યા છે. કે જેથી એ સર્વ પ્રજાતીમાં શ્રેષ્ટ છે. તે સર્વ જીવતી ને જીવ વગરની કુદરતી પેદાશ પર સર્વોપરી સત્તા ભોગવે છે. કારણ કે માણસનું શરીર અચળ જીવનની લડાઇ જીંદગી સુધી લડવા માટે એક લશકર માફક જોઇતાં પુરતાં સાધણ થી સજ થયલુ છે. પણ જયારે સુધરેલી પ્રજાઓ એ સાધણોનો સદઉપયોગ કરે છે. ત્યારે જંગલી પ્રજાઓ તેમ કરતા નથી. તેથી કોમકોમોમાં અવષ્યના ફરકો જોવામાં આવે છે. જે કોમના સર્વ સજ્જનોને વાજબી તાલીમ—કેળવણી ઇ૦ આપવામાં આવે છે, તે કોમો રાજપાટ ચલાવે છે. જયારે બીજી અભણ કોમો તેઓને શરણ થાય છે. હરેક મનુષ્યના શરીરનો લશકર સાથે હવે મુકાબલો કરીયે. સાધારણ રીતે, એક લશકર ઉપરથી નીચે સુધી હરેક જાતની પદવી ધરાવતા શખ્સોનું બનેલું હોય છે, એમાં બે વીભાગ આવે છે (ક ૧–૪) લડનારાઓનો—સેનાધીપતીથી સીપાહ ને, ખ (૧–૭) તેમના મદદગાર ગોઠીયાઓ—ખાદ્ય ખોરાકી ને પાણી ઇ. પુરી પાડનારા ને કચરો સાફ કરનારા, ભંગી ઇ૦ હોય છે. આ દુન્યા તે એ લશકરની છાવણી તેમજ તેનાં દુશમનની છાવણી સમાન છે. કારણ કે, હરેક આદમીને જનમથી તે મરણ સુધી, વહાલા જીવને ખાતર પોતાની આસપાસના આદમીઓ, જાનવરો, તેમજ સંજોગો સાથે ચાલુ લડત જારી રાખવી પડે છે. આટલા માટે (ગ) યોગ્ય લડાયક અસબાબ ધરાવે છે.

જો પહેલાં ચીત્ર તરફ જોતાંને વાર, કોઇ એમજ કહેશે કે લશકર સાથનો મુકાબલો બીલકુલ માલમ નથી પડતો તેમાં કાંઇ નવાઇ નહી. પણ સુજ્ઞ વાંચક જો ધીરજ રાખશે તો ઝટ સમજી શકશે.

# ચીત્ર ત્રીજું.




સ્પાઇનલ રીફ્લેક્સ આર્ક=જ્ઞાન રજ્જુની વળતી કમાન.

૧) લાગણીના તારનો બહારનો છેડો (=સેનસરી નર્વ ટરમીનલ.)

૨) લાગણીનો તાર(=સૅનસરી નર્વ) જ્ઞાનતંતુ.

૩) લાગણીના તારનું જ્ઞાન રજ્જુમાં મુળ(=સ્પાઇનલ ગેન્ગલીયનમાં સેનસરી નર્વ સેલ.)

૪) લાગણીનાં તારનો અંદરનો છેડો (જ્ઞાન રજ્જુ યા સ્પાઇનલ કોર્ડની અંદર) છેડો, ઝાડની ડાંખળી માફક,

૫) હીલચાલના તારનાં મુળની (=મોટર નર્વ સેલની) ડાંખળીઓ સાથે વીંટલાય છે.

૬) હીલચાલનાં મુળમાંથી નીકળતો હીલચાલનો તાર (મોટર નર્વ) જ્ઞાનતંતુ.

૭) હીલચાલના તારનો બહારનો છેડો (મોટર નર્વ ટરમીનલ.)

આ ચીત્ર દેખાડે કે કેવી રીતે આપણી લાગણીનો સંદેશો ૧, ૨, ૩, ૪ તારને રસ્તે જ્ઞાનરજ્જુને પહોંચે છે ને ઇશારો કરે છે, જેના પરીણામે, જ્ઞાનરજ્જુમાંથી, લાગણીને માફક આવતો વળતો જરૂર જોગો સંદેશો, ૫, ૬, ૭, ને રસ્તે માંસ ઇ. ને મોકલવામાં આવે છે ને તેથી જોઇતી હીલચાલ માંસ ઇ. કરે છે. દાખલા તરીકે, જો પગના તળીયાંને ગીલી લગાડી હોય તો, લાગણીનાં તારનો સંદેશો જ્ઞાનરજ્જુપર જવાથી, વળતો સંદેશો પગનાં માંસ (=મસલ)ને મળવાથી પગ આપમેળેખેંચી લેવામાં આવે છે. એને અંગ્રેજીમાં રીફ્લેક્સ એકશન=વળતું કાર્ય કહે છે.

## ચીત્ર ચોથું.

### સેરીબ્રો સ્પાઇનલ-આર્ક=ભેજાં તથા જ્ઞાન રજ્જુની વળતી કમાન.




૧) લાગણીના તારનો બહારનો છેડો (=સેનસરી ટરમીનલ.

૨) લાગણીનો તાર (=સેનસરી નર્વ=યા જ્ઞાનતંતુ.

૩) લાગણીના તારનો અંદરનો છેડો (જ્ઞાનરજ્જુ યા સ્પાઇનલ કોર્ડની અંદર એ છેડાનો અંત આવે છે.

૪) એ છેડાના અંત સાથે, ઝાડની ડાંખલી માફક વીંટલાયલો સેરીબ્રો-સ્પાઇનલ=ભેજાંને જ્ઞાનરજ્જુનો(સેન સરી) લાગણીનાં જ્ઞાનતંતુનો છેડો.

૫) સેરીબ્રો-સ્પાઈનલ સેનસરી (લાગણીનો) જ્ઞાનતંતુ.

૬) એ તારનો છેડો ભેજાંના નર્વ સેલ સાથે ડાંખલીએ માફક વીંટલાયો છે.

૭, ૭) ભેજાંનું મોટર નર્વ સેલ યા હીલચાલપર કાબુ રાખતુ ભેજાંનું સેલ.

૮) એ સેલમાંથી નીકળતો સેરીબ્રો સ્પાઇનલ મોટર નર્વ=ભેજાંને જ્ઞાનરજ્જુનો હીલચાલનો જ્ઞાનતંતુ.

૯) એ જ્ઞાનતંતુનો છેડો, જે ડાખલીની માફક.

૧૦) સ્પાઈનલ મોટર નર્વ સેલ સાથે વીંટલાયલો છે.

૧૧) એ મોટર નર્વ સેલમાંથી નીકળતો મોટર નર્વ અથવા હીલચાલનો જ્ઞાનતંતુ.

૧૨) એ હીલચાલના જ્ઞાનતંતુનો બહારનો છેડો જેનો અંત માસ અથવા મસલમાં આવે છે. (મોટર નર્વ ટરમીનલ).

| ચીત્ર ત્રીજાંનો | ચોથાં સાથે મુકાબલો. |
|---|---|
| ૧—૨—૪ | ૧— ૨— ૩ |
| ૫—૬—૭ | ૧૦—૧૧—૧૨ |
| ૩— | આ ચોથાં ચીત્રમાં, સાદાઇને ખાતર નથી દેખાડયું જોકે તે હસ્તીમાં છે. |
| | ૪— ૯— ભેજાંને જ્ઞાન રજ્જુનો સંબંધ દેખાડે છે. |

## ચઢઉતર પદવી ધરાવતા લશકરીઓ—( ક ૧-૪ )

એ આખા લશકરની કરામત, એનું ખોખું ને અન્દરના અવ્યયો છે. એ ખોખું જુદી જાતના હાડકાઓનું બનેલું છે ને એના જુદા જુદા ભાગોમાં ઉપરથી નીચે સુધીની પદવી ધરાવતા ( ક ) લશકરીઓ છે. દાખલા તરીકે સર્વોપરી સત્તા ધરાવતો ૧) સેનાપતી તે ભેજું છે ને તે ખોપરીમાં સર્વથી ઉપલા ભાગમાં આવેલું છે (વધુ માટે જુઓ ચીત્ર બીજુ) સેનાપતીના ૨) હાથ નીચેનાં કપતાનો--સ્પાઇનલ કોર્ડ--જેઓ એનો હુકમ બજા લાવે છે તે કમ્મરના કોઠામાં આવેલો છે. કારણ કે ભેજાનો નીચલો ભાગ સ્પાઇનલ કોર્ડ યાને જ્ઞાન રજજુ સાથે સીધો જોડાએલો છે, ને એ જ્ઞાન રજજુના છેડાનો છેક આપણી બેઠકના હાડકાની મધ્યમાં અંન્ત આવે છે. (જુઓ ચીત્ર બીજું) એ જ્ઞાન રજજુમાં લશકરી કપતાનને જેમ સેનાધીપતી તરફથી હુકમ મળે છે તે હુકમો તે પોતાના ૩) હાથ નીચેના અમલદારો—અફસરો મારફતે સર્વ સેપાહોને પુગાડવામાં આવે છે એ અમલદારો નર્વઝ યા જ્ઞાન તંતુઓના તાર અથવા દોરડાં છે. કે જેની મારફતે ૪) શરીરનાં હરેક ભાગ યાને સર્વ સેપાહોને ભેજાંના હુકમો પહોચાડવામાં આવે છે (જુઓ ચીત્ર બીજું, ત્રીજું ને ચોથું). બદન યાને આખુ લશકર માથાં થી તે પગ સુધી પોતાની આસપાસના દુશમની સંજોગો સાથે લડવા માટે જીંદગી સુધી ચોકાશી રાખે છે. દાખલા તરીકે કોઈ શખ્સપર એક દુશમન શખ્સ યા જાનવર હુમલો કરે છે, તો તુરત હુમલો હઠાવી મારવા ભેજાં તરફથી આખા શરીરને લડવાનો હુકમ મળે છે. હવે જે કમનસીબોમાં એ સેનાધીપતી યા ભેજુ તથા શરીર યા લશકર ખીલેલું નથી હોતુ, તેઓ એવા હુમલા સામે નથી લડી શકતા.

## લશકરીઓનાં ગોઠીયા—ખોરાક ઇ. પુરો પાડનારા તથા કચરો બહાર કહાડનારા ( ખ ૧-૭ )

( ક ) હવે એ સેનાપતી તેમજ તેના હાથ નીચેના કપતાનો તથા અમલદારો ને સીપાહો લડી શકે તેવી સ્થીતીમાં રાખવા માટે ખાધ ખોરાકીની જરૂર છે. તેમજ જે ખોરાક મળે તે ખોરાકને રાંધીને જુદી જુદી જાતના સીપાહોને માટે તેઓને બરનો ખોરાક બનાવવા ખાતર (ખ) સીપાહોનાં ગોઠયાઓ (૧)પેટ, (ચીત્ર પહેલું ૪૧) આંતરડા ૪૦, ને તેઓ સાથ

સંબંધ ધરાવતા ચોકસ અવયવો છે—દાખલા તરીકે, લીવર યાને કાલજું. પેટ માં રંધાયલો ખોરાક, પાણી, ઇ. હરેક સીપાહને પહોંચાડવા ખાતર, જે સામગ્રીયો જોઇયે તે ૨) લોહીને લીમફેટીક નળીઓ (ચીત્ર પાંચમું) પુરી પાડે છે. હવે લોહીને જીંદગી સુધી ફરતુ રાખવા માટે ૩) (ચીત્ર પહેલું ૩૯, ને ચીત્ર પાંચમુ) ૩) દીલ, હરદય યા હાર્ટનો પમ્પ રાખવામાં આવ્યો છે, કે જેથી કરી આપ મેળે લોહી આખાં દીલમાં ફરી શકે છે. ૨) લોહીની નળીઓ બે જાતની હોયછે, કારણ કે શરીરનાં હરેક ભાગને જોઇતો ખોરાક ને પાણી પહો ચાડવા માટે આરટરીઝ યા સ્વચ્છ લોહીની નસો હોય છે. જયારે તે ખોરાક, ખાઇ, પચે એટલો પચાવી, જે ખોરાક પાણી ઇ. ન પચ્યું હોય તે પોતાંમાં એકઠું ન કરતા, વેન્સ યા બ્લુ ગદલાં લોહીની નસોને રસ્તે બહાર મોકલી આપે છે. (જુઓ ચીત્ર પાંચમુ) જયારે દરેક ભાગને ફેફસાંની સ્વચ્છ હવા (ઓકસીજન) પણ, શરીરની ગરમી ૯૦ જાળવવા માટે આરટરીઝો પુરી પાડે છે, ને ગદલી હવા (કારબોનીક એસીડ) વેન્સ બહાર લઇ જઇ, ફેફસાં રસ્તે શરીરની બહાર નાંખે છે. વધુ, નકામા ગદલા પદાર્થો ૪) ઝાડા, ૫) પીશાબ, ૬) પરસેવો, ૭) શ્વાસ ઇ. રસ્તે ભંગીનું કામ કરતી જુદી જુદી ગટરોમાંથી શરીરની બહાર નીકળે છે. જેથી કરી બદનમાં લોહી સ્વચ્છ રહે છે. ને ઝહેર એકઠું થવાને બદલે બહાર નાખી દેવામાં આવે છે. ૪) આંટરડાંને રસ્તે મ્હોટે ભાગે ઝાડામાં નકકર ગદલો કચરો બદનની બહાર નાખવામાં આવે છે. જયારે ૫) (ચીત્ર પહેલું, ૪૪, ૪૫, ૪૬,) કીડનીઝ યા ગુરદામાંથીનીકલતી નળી મારફતે પીશાબ ફુકકામાં જાય છે ને ત્યાંથી પીશાબની બહારની નળી વાટે પ્રવાહી ગદલો કચરો પીશાબમાં બહાર કહાડવામાં આવે છે. (વધુ જુઓ ચીત્ર આઠ ને નવ). તેજ પ્રમાણે ૬) પરસેવાને રસ્તે પણ પ્રવાહી કચરો બહાર નીકળે છે. ૭) (ચીત્ર પહેલું ૪૦) ફેફસાંને રસ્તે આપણે ઉપર જોયું તેવ ગેસીયસ અથવા હવાઇ યા વાયુ રૂપી ખરાબ પદાર્થો જેવા કે કારબોનીક એસીડ બહાર કહાડવામાં આવે છે. આટલા પરથી આપણે જોયુ કે, આપણુ શરીર તે એક કેવુ જન્ગી લશકર સમાન છે. ( ક ૧-૪) સેનાધીપતીથી તે સીપાહ સુધી એમાં એવો ખુદરતી ડીસીપલીન રાખવામાં આવ્યો છે કે વડાનો હુકમ તાબેદાર સીપાહ બજા લાવે, તેમજ એ લશક રની ખાધ ખોરાકી ઇ. પુરી પાડવાના તેમજ ગદલું બહાર લઇ જનારા (ખ ૧-૭) ગોઠીયાઓ તેઓનું કામ બજાવે.

## ચીત્ર પાંચમું.

### સરક્યુલેશન ઓફ બ્લડ યા શરીરમાં લોહીનું ફરવું.




સ્હદય તથા લોહીની ધોરી નસો ને શીરાઓને રસ્તે આખા શરીરમાં માંથાથી પગ સુધી લોહી કેમ ફરે છે તે દેખાડે છે.

આ ચીત્રમાં જે કાળી ઘાડી નળીઓ છે તેને આરટરીઝ યા સ્વચ્છ લાલ લોહીની ધોરી નસો કહે છે. ને જે ઉઘાડા રંગના નળીઓ છે તેને વેન્સ યા ગદલાં બ્લુ લોહીના નસો યા શીરાઓ કહે છે.

૧) હરદય

૨) હરદયમાંથી નીકળતી એઓર્ટા યા સ્વચ્છ લોહીની મોટી આરટરી. જે શરીરની મુખ્ય ધોરી નસ છે.

૩) એઓર્ટામાંથી નીકળતી નાની ગુરદાના રીનલ આરટરી.

૪) કાતરાનાં ભાગમાંથી નીકળતી નાના વેન્સ યા શીરાઓ.

૫) કે જે નાની વેન્સો એક મોટી વેન—ઇનફીરીયર વીના કેવા યા શરીરના નાચલા ભાગની મુખ્ય શીરામાં ઉધડે છે.

૬) એ ઇન્ફીરીયર વીનાકેવા, આખરે હરદયમા ઉધડે છે.

આ ચીત્રમાં તીરો હરદયની ડાબી બાજુથી નીકળતુંસ્વચ્છ લોહી શરીરમાં ફરી, શરીરનું ગદલુ લોહી હરદયની જમણી બાજુએ દાખલ થઇ, ને ફેફસામાં જઇ, સ્વચ્છ બની, પાછું હરદયની ડાબી બાજુએ કેવી રીતે જાય તે દેખાડે છે.

## તેજ પ્રમાણે દુશમનો સામે લડવા માટે એનો યોગ્ય (ગ) લશકરી લડાયક અસબાબ.

(ગ) એ અસબાબ તપાસીયે. માણસ જેવા દેખીતા દુશમનો, જાનવર, ઇ. ની સાથે લડવા માટે યુકતીબાજ ભેજું ને હાથ પગો છે, જે જુદી જુદી જાતની શામગ્રીઓમાંથી ઉપજાવેલા લડાયક હથીયારો તોપ, બંદુક ઇ૦ બનાવી લડી શકે છે. તેજ પ્રમાણે ઝહેરી દરદના જંતુઓ ઇ. ન દેખીતા છુપા શુક્ષમ દર્શક દુશમનો સામે લડવા માટે પણ, મનુષ્યનાં લોહી ઇ. માં જુદી જુદી જાતનાં પ્રવાહને સેલ્સો આવે છે. કે, જે એવા શત્રુ સામે લડી જો જીત મેળવે છે, તો દર્દી સાજો થાય છે, ને જો હારે છે, તો દર્દી રોગમાં સબડે છે, યા તો મરે છે. એટલું આપણે યાદ રાખવું ઘટે છે, કે કોઇ પણ લશકર પોતાના દુશમન સાથે હંમેશ તો ફતેહ નજ મેળવી શકે, તેજ પ્રમાણે હરેક મનુષ્યનું શારીરીક લશકર પણ હમેશ પોતાના હરેક દુશમન સાથે જીત નથી મેળવી શકતું.

## શારીરીક લશકરની બારીક સુક્ષમ દર્શક તપાસ.

આપણે હાલ સુધી તો ફકત શરીરની બહારની આંખે દેખતી તપાસ કીધી છે, કારણ કે એવી તપાસ શરૂઆતમાં સમજવી અવષ્યની છે. હવે આપણે શરીરની બારીક શુક્ષમ દર્શક તપાસ કરીયે. જેમ હરેક લશકરમાં જુદી પંકતીવાલા તથા જુદી જાતનાં કામપર રોકાયલા માણસો હોય છે, કે જેઓની અકકલ હુશીયારી કામ કરવાની લાયકાત એ સર્વમાં ફરક હોય છે, જો કે ઉપર ટપકેથી જોતાં દુરથી સર્વ માણસો તો સરખાંજ દેખાય, પણ વધારે ધ્યાનથી જોતાં, એ ફરકો માલમ પડે છે, તેજ પ્રમાણે આપણા શરીરમાં જુદી જુદી પદવીને લાયકાત ધરાવતા ભાગોને અવયવો છે. પણ જો આપણે સર્વને સુક્ષમદર્શક યંત્ર નીચે જોઇયે તો એ સર્વમાં ઉપર ટપકેથી એકજ જાતની બારીક રચના માલમ પડે છે. દાખલા તરીકે, આપણું આખુ શરીર સેલ્સોનું બનેલુ છે. ને હરેક સેલમાં ચોકસ બારીક બનાવટ આવે છે. (જુઓ ચીત્ર છઠ્ઠુ ને સાતમુ) સેલ તે શું છે? સેલ એક બારીક સુક્ષમ દર્શક જીવતું ચક્ર છે. જીવતા ચક્રો યા સેલ્સો એકમેક સાથે મલવા થી, આપણી આંખો જોઇ શકે એવા મોટાં ટીસ્યુઝ યાને દેખીતા શારીરીક ભાગો

બને છે, જેવા કે માસ હડકાં ઇ૦ એ જીવતાં સેલની રચના આ પ્રમાણેની છે. જે છઠ્ઠું ને સાતમું ચીત્ર જોયાથી સમજ પડશે. એ છઠ્ઠાં ચીત્રનાં આંકડાની સમજ આ પ્રમાણે છે ૧) સેલ વોલ યા જીવતાં ચક્રની ગોળ દીવાળ કે જેનીઅંદર (૨) પ્રોટો પ્લાઝમ જીવન પદાર્થ આવેલા છે. એ પ્રોટો પ્લાઝમની અન્દર (૩) ન્યુક્લીયસ = સેલની સરદારી ભોગવતું નાનું જીવન ચક્ર આવેલું છે, એને આપણે સેલના સરદાર તરીકે ઓળખાવીશુ કારણ કે હરેક સેલમાં જે જીવતી ગતીઓ ચાલુ રહે છે, તથા જીવ રહે છે તે એને લીધેજ છે, એ મરે ત્યારે આખુ સેલ મરી જાય છે. એણે લીધે ખાધ ખોરાકી ઇ. સર્વનો સેલમાં આવજાવ થાય છે, તેમજ એમાર્થી નવાં સેલ્સો જનમે છે ને મહોટાં થાય છે. એ વીષે વધુ આપણે આગળ ચાલતાં જોઇશું.

## ચીત્ર છઠું.

### એક સેલ યા જીવતાં ચક્રની (સુક્ષ્મદર્શક તપાસ.)




૧) સેલ વોલ (સેલની દીવાલ)

૨) પ્રોટોપ્લાઝમ (જીવન પદાર્થ)

૩) ન્યુકલીઅસ (જીવન ચક્ર)

---

## ચીત્ર સાતમું.

### એક સેલ યા જીવતાં ચક્રની (ચીત્ર છઠ્ઠાં કરતાં વધુ વીગતવાર સુક્ષ્મદર્શક તપાસ).




૧) પ્રોટોપ્લાઝમની જાલી
૨) પ્રવાહી
૩) ન્યુકલીઅર મેમ્બ્રેન (યા દીવાલ)
૪) ન્યુકલીઅર જાલી
૫) ક્રોમેટીન (યા રંગીન જાલી)
૬) ન્યુકલીઓલસ (ન્યુકલીઅસનું અન્દરનું ચક્ર)
૭) સેન્ટ્રો સમ
૮) એસ્ટર (યા તારો)
૯) વેક્યુઓલ (યા ખાલી જગા)
૧૦) ઇનર્ટ બોડી (યા જડ પદાર્થ)

# પ્રકરણ ૪ થું.

## સ્ત્રી મરદના પીશાબના ભાગો (યુરીનરી ઓરગન્સ)ની રચના ને કાર્ય.

### પહેલો વીભાગ—રચના.

સર્વ કોઇને એટલું તો માલમ છે કે પીશાબ તેમજ જાતીને લગતા ભાગોને નજીકનો સંબંધ છે. તેનું કારણ કુદરતી કરકસર છે, કે જેથી કરી પીશાબ તેમજ વીર્યનો પ્રવાહ, મરદમાં, એકજ નળીયે બહાર નીકળે છે, જો કે, એ બન્ને પ્રવાહોની ઉત્પતી જુદા અવ્યવોમાંથી થાય છે. જયારે સ્ત્રીમાં પીશાબની નળી ફકત પીશાબનેજ માટે છે, તો પણ તેનું નાકું યોનીના બહારના ભાગના ઉપલાં ખુણાંમાં આવેલુ છે, જેને લીધે, પીશાબને જાતીના ભાગનો સંબંધ, સ્ત્રીઓમાં ફકત એટલોજ છે. પીશાબના ભાગોની રચના આઠમું ચીત્ર જોવાથી સમજ પડશે કે સ્ત્રી તેમજ મરદમાં ૧) થી ૪) સુધીનાં ભાગો સરખા છે.

૧) ૧) તે બે બાજુના ગુરદા છે. જો પેટ ચીરી, પેટની પાછલી દીવાલના ખાચાં તપાસીયે તો મધ્યમાં કમ્મરના હાડકાંઓ દેખાય છે. જેની બે બાજુએ બે ગુરદા આવેલા છે. ગુરદાની ઉપલી હદ, છેલ્લી પાંસળી છે. જયારે નીચલી હદ, નાલ યા દુંટીની સપાટી પાછળ વેર લખયે તો, તે સપાટી સુધીની હદ છે. હરેક ગુરદાની લંબાઇ, ૪ ઇંચ; પહોળાઇ, ૨½ ઇંચ; ને જાડાઇ, ૧½ ઇંચ હોય છે. હરેક ગુરદાનો વજન ૪½ ઔંસ હોય છે.

૨) ૨) ગુરદામાંથી યુરેટર યાને ગુરદાની પીશાબની નળી નીકળે છે, જે રસ્તે પીશાબ, ગુરદામાંથી નીકળી ૩) ફુકકામાં જાય છે, એ કમ્મરના હાડકાની બન્ને બાજુએ નીચે ઉતરી, આગળ વલાણુ લઇ ફુકકામાં ઉઘડે છે. ગુરદાની નળી ગુઝકવીલ જેટલી સાંકડી હોય છે. ને એની લંબાઇ ૧૨–૧૬ ઇંચ હોય છે.

૩) પીશાબનો ફુકકો પીડુનાં ભાગમાં આવેલો છે. ફુકકાની આગળ પ્યુબીક કમાન, યા પાઠાનાં હાડકાંની કમાનનો આગલો ભાગ આવેલો છે, (જુઓ ચીત્ર ચઉદમું, ૧૫)

મરદમાં ફુકકાની પાછળ, મફરાનો ભાગ હોય છે. સ્રીમાં ફુકકાની પાછળ, યોની તથા ગર્ભસ્થાનનું મોંહ છે, જેની પાછળ મફરો (ચીત્ર ચઉદ, ૧૨,) છે. (જુઓ ચીત્ર ચઉદમું જેમાં ૯–ફુકકો છે, જેની આગળ પ્યુબીક હાડકુ, ૧૫ છે–જયારે પાછળ–૨) યોની ને ૩) ગર્ભસ્થાનનું મોંહ છે. પીશાબનો ફુકકો પોકળ છે ને એની અન્દર એક પાઇન્ટ જેટલી પીશાબ એકઠી વખતે સાધારણ રીતે રહી શકે છે.'

૪) યુરીથ્રા–ફુકકાની પીશાબની નળી. આઠમાં ચીત્રમાં એ નાની દેખાડવામાં આવી છે.

મરદમાં, એની લંબાઇ ૮ થી ૯ ઇંચ હોય છે, (જુઓ ચીત્ર નવમું) જયારે સ્રીમાં, એની લંબાઇ ૧½ ઇંચ હોય છે. (જુઓ ચીત્ર ચઉદમું)

યુરીથ્રા પ્યુબીક હાડકાની કમાનની નીચેથી નીકળી બહાર ખુલે છે, કે જે રસ્તે પીશાબ શરીરમાંથી બહાર નીકળે છે.

## ચીત્ર આઠ, નવ, ને ચઉદના મુકાબલાના આંકડા.

ચીત્ર આઠમાં, આપણે આગલી બાજુ–ફ્રન્ટમાં–ચીરેલા મુરદામાં, ગુરદા ઇ. જોઇયે છીયે.

જયારે ચીત્ર નવ ને ચઉદમાં એક બાજુએથી–લેટરલ–ચીરેલા મુરદામાં, ગુરદા ઇ. જોઇયે છીયે.

| | ચીત્ર આઠ<br>સામાન્ય | ચીત્ર નવ<br>મરદ | ચીત્ર ચઉદના મુકાબલના આંકડા<br>સ્રી |
|---|---|---|---|
| ગુરદો | ૧ | ૧૩ | ૧૧ |
| યુરેટર | ૨ | ૧૨ | ૧૦ |
| ફુકકો | ૩ | ૧૧ | ૯ |
| યુરીથ્રા (અથવા પીશાબની નળી) | ૪ | ૫, ૩, ૨ | ૮ |

## ગુરદા ઇ: ની લોહીની નળીઓ તથા જ્ઞાનતંતુઓ.

આઠમાં ચીત્રના બીજા ભાગોની તપાસ: ૫)–એબડો મીનલ એઓરટા છે–એમાં સ્વચ્છ લોહી હરદયમાંથી નીકળી શરીરના નીચલા ભાગોમાં

## ચીત્ર આઠમું.

**ચારેલાં પેટની પાછલી દીવાલપર આવેલા ગુરદા દ૦ પીશાબના ભાગો.**

(સ્રી ને મરદમાં સરખા છે. બ્યાન માટે વાંચો પ્રકરણ ચોથું.)

૧) ૧) જમણી ને ડાબી બાજુના ગુરદા | ૩) પીશાબનો કુકડો

૨) ૨) યુરેટરસ=ગુરદાની પીશાબની નળીઓ | ૪) યુરીથ્રા=કુકડાની પીશાબની નળી




૫) એબડોમીનલ એ ઓર્ટા=હરદયમાંથી સ્વચ્છ લોહી લાવતી લોહીની નળી.

૬, ૬,) એ મોટી નળી ની જમણી, ને ડાબી રીનલ આરટરીઝ=ગુરદામાં લોહી લઇ જતી, નાની નળીઓ ૫) માં થી નીકળે છે.

૭) એન્ફીરીઅર વીના કેવા=હરદયમાં ગદ્દુ લોહી લઇ જતી મોટી શીરા

૮, ૮) રીનલવેન્સ=જમણી ને ડાબી શીરાઓ ગુરદામાંથી ગદ્દુ લોહી લઇ, જઇ ૭)ની અંદર નાંખે છે.

૯, ૯) જમણો ને ડાબો ઉપ-ગુરદો (સુપ્રારીનલ ગ્લેન્ડ)

૧૦, ૧૦) એ ઉપ-ગુરદાના લોહી લાવલઇજા કરતી નળીઓ (સુપ્રારીનલ આરટરીઝ તથા વેન્સ)

૧૧, ૧૧, સ્પરમેટીક આરટરીઝ(અન્ડમાં સ્વચ્છ લોહી લાવનારી નળીઓ)

૧૨, ૧૨) સ્પરમેટીક વેન્સ (અન્ડમાંથી ગદ્દુ લોહી લઇ જનારી શીરાઓ) સ્રીઓમાં એને ઓવેરીઅન આરટરીઝને વેન્સ કહે છે.

ફરે છે. જુઓ (ચીત્ર પાંચમું, ૨) કે જેમાં હરદયની ડાબી બાજુએથી એઓરટા નીકળે છે. તેના છાતીમાંના ભાગને થોરાસીક એઓરટા કહે છે, તે પેટમાં ઉતરે છે, ત્યારે તેને **એબડોમીનલ** એઓરટા કહે છે.

હવે એ એબડોમીનલ એઓરટામાંથી ચીત્ર આઠમું ૬)૬) બે નાની નળીઓ—એક જમણી ને બીજી ડાબી—નીકળે છે, ને જમણાને ડાબા ગુરદામાં દાખલ થાય છે. (ચીત્ર પાંચમું, ૩).

જેને જમણી ને ડાબી રીનલ આરટરીઝ યા ગુરદાની લોહીની ધોરી નસો કહે છે, જે ગુરદાઓમાં લાલ લોહી લઇ જાય છે. બન્ને ગુરદામાંથી બ્લુ લોહી નીકળે છે તે ચીત્ર આઠમું ૮)૮) શીરાઓની નળીઓમાં દાખલ થાય છે, જે નળીઓને રીનલ વેન્સ કહે છે એ બન્ને બાજુની નળીઓ ૭) નમ્બરવાળી મોટી નળીમાં ખુલે છે. ૭)—ઇન્ફીરીયર વીના કેવામાંથી લોહી ઉપર ચહડે છે, ને હરદયની જમની બાજુમાં દાખલ થાય છે, (જુઓ ચીત્ર પાંચમું, ૫, ને ૬).

સારાંશ, ચીત્ર આઠમું ૫,૬,૬, ને રસ્તે હરદયનુ સ્વચ્છ લોહી ગુરદાઓમાં દાખલ થાય છે. તેમજ ૮.૮,૭ ને રસ્તે, ગુરદાનુ લોહી ગુરદામાથી નીકળી, હરદયમાં જાય છે.

## ગુરદાના જ્ઞાનતંતુઓના તાર—નર્વઝ.

આપણે ત્રીજા પ્રકરણમાં જોઇ ગયા કે શરીરના હરેક ભાગપર ભેજુ બન્દોબસ્ત રાખે છે, અને તે માટે હરેક ભાગમાં જ્ઞાનતંતુઓ નર્વઝ હોય છે. તે પ્રમાણે ગુરદાના નર્વઝને રીનલ નર્વઝ કહે છે. એ નર્વઝની સંખ્યા ૧૫) જેટલી છે. એ નર્વઝ આઠમાં ચીત્રમાં નથી દેખાડવામાં આવ્યાં, કારણ કે એથી ચીત્ર સમજવામાં વાંચકોને ગુંચવણ વધે. પણ જેમ ૬,૬, નમ્બરવાળી નળીઓ જમણી ડાબી બાજુએ ગુરદાઓમાં દાખલ થાય છે, તેની સાથે સાથે નર્વઝ યા જ્ઞાનતંતુઓના તાર પણ દાખલ થાય છે, એટલું યાદ રાખવું. જેમ ૧) ગુરદાને માટે બે જાતની લોહીની નળીઓ તથા જ્ઞાનતંતુઓ છે, તેજ પ્રમાણે ૨) યુરેટર ૩) ફુકનો ને ૪) યુરીથ્રા માટે પણ બે જાતની લોહીની નળીઓ તથા જ્ઞાન તંતુઓ છે. કારણ કે, આખા શરીરના હરેક ભાગને જીવતો રાખવા માટે ખોરાક તેમજ જ્ઞાનતંતુઓ અવશ્યનાં છે.

## બીજો વીભાગ—પીશાબના ભાગોનું કાર્ય.

આપણે અત્યાર સુધી પીશાબના ભાગોની રચના તપાસી. હવે એવી રચનાને લીધે, શરીરના ભલા માટે એ પીશાબના ભાગોનુ કાર્ય શું છે, તે તપાસીયે.

૧) ૧) ગુરદાનુ મુખ્ય કાર્ય એ છે કે, એની અન્દર શરીરનું લોહી જે ૫,૬,૬, તે રસ્તે આવે છે તેમાંથી પીશાબ જુદી પાડવી તથા એ પીશાબ ૨,૨, યુરેટરની નળીને રસ્તે ફુકકામાં મોકલી આપવી. પીશાબમાં પાણી, ખાર (સોલ્ટસ), યુરીઆ ઇ., ને જે શરીરને માટે નુકશાનકારક થઇ પડે એવા પદાર્થો હોય, તે બહાર કહાડવામાં આવે છે. દરદીઓમાં પીશાબ વાટે, જન્તુઓ, જુદી જાતનાં વીષ અથવા ઝહેરો ઇ. શરીરની બહાર કહાડવામાં આવે છે.

૨) ૨) યુરેટરનું કાર્ય—ગુરદાની પીશાબની નળીઓ યા યુરેટર વાટે, પીશાબ ગુરદામાંથી ઉતરી, ફુકકામાં એકઠી થાય છે. ઉંડો દમ ને કસરત લેવી પછી તથા ભોનુ ખાધા પછી ૧૫–૩૦ મીનીટ, સાધારણ કરતાં જાસ્તી પીશાબ ગુરદામાંથી યુરેટરને રસ્તે ઉતરે છે.

૩) પીશાબના ફુકકાનું કાર્ય–ફુકકો પીશાબનુ રીઝરવોયર છે, એટલે એમાં પીશાબ એકઠી થાય છે. જ્યારે ચોકકસ હદ સુધી એમાં પીશાબ એકઠી થાય છે, ત્યારે ફુકકો સંકોચાય છે. ને તેવી રીતે પીશાબને ૪) યુરીથ્રા પીશાબની નળી વાટે બાહેર કહાડે છે. જ્યારે ફુકકો પુરો ભરાઇ જાય છે ત્યારે આપમેળે-ઇનવોલનટરી-સંકોચાય છે ને પીશાબ બહાર કહાડે છે.

સાધારણ રીતે, માણસને પીશાબની હાજત થાય છે, ત્યારે, માણસ પોતે જોર કરી, પેટની આગલી દીવાલનાં મસલ યા માંસને સંકોચાવે છે. જેથી એ માસ જોરમાં ફુકકાને દાબે છે. ને તેવી રીતે, માણસ પોતાની મરજી પ્રમાણે-વોલનટરી-પીશાબ કરે છે.

૪) યુરીથ્રા યા પીશાબની નળીનું કાર્ય આપણે આગળ જોયું તે પ્રમાણે સ્ત્રીઓમાં એ નાની નળી વાટે ફકત પીશાબ બહાર નીકળે છે. પણ મરદમાં એ લાંબી નળી વાટે પીશાબ ઉપરાંત, વીર્ય તથા બીજા પ્રવાહી, જે જુદાં જુદાં ગ્લેન્ડઝમાં તૈયાર થાય છે, તે સર્વે એ નળીને રસ્તે બહાર નીકળે છે. આવતાં પ્રકરણમાં એ વીષેની વધુ વીગતો આપવામાં આવી છે, જે વાંચવાથી સમજ પડશે.

## ચીત્ર નવમું.

### મરદના પીશાબ તથા જાતીનાં છુપા ભાગોનો એક બાજુનો (સેકશન) દેખાવ.

### (ક) પીશાબના ભાગો.

૧) પ્રેપ્યુસ-ઇન્દ્રીના મો પરની છુટી ચામડી (સુનતની)
૨) ઇન્દ્રીનું મોં-જેની અન્દર યુરીથ્રા યા પીશાબની નળીનો અન્ત આવે છે.
૩) સ્પનજી યુરીથ્રા=પીશાબની નળીનો ત્રીજો ભાગ
૪) મેમ્બ્રેનસ યુરીથ્રા=પીશાબની નળીનો બીજો ભાગ
૪) નીચે-કુપરનું ગ્લેન્ડ
૫) પ્રોસ્ટેટીક યુરીથ્રા=પીશાબની નળીનો પહેલો ભાગ
૧૧) પીશાબનો કુકો
૧૨) યુરેટર-ગુરદાની પીશાબની નળી
૧૩) ગુરદો

### (ખ) જાતીના ભાગો.

૬) ઇજેકયુલેટરીડકટ=વીર્યનાં નાના કુકાની નળી તથા વીર્યની નળી (વાઝડીફરન્સ) નો સન્ગમ.
૭) સેમીનલ વીસીકલ=વીર્યનો નાનો કુકો
૮) વાઝ ડેફરન્સ=વીર્યની નળી
૯) એપીડીડીમીસ=ઉપઅન્ડ
૧૦) અન્ડ




આ ચીત્ર પરથી (ક) પીશાબનો રસ્તો તથા (ખ) વીર્યનો રસ્તો ૫) સુધી છુટા છે-ને ૫)માં જોડાઇ એકજ રસ્તે બન્ને પ્રવાહી બહાર નીકળે છે તે સ્પષ્ટ જણાશે.

(ક) પીશાબનો રસ્તો-- ૧૩, ૧૨, ૧૧, ૫, ૪, ૩, ૨

(ખ) વીર્યનો રસ્તો-- ૧૦, ૯, ૮, ૭, ૬, ૫, ૪, ૩, ૨

(ગ) આ ચીત્રમાં જે તીર દેખાડે છે તે એ કે, (ગ) ગરમીના ચેપનો પ્રવાહ, ક) ને ખ)થી ઉલટે રસ્તે જાય છે યાને (ક) પીશાબને રસ્તે-૨, ૩, ૪, ૫, ૧૧, ૧૨, ૧૩ તથા (ખ) વીર્યને રસ્તે--૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦ ફેલાય છે.

# પ્રકરણ પાંચમુ.

## મરદના જાતીના છુપા ભાગો (મેલ જેનીટલ ઓરગન્સ)ની રચના.

મરદના જાતીના ભાગોની રચના બે મુખ્ય વીભાગમાં વહેચાયલા છે:—પહેલો, ઇન્દ્રીને તેના જોડીયાઓ, ને બીજો, અન્ડ ને તેના જોડયાઓની રચના.

### પહેલો વીભાગ-ઇન્દ્રી ઇ. ની રચના.

મરદની ઇન્દ્રીની રચનાના બ્યાનને ખાતર ત્રણ વીભાગ પાડવામાં આવ્યા છે. ૧) રૂટ=મુળ ૨)બોડી=ધડ ને ૩) એકસ્ત્રીમીટી=છેડો.

૧) રૂટ=મુળ જેની જમણી ને ડાબી ફાડો, **નીચે** પ્યુબીકઆર્ચ=થાપાના હાડકાંની કમાન (ચીત્ર પહેલું, ૪૮) સાથે વળગેલા છે-જે જમણા ને ડાબા ક્રુરાને નામે ઓળખાય છે. (ચીત્ર દસમું ૧૩, ૧૩.). જયારે મુળનો ઉપલો ભાગ સીમફીસીસ પ્યુબીસ=થાપાનાં હાડકાનાં આગલાં જોડાણ (ચીત્ર પહેલું, ૪૮) સાથે ફાઇબ્રસ ટીસ્યુથી વળગેલો છે.

૨) બોડી=ધડ, યા મુળને છેડાની વચેનો ભાગ. ધડની અન્દર પીશાબની નળી=યુરીથ્રા, નીચલાને વચલા ભાગમાં આવેલી છે.

ધડની આસપાસની ચામડી ઘણી પાતલી, ઢીલી, ને ઉંડા રન્ગની છે. જયારે ઇન્દ્રી લોહી ભરાવાથી ઉભી થાય છે, ત્યારે તેની આસપાસની ઢીલી ચામડી ફુલી શકે છે, ને ટાઇટ થતાં દરદ નથી થતું, એવી ખુદરતની કરામત છે.

૩) એકસટ્રીમીટી=છેડો,ને ગ્લાન્સ પણ કહે છે. એની ટોચપર ઇન્દ્રીનું મુખ છે. (ચીત્ર નવમું, ૨)

છેડાના પાછલા ઉપસેલા ગોળ ભાગને કોરોના ગ્લાન્ડીસ=ગ્લાન્સનું તાજ કહે છે. જયારે એની પાછલની સાંકડી ગોળ ગરદનને=સરવીકસ કહે છે. એ તાજ તેમજ ગરદન પર ટાયસનનાં ગ્લાન્ડસ નામના ઝીણાં ગાંઠો આવેલા છે, જેમાંથી ચીકણો ગંધાતો પદાર્થ નીકળે છે.

છેડાની ઉપર ચઢ ઉતર થતી ચામડીની ટોપી છે તેને પ્રેપ્યુસ=સુનતની ચામડી કહે છે. (ચીત્ર નવમું, ૧)

## ઇંન્દ્રીનું બંધારણ.

ઇંન્દ્રીનું ખાતી કાર્ય, ઉભી થવાનું હોવાથી, એનાં બંધારણમાં ઇરેક ટાઇલ ટીસ્યુ=ઉભાં થઇ શકે એવાં સ્નાયુ મોટે ભાગે આવેલાં છે. ઇન્દ્રીની અન્દર એ ઉભાં થતાં સ્નાયુઓ ત્રણ બન્ડલોમાં, ફાઇબ્રસ=રેસાદાર સ્નાયુનાં કવરો યા પરબીલાંમાં બંધાયલાં છે. એ ત્રણમાંના ક)બે બન્ડલો ઉપલા ભાગમાં, ને ખ) ત્રીજું બન્ડલ એ એની વચલા નીચલા ભાગમાં છે.

(ક) ઉપલાં બે બન્ડલો=કોરપોરા કેવરનોઝા=કાણા કાણાવાળાં સ્નાયુઓ છે (ચીત્ર દસમું, ૧૨, ૧૨)

(ખ) જ્યારે ખ) વચલું નીચલું બન્ડલ=કોરપસ સ્પનજીઓઝમ=ગાદલાયું સ્નાયું છે, જેની મધ્યમાં પીશાબની નળી=યુરીથ્રા છે. (ચીત્ર દસમુ, ૧–૪)

(ક)—આપણે ઉપર જોયું તે પ્રમાણે ઇંન્દ્રીના ત્રણ વીભાગ મુળ. ધડ, ને છેડો છે.

મુળનો પાછલો ભાગ ક્રુરા કહેવાય છે, કે જે છુટટા ક્રુરા, આગલ જોડાઇને ધડ બને છે. હવે એ રાન ધડમાં મુખ્ય ભાગે ઇરેકટાઇલ ટીસ્યુ=ઉભાં થતાં સ્નાયું આવે છે જેને (ક) કોરપોરા કેવરનોઝા કહે છે.

ચીત્ર દસ, ૧૨, ૧૨, જોયાથી માલમ પડશે કે બનને બાજુએ ૧૨. ૧૨, બે બન્ડલ જેવાં દેખાય છે, ને પાછલા ભાગમાં ૧૩, ૧૩, ક્રુરા તરીકે છુટા પડે છે. ધડના બન્ને બન્ડલ વચ્ચે સેપ્ટમ=પરદો આવે છે. આ બન્ને બન્ડલોની આસપાસનાં રેસાદાર કવર તેમજ વચ્ચેના પરદામાંથી, નાના રેસાદાર પાટાઓ નીકળે છે, કે જેને લીધે એ કોરપોરા કેવરનોઝામાં નાની નાની જુદી જુદી કોથલીઓ બને છે. એ કોથલીઓમાં જ્યારે, લોહી ભરાય છે ત્યારે ફુલાયાથી, ઇન્દ્રી ઉભી થાય છે. જેમ સાયકલનાં ઢીલાં ટાયરમાં પવન પમ્પ કીધાથી ટાયર ટાઇટ બની ઉભું થાય છે, તેજ પ્રમાણે, ઇન્દ્રીનાં વીભાગોમાં લોહી ભરાયાથી, તે ઉભી થાય છે.

ચીત્ર અગીયાર, ૪, ૪=ઇરેકટોર મસલ્સ યા ઇન્દ્રી ઉભાં કરનાર માંસ–જમણા ને ડાબાં–છે કે જે ક્રુરા યા ઇંદ્રીના મુળની આસપાસ

## ચીત્ર દસમું.

### ફુકકો તથા યુરીથ્રા(=પીશાબની નળી)નો ચીરવા પછીનો દેખાવ.




૧) ઇન્દ્રીનું મોં.
૨) ફોસા નેવીક્યુલારીસ=યુરીથ્રાંની નળી એ જગાપર મોટી બને છે.
૩) સ્પનજી યુરીથ્રા.
૪, ૫)મેમ્બ્રેનસ યુરીથ્રા.
૬) પ્રોસ્ટ્રેટીક યુરાથ્રા તથા....ડકટસ= નળીઓ. (ટપકાવાળી)
૭) પીશાબનો ફુકકો.
૮)૮) યુરેટર=ગુરદાની પીશાબની નળી
૯) ૯) કુપરનું ગ્લેન્ડ
૧૦) કુપરનાં ગ્લેન્ડની ડકટ=નળી.
૧૧) પ્રોસ્ટ્રેટ.
૧૨, ૧૨)બે કોરપસ કેવરનોઝમ=કાંના વાલો પોકળ ભાગ જેની અંદર લોહી ભરાવાથી ઇંદ્રી ઉભી થાય છે.

એ ૧૨, ૧૨, ની નીચે તથા બંને ની વચે, ૧, ૨, ૩, ૪, ૫ કે જેની આસ પાસ કોરપસ સ્પનજીઆઝમ=વાદળી જેવો ભાગ છે જેની અંદર, યુરીથ્રા પીશાબની નળી આવેલી છે.

૧, ૨, ૩, ૪, ૫)-કોરપસ સ્પનજી ઓઝમ-વાદળી જેવો ભાગ-૨) ની આસ પાસ ફુલેલો છે, તેને ગ્લાન્સ કહે છે. તથા પાછળ ૪, ને ૫, ગોળ આકારનો હોવા થી, તેને બલ્બ કહેછે, (વધુ માટે જુઓ ચીત્ર અગીયારમું-જે માં ૨, ૨=બલ્બ છે)

૧૩, ૧૩-ક્રસ-બંને બાજુના કોરપસ કેવરનોઝમ, પાછલા ભાગપર, હડકાંઓની સાથે વળગે છે, ત્યારે એ બન્નેનું નામ બદલાઇ, હરેકને ક્રસ કહે છે.

વીટલાયલાં છે. એ માંસને ઉશકેરવા માટે જ્ઞાનતંતુઓ નવંઝ હોય છે, કે જે સન્દેશા ભેજા ૪૦ માંથી લાવે છે. (ચીત્ર અગીયાર, ૯, ૧૦.)

ઈંદ્રીનાં ઉપલા ભાગપર જે મોટી બ્લુ શીરા દેખાય છે તે ડોરસલ વેન છે. જ્યારે ઈંદ્રીનાં નીચલા ભાગપર કોરપસ સ્પનજીયોઝમ=વાદલીયુ, સ્નાયુ છે (ચીત્ર દશ, ૧–૪.)

(ખ) કોરપસ સ્પનજીયોઝમ=વાદલીયું સ્નાયું ઈંદ્રીનાં નીચલા ભાગપર, બન્ને (ક) કો. કેવરનોઝાની નીચે ને વચ્ચે આવેલું છે.

કો. સ્પનજીયોઝમનાં ત્રણ વીભાગ છે. પાછલો ભાગ જે બનને કુરાની વચ્ચે આવેલો છે (ચીત્ર અગીયાર, ૨, ૨) ને ગોળ હોવાને લીધે બલ્બ (ઈલિકત્રીક બલ્બ જેવો હોવાથી) કહેવાય છે. જેમ કુરાની આસપાસ મસલ યા માંસ છે તેમ બલ્બ આસપાસ પણ છે તેને એકસીલરેટોર યુરા ઈ.ની=પીશાબ જલદી કરાવનાર કહે છે. એને પણ જ્ઞાનતંતુ=નર્વ ઉશકેરણી માટ છે. ચીત્ર અગીયાર, ૨, ૨ ની વચ્ચે જે કાળી લીટી છે તે દેખાડે છે કે એ માંસની વચ્ચે એક પરદો છે.

કો. સ્પનજીઓઝમના બલ્બમાથી જે ઇન્દ્રીનો નીચલો ને વચલો ભાગ નીકળે છે તેનો છેડો ગ્લાન્સમાં આવે છે. એની મધ્યમાં પીશાબની નળી=યુરીથ્રા આવેલી છે.

## કો. સ્પનજીયોઝમનું બંધારણ.

કો. કેવરનોઝ માફક, કો. સ્પનજીયોઝમા બન્ડલની આસપાસ પણ ફાઇબ્રસ ટીસ્યુ=રેસાદાર સ્નાયુ છે, જે એની અન્દર નાના રેસાદાર પાટાઓ મોકલે છે, કે જે પાટાઓ એની અન્દર નાની નાની કોથળીઓ બતાવે છે, જેની અન્દર લોહી ભરાતાં, ઈંદ્રી ઉભી થાય છે.

## ઇન્દ્રીની લોહીની ધોરી નસો ને શીરાઓ.

ચીત્ર અગીયાર, ૬, ૭, તે ઇન્દ્રીની કેટલીક નસો ને શીરાઓ છે. તેજ પ્રમાણે ઉપર વંરણવેલી ડોરસલવેન નામની મોટી શીરા પણ છે. બીજા અવ્યવોની માફક ઇન્દ્રીને માટે પુરતી ધોરી નસો ને શીરાઓ છે.

## ઇન્દ્રીની લીમ્ફેટીક નળીઓ તથા જ્ઞાનતંતુઓ.

નળઓનાં બે બનડલ છે. ૧, એક બન્ડલ બહારનું જે સુનતની ચામડી, ઇન્દ્રી મુખ ઇ.માંથી નીકળી કાતરાની ગાંઠો, ઇન્ગવીનલ ગલેન્ડઝ (ચીત્ર પહેલું,

૪૭)મા ઉઘડે છે. જે ગરમી ઇ. દરદોનાં ઝહેરોને લીધે સુજી અદ, ઇ. થાય છે.

૨, બીજુ બન્ડલ પેલ્વીસમાં પીડુનાં ભાગમાંની ગાંઠોમાં ઉઘડે છે.

ઇન્દ્રીનાં જ્ઞાનતંતુઓ—નર્વઝ કેટલીક નર્વઝો ચીત્ર અગીયાર, ૯, ૧૦, દેખાડે છે. ઇન્દ્રીને પુરતી નર્વઝો મળે છે.

## બીજો વીભાગ—અન્ડ ઇ. ની રચના.

નવમાં ચીત્રમાં અન્ડ ૧૦, ને તેમાંથી નીકળતાં સ્પરમેતોઝોઆ=મરદનાં બીજનો, અન્ડની નળીઓ. વાટેનો રસ્તો ૯–૬ સુધી કે જયાં ૬ વાળી જગાએ, અન્ડની નળીનો છેડો પીશાબની નળીમાં ઉઘડે છે, તે દેખાડયો છે.

જયારે બારમાં ચીત્રમાં અન્ડને ચીરી, તેની રચનાં દેખાડવામાં આવી છે.

અન્ડની બહારની કોથળી=સ્ક્રોટમમાં, સાધારણ રીતે, જમણો ને ડાબો અન્ડ આવે છે. અપવાદ તરીકે, એકજ બાજુ અન્ડ આવે છે; તથા કોઇ કોઇમાં એક પણ નથી હોતો. એ કોથળીમાં ઉતરવા અગાઉ પેટમાં હોય છે, ને કાતરાને રસ્તે, અન્ડની દોરડીથી લટકતો કોથળીમાં ઉતરે છે. જો કોથળીમાં નથી ઉતરતો તો પેટથી કોથલી સુધીના કોઇપણ ભાગમાં અટકી પડે છે, ને એવા અટકાવને લીધે કોથળી એવા અપવાદોમાં ખાલી રહે છે. એવા દાખલાઓમાં, મોટે ભાગે ખુદરતીનામરદી હોય છે. સ્પરમેટીક કોર્ડ=અન્ડની દોરડી, જેનેથી અન્ડ કોથલીમાં લટકે છે. (ચીત્ર નવ, ૯, ૮). વાઝ ડેફ્રન્સ યા વીર્યની મુખ્ય નળી, સાથે સાથે અન્ડની લોહીની નળીઓ, જ્ઞાનતંતુઓ ઇ૦ હોય છે તે સર્વનું એક બન્ડલ બને છે, તેને સ્પરમેટીક કોર્ડ યા અન્ડની દોરડી કહે છે.

## અન્ડના વીભાગો.

ચીત્ર બારમાં, ૧–૪ સુધીનો જે ગોળી જેવો મુખ્ય વીભાગ ને અન્ડ ૪–૮ સુધીના વીભાગને એપીડીડીમીસ=ઉપ અન્ડ, અને (૮ થી ૯) સુધીની અન્ડની નળીને વાઝ ડેફ્રન્સ કહે છે.

અન્ડની લંબાઇ, ૧½ થી ૨ ઇંચ; પહોળાઇ, ૧ ઇંચ; જાડાઇ ૧¼ ઇંચ. વજનમાં ૬ થી ૮ ડ્રામ, એટલે લગભગ એક ઔંસ.

## અન્ડ ઇ. નું બંધારણ.

બારમાં ચીત્રમાં જુદાં જુદાં નવ બન્ડલો દેખાય છે, કે જે બન્ડલોની વચ્ચે, રેસાદાર પાટાઓ, (ચીત્ર બાર, ૧૦) જેવા આવેલા છે. હવે એ હરેક બન્ડલને લોબ્યુલ કહે છે. જોકે ચીત્રમાં ફક્ત નવ લોબ્યુલ પાડવામાં આવી છે, પણ ખરેખર એક અન્ડમાં એવી ૨૫૦–૪૦૦ લોબ્યુલ આવે છે. હરેક

## ચીત્ર અગીઆરમું.

### પેરીનીયમ તથા ઇન્દ્રીની નીચેથી દેખાવ.

આગળ ઇન્દ્રીને પાછલ સકૃાનો ભાગ છે. આ ચીત્રમાં ઇન્દ્રીને અધવચમાં કાપી નાંખેલી છે, તથા નીચલો ભાગ ને ચીરી, એની રચના દેખાડવામાં આવી છે. તથા અન્ડ ને તેની કોઠળી પણ ચીરી કહાડી નાંખી છે.

(ચીત્ર દસમાંમાં, એથી ઉલટું જ, ઇન્દ્રીનો ઉપલો ભાગ, ચીરી, એની રચના દેખાડવામાં આવી છે.)




૧) કોરપસ સ્પનજીઓઝમ, તથા બલ્બ=એનો પાછલો ભાગ

૨) ૨) એકસીલરેટર યુરાઇની મસલ=૧) બલ્બની આસપાસ એક મસલ=માંસ છે-જેનું કાર્ય યુરીથ્રા યા પીશાબની નળીમાંથી પીશાબ બહાર કહાડવાનું છે.

૩) ૩) કોરપસ કેવરનોઝમ-જેનો પાછલો ભાગ ચીત્ર દસમાંમાં જોયું. તેમ, ક્રસ કહેવાય છે

૪) ૪) ઇરેકટર=(ઇન્દ્રી ઉભું કરનાંર) મસલ=માંસ. એકસની આસપાસ આવેલો હોવાથી, લોહીને બહાર જતું અટકાવે છે, જેથી કરી ઇન્દ્રીમાં લોહી ભરાયાથી, તે ઉભી થાય છે.

૫) ટ્રાન્સવરસ પેરીનીઆય મસલ—પેરીનીયમનુ આડું મસલ

૬) ઈન્ટરનલ પ્યુડીક નર્વ (જ્ઞાનતંતુ)

૭) સુપરફીસીયલ પેરીનીયલ નર્વ

૮) સકૃાની નર્વ

૯) ઇન્ટરનલ પ્યુડીક આરટરી (લોહીની નળી)

૧૦) સુપરફીસીયલ પેરીનીયલ આરટરી

૧૧) સકૃાની આરટરી

લોબ્યુલ કોનીકલ=શંકુ આકૃતી વાલી છે-જેનો પહોડો છેડો, ચીત્ર બાર, ૧, બહારનો છે, જ્યારે ૨, સાંકડો છેડો ૩, માં અન્દર ખુલે છે.

## સેમીનીફ્રસ ટ્યુબ્યુલ્સ=વીર્યની વાંકી નળીઓ તથા મરદનાં બીજ. (ક-ખ-ગ-ચ)

એવી હરેક લોબ્યુલમાં ત્રણ યા વધુ, વીર્યની વાંકી સ્ક્રુ જેવી નળીઓ સેમીનીફ્રસ ટ્યુબ્યુલસ, (ચીત્ર બાર, ૧ થી ૨,) છે. પાણીના વાસણમાં મુકી, અન્ડ ચીરતાં એ ટ્યુબ્યુલથા વીર્યની ઝીણી નળીઓની લંબાઇ બેથી સોલ ફુટ જેટલી વળ સીધો કરતાં થાય છે. એ હરેક ટ્યુબ્યુલના અસ્તરની અંદર ત્રણ જાતનાં સેલ્સ=જીવતાં ચક્રો આવેલાં છે. ક) બહારનાં અસ્તરીયાં=લાઇનીંગ સેલ્સ=સ્પરમેટોગોનીઆ. એ સેલ્સમાંના કેટલાંકનાં ન્યુકલીઅસ=(જીવણુ ચક્ર)માંથી ખ) વચ્ચેનાં ઇન્ટરમીડીયેટ=સ્પરમેટો જેનીક સેલ્સની ઉતપત્તી થાય છે. હવે આ ખ) સેલ્સોમાંથી ગ) ત્રીજી જાતનાં સેલ્સ સ્પરમેટોબ્લાસ્ટની ઉતપત્તી થાય છે, કે જે ઉગી મોટાં થતાં, (ચ) સ્પરમેટોઝોઆ=મરદનાં બીજ (ચીત્ર તેર) બને છે. એ મરદનાં બીજ ઉપરાંત એમની આસપાસના પ્રવાહી પદાર્થની ઉતપતી પણ એજ વીર્યની ઝીણી નળીઓમાં થાય છે. મરદનાં બીજની આસપાસનો પ્રવાહી, બીજને જીવતાં રાખે છે તથા નળીઓને વાજબી ભીની રાખે છે. ચીત્ર અઢારની ડાબી આકૃતી, જેમાં આ ક)થી ગ) વાલાં સેલ્સો છે. ક=૧; ખ=૨ ને ૩; ગ=૪-૫-૬-૭.

## અન્ડનાં આંતરયાં સેલ્સને તેઓનો અન્તર પ્રવાહી.

અન્ડમાં મરદનાં બીજ (સ્પરમેતોઝોઆ) સીવાય, એક બાજી જાતના સેલ્સ પણ આવે છે, જેને ઇન્ટરસ્ટીશીયલ સેલ્સ=આંતરયાં જીવતાં ચક્રો કહે છે. કે જે સેલ્સો સેમીનીફ્રસ ટ્યુબ્યુલની વચ્ચે આવે છે. આખા શરીરના જુદા જુદા ભાગો અરસપરસની મદદપર કેટલી હદ સુધી આધાર રાખે છે, તે આ દાખલાપરથી માલમ પડશે કે, અન્ડનાં ઇન્ટરસ્ટીશીયલ સેલ્સમાંનો પ્રવાહી લોહીમાં દાખલ થઇ આખા શરીરનાં ઉધરભાવ માટે બાલકુલ અવશ્યનો છે. ગોધાને બળદયાન ઉધરભાવ વચ્ચેનો ફરક તો સૌ કોઇને માલમ હશેજ. જયારે ગોધાનો બાંધો નરજાતીનો છે, ત્યારે બળદયાનો બાંધો નરને બદલે નારી યા ગાયના જેવો થાય છે—નરનાં લક્ષણોને બદલે એમાં નારીના લક્ષણો માલમ પડે છે. તેનું એજ કારણ કે બચપણમાં ખસી કીધાથી, અન્ડનાં ઇન્ટરસ્ટીશીયલ સેલ્સનો પ્રવાહી લોહીમાં નથી જતો, તેથી બળદયામાં નર જાતનાં લક્ષણ ને બાંધો ઇ. નથી હોતાં. હવે આવા પ્રવાહીને "ઇન્ટરનલ, સીક્રીશન"=,"અન્તર પ્રવાહી" કહે છે. કારણ કે એ પ્રવાહી સીધો લોહીમાં

જાય છે, ને વીર્ય જેવા "બહારના પ્રવાહી" માફક વીર્યની નળી વાટે બહાર નથી નીકળતો. એ વીષે વધુ આપણે આગળ ચાલતાં જોઇશું.

## વાઝારેકટા=સીધી વીર્યની નળીઓ ઇ. થી વાઝ ડેફ્રન્સ=વીર્યની મુખ્ય નળી સુધી.

ચીત્ર બાર જોવા પરથી દેખાશે કે ૧) વીર્યની વાંકી નળી=સેમીની-ફ્રસ ટયુબ્યુલ, અન્દર જતાં સીધી બને છે. ૨) વાઝારેકટા. એ પછી, એ ૨, વાઝારેકટા, ૩=રીટી ટેસ્ટીસમાં ખુલે છે. એ રીટી ૪=વાઝા એ ફ્રેન્સી આમાં ખુલે છે, જયારે એ ૫, કોના ઇ વાસ્કયુલોઝાઇમાં ખુલે છે. એ ૫)નો જથ્થો બને છે તેને ૬) ગ્લોબસ મેજર (યા મોટો ગ્લોબ) કહે છે. હવે એ જથ્થાવાલી સર્વ જુદી જુદી નાની નળીઓ મોટી નળીઓમાં ખુલે છે ૭)=મોડી ઓફ એપીડીડીમીસ, જે ૮)=ગ્લોબસ માઇનર (યા નાના ગ્લોબ)માં ખુલે છે, કે જે ૯=વાઝ ડેફ્રન્સ (યા વીર્યની મુખ્ય નળી)માં ખુલે છે. એ વીર્યની નળી, પીશાબની નળીમાં (ચીત્ર નવ, ૬) ખુલે છે, જે રસ્તે વીર્ય બહાર નીકળે છે.

ચીત્ર બાર, ૧–૯ સુધીની નળીઓવાળો રસ્તો, મરદનું બીજ લે છે, તે ખુલ્લી રીતે દેખાડે છે. એ ૧–૯ સુધીની નળીઓનાં જે જુદાં ઇંગ્રેજી નામો આપ્યાં છે, તેનું કારણ એ છે કે એ સર્વેનાં બંધારણમાં કેટલોક ફરક આવે છે, જે ફરક એ નામો દર્ષાવે છે.

નવમું ચીત્ર જોતાં માલમ પડશે કે ૮, વાઝડેફ્રન્સ, અન્ડમાંથી નીકળી કાતરાને રસ્તે, (સ્પરમેટીક કોર્ડનો ભાગ બની) પેટની અન્દર દાખલ થાય છે, ને ૭) સેમીનલ વીસીકલ સાથે, ૧૧) પીશાબના ફુકકાની પાછલ, તેથી સફરાની આગલ આવેલો છે. અન્ડમાંથી વીર્ય ૮) ને રસ્તે આવી ૭) સેમીનલ વીસીકલમાં એકઠું થાય છે, ને જરૂર પડવે, બહાર નીકળે છે.

## સેમીનલ વીસીકલ=વીર્યની રીઝર્વોયર યા કોથળી (ચીત્ર નવ, ૭.)

ચીત્ર નવ ૭, જે વીર્યની એકઠી થવાની કોથળી છે તે ખરેખર તો ૮, વાઝડેફ્રન્સનાં પાછલા ભાગમાંથી ઉત્પતી લે છે. જેવો અન્ડમાંથી વીર્ય નીકળે છે તેવોજ બહાર નથી નીકળતો, પણ એ કોથળીમાં એકઠો થાય છે,

## ચીત્ર બારમું.



**અન્ડને ચીરીને તેની અંદરની રચના દેખાડી છે. એની સમજ પ્રકરણ પાંચમાં આવી છે.**

એ ચીત્ર જોતાં માલમ પડશે કે આસપાસની ગોળ કીનારીની અંદર નવ બન્ડલો આવેલા છે, જેને ટેસ્ટીકયુલર લોબ્યુલ કહે છે, એ સવ લોબ્યુલની વચ્ચે પરદાઓ આવેલા છે જેને (૧૦) ટેસ્ટીકયુલર સેપટા કહેછે.

એ હરેક લોબ્યુલમાં એકથી વધુ ૧) સેમીનીફરસ ટયુબ્યુલ=વીર્ય પેદા કરનારી વાંકી નળીઓ આવેલી છે.

૨) ટયુબ્યુલાઇ રેકટાઇ=૧) વાંકી નળીઓના છેડાનાં સંગમ પછી, સીધી નળીઓમાં ઉઘડે છે.

૩) રીટી ટેસ્ટીસ—૨) વાળી નળીઓ ૩) માં ખુલે છે.
૪) વાઝાએફરનશીઆ—૩) ,, ,, ૪) ,,
૫) કોનાઇવાસ્કયુલોઝાય-૪) ,, ,, ૫) ,,
૬) ગ્લોબસ મેજર—૫) ,, ,, ૬) ,,
૭) એપીડીડીમીસ—૬) ,, ,, ૭) ,,
૮) ગ્લોબસ માઇનર—૭) ,, ,, ૮) ,,
૯) વાઝ ડેફરન્સ—૮) વાલી સઘળી નળીઓ એકજ મોટી ૯) વીર્યની (યા વીર્યની નળી) નળીમાં ખુલે છે.

### ચીત્ર નવમાં સાથે ચીત્ર બારમાંનો મુકાબલો.

| જેમાં આખો અન્ડ દેખાડીયો છે. | જેમાં અન્ડના બારીક રચના દેખાડી છે. |
|---|---|
| ૧૦) અન્ડ ... ... ... | ૧—૫) સુધી. |
| ૯) એપીડીડીમીસ ... ... | ૫—૮) સુધી. |
| ૮) વાઝડેફરન્સ ... ... | ૯) વાઝ ડેફરન્સ—અધવચમાં કાપવામાં આવ્યો છે. |

જે જરૂર પડવે બહાર નીકળે છે. એ કોથળીમાં પણ ચોક્કસ સીક્રીશન=પ્રવાહી પદાર્થ ઉત્પન થાય છે, જે વીર્યમાં ઉમેરાય છે, ૮, તથા ૭, એકત્ર થઇ એકજ નળીમાં ખુલે છે. એ ૬, ને ઇજેક્યુલેટરી ડકટ=વીર્ય બહાર કહાડનારી નળી કહે છે. એ ૬, નળી, પીશાબની નળીના ૫, પ્રોસ્ટ્રેટીક ભાગમાં ખુલે છે.

## પ્રોસ્ટ્રેટ ગ્લાન્ડ (ચીત્ર નવ, ૫; ચીત્ર દશ, ૧૧, ૧૧.)

નવમાં ચીત્રમાં જે ૫, નમ્બરવાળો ગોળ અવ્યય છે તેને પ્રોસ્ટ્રેટ કહે છે. ચીત્રમાં એ ગોળ અવ્યયનાં ત્રણ ભાગલા દેખાય છે. એક ભાગલો પીશાબની નળીની ઉપર છે, જયારે બે ભાગલા તેની નીચે છે. કે જે બે ભાગલાની વચે ૬=ઇજેકયુલેટરી ડકટ=વીર્યની બહાર કહાડનારી નળી ખુલે છે. પ્રોસ્ટ્રેટમાંથી પણ, ચોકકસ સીક્રીશન=પ્રવાહી પદાર્થ ઉત્પન થાય છે, જે પણ વીર્યમાં ઉમેરાય છે. એ પ્રવાહી પદાર્થને લીધે મરદના બીજ (સ્પરમેટોઝોઆ) વીર્યમાં બહાર નીકળતાં જીવતાં રહે છે, જે મરદોમાં એ પ્રવાહી, દરદ ઇ. કારણોને લીધે, નથી ઉત્પન થતો, તેઓનાં મરદાની બીજ મરી જાય છે, ને તેથી કરી તેઓ બચ્ચાં પેદા કરવા અશકત બને છે.

પ્રોસ્ટ્રેટની આગળ સીમફીસીસ પ્યુબીસ છે (ચીત્ર પહેલું, ૪૮) ને એની પાછળ સફરો છે.

## કુપરનાં ગલાન્ડઝ (ચીત્ર નવ, ૪; ચીત્ર દશ, ૯, ૯.)

એ બે નાનાં ગ્લેન્ડઝ છે જેમાંથી પ્રવાહી પદાર્થ નીકળી, વીર્યમાં ઉમેરાઇ, પીશાબની નળીના ત્રીજા સ્પનજી ભાગ (ચીત્ર નવ, ૩,) માં ખુલે છે.

## યુરીર્થલ ગ્લેન્ડઝ (ચીત્ર નવ, ૩)

કુપરના સીવાય આખી-યુરીર્થા-પીશાબની નળીમાં બીજી ઝીણી ગાંઠો આવે છે, જેમાંથી પ્રવાહી નીકળે છે. જે સાધારણ રીતે, પીશાબની નળીનાં અસ્તરને ભીની રાખે છે, તથા જયારે વીર્ય બહાર નીકળે છે, ત્યારે તેમાં એ પ્રવાહીનો પણ ઉમેરો થાય છે.

## વીર્યમાં ઉમેરાતા સર્વ પ્રવાહીનુ સરવાયું.

વીર્ય, ઉપર દેખાડીયા પ્રમાણે, કાંઇ એકજ ભાગનો (સીક્રીશન)-પ્રવાહી પદાર્થ નથી; પરંતુ મરદનાં બીજને પ્રવાહ, ચીત્ર નવ, ૧૦;પછી ૭, સેમી

નલ વીસીકલનો પ્રવાહ; પછી ૫, પ્રોસ્ત્રેટ ગ્લાન્ડનો પ્રવાહ; પછી ૪, કુપર નાં ગ્લાન્ડનો પ્રવાહ; ને છેલ્લે, ૩, યુરીર્થાનો પ્રવાહ–એ સર્વ પાંચ પ્રવાહનાં ઉમેરાતા સરવાયાંનો બનેલો પદાર્થ છે.

સ્પરમેતોઝોઆ–મરદનાં બીજ (ચીત્ર તેર) તેરમું ચીત્ર મરદનું. બીજ દેખાડે છે. એના મુખ્ય ત્રણ ભાગે છે–એક, માથું–હેડ–(ચીત્ર તેર, ૧–૨), બે, વચલો ભાગ–મીડલ પીસ (ચીત્ર તેર ૩–૪), ને ત્રણ, પુચ્છડી–ટેલ, (ચીત્ર તેર, ૫.)

માથું ૧, પોઇંટેડ–અણીવાલું છે ને ૨, ન્યુકલીઅસ જીવન ચક્ર છે.

૩, તે સેન્ત્રોસમ જે ૪, વચલા ભાગમાં સમાયલો છે. ૫, પુચ્છડી, લાંબી વલવાળી ને હીલચાલવાલી છે. એનું કારણ એ છે કે મરદના બીજની પુંછડી હીલચાલવાલી હોવાથી, જયારે સ્ત્રીનાં બીજની સાથે સંગમ થાય ત્યારે, મરદનું બીજ સ્ત્રીનાં બીજની અંદર ધુસી જાય છે. જુઓ ચીત્ર ઓગણીસમું, જેમાં ડાબી બાજુએ, મરદનું બીજ સ્ત્રીનાં બીજમાં દાખલ થતું દેખાય છે, જયારે જમણી બાજુએ અંદર ધુસેલું દેખાય છે.

## તેરમા ચીત્રનો સાતમાં ચીત્ર સાથે મુકાબલો–

ત્રીજા પ્રકરણમાં આપણે જોયું હતું કે સેલ્સ–જીવતાં ચક્રો–જુદી જાતનાં હોવા છતાં, તેનાં બંધારણના ભાગો સરખા આવે છે. દાખલા તરીકે, મરદનું બીજ પણ એક જીવતું ચક્ર–સેલ છે તેથી તેમાં (ચીત્ર સાત, ૩–૬) ન્યુકલીયસ છે તેમ (ચીત્ર તેર, ૧–૨) ન્યુકલીઅસ છે. તેજ પ્રમાણે (ચીત્ર સાત, ૭) સેન્ટ્રોસમ છે તેમ (ચીત્ર તેર, ૩) સેન્ટ્રોસમ છે. ચીત્ર સાતમાં બીજા ભાગો છે તેમ તેરમાં પણ ૪ ને ૫ ભાગો છે. મુખ્ય ફરક એ છે કે, સાતમાં ચીત્રમાં જીવતા ચક્રની આકૃતી ગોળ છે, જયારે તેરમામાં લાંબી છે; જે સાતવાલું સેલ સામાન્ય છે, ત્યારે તેરવાલું ખાસ મરદનું બીજ, પેદા કરનારી શકતી ધરાવનારૂં છે.

## ચીત્ર તેરમું.




સ્પરમેટોઝુન=મરદનું બીજ,

૧) માથાંનો છેડો

૨) ન્યુકલીઅસ (માંથું)

૩) સેન્ટ્રોસમ

૪) મધ્ય ભાગ

૫) પુછડી—જેથી એ સર્પની માફક ચાલીને દોડી શકે છે.

## પ્રકરણ ૬ ઠું.

—:o:—

## મરદના જાતીના છુપા ભાગોનાં કાર્ય.

અત્યાર સુધી મરદના છુપા ભાગોની રચના બે વીભાગમાં—ઇન્દ્રી ને અન્ડ—તપાસી છે. હવે એ વીભાગોનાં કાર્ય તપાસીયે.

### પહેલો વીભાગ—મરદની ઇન્દ્રીનું કાર્ય.

ઇન્દ્રીની રચનાપરથી એટલું તો માલમ પડે છે કે એનું કાર્ય ફક્ત સંગમ વખતે મરદનું બીજ જે અન્ડમાંથી નીકળે છે, તેને યોનીની દવારે સ્ત્રીનાં ગર્ભાશય સુધી લઇ જવું, કે જયાં એ મરદનું બીજ સ્ત્રીનાં બીજમાં દાખલ થઇ શકે, ને તેવી રીતે નવા જાનની ઉતપતી થઇ શકે. ખુદરતે એટલા સારૂજ ઇન્દ્રી આપી છે. ત્યારે માણુસ જાતે, જેમ શરીરના બીજા ભાગોની માફક, એનો પણ ગેરઉપયોગ કીધાથી, કહેવાતી મજાહને બદલે જીંદગી સુધીની કજા ખમવી પડે છે—દાખલા તરીકે, નામરદી, ગરમીનાં એવાં દરદો ઇ. ની ઉતપતી, એવા ગેરઉપયોગનેજ આભારી છે.

ઇન્દ્રી ઉભી થયા વગર યોનીમાં દાખલ નથી થઇ શકતી, તેનું કારણ એજ કે ખુદરતે ઇન્દ્રીનો ગેરઉપયોગ થવાપર કેટલે અંશે આંકોશ મુકીયો છે. એવાં આંકોશ વગર, હાલ કરતાં પણ વધારે નઠારા ને કાતીલ પરીણામો આવતે.

### ઇન્દ્રી કેમ ઉભી થઇ શકે છે.

ઇન્દ્રીની રચનામાં, આપણે જોયું કે, ઇરેકશનના નર્વ્ઝ યા જ્ઞાનતંતુઓ, ઉભાં થઇ શકે એવાં સ્નાયુંઓ (ઇરેકટાઇલ ટીસ્યુઝ) તથા ઉભી કરનાર માંસ (ઇરેકટોર મસલ) એ સર્વે આવે છે, જયારે કોઇ પણ જાતની લાગણી—દાખલા તરીકે, રૂપસુંદરીનો ચહેરો જોવાથી ભેજાંમાં ઉશ્કેરણી થાય છે, ત્યારે ભેજાં તરફનો સંદેશો, ઇન્દ્રીનાં જ્ઞાનતંતુઓને પહોંચે છે, જેઓ, ઇરેકટોર મસલને સંકોચાવે છે જેનાં પરીણામે, ઇરેકટાઇલ સ્નાયુઓમાં લોહીની ભરતી થાય છે, જે ભરતીને લીધે ધીલાં સ્નાયુઓ, (સાઇકલનાં ટાયરમાં હવા ભરીયા માફક) ટાઇટ થાય છે, ને એવી રીતે ઇંદ્રી ઉભી થાય છે.

## ઇંદ્રી પર ભેજાંનો કાબુ.

જેમ શરીરના હરેક ભાગપર ભેજાંનો કાબુ સર્વોપરી છે, તેમજ ઇંદ્રીપર પણ છે. તેથી જેઓ બ્રહ્માચારી બનવા માગે, તે આ સ્વકાબુ ખીલવવાથી, બની શકે એ, ભેજાંને આપણે ત્રીજા પ્રકરણમાં જોયું તે પ્રમાણે સેનાપતી ગણાવ્યું છે, ત્યારે એની હાથ નીચેનો કપટાન જ્ઞાન રજજુ (યા સ્પાઇનલ કોર્ડ)માં હોય છે, તેને સ્પાઇનલ નર્વ સેન્ટર ઓફ ઇરેકશન કહે છે, કે જે સેન્ટરનો કાબુ ઇન્દ્રીની ઉભી થવાની શકતી પર, જ્ઞાનતંતુઓથી હોય છે, ને જે કાબુ સાધારણ રીતે અમલમાં મુકે છે.

## જ્ઞાન રજજુના રીફ્લેકસ યા વલતા સંદેશાનું કાર્ય ને કાબુ.

એ ઉપરાંત, ઉંઘમાં પડેલા મરદની ઇન્દ્રી ઉભી થાય છે તે એ સ્પાઇનલ સેન્ટરનાં વલતાં કાય (રીફ્લેકસ એકશન)ને લીધે (ચીત્ર ચોથુ) તે વખતે મરદનું ભેજું જો કે ઉંઘમાં નચેત હોય છે, તો પણ તેનાં કાબુ હેઠલનું સેન્ટર હમેષ સચેત હોય છે, ને વલતો સંદેશો મોકલે છે.

આપણે ચોથાં ચીત્રમાં જોયું કે રીફ્લેકસ એકશનથી યા લાગણી ઉશકેરાવાથી તેનો સંદેશો જ્ઞાન રજજુમાં જાય છે, ને આ દાખલામાં, સ્પાઇનલ સેન્ટર ઓફ ઇરેકશનને એ સંદેશો પોચતાં, એ ઇંન્દ્રીના જ્ઞાન તંતુઓ (નર્વઝ) પર વળતો સંદેશો મોકલે છે, જેથી ઇન્દ્રીમાં લોહીની ભરતી થાય છે, ને તે ઉભી થાય છે. એજ પ્રમાણે ઉંઘ ને સ્વપનામાં વીર્ય છુટી જાય છે, તે પણ એવીજ રીતે, એટલે વળતા—રીફ્લેકસ સંદેશો સ્પાઇનલ ઇજેકયુલેટરી સેન્ટર મોકલે છે. જેથી વીર્ય ઉંઘમાં છુટે છે.

## ચોકકસ દરદોની ઇન્દ્રીપર અસર-ગેરઉપયોગની સજા.

જ્ઞાન રજજુના ચોકકસ દરદોમાં, તેમજ ધરડાઓને થતાં ચોકકસ દરદોમાં, જયારે ભેજાં ઇ. નો કાબુ કમી યા નાબુદ થાય છે, ત્યારે ઇન્દ્રી રાત દીવસ ઉભી રહે છે; જયારે નામરદીનાં ચોકકસ દરદોમાં ઇંન્દ્રી ઉભી થઇ નથી શકતી. એ પરથી સાર એ નીકળે છે કે ઇન્દ્રીનો ગેરઉપયોગ કીધાથી, એવા મરદોને ખુદરતની ભારી સજા થાય છે.

## ઇન્દ્રીની નસો કેમ ઢીલી પડે છે?-(૧-૬) કારણોને લીધે.

ઇન્દ્રીના ગેરઉપયોગથી, દાખલા તરીકે અણહદ વ્યભીચાર, કુટેવો ઇ. થી, જે ૧) લાગણીનાં સદેશા સાધારણ રીતે જ્ઞાન રજજુમાં જાય છે ને ત્યાંથી

વળતા સંદેશા ઉશકેરે છે, તેમાં ખલલ થાય છે. યાતો જે ૨) જ્ઞાનતંતુઓ એ સંદેશા લાવ લઇ જાય છે, તેઓને નુકસાન થવાથી નીરઉપયોગી બને છે, ને સદેશા લઇ જવાની શકતી ખોય છે. યાતો જ્ઞાન રજજુમાં ૩) સેન્ટર ઓફ ઇરેકશન આવે છે, જે બીલકુલ નીરબળ બને છે. ને એ ૩) તથા બીજાં કારણોથી, ૪) ભેજાંનો કાબુ નબળો થાય છે, ને વખત જતાં નાબુદ થાય છે. આ ૧) થી ૪) ની **નીરબળતા** ઉપરાંત, આપણે ઉપર જોયું તેમ, ૫) એ અવયવોનાં દરદો, તેમજ ખુદ ૬) ઇન્દ્રીનાં ચોકકસ દરદોને લીધે, ઇન્દ્રીની નસો ઢીલી પડે છે. એ વીષે વધુ આપણે આગળ ચાલતાં જોઇશું.

## ઇન્દ્રીને રસ્તે પીશાબનું બહાર નીકળવું.

આપણે આગળ જોયું કે ફકત મરદમાંજ ઇન્દ્રીને રસ્તે પીશાબ બહાર નીકળે છે, ને એનું કારણ ખુદરતની કરકસર છે. હમેલમાંથીજ, ઇન્દ્રીને પીશાબની નળીઓ, સાથે સાથે ઉગે છે, એટલે, જેનીટો-યુરીનરી ઓરગન્સ,નો આવો નીકટ સંબંધ રહે છે.

જ્યારે સ્ત્રીમાં, (ચીત્ર ચઉદ, ૮) પીશાબની નળી બીલકુલ જુદી રહે છે, એટલે સ્ત્રીમાં પીશાબ એક નળીથી નીકળે છે; ને (ચીત્ર ચઉદ, ૨) સ્ત્રી ઇન્દ્રીઓનો પ્રવાહી યોનીની નળીયે નીકળે છે. એવી ખુદરતી કરામતને લીધે, સ્ત્રીમાં પીશાબના અવયવોનાં દરદો મરદની માફક, સાધારણ ને પીડાકારીક નથી હોતાં. પીશાબને બદલે યોની ઇ. નાં દરદો સ્ત્રીની જીંદગી દુખી બનાવે છે.

## બીજો વીભાગ-અન્ડ ઇ. નું કાર્ય.

અન્ડનાં બે મુખ્ય કાર્ય છે-પહેલું, મરદનાં બીજ તથા તેની આસપાસ તેને જીવતાં રાખનારો પ્રવાહીને ઉપજાવવાનું, કે જે મળી વીર્યનો પહેલો ભાગ બને છે; તથા બીજું, ઇન્ટરનલ સીક્રીશન એટલે અન્તર યા ભીતરનો પ્રવાહી ઉપજાવવાનું.

## અન્ડનું પહેલું કાર્ય-મરદના બીજને વીર્યની ઉતપતી—સ્પરમેટોજેનીસીસ.

આપણે અન્ડની રચનામાં જોયું કે સેમીનીફરસ ટયુબ્યુલ=વીર્ય ઉપજાવનારી નળીઓ (ચીત્રબાર, ૧) માંથી, સ્પરમેટોઝુઆ-મરદનાં બીજ-

ઉતપન ક  છે. એ ઉપરાંત, એ બીજની ચાર તબકકામાં ઉતપતી થાય છે— જે ચાર તબકકાવાળા સેલ્સ આ પ્રમાણે છે, આવી ઉતપતીની ક્રીયાને= સ્પરમેટોજેનીસીસ કહે છે. ને એ ક્રીયાને ચીત્ર અઢારની ડાબી બાજુએ દેખાડવામાં આવી છે. જેમાં

૧) સ્પરમેટોગોનીયા.

૨) એક પ્રાઇમરી સ્પરમેટોસાઇટ યા સ્પરમેટોજેનીક સેલ.

૩) બે સેકન્ડરી સ્પરમેટોસાઇટ યા સ્પરમેટોજેનીક સેલ્સ.

૪, ૫, ૬, ૭) ચાર સ્પરમેટોબ્લાસ્ટ (યા સ્પરમેટીડઝ)—જેમાંથી મરદના પુછડીવાલા બીજ—સ્પરમેટોઝુઆ-(ચીત્ર તેર) આખરે નીકળે છે. આ ક્રીયા વીષે વધુ, આપણે સ્ત્રીના બીજની ઉતપતી સાથે સરખામણી કરતાં જોઇશું.

## ખુદરતીને અખુદરતી નામરદોમાં બીજની ઉતપતી હોતી નથી.

જેઓ જનમથીજ ખુદરતી નામરદો હોય છે તેઓમાં, બન્ને યા એક અન્ડ હોતોજ નથી, યા તો હોય છે તો પણ પેટમાંજ રહી, એવી સુકાયલી સ્થીતીમાં હોય છે કે, તેમાં આવી બીજની ઉતપતીની ક્રીયા હસ્તી નથી ધરાવતી.

એજ પ્રમાણે, જે મરદોમાં જનમથી અન્ડ હોય છે, પણ જેઓમાં, અનહદ વ્યભીચાર, કુટેવ, વૈદો હકીમોની કહેવાતી શાકતીની દવા, તથા ગરમી ઇ.નાં દરદોથી, એ બીજની ઉતપતીની ક્રીયાનો યા બીજનો નાશ થાય છે. એવી બીજની ઉતપતીની, યા બીજની, ગેરહાજરીમાં એવાઓ અખુદરતી ના મરદો બને છે, ને એવાઓને ત્યાં બચ્ચાંની વ્રધી નથી થતી.

અશક્તી યા નામરદી બે જાતની હોય છે. એક બીજની ગેરહાજરી, ને લીધે બચ્ચાં પેદા કરવાની અશકતી, ને બીજી, ઇન્દ્રીની નસો ઢીલી પડવા, ને જાતીની લાગણીવાલા ભાગો સુન મારી ગયલા ઇ. થી ઇન્દ્રી ઉભી થવાની અશકતી. એ વીષે વધુ, અશકતીવાળાં પ્રકરણમાં જુઓ.

## વીર્યનો પહેલો ભાગ—બીજને આસપાસનો પ્રવાહી.

સેમીનીફરસ ટયુબ્યુલ, બીજની ઉતપતી કરવા ઉપરાત, તેની આસપાસનો પ્રવાહી પણ ઉપજાવે છે, કારણ કે પ્રવાહી વગર, આપણાં શરીરમાં, બીજ યા કોઇ પણ જાતનું સેલ ન જીવી શકે. આ ને આપણે વીર્યનો

પહેલો ને સર્વોતમ ભાગ લેખીયે છીયે, કારણ કે અન્ડનું મુખ્ય કાર્ય મરદનાં બીજની ઉતપતી કરી, તેની સ્ત્રીનાં બીજ સાથે મળવાથી, બચ્ચાં પેદા કરવાનું છે, કે જેથી પ્રજાની વસ્તી વધતી રહે.

એ વીર્યનો પહેલો ભાગ, જેમ બહાર નીકળે છે, (ચીત્ર નવ ૧૦ થી ૨), તેમ તેનાંમાં બીજા મદદગાર પ્રવાહીને પદાર્થો ઉમેરાય છે. દાખલા તરીકે, ચીત્ર નવ, ૭, ૫, ૪, ૩ એ સર્વમાંથી, બીજા ભાગોનો વીર્યમાં ઉમેરો થાય છે તે આપણે રચનાવાલા વીભાગમાં જોયું છે, ને વધુ આગળ જોઇશું.

## મરદને સ્ત્રીઅન્ડનું બીજું કાર્ય—ઇન્ટરનલ સીક્રોશન—અન્તરનો પ્રવાહ, જે સીધો લોહીમાં દાખલ થાય છે.

અંન્ડની રચનાંમાં, બીજ ઉપરાંત, જે ઇન્ટરસ્ટીશીયલ સેલ્સ આવે છે તે વરણુવાયાં છે. એ સેલ્સમાંથી જે પ્રવાહી પદાર્થ નીકળે છે તે વીર્યા સાથ બહાર નીકળવાને બદલે, અન્ડની લોહીની શીરા—સ્પરમેટીક વેન્સ (ચીત્ર આઠ, ૧૨) ને રસ્તે મરદમાં, તે ઓવેરીઅન વેન્સને રસ્તે સ્ત્રીમાં, લોહીમાં દાખલ થાય છે, ને ઇન્ફીરીઅરવીના કેવા (ચીત્ર આઠ, ૭)ને રસ્તે, હરદયમાં દાખલ થઇ, આખાં શરીરમાં ફરે છે, (ચીત્ર પાંચ), તેથી એને ઇન્ટરનલ—અન્તરનો સીક્રીશન યા પ્રવાહ કહે છે. એ પ્રવાહનું જોર, અન્ડ ખીલવાથી, બે ઉમ્મરે ખાસ વધે છે. એક, પહેલા ને બીજા વરસે, જયારે બાળકની ઉંચાઇમાં વાર્ષીક સાત ઇન્ચનો વધારો થાય છે. બે, જુવાનીની વખતે, છોકરીઓમાં અગીયારથી ચઉદની ઉમ્મરે, ને છોકરાઓમાં તેરથી સોલની ઉમ્મરે, ઉંચાઇમાં આઠ ઇંન્ચનો વધારો થાય છે. યૌવનની ઉમ્મરે, છોકરાઓમાં અન્ડ, ને છોકરીઓમાં બીજાશય, યા સ્ત્રી અંન્ડ—ઓવરી—ખીલવા માંડે છે, ને વધુ પ્રવાહ લોહીમાં નાખે છે, જેથી જુવાનીનું જોર બન્ને જાતીઓમાં આવે છે, ને ઉંચાઇ વધવા ઉપરાંત, બન્ને જાતીઓમાં ઉપર ભાવને જાતી લક્ષણ ખીલે છે. હવે, એટલું યાદ રાખવું જોઇયે કે આ ઉમરે **જાતીની ખરી ખીલવણીની શરૂઆત છે, ને સંપુરણ ખીલવણી થતાં, બીજાં ચારથી છ વર્ષ લાગે છે,** એટલે, પંન્દર વર્ષની અન્દર, કોઇ પણ છોકરી સ્ત્રીનો બોજો ન ખેંચ શકે, તેમજ સતર વર્ષનો છોકરો મરદનો બોજો ન ખેંચી શકે, એવો કુદરતનો કાયદો છે, એમ આ પરથી આપણે જોઇ શકીયે. તેથી આ દેશમ જે **બાળ લગ્નની રૂઢી છે, તે અકુદરતી** છે ને તેનાં ગમખ્વાર પરીણામો આપણે પહેલાં પ્રકરણમાં જોયાં.

## છોકરાંઓનો ઉધર ભાવ, અન્તરનાં પ્રવાહ વગર અટકે છે.

જેમ કાચું ફળ ચાખ્યાથી ગેરફાયદો થાય છે, તેજ પ્રમાણે, કાચી વયે છોકરી યા છોકરાઓને, કુટેવ યા વ્યભીચારનાં કડવાં ફળ ચાખ્યાથી, આખી જીંદગી સુધી ખમવું પડે છે, ને પોતાનાં બચ્ચાંને પણ તેની સજા થાય છે.

જેમ અનહદ વ્યભીચાર ઇ. થી અન્ડના જેરઉપયોગને લીધે, અશકતી વધે છે. જેથી વીર્યનો સર્વોતમ ભાગ--મરદનાં બીજ--નો નાશ થાય છે, તેમ વીર્ય ઉપરાંત, અવશ્ય અન્તરનાં પ્રવાહનો પણ સાથે સાથે નાશ થાય છે, જેથી ઉધર ભાવને જાતી લક્ષણ સંપુરણ થતાં અટકે છે. એનાં દાખલાઓ તો આ દેશમાં આપણી નજર સનમુખ રોજબરોજ જોઇયે છીએ.

જેમ સ્ત્રીમાં ૪૦-૪૫) ના ઉમ્મરે, માસીકનાં અટકાવ સાથ સ્ત્રી લક્ષણ ૪. બદલાય છે, ને વાંઝીયાવણું પ્રાપ્ત થાય છે, તેમ મરદમાં ૫૦-૫૫) ની ઉમ્મરે યા મોડેથી, કલાઇમેકટેરીયમ વીરાઇલ પ્રાપ્ત થાય છે. જે વખતે અન્ડમાંનાં બીજ ને અન્તર પ્રવાહીની ઉતપતી અટકે છે, ને જાતી લાગણી તથા ઇચ્છા કમી થાય છે, ને પુરૂષ લક્ષણ બદલાય છે.

## આખા શરીરની અશકતી-શારીરીક, માનસીક, નૈતીક, ને આર્થીક,નું મુળ-છકેલપણું.

શરીરે તાવદાન ને કરાકરી બીસ્કીટ જેવા, મન્દ ભેજાંવાલાં, ખોડકાં માથાવાલા, શારીરીક ને માનસીક સાથે નૈતીક ને આર્થીક નીરબળતાવાલાં, દૂખી દરદી ને અનીતીમાન છોકરાંઓ ને સ્ત્રી મરદોનો તો આ દેશમાં તોટોજ નથી. ને એ સર્વ કાચી ઉમરે, અનહદ વ્યભીચાર યા કુટેવથી ફકત **મરદાની યા ઝનાનીશકતીજ નહી,** પણ **આખાં શરીરની શકતી પણ ગુમાવે છે.** ખુદરત શકતીની બાબદમાં ચોકસ હદ સુધીની શકતીની પુંજી સર્વેને આપે છે. જેઓ અકકલમન્દ હોય છે, તેઓ એ પુંજીનો સદઉપયોગ કરે છે, ને જીંદગીમાં ખરેખર મજાહ મેળવે છે. જયારે, બેવકુફો ખોટે રસ્તે એ પુંજી ખરચી નાખી, નાની ઉમરે નામરદ ને અશકતીમાન એટલે, દીવાળ્યા બને છે, તેથી કરી આ દેશમાં એવા નામરદોની સંખ્યા કરોડોથી લેખાય છે.

જેમ છકેલ મરદનો તેમ છકેલ સ્ત્રીનો પણ હાલ, એવોજ બુરો થાય છે, ને આખી જીંદગી રીબતી બને છે. બાળલગ્ન યા બાળવ્યભીચારની શીક્ષા ખુદરત વાજબીજ કરે છે, એમ તો સર્વે સમજુઓ, આટલા પરથી, કબુલશે.

## અન્ડનાં બીજા ભાગોનું કાર્ય.

(ચીત્ર નવ, ૯, ૮, ૬,) ને ચીત્ર બાર, ૨ થી ૯) વાલા અન્ડનાં ભાગોનું મુખ્ય કાર્ય ફકત એ જુદી જુદી નળીઓમાંથી વીર્યને બહાર નીકળવાનો રસ્તો ભીનો રાખવાનું છે. તથા રફતે રફતે સંકોચાઇ, બીજ ને તેની આસપાસના પ્રવાહી સાથ, બહાર કહાડવામાં મદદ કરવાનું છે. પહેલે, વાંક વાળી ને પછીથી સીધી નળીઓ હોવાનું કારણ એ છે કે, વીર્યનો પદાર્થ ચોકકસ પ્રમાણમાં બનાવવા ખાતર ઘણી ઝીણી સેમીનીફરસ ટયુબ્યુલસને કામ કરવું પડે છે, ને એ પદાર્થ આસ્તે આસ્તે બહાર નીકળનો હોવાથી, ઘણી વાંકી નળીઓ, થોડી સીધી ઝીણી નળીઓમાં ઉઘડે છે, કે જે આખરે એકજ મોટી નળીમાં ઉઘડે છે.

## સેમીનલ વીસીકલ(=વીર્યના નાના કુકકા) માંથી નીકલતો વીર્યનો બીજો ભાગ.

ચીત્ર નવ, ૭) આપણે એ કુકકાની રચનામાં જોયું કે એ ૮) વાઝ ડેફરન્સની પાછલા ભાગમાંથી, એ જગ્યાએ ઉતપતી લે છે. તથા એ કુકકામાં નો પ્રવાહી પદાર્થ, વીર્યમાં ઉમેરાય છે, ને વીર્યનો બીજો ભાગ બને છે. એ પ્રવાહ ચીકાચસવાળો, ને વાસ તથા રંગ વગરનો પાણી જેવો છે, ને બહાર નીકળતાં બંધાઇ ઘટ થતો નથી.

## પ્રોસ્ટ્રેટ ગ્લાન્ડમાંથી નીકળતો વીર્યનો ત્રીજો ભાગ.

ચીત્ર નવ, ૫) પ્રોસ્ટ્રેટમાંથી નીકળતો પ્રવાહી પદાર્થ ચરબદાર, ઘટ, દુધ જેવો છે. એની અન્દર, કબજયાતથી પીડાતાઓમાં, ચોકકસ સેલ્સનો ઉમેરો થાય છે. આ પ્રવાહના ઉમેરાથી, પહેલાને બીજો ભાગ વાલુ પાણી જેવું વીર્ય, ઘટ દુધ જેવું સફેદ બને છે. અણહદ વ્યભીચારને લીધે, એ પદાર્થની ઉતપતી અટકે છે ને વીર્યમાં તે ઉમેરાવાથી, વીર્ય પતલું પાણી જેવું નીકળે છે. વધુ, વીર્યમાં પ્રોસ્ટ્રેટનો પ્રવાહી ઉમેરાય છે, તોજ મરદના બીજ, વીર્ય બહાર નીકળયા પછી જીવતાં રહી શકે છે. જે મરદોમાં, એ પ્રવાહી નથી નીકળતો, તેઓનાં બીજ, વીર્ય બહાર નીકળતાં મરી જાય છે, તેથી તેઓમાં બચ્ચાં પેદા કરવાની અશકતી હોય છે.

## કુપરના ગ્લાન્ડઝમાંથી નીકળતો વીર્યનો ચોથો ભાગ.

ચીત્ર નવ, ૪). આમાંથી નીકળતો પ્રવાહીપદાર્થ ઘટ રેસા જેવો ચીકટ છે, જે પીશાબની નળીને સન્ગમ વખતે અંદરથી ભીની ને લીસી કરે છે.

## યુરીર્થલ ગ્લાન્ડઝમાંથી નીકળતો વીર્યનો પાંચમો ભાગ.

ચીત્ર નવ, ૩, આમાંથી નીકળતો પ્રવાહી પદાર્થ પાણી જેવો હોય છે, ને પીશાબની ગીને, સંગમ વખતે, અંદરથી ભીની ને લીસી રાખે છે.

## વીર્યનાં પાંચ ભાગની જોડી તપાસ.

ઉપર દર્શાવ્યા પ્રમાણે, વીર્ય પાંચ જુદા જુદા ભાગોનાં પ્રવાહી પદાર્થનું બનેલું છે. એ ઘટ્ટ, ભુરો, ચીકટ, ઉકાળેલી કાંજી જેવો વાસવાળો છે. હરેક સન્ગમ વખતે ૧½) થી ૫) દ્રામ નીકળે છે. અનહદ સંગમથી કમીને કમી થઈને થોડાં ટીપાંજ નીકળે છે એમાં ૧૦) ટકા નક્કર પદાર્થ, ને ૯૦) ટકા પાણી હોય છે.

**સુક્ષમ દર્શક યંત્ર નીચે,** તાજા વીર્યને તપાસતાં, હજારો સ્પરમેટો ઝુઆ—મરદનાં બીજ (ચીત્ર તેર) સર્પની માફક ચાલતાં દોડતાં, વીર્યનાં ટીપાંમાં માલમ પડે છે. **એ હીલચાલ બીજ જીવતાં હોવાની મુખ્ય નીસાની છે.** જો મરદનાં તાજાં વીર્યની તપાસ પરથી. બીજ હીલચાલ વગરનાં મુર્દાલ દેખાય તો સમજવું કે બીજ મરી ગયાં છે, ને તેવા મરદની બચ્ચાં પેદા કરવાની સકતી નાબુદ થઇ છે;—જો કે તેનામાં સન્ગમની શકતી હાજર હોય.

## ઉપ–ગુરદાને અન્ડની અરસપરસ સામેલગીરી ને કાર્ય.

પાશ્ચીમાત્ય સાયન્સે જે જાતની બારીક તપાસ, શરીરના હરેક ભાગની જુદાં તેમજ અરસપરસ સામેલગીરીવાલાં કાર્ય માટે ચલાવી છે, તે ખરેખર હેરત ઉપજાવનારી છે. આગલા અજ્ઞાન જમાનાંઓનાં એવી જાતની તપાસ કરવાનું અશકય હતું, કારણ કે તે વખત, આવી સાયન્સ હસ્તીમાં નહોતી. ચીત્ર આઠ, (૮, ૯,) તે ઉપ–ગુરદા છે, ને ૧૦, ૧૦,) તેઓની પોરી નસો તથા શીરાઓ છે, કે જે ગુરદાની નળીઓની ઉપલી બાજુમાંથી નીકળે છે. તે સાથે જ્ઞાનતંતુઓ પણ હોય છે. ઉપ–ગુરદાને ડકલેસ ગ્લાંન્ડઝ કહે છે, કારણ કે એઓ જે પ્રવાહી પદાર્થ ઉપજાવે છે, તેને બહાર નીકળવાની નળી યા ડકટ નથી હોતી, તેથી ઇન્ટરનલ સીક્રીશન યા "અન્તરનો પ્રવાહી" એને કહે છે, ને એ ૧૦, ૧૦) શીરાઓને રસ્તે (બ) ને લોહીમાં દાખલ થાય છે. હવે એ અન્તરનાં પ્રવાહીની અસર અન્ડની ખીલવણી પર થાય છે, તેજ પ્રમાણે અન્ડ

ના "અન્તરના પ્રવાહી"ની અસર ઉપ–ગુરદાની ખીલવણી પર થાય છે; એટલે એ બન્ને ગ્લાન્ડઝ વચ્ચે અરસપરસની સામેલગીરી, ને કાર્ય હોય છે.

## અન્ડ ને બીજા "અન્તર પ્રવાહી"વાળાં ડકટલેસ ગ્લાન્ડઝ.

આ ઉપ–ગુરદા સીવાય, શરીરનાં જુદા જુદા ભાગોમાં બીજાં ૪) ડકટ લેસ ગ્લાન્ડઝ આવે છે, જેઓમાંના 'અન્તર પ્રવાહી'ઓ પણ અન્ડની ખીલવણીપર અસર કરે છે, ને તેઓને અન્ડ વચ્ચે પણ અરસપરસની સામેલગીરી ને કાર્ય હોય છે.

## વીર્યપર ડકટલેસ ગ્લાંન્ડઝનાં "અન્તર પ્રવાહી" તથા શરીરના બીજા ભાગોની અસર.

આ "અન્તર પ્રવાહી"ની અસર જેમ અન્ડ પર થાય છે. તેમ અન્ડમાંથી બહાર નીકળતો પ્રવાહી યા વીર્ય પર પણ અસરથાય છે. ટુંકમ બોલીયે તો અન્ડની ખીલવણીને વીર્યની ઉતપતી પર, શરીરનાં ડકટલેસ ગ્લાંન્ડઝ ઉપરાંત, બીજા જુદા જુદા ભાગોની ઘણી મોટી અસર થાય છે, તે સર્વેનું બ્યાન આ પુસ્તકમાં આપવાની જરૂર નથી.

## વૈદો, હકીમો ઇ. ની નામરદી ઉતપન કરનારી દવાની જાહેર ખબરો.

હવે આટલા પરથી સમજુઓ જોશે કે, **વીર્યવર્ધક** દવા, ગોળી ઈ. ની ખોટી લલચાવનારી જાહેર ખબરો જે આપણા છાપામાં રોજબરોજ આવે છે તેમાં કાંઇ **જાતનું વજુદ નથી.** જે અજ્ઞાન છપાવનારાઓએ જાહેર ખબરો આપે છે, **તેઓમાં વીર્યની ઉતપતી કરનારા ભાગોની રચના ને કાર્ય વીષે સાયનટીફીક જ્ઞાન નથી,** ને એવી સડેલી દવાઓ **લીધાથી,** વીર્ય સુધારી શકાયજ નહી. કારણ કે એ દવાઓ ડકટલેસ ગ્લાંન્ડઝ પર તથા વીર્યનાં જુદા જુદા ઉતપતી કરતા ભાગો પર કેવી રીતે અસર કરી શકે તે કોઇ પણ વૈદ અથવા હકીમ ઇ. ને માલમ નથી, ને એવાં અજ્ઞાનને લીધે, એવાઓની જાહેર ખબરો ભોલા અણુસમજુ લોકને આડે રસ્તે દોરવે છે, ને ગંભીર નુકશાન કરે છે. ને એવી દવા લેનારાઓ મોટે ભાગે મરદાઇ મેળવવાને બદલે ખોય છે, ને નામરદોની સંખ્યામાં વધારો કરે છે. વીર્યની વૃધી કેમ થઇ શકે તેજ ન સમજે, વો વીર્ય વર્ધક દવા કેમ બનાવી શકે ! એવી હરેક ઇંગ્રેજી છુપી પેટન્ટ યા દેશી વૈદ યા હકીમની દવા અસરકારકને બદલે હાનીકારક પુરવાર થઇ છે.

# ચીત્ર ચઉદમું.




(ચીત્રની સમજ માટે જુઓ પાનું ૬૫ મું.)

## ચીત્ર ચઉદમું.

### સ્ત્રીના જાતીના, પીશાબના, તથા ઝાડાના, ને પેરીટનીયમનાં ભાગોનો-લેટરલ એક બાજુથી ચીરીયા પછીનો દેખાવ.—

એક) જાતીના ભાગો (૧-૭)—

૧-વલવા યા સ્ત્રીના બહારના જાતીના ભાગો, જેની અન્દરનાં પડ, ગોલાબી રંગ વાલાં હોય છે.

૨-યોની.

૨ ક-એન્ટીરીયર ફોરનીકસ યા આગલી કોથલી.

૨ ખ-પોસટીરીયર ફોરનીકસ યા પાછલી કોથલી એ ક, ને ખ, કોથલીઓ યોની ને કમળનાં ફુલનાં સંબંધથી બની છે.

૩-સરવીકસ, યા ગર્ભસ્થાનની ગરદન, યા કમળનું ફુલ.

૩ ની અંદર દાખલ થતું તીર, ગર્ભસ્થાનનું બહારનું મોહ દેખાડે છે. જયારે એની પોણો ઇંચ પાછલ, અંદરનું મોહ છે.

૪ ગર્ભસ્થાનની બોઢી યા ધડ યા ગાંઠ.

૫ ફેલોપીયન ટયુબ યા સ્ત્રી અન્ડની નળી. ૪, માંથી ૫, માં જતું તીર એ નળીનું ગર્ભસ્થાનમાં ઉઘડતું અન્દરનું મોહ દેખાડે છે.

૬ સ્ત્રી અન્દની નળીનો બહારનો ફુમતાં વાળો છેડો કે જેમાના કેટલાંક ફુમતાં ૭) સ્ત્રીના અન્ડને વળગેલાં છે. જયારે બીજી બાજુએ પેરીટોનીયમમાં એ નળી ખુલે છે.

૭ ઓવરી યા સ્ત્રી અન્ડ.

બે) પીશાબના ભાગો ( ૮-૧૧ ).

૮ પીશાબના ફુકકાની નળી.

૯ પીશાબનો ફુકકો.

૧૦ યુરેટર યા ગુરદાની પીશાબની નળી.

૧૧ ગુરદો.

ત્રણ)-ઝાડાનો ભાગ.

૧૨ સફરો.

ચાર) પેરીટનીયમ-પેટની અન્દરનો પરદો.

૧૩ ડગલાસની પાઉંચ યા પાછલાં પેરીટોનીયમની કોથલી.

૧૪ આગલા પેરીટોનીયમની કોથળી.

૧૫ સીમફીસીસ પ્યુબીસ-પાઠાનાં જોડાણનું હાડકું. આ ચીત્રમાં, તીરો, ગરમીનાં જરદોનો ચેપનો ઉપર ફેલાવાનો રસ્તો, દેખાડે છે.

# પ્રકરણ ૭ મું.

——:o:——

## સ્ત્રીના પીશાબના ભાગોની રચના ને કાર્ય.

પ્રકરણ ચોથામાં, મરદનાં પીશાબના ભાગોની રચના વીષે લખતાં આપણે જોયું કે ચીત્ર આઠ, ૧,૧,; ગુરદા. ૨,૨, યુરેટર્સ. ૩, ફુકટો. ૪, પીશાબની બહારની નળી—એ ભાગો સ્ત્રી ને મરદમાં સરખા છે. મુખ્ય ફરક ૪ એટલે પીશાબની નળીની ક) લંબાઇમાં છે—સ્ત્રીમાં ઘણી ટુંકી છે ૧½ ઇન્ચી—ને ખ) સ્ત્રીની પીશાબની નળી, યોનીની નળીથી જુદી છે, જેથી કરી પીશાબને દસ્તાન ઇ.ના રસ્તા છુટા છે. જુઓ (ચીત્ર ચઉદ, ૮) પીશાબની નળીને (ચીત્ર ચઉદ, ૨) યોનીની નળીઓ છુટી છે. જયારે મરદમાં, વીર્યની નળી (ચીત્ર નવ, ૬) પીશાબની નળીનાં, ૫) પ્રોસ્ટેટીક ભાગમાં ખુલે છે. એ નીચલા મુકાબલા પરથી માલમ પડશે.

| મરદના પીશાબના ભાગો. (ચીત્ર નવ) | | સ્ત્રીના પીશાબના ભાગો (ચીત્ર ચઉદ) |
|---|---|---|
| ગુરદો, | ૧૩ | ૧૧ |
| ગુરદાની પીશાબની નળી--યુરેટર, | ૧૨ | ૧૦ |
| ફુકકો, | ૧૧ | ૯ |
| ફુકકાની પીશાબની નળી--યુરીર્થા, | ૫-૨ | ૮ |

જે મરદનાં પીશાબનાં ભાગોનાં કાર્ય વીષે લખ્યું છે, તે સ્ત્રીને પણ લાગુ પડે છે, ફરક ઉપર પ્રમાણે પીશાબની નળી—યુરીર્થા—નાં કાર્યમાં છે, કે સ્ત્રીમાં એ રસ્તે ફકત પીશાબજ નીકળે છે.

# પ્રકરણ ૮ મું.

---

## સ્ત્રીના જાતીના ભાગોની રચના.

સ્ત્રીના જાતીના ભાગોની રચના બે મુખ્ય વીભાગમાં વરણવેલી છે. પહેલો) બહારના જાતીના ભાગો; ને બીજો) અન્દરના જાતીના ભાગો.

## પહેલો વીભાગ—સ્ત્રીના બહારના જાતીના ભાગો-વલ્લવા યા પ્યુડેન્ડા-ની રચના.

વલવા, યા પ્યુડેન્ડા, યા સ્ત્રીના બહારના ગુહ્ય ભાગોમાં ૭ જુદા ભાગોનો સમાવેશ થાય છે.

ક) મોન્સ વીનીરીસ યા કામદેવીનો પહાડ

ખ) કલીટોરીસ યા ઉભી થતી મરદના જેવી નાની ઇન્દ્રી

ગ) લેબીઆ મેજોરા યા મોટા પારા યા હોઠ યા ઓષ્ટ

ચ) લેબીઆ માઇનોરા યા નાના પારા

છ) હાઇમન યા યોનીનો પરદો, જે કુંવારીકામાં સાબુત હોય છે.

જ) બારથોલીનનાં ગ્લાંન્ડઝ.

### ક) મોન્સ વીનીરીસ યા કામદેવીનો પાહાડ.

ઉમરે પુગેલી સ્ત્રીમાં સીમફીસીસ પ્યુબીસ (ચીત્ર ચઉદ, ૧૫) યા થાપાનાં આગલા જોડાણપર, જયાં બાલ ઉગેલાં હોય છે, તેની નીચે ચરબીનો ઢગ આવે છે. નાની બાળકીઓમાં એ ઢગ પર બાલ નથી હોતા. એ ઢગને કામદેવીનો પહાડ કહે છે.

### ખ) કલીટોરીસ યા ઉભી થતી નાની ઇન્દ્રી.

સ્ત્રીમાં મરદના જાતીના ભાગો જેવાજ ભાગો, પણ કદમાં નાના આવે છે. કલીટોરીસ તે મરદની ઇન્દ્રી જેવીજ હોય છે, પણ એનું કદ ઘણું નાંનું હોવાથી, તે બહાર દેખાતી નથી, તથા એની અન્દર પીશાબની નળી નથી આવતી. તેથી નળી માફક પોકળ હોવાને બદલે એ નકકર હોય છે. તથા સ્ત્રીના પીશાબની નળીનાં કાણાંની ફેઇન્ચ ઉપર, હાડકાં પર, આંગળી ફેરવતાં એ ઇન્દ્રી બરોબર મધ્યમાં, જાડી ગોળ દોરી જેવી આંગળીને લાગે છે. મરદની ઇન્દ્રીની માફક, (વાંચો પાનું ૪૨), કલીટોરીસનાં પણ ત્રણ વીભાગ પાડી શકાય.

૧) રૂટ=મુળ, જેની જમણી ને ડાબી ફાડો, પ્યુબીક આર્ચને વળગેલી છે, ને જમણા ને ડાબા કુંરાને નામે ઓળખાય છે. એ કુંરાની આસપાસ ઇરેકટોર કલીટોરીડીસ યા કલીટોરીસને ઉભી કરનારા મસલ-માંસ આવેલાં છે. જેને માટે ખાસ જ્ઞાનતંતુઓ હોય છે.

૨) બોડી=ધડ, જે બે કોરપોરા કેવરનોઝા (ઉભાં થાય તેવાં સ્નાયુંઓનું) બનેલું છે.

૩) એકસ્ત્રીમીટી=છેડો, જેને ગ્લાન્સ કહે છે.

મરદની ઇંન્દ્રીમાં કોરપસ સ્પનજ્યોઝમ છે. તેમ, કલીટરીસના નીચલા વચલા ભાગમાં કો. સ્પ. પણ છે. ફરક એજ કે એ ઇંદ્રી નાની ને નકકર હોવાથી, ને એનું કાર્ય ફકત ઉભા થઇ, જાતી લાગણી ઉશકેરી, લોહીથી ભરાવાનું હોવાથી, સન્ગમ વખતે, મરદના માફક, બીજું કાંઇ કાર્ય હોતું નથી.

## ગ) લેબીઆ મેજોરા યા મોટા પારા યા હોઠ યા ઓષ્ટ.

મરદમાં અન્ડની કોથલી બન્ધ આવે છે, જ્યારે સ્ત્રીમાં સ્ત્રી અન્ડ પીટુમાં હોવાથી. એની બહારની કોથલી બંધ હોવાને બદલે મધ્યમાં ફાટ હોવાથી બે ખુલ્લા ભાગ બને છે, જે મ્હોનાં હોઠ જેવા હોવાથી, યોનીના હોઠ યા લેબીઆ કહેવાય છે. એ હોઠો ઉપર એક મેક સાથે જોડાયલા છે, જ્યારે નીચે છુટા પડી, એ બન્નેની વચ્ચે ઉપર, પીશાબની નળીનું મુખ, ને નીચે યોની મુખ આવેલાં છે. એ હોઠના અન્દરની ગુલાબી બાજુમાંથી પ્રવાહી પદાર્થ નીકળે છે, ને એ ભાગોને ભીના રાખે છે. એની બહારની બાજુપર મિ૭ળ માફક બાલ હોય છે. એ હોઠોનાં બધારણમાં ઉભું થાય એવુ સ્નાયું આવેલું છે.

## ચ) લેબીઆ માઇનોરા યા નાના પારા યા હોઠ.

ગ) મોટા હોઠ છુટા પાડીયાથી, તેમની અન્દર નાના હોઠચ) દેખાય છે. જેનો ઉપલો ભાગ ખ) કલીટોરીસની આસપાસ, મરદની પ્રેપ્યુસ યા મુખ પરની સુનતની ચામડી માફક, વીંટળાય છે. તેથી એને કલીટોરીસનું પ્રેપયુસ કહે છે.

## છ) હાઇમન યા યોનીનો પરદો.

એ પરદો, કુમારીકામાં યોની મુખ પર ઢાંકણુ જેવો આવે છે. એનો ઉપલો ભાગ અરધા ચાન જેવો હોવાથી, યોની મુખ ખુલ્લું રહેવાથી દસ્તાન યા રૂતુ પ્રાપ્તી યોની દવારે બહાર નીકળી શકે છે. કોઇ કોઇ દાખલાઓમાં એ બધ હોય છે, ત્યારે રૂતુ વખતે, એ પરદો ચીરવો પડે છે, કે જેથી દસ્તાનનો રસ્તો થઇ શકે. બીજા દાખલાઓમાં, એ પરદો બીલકુલ હોતો નથી યાતો બહુ નાનો હોય છે. સંગમ યા બીજી રીતે આ પરદો ફાટે છે ત્યારે એનાં જીણા સ્નાયુના ફાટેલા ટુકડાઓને કેરનકયુલી કહે છે.

## જ) બારથોલીનનાં ગ્લાંન્ડઝ (ચીત્ર પંન્દર, ૨, ૨).

મરદમાં જેમ કુપરનાં ગ્લાન્ડઝ છે (ચીત્ર દસ, ૯, ૯) તેમ સ્ત્રીમાં બારથોલીનના ગ્લાન્ડઝ છે, જેમાં ચીકણો પ્રવાહી નીકળે છે.

## બીજો વીભાગ-સ્ત્રીના અન્દરનાં જાતીના ભાગોની રચના.

સ્ત્રીના અન્દરનાં જાતીના ભાગો ૪) છે.

ત) યોની, થ) ગર્ભસ્થાન, દ) સ્ત્રી અન્ડની નળી, ધ) સ્ત્રી અન્ડ। ભાગો પેલ્વીકકેવીટી યા વસ્તી પ્રદેશનાં ખાડા યા પીડુમાં આવલા છે. વસ્તી, પ્રદેશનો ખાડો યા પીડુ ચાર હાડકાંનાં જોડાણનો બનેલો છે. પીડુની આગળ ને બાજુએ પેલવીક બોન્સ—થાપાનાં હાડકાં છે, જેના આગલા ભાગોનાં જોડાણને સીમપીસીસ પ્યુબીસ (ચીત્ર એક, ૪૮ તથા ચીત્ર ચઉદ, ૧૫) કહે છે; તથા આ જોડાણથી નીચે બન્ને બાજુએ ઉતરતી કમાનને પ્યુબીકઆર્ચ કહે છે. પીડુના પાછલા ભાગમાં સેક્રમ ને કોકસીકસ યા બેઠક ને પુંછડીનાં હાડકાંઓ આવેલાં છે. (ચીત્ર એક, ૪૫, ૪૬)

પીડુમાં સ્ત્રીના જાતી ભાગો સીવાય, તેઓની આગળ મુકકો ને પીશાબની નળીઓ છે. (ચીત્ર ચઉદ, ૮, ૯, ૧૦) ને પછાળ સફરો છે. (ચીત્ર ચઉદ, ૧૨). એ સર્વ ભાગોની અરસપરસની અસર વીષે આગળ ચાલતાં બોલીશું.

## ત) વેજાઇના-યોની (ચીત્ર ચઉદ, ૨, ૨ ક ૨ ખ)

યોની ૩-૪ ઇન્ચની લાંબી નળી છે, જેની હદ બહારના પરદાથી, (ચીત્ર ચઉદ, ૨) તે અન્દર કમલનાં ફુલ સુધી (ચીત્ર ચઉદ, ૩) છે.

## ચીત્ર પંદરમું.

**સ્ત્રીના જાતીના ભાગોનો પેટ આગળથી ચીરીયા પછીનો દેખાવ—આ ચીત્રમાં, જમણી બાજુની સ્ત્રી અન્ડ (ને તેની નળી ૬, ૭) ડાબી બાજુ જેવીજ હોવાથી, કાપી નાખી દેખાડી નથી.**




૧) વલવા યા બહારના જાતીના ભાગો.

૨) બારથોલીનનુ ગ્લાન્ડ.

૩) યોની.

૪) કુમળનું ફુલ-એ દાખલ થતું તીર તે ગર્ભસ્થાનની બહારનાં મોહમાં દાખલ થઈ ફુલમાં જાય છે.

૫ ગર્ભસ્થાનની ગાંઠ યા ધડ.

૬ સ્ત્રી અન્ડની નળી, જેનો અન્દરનો છેડો ગાંઠનાં ઉપલા ભાગ-ફન્ડસનાં--એક બાજુનાં મોહમાં ખુલે છે.

૭ એ નળીનો બહારનો છેડો, જે પેરીટ નીયમમાં ખુલે છે.

૮ સ્ત્રી અંન્ડ

૯ પેલવીક સેલ્યુલર ટીસ્યુ યા ગર્ભસ્થ નની આસપાસનું ટેકો આપનારૂં . સ્નાયુ.

ચીત્ર ચઉદ ને પન્દરના મુકાબલાનાં આંકડા.

| | |
|---|---|
| ૧— | —૧ |
| ૨— | —૩ |
| ૩— | —૪ |
| ૪— | —૫ |
| ૫— | —૬ |
| ૬— | —૭ |
| ૭— | —૮ |

બંન્ને ચીત્રોમાં, તીરો, ગરમીના દરદોનો ચેપ ઉપર ફેલાવાનો રસ્તો દેખાડે છે.

કમલનાં ફુલની આગળ, યોનીની ૨ ક) એન્ટીરીયર ફોરનીક્સ યા આગલી કોથલી; ને પાછલ ૨ ખ) પાછલી કોથલી; બનાવે છે. હવે આગલી કોથલી સુધીની લંબાઇ ૩½ ઇન્ચ છે, જ્યારે પાછલી કોથલી સુધીની લંબાઈ ૪½ ઇન્ચ છે, તે તો ચીત્ર ચઉદ જોવાથી માલમ પડશે.

યોની, મુખ આગળ સાંકડી હોય છે, પણ પાછલા ભાગમાં પહોડી બને છે, તે પણ ચીત્ર ચઉદ દેખાડે છે.

## યોનીનું બંધારણ.

યોનીનાં નીચલા ભાગ ને મુખની આસપાસ, યોની સંકોચનારૂં માંસ (સ્ફી-કટોર વેજાઇની મસલ) આવે છે, જે સન્ગમ વખતે સંકોચાય છે, ને મરદની ઇન્દ્રીને પકડી દાબે છે. એ સીવાય, જેમ મરદની ઇન્દ્રામાં ઉભું થાય એવું સ્નાયુ-ઇરેકટાઇલ ટીસ્યુ-આવે છે, તેમ યોનીનાં બંધારણમાં પણ આવે છે, જે સન્ગમ વખતે લોહીથી ભરાઇ ઉભું થાય છે.

## યોનીની લોહીની નળીઓ, લીમફેટીકસ, ને જ્ઞાનતંતુઓ.

યોની માટે લોહીની નળીઓ-જ્ઞાનતંતુઓ ઇ. પુરતાં છે. યોનીના નીચલા ભાગની લીમફેટીક નળીઓ કાતરાની ગાંઠો (ચીત્ર એક, ૪૭)માં ખુલે છે; ને એ ગાંઠો ગરમીનાં દરદનાં ચેપ ઇ. થી મોટી થાય છે, તેને બદ કહે છે.

## થ) યુટેરસ-ગર્ભસ્થાન (ચીત્ર ચઉદ, ૩-૪.)

ગર્ભસ્થાન પોકળ, પેરનાં શેપવાલું છે. વજન, ૧-૧½) ઔંસ. લંબાઇમાં ૩) ઇન્ચ, ને ધડના ઉપલાભાગપર પહોલાઇ ૨)ઇન્ચ. ગર્ભસ્થાન ત્રણ વીભાગમાં વર્ણવી શકાય, (ચીત્ર પન્દર, ૪) સરવીકસ યા ગરદન, એની ઉપર ૫) બોડી યા ધડ, યા ગાંઠ ને એની ઉપરનો ભાગ, જેમાં ૬) સ્રાી અન્ડની નળી બન્ને બાજુ ખુલે છે, તે ફન્ડસ યા બેઠક છે.

## ગર્ભસ્થાનનું બંધારણ.

ગર્ભસ્થાનનો મધ્ય ભાગ પોકળ છે. સાધારણ રીતે, એની અન્દર એક કલમનો સાંકડો છેડો જઇ શકે, એટલી સંકડાઇ છે. પણ હમેલ સ્રાીમાં, આખું ગર્ભસ્થાન નવ મહીનામાં ફુટબાલ જેવું મોટું થાય છે, ને એક યા વધુ બચ્ચાંનો સમાવેશ કરી શકે છે. સુવાવડ પછી, ગર્ભસ્થાન પાછું સંકોચાઇ નાંનુ થાય છે, તેનું કારણ એ કે એનાં બંધારણમાં ઇલાસ્ટીક

ટીસ્યુ (રબર જેવું) આવે છે, જે હવા વગરના ફુટબોલની માફક સાધારણ રીતે સંકોચાયલું રહે છે, પણ જેમ હવા ભરવાથી ફુટબોલ ફુલે છે, તેમ હમેલ રહેવાથી એ પણ ફુલે છે, ને સુવાવડ પછી, પાછું સંકોચાય છે.

## સન્ગમ વખતની હાલત.

મરદની ઇન્દ્રી માફક, ગર્ભસ્થાનમાં પણ ઇરેકટાઇલ ટીસ્યુ-ઉભું થતું સ્નાયુ-તથા માંસ છે, ને તે સન્ગમ વખતે લોહીથી ભરાય છે. ગર્ભ સ્થાનનાં મહો આસપાસનું માંસ મરદની ઇન્દ્રીનાં મ્હોને પકડે છે, કે જેથી કરી એ મરદનું વીર્ય ચુસી લેય છે, ને એવી રીતે મરદનું બીજ સીધું ગર્ભસ્થાનમાં દાખલ થાય છે. જે સ્ત્રીઓમાં જાતી લાગણી નથી હોતી, તેઓમાં વીર્ય યોનીની પાછલી કોચલી (ચીત્ર ચઉદ, ૨ ખ) માં એકઠું થાય છે, ને પછાથી એમાંનું મરદનું બીજ, જો જીવતું હોય છે, તો ગર્ભસ્થાનનાં મ્હોમાં ચઢી જાય છે.

## ૬) ફેલોપીઅન ટ્યુબ-સ્ત્રીઅન્ડની નળી-કુળવાહીની (ચીત્ર ચઉદ, ૫, ૬) તથા (ચીત્ર પન્દર, ૬, ૭)

ગર્ભસ્થાનનાં ફનડસની જમની ને ડાબી બાજુમાંથી નીકળી એ નળીઓનો સ્ત્રી અન્ડ આગળ અન્ત આવે છે. લંબાઇમાં ૪) ઇન્ચ છે. નળી પહેલે સાંકડી, ને વચ્ચે ને છેડે પહોળી બને છે. પેટનો છેડો ફુમટાવાલો હોય છે, જે ફુમટાંઓ સ્ત્રી અન્ડની આસપાસ ગોઠવાયલાં છે, ને એક ફુમટું સ્ત્રી અન્ડને વળગેલું છે, જેને ટ્યુબો-ઓવેરીયન લીગામેન્ટ કહે છે. (ચીત્ર ચઉદ, ૬ અન્દરની બાજુનું ફુમટું) એ નળીનાં અન્ડવાલા છેડાનાં મુખને ઓસ્ટીઅમ એબ્ડોમીનાલ, યા પેટમાંનું મુખ. કહે છે, કારણ કે એ મુખ (ચીત્ર પંદર, ૭) ને રસ્તે ગર્ભસ્થાનની નળી પેટમાં ખુલે છે. એ મુખને રસ્તે સ્ત્રી અન્ડમાંનાં ઇન્ડાં ગર્ભસ્થાનમાં જાય છે.

સ્ત્રીઓમાં કેટલાક સોજા તેમજ ગરમીના રોગોનો ચેપ, યોનીથી ગર્ભસ્થાનને રસ્તે ઉપર ચઢી, પેટમાં એ નળીનાં પેટમાંના મુખ દવારે ચેપ દાખલ થાય છે, ત્યારે પેરીટનાઇટીસ જેવું ગંભીર દર્દ ઉત્પંન થાય છે, કે જે ઘણા દાખલાઓમાં મરણ નીપજાવે છે.

## સ્ત્રી અન્ડનો નળીનું બંધારણ.

એ નળીમાં સંકોચાય એવાં માંસ ઇ. વાલા સ્નાયુઓ છે, જેને લીધે, સ્ત્રી અન્ડમાંથી નીકળતું ઇંન્ડું યા બીજ ગર્ભસ્થાનમાં જાય છે, ને ઉલટે રસ્તે ગર્ભસ્થાનમાંથી ચેપ ઇ. સ્ત્રી અન્ડમાં તેમજ પેટની પેરીટનીયલ કેવીટીમાં જાય છે.

## ચીત્ર સોળમું.




**ઓવરી યા સ્ત્રી અન્ડ ચીરીયા પછીનો દેખાવ.**

૧ બહારની દીવાલ–સેલવોલ.

૨–૩–૪ અંદરનાં ટેકો આપતાં સ્નાયુઓ–સ્ટ્રોમા.

૫ ગ્રાફીઅન ફોલીકલ યા બીજની કોથલીઓ–ઇંન્ડા પાકવાનાં પહેલા, તબકકામાં.

૬–૭–૮–બીજની કોથલીઓ, આગળ વધેલા તબકકામાં.

૯ બીજની કોથલી છેલ્લા તબકકાવાળી, ફુટવાની તઇયારીપર.

૧૦ કોરપસલુટીયમ-ફુટેલી ઇંન્ડાની કોથલી જે, સુકાઇ સંકોચાય છે ને પીલા રંન્ગની હોય છે.

## ચીત્ર સતરમું.




**ઓવમ યા સ્ત્રીનું ઇંડું, અથવા બીજ, નો સુક્ષ્મ દર્શક યંત્ર નીચેનો દેખાવ.**

૧) જરમીનલ વાસીકલ યા ઇન્ડાંનાં સેલનું ન્યુકલીઅસ.

૨) યોક–ઇંડાની દાળ.

એની આસપાસ ૩) સેલવોલ યા દીવાલ છે.

ચીત્ર સતરમાં નો ચીત્ર ૭ સાથે મુકાબલો.

| | | | |
|---|---|---|---|
| ન્યુ કલીઅસ | ૧— | —૩ | ન્યુ કલીઅસ. |
| યોક | ૨— | —૨ | પ્રોટો પ્લાઝ્મ. |
| સેલવોલ | ૩— | —૧ | સેલવોલ. |
| (૧–૨ ની આસપાસ દેખાય છે તે) | | | |

## (ઘ) ઓવરી-સ્ત્રી અન્ડ (ચીત્ર ચઉદ, ૭) (ચીત્ર પન્દર ૮) તથા (ચીત્ર સોલ.)

એ સ્ત્રી અન્ડ ગર્ભસ્થાનની જમણી ને ડાબી બાજુએ હોય છે. એનો વજન—૧½)થી ૨) ડ્રામ હોય છે. એનો શેપ ઇન્ડા જેવો હોય છે. એમાંથી જે પાકેલું ઇન્ડું યા સ્ત્રી બીજ દર માસીક વખતે નીકળે છે, તે એની નળીનાં પેટમાંના મુખ દવારે થઇ ગર્ભસ્થાનમાં જઇ, યોની દવારે બહાર નીકળે છે. પણ જયારે ઇન્ડું ફલરુપ થાય છે ત્યારે, ગર્ભસ્થાનની અન્દર ચીટકે છે (ચીત્ર વીસ ને એકત્રીસ) ને મોટું થાય છે.

## સ્ત્રી અન્ડનું બંધારણ (ચીત્ર સોલ.)

એનાં બંધારણમાં બે મુખ્ય ભાગો આવે છે. સ્ત્રોમાં યા ટેકાનું સ્નાયુ, (ચીત્ર સોલ, ૨-૩-૪) જેની અંદર ગ્રારીઅન ફોલીકલસ યા ઇન્ડાંનાં પોચાં કોટલાં યા કોથલીઓ (ચીત્ર સોલ, ૫-૯) છે. મરદનાં અન્ડની માફક સ્ત્રી અન્ડમાં પણ બે જાતનાં સેલ્સ આવે છે. સ્ત્રોમાંવાલાં ઇન્ટરસ્ટીશીયલ સેલ્સ, જેમાંથી અન્તર પ્રવાહી નીકળે છે. તથા ગ્રારીઅન ફોલીકલ્સ યા ઇન્ડાંની કોથલીમાંથી ઇન્ડાં યા સ્ત્રી બીજ નીકળે છે.

## ઇન્ડાની કોથલી યા ગ્રાફીઅન ફોલીકલનું બંધારણ (ચીત્ર સોલ ૫-૯)

હરેક ઇન્ડાની કોથલીની દીવાલ હોય છે, જેની અન્દર ઇન્ડું=ઓવમ હોય છે. ચીત્રમાં એવી કોથલી ને અન્દરનું ઇન્ડું સ્પષ્ટ દેખાય છે. (૫ થી ૯) એ ઇન્ડાંની આસપાસ પાણી જેવો પ્રવાહી હોય છે, જે એને જીવતું રાખે છે. દર માસીકે એક યા વધુ કોથલીની દીવાલ ફાટે છે, ને અન્દરથી પાકેલું ઇન્ડું નીકળી સ્ત્રી અન્ડની નળી વાટે ગર્ભસ્થાનમાં જઈ બહાર નીકળે છે.

## સ્ત્રી બીજ-ઇન્ડુ-ઓવમનું બંધારણ (ચીત્ર સત્તર.)

ચીત્ર સત્તરમાં ગોળાકાર સેલ છે, તે બીજાં સેલ્સો જેવુંજ છે. (ચીત્ર ૭ ને સાત સાથે મુકાબલો કરો) પણ ફરક એ છે કે (ચીત્ર સત્તર, ૧) તે જરમીનલ વેસીકલ યા ન્યુકલીઅસ છે, ને એની મધ્યમાં જે કાલી બાડી આકૃતી છે તે ન્યુકલીઓલસ—યા જરમીનલ સ્પોટ છે, જયારે ચીત્ર (સત્તર, ૨) તે યોક યા ઇન્ડાની દાલ છે.

| ચીત્ર સત્તર | ચીત્ર છઠ્ઠાંને | ચીત્ર સતનો મુકાબલો |
|---|---|---|
| બહારની સેલવોલ | ૧ બહારની સેલવોલ | બહારની સેલવોલ |
| યોક ૨ | ૨ પ્રોટો પ્લાઝમ | ૧ પ્રોટો પ્લાઝમ |
| જરમીનલ વેસીકલ ૧ | ૩ ન્યુ કલીઅસ | ૩-૪ ન્યુ કલીઅસ |
| જરમીનલ સ્પોટ (૧ની મધ્યમાં) | | ૬ ન્યુ કલીઓલસ |

## સ્ત્રીનાં બહાર ને અન્દરનાં જાતીના ભાગોની લોહીની ને લીમફેટીક નળીઓ, જ્ઞાનતંતુઓ ઇ.

આ સર્વે, શરીરના હરેક ભાગની મદદ, આ ભાગોને પણ પુરતા જથ્થામાં મળે છે. (ચીત્ર દસમાં ૧૧, ૧૨) બન્ને બાજુએ જની લોહીની નળીઓ છે. મરદમાં સ્પરમેટીક, ને સ્ત્રીમાં ઓવેરીઅન વેસલ્સ, એ નાળીઓને કહે છે.

## પ્રકરણ નવમું.

---:o:---

### સ્ત્રીનાં જાતીનાં ભાગોનાં કાર્ય—પહેલો વીભાગ—સ્ત્રીના બહારના જાતીના ભાગોનાં કાર્ય.

#### ક) મોન્સવીનીરીસ યા કામદેવીનો પહાડ.

એ ચરબીનો ઢગ હાડકાંની ઉપર આવ્યાથી સંગમ વખતે હાડકાંને પ્રહાર થતાં બચાવે છે. તથા એમાં જાતી લાગણીના જ્ઞાનતંતુઓ આવે છે.

#### ખ) કલીટોરીસ યા મરદના જેવી ઉભી થતી નાની ઈન્દ્રી.

સ્ત્રીમાં જાતી લાગણી તથા ઇચ્છા ઉશકેરનારી એ ખાસ ઇન્દ્રી છે ને સંગમ વખતે એમાં લોહી ભરાયાથી ફુલીને ઉભી થાય છે. એની રચનામાં આપણે જોયું તેમ ઇરેકટોર કલીટોરીડીસ નામના મસલ આવે છે, કે જેને લીધે એ ઉભી થઈ શકે છે, એવાંજ મસલ મરદની ઇંદ્રી ઉભી કરવા માટે પણ આવે છે.

#### ગ) લેબીઆ મેજોરા યા મોટા પારા યા હોઠ.

સાધારણ રીતે એ હોઠ યોનીનું મોંહ બંધ રાખે છે. એઓના બંધારણમાં પણ ઉભું થાય એવું સ્નાયુ આવેલું હોવાથી, સંગમ વખતે, લોહીથી ભરાઈ ઉભા થાય છે. અન્દરના ગુલાબી પડમાંથી પ્રવાહી પદાર્થ નીકળે છે.

#### ચ) નાના હોઠ.

ચામડીનાં જેવું, એનું બંધારણ હોવાથી, એમાંથી ચામડીની માફક પરસેવો નીકળે છે.

#### છ) યોનીનો પરદો.

સાધારણ રીતે કુંવારીકામાં યોનીના મોંહપર ઢાંકણ આવે છે. કેટલાક દાખલાઓમાં એ ઘણો નાનો હોય છે. બીજા દાખલાઓમાં મોટો હોવાથી યોનીનું મુખ બંધ કરી નાખે છે, ને તેથી માસીકની શરૂઆતે એને ચીરવો પડે છે. પેહેલા સંગમની વખતે એ ફાટી જાય છે. પણ જે છોકરીઓમાં કુટેવ હોય છે, તેઓમાં વગર સંગમે પણ એ ફાટી જાય છે. કેટલીક સ્ત્રીઓમાં એ પરદો એવો ઇલાસ્ટીક આવે છે કે ઘણીએક સંગમ છતાં

ફાટતો નથી. એટલાપરથી માલમ પડશે કે, કુંવારાપણાની નીશાની તરીકે એ ઘણા દાખલાઓમાં ખાતરી પુર્વક નીશાની નહી લેખી શકાય.

### જ) બારથોલીનનાં ગ્લાંન્ડઝ.

એમાંથી સન્ગમ વખતે ચીકણો પદાર્થ નીકળે છે. ગરમીનાં દરદનો ચેપ એમાં લાગવાથી, સન્ગમ વખતે મરદને એ ચેપ લાગે છે.

## બીજો વીભાગ—સ્ત્રીના અન્દરના જાતીના ભાગોનાં કાર્ય.

### ત) યોની (ચીત્ર ચઉદ, ૨.)

એના મુખ્ય કાર્ય એ છે. એક) દર માસીક વખતે, લોહી તથા સ્ત્રી બીજને બહાર નીકળવા દેવાનું, તથા સુવાવડ વખતે, છોકરાંને બહાર નીકળવા દેવાનું. બે) સંગમ વખતે મરદની ઇન્દ્રીને દાખલ કરી, વીર્યને પોસ્ટીરીયર ફોરનીકસમાં (ચીત્ર ચઉદ, ૨ખ) એકઠું થવા દેવાનું. એના બંધારણમાં ઉભાં થાય એવા સ્નાયુ હોવાથી, તથા એનાં મુખની આસપાસ સ્ફીન્કટોર વેજાઇનીની મસલ હોવાથી, એ સંકોચાય છે ને મરદની ઇન્દ્રીને પકડી રાખે છે.

એના અસ્તરમાંથી પ્રવાહી નીકળે છે, કે, જેમાં કેટલાંક સેલ્સો આવે છે. સન્ગમ વખતે એ પ્રવાહી વધારે નીકળે છે, ને યોનીને ભીની રાખે છે.

### થ) ગર્ભસ્થાનનું કાર્ય—માસીક ને હમેલ.

એનું એક મુખ્ય કાર્ય. દર માસીકવખતે, એનાં અસ્તરનું એક પડ લોહીથી ભરાય છે, ને એ પડનાં સેલ્સ યા જીવનાં ચક્ર (ઝાડના પાતરાં માફક) ખરી પડે છે. એ સેલ્સ ખરી પડવાથી, એ પડનાં ઉઘાડા ને ફાટેલા ભાગમાંથી લોહી ધીમે ધીમે ટપકે છે. તેથી માસીક પ્રવાહીમાં મુખ્ય કરી લોહી ને ખરી પડેલાં સેલ્સ આવે છે, જેનો ઘણો ખરાબ વાસ આવે છે. એ ઉપરાંત સ્ત્રી અન્ડમાંથી જે પાકુ ઇંડું નીકળે છે, તે જો ફળદ્રુપ નથી થતું, તો માસીક પ્રવાહીમાં વધારો કરે છે. સાધારણ રીતે, એ લોહી બંધાતુ નથી, તેનું કારણ કે ગર્ભસ્થાનના નીચલા ભાગ યા કમળના ફુલમાંથી મ્યુકસ પ્રવાહી નીકળે છે, જેનું મીશ્ર લોહી સાથે થવાથી લોહી બંધાતુ નથી. આશરે ૩–૫ ઔંસ જેટલું લોહી હર માસીક વખતે નીકળે છે. અપવાદ તરીકે, જે સ્ત્રીમાં એ માસીક પ્રવાહી ઘણો જાય છે, તેમાં પુરતું મ્યુકસ ન હોવાથી લોહી ગંઠાય છે, ને લોહીના ગાંગડા નીકળે છે. હર માસીક વખતે, ગર્ભસ્થાન ઉપરાંત સ્ત્રીના સર્વ જાતીનાં ભાગોમાં લોહીની ભરતી થાય છે ને પછી, ઓટ થાય છે.

## હમેલનાં પોષણ માટે ગર્ભસ્થાન ફુલી મોટું થાય છે.

જયારે હમેલ વખતે એનું બીજું મુખ્ય કાર્ય, મરદ બીજથી ફળરુપ થયલા સ્ત્રી બીજનું, ખોરાક, ગરમી, ઇ.થી પોષણ કરવાનું, તથા એ બીજ મોટું થતાં, તેને માટે પુરતી જગા કરવા સારૂ, ગર્ભસ્થાનના બંધારણમાં ઇલાસ્ટીક ટીસ્યુ હોવાથી, તે ફુલી મોટું થઇ શકે છે, ને નવ મહીના સુધી વધ્યાજ કરે છે.

## ગર્ભસ્થાનનું સુવાવડ પછી સંકોચાવું યા ઇનવોલ્યુશન.

સુવાવડ પુરી થયા પછી જયારે બાળક તેમજ ઓર બહાર નીકળી રહે છે, તે પછી તરતજ એના બંધારણમાં ઇલાસ્ટીક ને માંસવાલા સ્નાયુ હોવાથી, ગર્ભસ્થાન પાછું સંકોચાવા માંડે છે, જેને ઇનવોલ્યુશન કહે છે. સુવાવડ પછી તરતનું ગર્ભસ્થાનનું વજન ૨૪) થી ૪૮) ઔંસ જેટલું યા ૧॥) થી ૩) પાઉંડ જેટલું હોય છે. એ સંકોચાયા પછી લગભગ ૧) ઔંસ જેટલુ અસલ માફક થાય છે. એ ઇનવોલ્યુશન અથવા સંકોચાવાનું પુરૂં થતાં સુવાવડ પછી છ અઠવાડયાં લાગે છે.

## સન્ગમ વખતે ગર્ભસ્થાન ને કમલનું ફુલ સંકોચાય છે.

સન્ગમ વખતે ગર્ભસ્થાનના બંધારણમાં પણ ઉભું થાય એવું સ્નાયુ હોવાથી તે લોહીથી ભરાય છે ને ઉભું થાય છે. તથા તેનું તેમજ કમળનાં ફુલની આસપાસનું માંસ સંકોચાઇ, મરદની ઇન્દ્રીના મોંહને પકડે છે, કે જેથી કરી મરદનું વીર્ય ચુસી લે છે ને એવી રીતે મરદનું બીજ સીધું ગર્ભસ્થાનમાં દાખલ થાય છે. જે સ્ત્રીઓમાં જાતી લાગણી જાસ્તી ખીલેલી નથી હોતી, તેઓમાં વીર્ય યોનીની પાછલી કોઠળી યા પોસ્ટીરીયર ફોરનીકસમાં ચીત્ર ચઉદ, રખ એકઠું થાય છે, ને થોડા વખત પછી એમાંનું મરદનું બીજ, જો જીવતું હોય છે તો, ગર્ભસ્થાનનાં મોંહમાં ચઢી જાય છે. કમલનાં ફુલનાં અસ્તરમાં ઝીણા બાલ આવે છે, જે બીજને ઉપર ચઢાવવામાં મદદ કરે છે.

## મરદનાં બીજનું યોની યા ગર્ભસ્થાનમાં મરણ.

જે સ્ત્રીઓમાં પ્રદર, ગરમીનો ચેપ, યા બીજા દર્દોના ચેપી પ્રવાહી, યોની યા ગર્ભસ્થાનના દર્દને લીધે હોય છે, તો તેવા પ્રવાહીની નાશકારક અસરને લીધે, મરદનું બીજ મરણ પામે છે, ને સ્ત્રી વાંઝણી રહે છે. યોગ્ય સાયન્ટીફીક સારવારથી એવા ચેપી પ્રવાહીનો નાશ થાય છે, ને વાંઝણી સ્ત્રી ફળરુપ બને છે.

## ૬) સ્ત્રી અન્ડની નળી (ચીત્ર ચઉદ ૫-૬) (ચીત્ર પંદર ૬-૭).

એ નળીનું મુખ્ય કાર્ય દર માસીકની આગળ સ્ત્રી અન્ડમાંથી નીકળતું પાકેલું ઇંડું (ચીત્ર સોળ, ૯) પોતાનું પેટમાંનું મોંહ (ચીત્ર પંદર ૭) ઉઘાડી પોતામાં ચુસી લે છે. એ ઇંડું તે પછી એ નળીની આસપાસના માંસના સંકોચાવાથી, ગર્ભસ્થાનમાં દાખલ થાય છે. ચીત્ર પંદર ૭,-૬,-૫, સ્ત્રી અન્ડમાંથી નીકળતાં પાકેલાં ઇંડાંનો રસ્તો દેખાડે છે. ગર્ભસ્થાનમાં એ ઇંડું થોડા દીવસ જીવતું રહી શકે છે, ને જો મરદના બીજથી ફળદરૂપ નથી થતું, તો મરી જાય છે, ને માસીક પ્રવાહી સાથે યા આપ મેલે બાહાર નીકળે છે. સ્ત્રી અન્ડની નળીના અસ્તરમાં ઝીણાં બાલવાલાં સેલ્સ આવે છે, જે ઇંડાંને ગર્ભસ્થાન તરફ લઇ જવામા મદદ કરે છે. વધુ એ સેલ્સોમાંથી પાણી નીકળે છે. કે જે નળીને ભીની રાખે છે, ને ઇંડાને જીવતું રાખે છે.

## ધ) સ્ત્રી અન્ડ (ચીત્ર ચઉદ-૭) (ચીત્ર પંદર-૮) (ચીત્ર સોળ)

સ્ત્રી અન્ડના બે મુખ્ય કાર્ય છે. પહેલું, સ્ત્રીના બીજ યા ઇંડાં તથા તેની આસપાસ તેને જીવતાં રાખનારાં પ્રવાહી ઉપજાવવાનું. તથા બીજું, ઇન્ટરનલ સીક્રીશન યા અન્તર પ્રવાહી ઉપજાવવાનું.

## સ્ત્રી અન્ડનું પહેલું કાર્ય—સ્ત્રી બીજ યા ઇંડાંની ઉતપતી.

આપણે સ્ત્રી અન્ડની રચનામાં જોયું છે કે એની અંદરની ઇંડાંની કોઠલીઓ યા ગ્રાફીયન ફોલીકલ્સમાં ઇંડાં હોય છે. ચીત્ર સોળ ૫, થી ૯ દેખાડે છે કે, ઇંડાંઓ જ્યારે પાકવાપર આવે છે. ત્યારે એ કોઠળીમાં કેવો ફરક પડે છે, તથા પાકેલાં ઇંડાંવાળી કોઠળી સ્ત્રી અન્ડની બહારની સપાટીપર આવે છે ને ફાટે છે, જેથી કરી પાકેલું ઇંડું છુટું પડે છે. આ ક્રીયાને **ઓવ્યુલેશન** એટલે ઇંડાંનું પાકવું ને છુટું પડવું કહે છે. આપણે ઉપર જોયુ તેમ પાકેલાં છુટાં ઇંડાને, સ્ત્રી અન્ડની નળી ચુસી લે છે ને ગર્ભસ્થાનમાં મોકલી આપે છે. પાકેલાં ઇંડાની ફાટેલી કોથલી સંકોચાય છે, તેને કોરપસ લ્યુટીયમ યા પીલું કોટલું કહે છે. ઓવ્યુલેશન ૪૦-૪૫) ની ઉમ્મરે બંધ થાય છે, ને સાથે માસીક પણ બંધ થાય છે, જે પછી સ્ત્રી ખુદરતી વાંઝણી બને છે.

## ચીત્ર અઢારમું.




આ ચીત્રમાં ડાબી બાજુએ મરદના બીજની ઉતપતી યા સ્પરમેટો જેનીસીસ દેખાડી છે.

જયારે જમણી બાજુએ સ્ત્રીનાં ઇન્ડાંની ઉતપતી યા ઉઓજેનીસીસ દેખાડી, બન્નેનો મુકાબલો કરવામાં આવ્યો છે.

**સ્પરમેટોજેનીસીસ, મરદના બીજની ઉતપતીનું ડાબી બાજુનું ચીત્ર.**

૧) સ્પરમેટોગોનીઆ.

૨) પ્રાઇમરી સ્પરમેટો સાઇટ યા સ્પરમેટોજેનીક સેલ્સ.

૩) બે સેકન્ડરી-સ્પરમેટો સાઇટ યા સ્પરમેટોજેનીક સેલ્સ.

૪) ૫) ૬) ૭) ચ.ર સ્પરમેટોબ્લાસ્ટ યા સ્પરમેટીડઝ જેમાંથી સ્પરમેટોઝુઆ યા મરદ બીજ પુછડીવાલાં (ચીત્ર ૧૩)ની ઉતપતી થાય છે.

**ઉઓજેનીસીસ, સ્ત્રીના ઇન્ડાંની ઉતપતીનું જમણી બાજુનું ચીત્ર.**

૧) ઉઓગોનીયા.

૨) પ્રાઈમરી ઉઓસાઇટ,

૩) સેકન્ડરી ઉઓસાઇટ, ને ૫) પહેલું પોલર બોડી.

૪) મેચ્યુરઓવમ યા પાકું ઇંડું તથા ૬) બીજું પોલર બોડી, તથા.

૭-૮) પહેલાં પોલર બોડીનાં બે વીભાગ.

## સ્ત્રી બીજ યા ઇંડાંની ઉતપત્તી-ઉઓજેનીસીસ.

મરદનાં બીજની ઉતપત્તી ચાર તબકકામાં થાય છે, એમ આપણે આગળ જોઇ ગયા. (પ્રકરણ છઠ્ઠું પાનું, ૫૮) એજ પ્રમાણે સ્ત્રી બીજ અથવા ઇંડાની ઉતપત્તી પણ ચાર તબકકામાં થાય છે, જે ચાર તબકકાવાળા સેલ્સ નીચે પ્રમાણે છે. આ ઉતપત્તીની ક્રીયાને ઇંડા પાકવાની ક્રીયા કહે છે. યા ઉઓજેનીસીસ કહે છે. એ ક્રીયાને ચીત્ર અઢારની જમણી બાજુએ દેખાડવામાં આવી છે, જેમાં

૧) ઉઓગોનીઆ
૨) એક પ્રાઇમરી ઉઓસાઇટ (કાચું ઇન્ડું)
૩) ને ૫) સેકનડરી ઉઓસાઇટ. (જેમાં ૩) ઇન્ડું ને ૫) પહેલા પોલર બોડી,
૪) ને ૬, ૭, ૮). જેમાં ૪) પાકેલું ઇન્ડું ને ૬) બીજું પોલર બોડી, તથા ૭) ને ૮) તે પહેલાં પોલર બોડી ૫)નાં બે વીભાગ છે

## ઉઓજેનીસીસની સ્પરમેટોજેનીસીસ સાથે સરખામણી (ચીત્ર અઢાર)

આ ક્રીયાની સરખામણી મરદના બીજ ઉતપતીની ક્રીયા સાથે કરતાં કેટલોક ફરક માલમ પડે છે. મુખ્યત્વે કરીને અઢારમું ચીત્ર જોતાં માલમ પડશે કે એની ડાબી બાજુએ મરદના બીજના છેલ્લા તબકકામાં ૪-૫-૬-૭) બધાં સરખાં સેલ્સ છે, ને હરેકના મધ્યમાં બે ક્રોમોસમ્સ છે, ત્યારે જમણી બાજુએ સ્ત્રીના ઇંડાંના પાકવાના છેલ્લા તબકકામાં ૪) પાકેલું ઇંડું બહુ મોટું છે, જયારે ૬, ૭, ૮, પોલર બોડીઝ અથવા ધ્રુવના ચકો ઘણા નાનાં છે. પણ ૪) ૬) ૭) ૮) એ હરેકમાં બે ક્રોમોસમ્સ છે. આટલાપરથી સમજ પડશે કે ઇડાંની ઉતપતીની ક્રીયામાં પાકેલું ઇંડું ૪) ફળદરૂપતાને માટે અવશ્યનું છે, જયારે ૬) ૭) ૮) પોલર બોડીઓ નકામાં છે ને તેઓનો નાશ થાય છે.

## ખુદરતી ને અખુદરતી નાંઝનાનોમાં ઇડાંની ઉતપતી હોતી નથી.

ખુદરતી ને અખુદરતી નાઝનાનોમાં ઇંડાંની ઉતપતી હોતી નથી. જે સ્ત્રીઓ જનમથીજ ખુદરતી નાંઝનાનો હોય છે, તેઓમાં બંનને યા એક

સ્ત્રી અન્ડ હોતોજ નથી, યા તો હોય છે તોપણ એવી સુકાયલી સ્થીતીમાં હોય છે કે તેમાં આવી ઇંડાંની ઉતપતીની ક્રીયા હસ્તી નથી ધરાવતી તથા ૪૦-૪૫ ની ઉમ્મરે સર્વ સ્ત્રીઓ ખુદરતી વાંઝણી—તથા નાંઝનાની બને છે. એજ પ્રમાણે જે સ્ત્રીઓમાં જનમથીજ સ્ત્રી અન્ડ હોય છે, પણ જેઓમાં અનહદ વ્યભીચાર, કુટેવ, વૈદો હકીમોની કહેવાતી શકતીની દવા, તથા ગરમી ઇ. દર્દોથી, એ ઇંડાંની ઉતપતીની ક્રીયાનો યા ઇંડાનો નાશ થાય છે. એવી ઇંડાં ઉતપતીની યા ઇંડાની ગેરહાજરીમાં, એવી સ્ત્રીઓ અખુદરતી નાઝનાનો બને છે, ને એવીઓને ત્યાં બચ્ચાંની વ્રધી નથી થતી. સ્ત્રીની અશકતી યા નાઝનાની બે જાતની હોય છે. એક ઇંડાની ગેરહાજરીને લીધે બચ્ચા પેદા કરવાની અશકતી, ને બીજી જાતીની લાગણીવાલા ભાગો સુજ મારી ગયાથી ઇચ્છાની અશકતી ને સંગમ તરફ અભાવ.

## સ્ત્રી અન્ડનું બીજું કાર્ય—અન્તરનો પ્રવાહ જે સીધો લોહીમાં દાખલ થાય છે.

આપણે સ્ત્રી અન્ડની રચનામાં જોઇ ગયા કે, મરદના અન્ડની માફક, એમાં પણ બે જાતના સેલ્સ આવે છે. એ બેમાંથી એક જાતના સેલ્સ—ઇંડાનું બ્યાન ઉપર આપ્યું છે. હવે બીજી જાતના સ્ત્રોમાંવાલાં ઇન્ટરસ્ટીશીરીયલ સેલ્સ વીશે બોલીશું. એ સેલ્સમાંથી જે પ્રવાહી પદાર્થ નીકળે છે તે ઇંડાની સાથે બહાર નીકળવાને બદલે, સ્ત્રી અન્ડની લોહીની શીરા (ચીત્ર આઠ, ૧૨, ૧૨) ઓવેરીયન વેન્સને રસ્તે લોહીમાં દાખલ થાય છે, ને ઇન્ફીરીયર વીના કેવા (ચીત્ર આઠ, ૭) ને રસ્તે હરૃદયમાં દાખલ થઇ, આખ્ખાં શરીરમાં ફરે છે. (ચીત્ર પાંચ) તેથી એને અન્તરનો પ્રવાહ કહે છે. આપણે આગલ પાનું, ૫૯ મરદનાં અન્ડનાં કાર્યની બાબદમાં જોયું તેમ એ પ્રવાહનું જોર, અન્ડના ખીલવા સાથે, બે ઉમ્મરે ખાસ વધે છે. એક, પહેલાં ને બીજાં વરષે, જ્યારે બાળકની ઉંચાઇ ૨૦) ઇંચથી વધી ૩૩ થી ૩૪) ઇંચ સુધીની થાય છે. ને બે. જુવાનીની વખતે, છોકરીઓમા ૧૧ થી ૧૪) ની ઉમ્મરે, ૮) ઇંચને ઉંચાઇમાં વધારો થાય છે. એ ઉમ્મરે છોકરીઓમાં સ્ત્રી અન્ડ ખીલવા માંડે છે, ને વધુ પ્રવાહ લોહીમાં નાખે છે, તેથી જુવાનીનું જોર આવે છે, ને ઉંચાઇ વધવા ઉપરાંત, જાતી લક્ષણ ખીલે છે. એટલે છોકરી સ્ત્રી અવસ્થામાં આવે છે. એટલું યાદ રાખવું જોઇયે કે, આ ઉમ્મરે જાતીની ખીલરૂવણીની શરૂઆત છે ને સંપૂર્ણ ખીલવણી

થતાં બીજાં ૪ થી ૬) વર્ષ લાગે છે, એટલે પંદર વર્ષની અન્દર કોઈ પણ છોકરી સ્ત્રીનો બોજો ન ખેડી શકે, એવો ખુદરતનો કાયદો છે. એમ આ પરથીજ આપણે જોઇ શકયે. તેથી આ દેશમાં જે બાળલગ્નની રૂઢી છે તે અખુદરતી છે, ને તેના ગમખાર પરીણામો આપણે પહેલાં પ્રકરણમાં જોયાં છે.

## માસીક તથા ઇન્ડાં પાકવાનાં અટકાવ સાથે, અન્તર પ્રવાહીના અટકાવનાં પરીણામે, વાંઝીયાપણું તથા પુરૂષ લક્ષણ.

સ્ત્રીમાં ૪૦) થી ૪૫) ની કલાઇમેકેટરીક ઉમ્મરે માસીકનો અટકાવ થાય છે. તે પ્રમાણે ઓવ્યુલેશન યા ઇંડાં પાકવાનો અટકાવ થાય છે. ને સ્ત્રી વાંઝણી બને છે ને તે સાથે અન્ડના અન્તર પ્રવાહીનો પણ અટકાવ થાય છે. એનું પરીણામ શું આવે છે? આપણે ઉપર જોયું કે છોકરી જયારે ઉમ્મરે આવે છે ત્યારે સ્ત્રી અન્ડની ખીલવણીને લીધે, અન્તર પ્રવાહનું જોર વધે છે, તેના પરીણામે છોકરીમાં સ્ત્રી લક્ષણ આવે છે. હવે જયારે આ ૪૦) થી ૪૫) ની ઉમ્મરે એ અન્તર પ્રવાહ બંધ પડે છે, ત્યારે તેનાં પરીણામે સ્ત્રીના લક્ષણ બદલાઇ કેટલીક હદે પુરૂષ લક્ષણ આવે છે. દાખલા તરીકે સ્ત્રીના ચેહેરા ઇ. ની સુવાળી ચામડી સખત ને કરચલીવાલી બને છે, તથા ઉપલા હોઠ ને દાઢીપર કેટલાક વાળ ઉગે છે, તથા અવાજ બદલાય . એ સાથે બીજા ઘણાક શારીરીક તેમજ માનસીક ફરકો સ્ત્રીના લક્ષણમાં પડે છે.

## માસીકના અટકાવની ઉમ્મરે સ્ત્રી અન્ડની સ્થીતી.

એ ૪૦–૪૫ વર્ષની ઉમ્મરે જો સ્ત્રી અન્ડ ચીરીને તપાસ્યો હોય તો, માલમ પડે છે કે, એની લોહીની નળીઓ સુકાઇ જાય છે, તથા એના બંધારણવાળા સ્નાયુ સખત બને છે, ને આખો (અન્ડ સંકોચાઇ નાનો બને છે, તથા ઇંડાં પણ એ સાથે સુકાઇ જાય છે, ને તેથી કરી ઇંડાં પાકપર આવવાની ક્રીયા યા ઓવ્યુલેશન બંધ થાય છે, જેથી સ્ત્રી વાંઝણી બને છે.

એમાં ખુદરતની કરામત એ છે કે સ્ત્રીની જુવાનીનું જોર ગયા પછી, જો, તેનામાં બચ્ચા પેદા કરવાની શકતી ચાલુ રહે તો, એવી ઉમ્મરે જન્મેલાં બચ્ચા ઘણાંજ દુર્બલ ને ખામીઓથી ભરપુર નીવડે. તેથી કરી ખુદરત એવાં કમનસીબ બચ્ચાઓને થતો અન્યાય પહેલે ઘરથીજ અટકાવે છે

આ ઉમ્મરે, જો કે બચ્ચાં પેદા કરવાની અશકતી અથવા વાંઝીયાપણું સ્ત્રીને પ્રાપ્ત થાય છે, તોપણ જાતી ઇચ્છા ઘણીક સ્ત્રીઓમાં ચાલુ રહે છે.

## આખા શરીરની અશકતી—શારીરીક માનસીક નેઇતીક ને આર્થીકનું મુલ—છકેલપણું.

કુટેવ, અનહદ બ્યભીચાર, ઇ. થી સ્ત્રી અન્ડના ગેરઉપયોગને લીધે, છકેલ સ્ત્રીનાં આખાં શરીરની અશકતી વધે છે, કારણ કે અન્તરના પ્રવાહનો નાશ થાય છે. ઉધરભાવ તથા જાતી લક્ષણ સપુર્ણ થતાં અટકે છે. શરીરે તાવદાન બને છે, ભેજાંના ઠેકાણાં વગરની મીજાજી ને દુઃખી દર્દી બને છે, લોહીનો બીગાડો થાય છે, જાતીના ભાગોમાંથી સફેદ પાણી, પ્રદર, ઇ. ના ચાલુ વહેવાથી નબળાઇ વધે છે, ને જુવાનીનું જોબન ખોઇ બુઢી ડોસી જેવો નાતવાન બને છે. એટલાપરથી પુરવાર થાય છે કે છકેલ સ્ત્રી ફકત ઝનાની શકતી નહી, પણ આખા શરીરની શકતી ગુમાવે છે. છકેલ મરદની માફક, છકેલ સ્ત્રીનો હાલ ઘણોજ બુરો થાય છે ને આખી જીંદગી રીબતી ને ટુંકી બને છે. આ દેશમાં બાળલગ્ન યા બાળ બ્યભીચારની શીક્ષા કુદરત વાજબીજ કરે છે, એમ તો આટલાપરથી સર્વ સમજુઓ કબુલશે.

## ઉપ—ગુરદા તથા બીજા ડકટલેસ ગ્લાંન્ડઝ તથા શરીરના બીજા ભાગોની સ્ત્રી અન્ડ પર અરસપરસની અસર.

મરદના અન્ડ વીશે લખતાં આપણે જોયું છે કે, એનાં અન્તર પ્રવાહીની અસર જેમ આખા શરીરપર થાય છે, તેમ ઉપ—ગુરદા, ને ડકટલેસ ગ્લાંડઝ તથા શરીરના બીજા ભાગોની અસર સ્ત્રી અન્ડ પર પણ થાય છે. એ વીશે હાલ જાસ્તી વીવેચન કરવાની જરૂર નથી. જુઓ પ્રકરણ છઠ્ઠું.

## વૈદો હકીમો ઇ. ની નાઝનાની ઉત્પંન કરનારી સ્ત્રીઓની ખાસ દવાઓની જાહેર ખબરો.

એવી હાનીકારક દવાઓની ખોટી જાહેર ખબરો જેમ આગલ આપણે જોયું તેમ મરદોને ગંભીર ગેરફાયદો કરે છે, તેમ સ્ત્રીઓને હેરાન કરે છે. એવા જાહેર ખબરોની મુળ નેમ લોકોના પૈસા લુટવાની છે.

## હમેલ રહયા પછી, ગર્ભસ્થાન ઇ૦ જાતીનાં ભાગો તથા શરીરનાં બીજા ભાગો વચ્ચે અન્તર પ્રવાહીને લીધે ઉપજતો અરસપરસનો ઘાડો સંબંધ.

### ૧) કોરપસલ્યુટીયમનાં અન્તર પ્રવાહીની હમેલપર અસર.

આપણે ઉપર જોયું છે કે જુદી જુદી જાતના અન્તર પ્રવાહીને લીધે, શરીરના જુદા જુદા ભાગોમાં કેવો ઘાડો સંબંધ રહે છે. ૭૯) માં પાના પર આપણે જોયું કે, પાકેલાં ઇંડાંની ફાટેલી કોથલી યા કોટલું સંકોચાય છે, જેને કોરપસલ્યુટીયમ યા પીળું કોટલું કહે છે. સાધારણ રીતે, એ પીળું કોટલું, હર માસીકના અન્ત પછી, સુકાઇ જાય છે. પણ તેથી ઉલટું, જો સ્ત્રીને હમેલ રહે છે, તો સુકાવાને બદલે, મોટું થાય છે, ને સુવાવડ પુરી થયા પછી કેટલેક વખતે સુકાવા માંડે છે. એ મોટું થાય છે ત્યારે એ ૧) માંથી અન્તર પ્રવાહી નીકળે છે, કે જે પ્રવાહી ઇંડાંને ગર્ભસ્થાનમાં ચીટકવામાં મદદ કરે છે તથા હમેલના પહેલા તબકકામાં તેનું પોષણ કરે છે.

### ૨) સ્ત્રીઅન્ડના અન્તર પ્રવાહીની સ્તન યા થાનપર અસર.

છોકરી ઉમરે પુગતાં, રતુની શરૂઆત સાથે, થાન બીજા ભાગો માફક ખીલવા માંડે છે—તેનું કારણ સ્ત્રીઅન્ડના અન્તર પ્રવાહીનું લોહીમાં ફરતું છે. હમેલ રહયા પછી, સ્ત્રીના થાન મોટા થવા માંડે છે તેનું એક કારણ, સ્ત્રીઅન્ડનો તથા પ્લાસેન્ટા યા ઓરના મુળનો અન્તર પ્રવાહી લોહીમાં દાખલ થઇ, થાનના ભાગોમાં જઇ તેની ખીલવણી કરે છે. જેને પરીણામે સુવાવડ પછી બાળકને દુધ મળી શકે છે.

### ૩) થાનના અન્તર પ્રવાહીની ગર્ભસ્થાનનાં ઇન્વોલ્યુશન પર અસર.

૩) સુવાવડ પછી ગર્ભસ્થાનનું ઇન્વોલ્યુશન યા સંકોચાવું શરૂ થાય છે, ને છ અઠવાડયામાં પુરૂં થાય છે, તે વખતે થાનમાંનો અન્તર પ્રવાહી, લોહીમાં દાખલ થઇ, ગર્ભસ્થાનને સંકોચાવવામાં મદદ કરે છે. જે માતાઓ પોતાના બાળકને ધવાડતી નથી, તેઓમાં અન્તર પ્રવાહી નહી ઉપજવાથી, તેઓમાં ગર્ભસ્થાન વખતસર સંકોચાતું નથી, તેથી કરી તેના દર્દો ઉતપંન થાય છે.

# જાતીના ભાગોના અન્તર પ્રવાહીની પેટપર અસર—ઓકારી, અજીરણ, ઇ૦.

૪) હમેલ રહયા પછી ઓકારી થાય છે, તેમજ ત્રણીક સ્ત્રીઓમાં અજીરણ તથા સાધારણ ખોરાકને બદલે ધુળ કાદવ ઇ૦ કચરા જેવી ચીજો ખાવાની લાગણી પેદા થાય છે, તેનાં કારણોમાંનું એક સ્ત્રીના જાતીના ભાગોમાંથી નીકળતો અન્તર પ્રવાહી, લોહીમાં દાખલ થઇ, પેટમાં જાય છે ને તેની અંદર ઉથલપાથલ કરે છે. બીજું કારણ એ કે, સ્ત્રીના જાતીના ભાગોના જ્ઞાનતંતુઓનું સીમપથેટીક એકશન યા અરસપરસનાં કાર્યને લીધે, પેટ તથા ગર્ભસ્થાન વચ્ચેનો સંબંધ નીકટનો હોય છે. ત્રીજું કારણ એ કે, જેમ હમેલ મોટો થતાં ગર્ભસ્થાન પેટમાં ઉપર ચઢે છે, તેમ તેનો ભાર ઇ૦ પેટપર પડવાથી, પેટમાં ઉથલપાથલ થાય છે.

# મરદ તથા સ્ત્રીના પીશાબ તથા જાતીના ભાગોની રચનાવાળાં ચીત્રોનો મુકાબલો.

| મરદ–ચીત્ર નવમું (પાનું ૪૨) | | | સ્ત્રી–ચીત્ર ચઉદમું (પાનું ૬૪) |
|---|---|---|---|
| ગુરદો | ૧૩ | ૧૧ | ગુરદો |
| ગુરદાની પીશાબની નળી | ૧૨ | ૧૦ | ગુરદાની પીશાબની નળી |
| પીશાબનો કુકો | ૧૧ | ૯ | પીશાબનો કુકો |
| પીશાબની લાંબી નળી | ૫– ૨ | ૮ | પીશાબની ટુંકી નળી |
| અન્ડ ને ઉપ અન્ડ | ૧૦– ૯ | ૭ | સ્ત્રી અન્ડ |
| વીર્યની નળી | ૮ | ૬–૫ | સ્ત્રી અન્ડની નળી |
| વીર્યનો નાનો કુકો ને નળી | ૭ ૬ | | સ્ત્રીમાં નથી હોતાં |
| મરદનું નાનું ગર્ભસ્થાન | ૫ | ૪ ૩ | ગર્ભસ્થાન |
| કુપરનાં ગ્લાંન્ડઝ | ૪ | | બારપોલીનના ગ્લાંન્ડઝ (ચીત્ર પંદર, ૨, ૨) |
| પીશાબની લાંબી નળી | ૩– ૨ | ૮ | પીશાબની ટુંકી નળી |
| અન્ડની બંધ કોથલી............ | | | બે બાજુવાળા મોટા હોઠ યા ફાટેલી કોથળી |
| મરદની મોટી ઇંદ્રી............ | | | સ્ત્રીની ઉભી થતી નાની ઇંદ્રી–કલીટોરીસ. |
| (ચીત્ર અગીયારમું | ૧– ૪) | | |

આ જાતીના ભાગોનો મુકાબલો દેખાડવાનું કારણ એ કે હમેલ ત્રણ મહીના નાનો થાય છે તે અગાઉ તેની જાતી પારખવી મુશકેલ યા અશકય છે. કારણકે એ વખત સુધી, હમેલમાં બન્ને જાતીના અંડો ઇ૦ હોય છે, ને જ્યારે એક યા બીજી જાતી ત્રીજે મહીને ખીલવા માંડે છે, ત્યારે સામી જાતીવાલા ભાગો સુકાઇ જાય છે. પણ જો, એમ કેટલાક અપવાદમાં નથી સુકાતા તો, બેવડી જાતીવાલા માણસો પેદા થાય છે. દાખલા તરીકે બાવલા મરદો, ને મરદાની સ્ત્રીઓ. એ વીષે વધુ આગળ ચલતા જોઇશું. તથા જો, બન્ને જાતીવાલા અન્ડો ઇ૦ એકસરખા સુકાઇ જાય છે, તો, જાતી વગરના યા નાન્યતર જાતીવાલા, નામરદો ને નાંઝનાનો પેદા થાય છે. વધુ માટે જુઓ (પાનું ૯૬).

# ચીત્ર ઓગણીસમું.




## સ્ત્રીના બીજ યા ઈન્ડાને ફળદ્રુપ બનાવતું, મરદનું બીજ તેમાં કેમ દાખલ થાય છે.

૧) સ્ત્રીનાં બીજનો એક ભાગ.

૩) તેની આસપાસ મરદના બીજ ચારની સંખ્યામાં દાખલ થવાની તઇયારી કરે છે, પણ ૩) નંબરવાળું એકજ દાખલ થઇ શકે છે.

૨) સ્ત્રીના બીજે ફકત ૩) નંબરવાળાં મરદના બીજને પોતામાં દાખલ થવા દીધું છે, કે જેનું માથું ને ધડ ન્યુકલીઅસ અન્દર દાખલ થઇ સ્ત્રીનાં ઇંડાંને ફળદ્રુપ બનાવે છે, જયારે એની પુછડી સ્ત્રીનાં ઇંડાંની બહાર રહી મરી જાય છે. કારણકે પુછડીનું મુળ કાર્ય ફકત હીલચાલ કરી સ્ત્રી બીજ શોધી તેમાં દાખલ થવા માથાં ને ધડને મદદ કરવાનું છે, જે પછી તે મરી જાય છે. આવી રીતે મરદ બીજનું ન્યુકલીઅસ સ્ત્રી બીજમાં દાખલ થયા પછી, સ્ત્રી બીજનાં ન્યુકલીયસ સાથે મળી જોડાય છે, ત્યારે એ જોડાણથી ઉપજતાં ન્યુકલીઅસને સેગમેનટેશન ન્યુકલીઅસ કહે છે.

# પ્રકરણ ૧૦ મું.

---

## હમેલની ઉતપતીના તબકકાઓ–બાળ જનમ વખતે અંત–પહેલો તબકકો–મરદ બીજનું સ્ત્રી બીજમાં દાખલ થવું.

આપણે ગયા પ્રકરણમાં ૮૧) મે પાને સ્ત્રી બીજ તેમજ મરદ બીજની ઉતપતીની ક્રીયાની સરખામણી કરી તપાસી છે, ને આપણે જોયું કે એ **ઉતપતીના છેલ્લા તબકકામાં**, જયારે સ્ત્રી બીજમાંથી આખરે એકજ, પાકુ ઇંડુ ને ૩) નકામાં પોલર બોડીસ નીકળે છે, ત્યારે મરદ બીજની ઉતપતીની આખરે એક) ને બદલે ૪) એકસરખાં પાકાં બીજ નીકળે છે. સંગમ પછી જયારે મરદના વીર્યના એક ટીપાંમાં ઘણાએક સ્પરમેતોઝુઆ યા પાકેલાં મરદ બીજો હોય છે, ત્યારે સ્ત્રીમાં ફકત એકજ પાકેલું ઇંડુ–જોકે અપવાદ તરીકે એકથી વધુ—તૈયાર હોય છે. ત્યારે ખુદરતી રીતે મરદના બીજો વચ્ચે હરીફાઇ ચાલે છે, ને આખરે એકજ નસીબવંત નીવડે છે, કે જેને સ્ત્રી બીજ પોતામાં દાખલ થવા દે છે. ઓગણીસમું ચીત્ર જોવા પરથી માલમ પડશે કે, ડાબી બાજુએ ૧) તે સ્ત્રીનું પાકેલું ઇંડુ છે ને ૩) તે ચાર હરીફોમાંનું એક નસીબવંત મરદ બીજ છે, કે જેને પોતામાં દાખલ થવાની રજા સ્ત્રી બીજ આપે છે. જયારે જમણી બાજુએ ૨) એજ સ્ત્રી બીજમાં પેલું ૩) નંમ્બરવાલું મરદ બીજ દાખલ થયું છે, પણ તેના ત્રણ હરીફો રખડી ગયા છે. એ ઓગણીસમું ચીત્ર વધુ બારીકીથી જોતા માલમ પડશે કે, નમ્બર ૩) વાલા મરદ બીજની પુછડી સ્ત્રી બીજની અન્દર દાખલ થઇ નથી શકતી, પણ બહાર રહી સુકઇ જાય છે. એ પુછડીનું કાર્ય ફકત સ્ત્રી બીજ સુધી દોડી જવાનું હોવાથી, તે કાર્ય પુરૂં થતાં સુકાઇ જાય છે. પણ તેરમા ચીત્રમાં (પાનું ૫૪) દેખાડેલા મરદ બીજના ૧) થી ૪) સુધીના ભાગો સ્ત્રી બીજમાં દાખલ થાય છે. એટલે કે મરદ બીજનો ન્યુકલીઅસ, સ્ત્રી બીજનાં ન્યુકલીઅસ સાથે મળી જોડાય છે, ત્યારે, એ એકત્ર જોડ બીજને સેગમેનટેશન ન્યુકલીઅસ કહે છે.

## ચીત્ર વીસમું.




### ગર્ભસ્થાનની અંદર વળગેલું ફળદ્રુપ થયલું સ્ત્રી બીજ.

જયારે સ્ત્રીનું બીજ મરદના બીજથી ફળદ્રુપ થયા પછી, ગર્ભસ્થાનની અન્દર દાખલ થઈ ઉગવા માંડે છે, ત્યારે આ ચીત્રમાં દેખાડેલાં ૧) થી ૪) વાળા નવા અસ્તરો ગર્ભસ્થાનની અન્દરથી ઉગવા માંડે છે ને બીજની આસપાસ ફરી વળે છે. એ અસ્તરોને ડેસીડયુઆ યા તરોની કહે છે.

૧) ડેસીડયુઆ રીફલેકસા.

૨) ને ૪) ડેસીડયુઆ

૩) ડેસીડયુઆ વેરા.

એ અસ્તરો—ડેસીડયુઆની અન્દર નવીન લોહીની વેરી નસો ને શીરાઓ ઉગવા માંડે છે, ને એવી રીતે મધ્યમાં વળગેલાં ફળદ્રુપ થયલાં સ્ત્રી બીજને, તેમાંનું લોહી સેવન કરે છે. વધુ માટે જુવો ચીત્ર એકવીસમું.

## બીજો તબક્કો—મરદ બીજ તથા સ્ત્રી બીજનાં ન્યુકલીઅસનાં જોડાણથી ઉપજતો સેગમેનટેશન ન્યુકલીઅસ.

આપણે મરદ તેમજ સ્ત્રી બીજની રચનામાં જોયું છે કે, એ હરેકની વચ્ચે ન્યુકલીઅસ આવે છે. અઢારમું ચીત્ર જોતાં માલમ પડશે કે, ડાબી બાજુએ મરદના બીજની ઉતપતીના છેલ્લા નબક્કામાં, ૪) ૫) ૬) ૭) સ્પરમેટોબ્લાસ્ટના મધ્યમાં જે સફેદ ગોળ ચક્ર દેખાય છે તે ન્યુકલીઅસ છે. તથા એ ન્યુકલીઅસની વચમાં બે ઉભા કાપા છે તે બે ક્રોમોસમ્સ અથવા રંગીન દોરા છે. તેજ પ્રમાણે અઢારમાં ચીત્રની જમણી બાજુએ ૪) નંબર વાલા પાકેલાં સ્ત્રી બીજ યા ઇંડાંની વચ્ચે સફેદ ગોળ ચક્ર દેખાય છે તે ન્યુકલીઅસ છે, તથા તેની મધ્યમાં જે બે ઉભા દોરાઓ છે તે બે ક્રોમોસમ્સ છે.

## માબાપના ગુણદોષનો વારસો, સેગમેનટેશન ન્યુકલીઅસના જોડીયા ક્રોમોસમ્સની રૂયે, હમેલમાં ઉતરે છે.

આપણે ઉપર જોયું તે પ્રમાણે, મરદ બીજનો ન્યુકલીઅસ સ્ત્રી બીજમાં દાખલ થઇ સાથે મળે છે, ત્યારે એ જોડાણથી ઉપજતા ન્યુકલીઅસને સેગમેનટેશન ન્યુકલીઅસ કહે છે. વધુ એ જોડાણથી, મરદના બીજવાલાં બાપના બે ક્રોમોસમ્સ, સ્ત્રી બીજવાલાં માનાં બે ક્રોમોસમ્સ સાથે મળે છે. તેથી કરી બાપ તથા માનાં ગુણદોષોનો વારસો એ ક્રોમોસમ્સ લાવ્યાથી હમેલમાં એવો વારસો ઉતરે છે. ક્રોમોસમ્સ એટલે શું? તે સાતમું ચીત્ર જોતાં માલમ પડશે કે ૫) ક્રોમેટીન યા રંગીન જાલી હરેક જીવતાં ચક્રનાં ન્યુકલીયસની વચમાં આવે છે. ને એ રંગીન જાલીના ઉતપતીના દોરાને ક્રોમોસમ્સ=રંગીન દોરા કહે છે. જે સતરમાં ચીત્રમાં ૧) ન્યુકલીઅસની વચમાં આવે છે, તેમજ અઢારમાં ચીત્રમાં પણ ન્યુકલીયસની વચમાં આપણે જોયાં છે.

## ત્રીજો તબક્કો—માઇટોસીસ યા જીવન ચક્રોની પેદાયશ યા ઉતપતી.

હવે એ સેગમેનટેશન યા માબાપના જોડાણના ન્યુકલીઅસમાંથી, આપણાં શરીરના જીવતાં ચક્રો પેદા થાય છે, તે આ પ્રમાણે છે. એ સેગમેનટેશન ચક્રનાં બે સામા સામા ભાગ થાય છે. તે પછી એ હરેકના બબે ભાગ થાય છે. એટલે એકમાંથી બે, બેમાંથી ચાર, ચક્રો પેદા થાય છે. એ

ક્રીયા અઢારમાં ચીત્રની ડાબી બાજુએ દેખાડવામાં આવી છે, તેના જેવીજ છે. દાખલા તરીકે ૨) નંબરવાલા એક ચક્રમાંથી ૩) નંબર વાલા બે ચક્રો પેદા થાય છે, ત્યાર પછી એ ૩) નંબર વાલા બે ચક્રોમાંથી ૪) ૫) ૬) ૭) વાલા ચાર ચક્રો પેદા થાય છે. તથા એવીજ રીતે એ ચારમાંથી આઠ નીકળે છે, તથા ગુણાકારીક પ્રમાણમાં એ ચક્રોની ઉતપતી થાય છે. એવી રીતે, આખ્ખાં શરીરના દરેક ભાગની ઉતપતી જીવતાં ચક્રોના ગુણાકારીક વધવાથી થાય છે. હવે એટલું યાદ રાખવું કે શરીરના જુદા જુદા ભાગોની ઉતપતી જુદે જુદે વખતે થાય છે, તેથી કરી હમેશને માનસાઇ સ્વરૂપ ધારણ કરતાં ૩) મહીના લાગે છે. ખુદરત જીવતાં ચક્રોમાંથી શરીર બાંધે છે, તેની સરખામણી માણુસ ઈંટોમાંથી ઘર બાંધે છે, તેની સ.થે કર્યે.

## જીવનું મુળ (યુનીટ ઓફ લાઇફ)—સુક્ષ્મદર્શક જીવતું ચક્ર (લીવીંગ સેલ). જીવતાં ચક્રોમાંથી ખુદરત સર્વ જીવતી પેદાયશ બનાવે છે.

દાખલા તરીકે જેમ માણુસ ૧) ઘરના જુદા જુદા ભાગો બાંધવામાં એકસરખી ઇન્ટોનો ઉપયોગ કરે છે, તથા એક સરખી ઇન્ટોમાંથી બેસવા, ઉંઘવા, હવા, ખાવા પીવાના ઓરડા, ચોતરો, રાંધણી, ઇ૦, પોતાની મરજી યા ગરજ મુજબ, બાંધે છે. તથા ઘર બંધાઇ રહયા પછી, જુદી ઇન્ટોને બદલે બીલકુલ જુદુજ સ્વરૂપ ધારણ કરે છે. તેજ પ્રમાણે ખુદરત દેખીતા એકસરખાં જીવતાં ચક્રોમાંથી, આપણા શરીરનું ઘર અથવા ખોખું પોતાની મરજી યા ગરજ મુજબ બાંધે છે, તથા એ ઘરની અન્દર એજ પ્રમાણેના જુદા જુદા ઓરડાઓ યા અવયવો એકસરખાં જીવતાં ચક્રોમાંથી બાંધે છે. ને આખરે શરીર બંધાઇ રહયા પછી, બીલકુલ જુદુજ સ્વરૂપ ધારણ કરે છે.

## જુદી જુદી શકતીઓ ધરાવતા આદમીઓની પેદાયશ.

૨) એ ઉપરાંત જેમ માણુસ, પોતાની મરજી યા ગરજ મુજબ એક સરખી ઇન્ટોમાંથી જુદી જુદી જાતના ઘરો બાંધે છે, દાખલા તરીકે ગરીબની ઝુંપડી, પૈસાદારની હવેલી, યા રાજાનો મેહેલ, તેજ પ્રમાણે ખુદરત, પોતાની મરજી યા ગરજ મુજબ, એકસરખાં જીવતાં ચક્રોમાંથી જુદી જુદી શકતીઓ ધરાવતા તરેહવાર જાતના આદમીઓ પેદા કરે છે. દાખલા તરીકે, કોઇ ભેજાં વગરનાં ઘેલા, તો કોઇ હાથ પગ વગરના અપંગો, ત્યારે

વળી એથી ઉલટાં, કોઇ માનસીક સંપુર્ણતાએ પુગેલા મહાત્માઓ, તથા બીજા શારીરીક સંપુર્ણતાએ પુગેલા પહેલવાનો, તથા એ સીવાય મધ્યમ ગુણો ધરાવતા સામાન્ય મનુષ્યો, ખુદરત પેદા કરી શકે છે.

## જીવનું મુળ—જીવતું ચક્ર.

૩) ખુદરતની કરામત એટલેથીંજ અટકતી નથી પણ હરેક જીવતી પેદાયશ, પછી તે પ્રાણી હોય કે વનસ્પતી હોય, તે સર્વે જીવતાં ચક્રામાંથી ખુદરત પેદા કરે છે. એનો અર્થ એ કે, આ દુન્યામાં જીવ ધરાવતી હરેક વસ્તુનું મુળ એક શુક્ષ્મદર્શક જીવતુ ચક્ર છે. તેથી એક જીવતા ચક્રને, યુનીટ ઓફ લાઇફ અથવા જીવનું મુળ કહે છે.

## જીવતી પેદાયશનાં બે મુખ્ય વીભાગો—એક, તથા અનેક, જીવતાં ચક્રવાલી,

૪) સર્વ જીવતી પેદાયશને જીવતાં ચક્રની સંખ્યા પ્રમાણે, બે મુખ્ય વીભાગોમાં વેહેચી નાખવામાં આવી છે. એક, **યુનીસેલ્યુલર યા એક જીવતાં ચક્રવાલી**, દાખલા તરીકે સૌથી નીચ સુક્ષ્મદર્શક જીવડાંઓ એવા હોય છે. બે, **મલ્ટીસેલ્યુર યા અનેક જીવતાં ચક્રવાલી**, દાખલા તરીકે, વનસ્પતી, જાનવર ને માણસ.

# ચીત્ર એકવીસમું.




હમેલદાર ગર્ભસ્થાનમાં પાંચમાં અઠવાડીયાંનો હમેલ ને તેની આસપાસના અસ્તરો (મેમબ્રેન્સ) તશીયો.

૧) કમળનાં ફુલમાં મ્યુકસ (ફુલમાંથી નીકળતો પ્રવાહી) નો ડુચો.

૨) ડેસીડયુઆ રીફ્લેકસા.

૩) એમનીઅન (હમેલ આસપાસની) પાણી યા ગર્ભજળની કોથળી.

૪) સ્ત્રી અન્ડની નળીનો બંને બાજુનો અન્દરનો છેડો—કાપેલો દેખાડયો છે.

૫) કોરીઅનનાં પ્લાસેન્ટલ વીલાય.

૬) ડેસીડયુઆ વેરા.

૭) નાલ કે જેમાં બે ધોરી નસો ને એક શીરા મળી, ત્રણ લોહીની નળીએ છે, જે હમેલને માનું લોહી પુરું પાડે છે.

આ ચીત્રમાં હમેલ. ગર્ભસ્થાનનાં ઉપલા ભાગને વળગેલું છે, જયારે એની આસ પાસના બીજા ભાગો ગર્ભ જળણી કોથળીમાં છુટા છે.

## ચીત્ર વીસનો ચીત્ર એકવીસ સાથે મુકાબલો.

| | |
|---|---|
| ડેસી ડયુઆ વેરા... ... ... ૩ | ૬ |
| ———————— રીફ્લેકસા ... ૧ | ૨ |
| મધ્યમાં ફળદ્રુપ થયલું સ્ત્રી બીજ | મધ્યમાં ઉગીને મોટું થઇ, જુદા આકાર વાલો હમેલ બને છે. |

## ચોથો તબકકો—બીજાં અઠવાડયાંનો આકાર વીનાનો હમેલ.

એ ઉતપતીની સમજ માટે જુઓ ચીત્ર વીસમું, જેમાં હમેલ ગર્ભસ્થાનની અન્દર બીજા અઠવાડયામાં કેટલી હદ સુધી ખીલેલું છે તે દેખાડવામાં આવ્યું છે. એમાં ગર્ભસ્થાનના અન્તર પડમાંથી નવું પડ--ડેસી ડયુઆ--ખીલે છે, ને જે હમ્મેલની આસપાસ વીંટલાય છે, તથા જેની અન્દર નવીન લોહીની ધોરી નસો ને શીરાઓ ઉગે છે કે જેથી કરી માનું લોહી હમેલને પોષણ ને ગરમી પહોંચાડી શકે છે.

## પાંચમો તબકકો—ત્રીજાં અઠવાડીયાંનો હમેલ-મછીનો આકાર.

એકવીસમાં ચીત્રમાં, હમેલ વધારે ખીલેલું મચ્છીના આકારનું ૭) નાળીઆથી લટકતું દેખાય છે, તથા એની આસપાસ ૩) પાણી યા ગર્ભ જળની કોથલી-એમર્નાયન-છે. એની આસપાસ ૨) ડેસીડયુઆ વેરા—યા તરીયો છે. ૫) તે કોરીયનનાં પ્લાસેન્ટલ વીલાય છે, કે જે રસ્તે, માંનુ લોહી ૭) નાળીઆમાં થઇ, હમેલમાં દાખલ થાય છે.

## છઠ્ઠો તબકકો—ત્રીજાં અઠવાડીયાંથી ત્રીજા મહીના સુધી હમેલની ખીલવણી, ને માણુસાઇ સ્વરૂપ.

બાવીસમાં ચીત્રમાં, ૧) ત્રીજાં અઠવાડયાંનો માછલીના આકારનો હમેલ છે. ૨) પાંચમાં અઠવાડયાંનો વધારે ખીલેલો હમેલ છે, ને એમાં ખભાં તથા થાપાંનાં મુળીયાં ફુટતાં દેખાય છે. સર્પ ને પક્ષીમાં આ જાતનો હમેલ હોય છે. ૩) તે ત્રીજા મહીનાનું માનસાઇ સ્વરૂપવાળું બાળક છે. એ ત્રણેની સરખામણી કરતાં માલમ પડશે કે, ત્રીજા મહીના આગળ-હમેલ માણુસ જાતનું છે કે જાનવરનું તે પારખવું ઘણું મુશકેલ અથવા તો બીલકુલ અશકય છે. હમેલને અંગ્રેજીમાં પહેલે એમ્બ્રીયો કહે છે, પણ ત્રીજે મહીને, જયારે એ માણુસાઇ સ્વરૂપ અખત્યાર કરે છે, ત્યારે એને ફીટસ કહે છે. વાંદરમાં આ જાતનો હમેલ હોય છે.

## ચીત્ર બાવીસમું.




**હમેલની ત્રણ તબકકામાં ઉતપતી—ત્રીજા અઠવાડીયાંથી ત્રીજા મહીના સુધી—હમેલ (એમબ્રીયો) બાળક (ફીટસ) બને છે.**

૧) ત્રીજાં અઠવાડીયાંનો હમેલ **માછલી** જેવો દેખાય છે, કારણ કે ગરદનમાં માછલી માફક સ્વાસ ઇંન્દ્રીઓ છે.

૨) પાંચમાં અઠવાડીયાંનો હમેલ. ચીત્ર એકત્રીસ સાથે મુકાબલો કરો. એમાં ખભાં ને માથાંની જગાએ, બે ગોળ કળીઓ ફુટી છે, જેમાંથી હાથ પગની ઉતપતી થાય છે. **સર્પ ને પક્ષીઓ** જેવી ઇંન્દ્રીઓ એમાં દેખાય છે.

ચીત્ર ૩) ત્રીજા મહીનાનું બાળક. બાળ સ્વરૂપ (હમેલ) એમબ્રીયો ધારણ કરે છે ત્યારે એને ફીટસ (બાળક) કહે છે. આનો **પુછડી વગરનાં નાના વાંન્દરની** સાથે મુકાબલો થઈ શકે.

મશહુર ડારવીનની મનુષ્ય ઉતપતીની થીયરી પ્રમાણે, માણસના પુર્વજો જાનવરો હતાં. ઉપર દેખાડેલા હમેલનાં ૧-૩ તબકકા, ૧) માછલી, ૨) સર્પ ને પક્ષી, ને ૩) વાંન્દર એથીપરીને ને ટેકો આપે છે.

## મશહુર બાયોલોજીસ્ટ ડારવીનના કહેવા પ્રમાણે જાનવરી પુર્વજોનો વારસો માણસને મળે છે.

ત્રીજા મહીના સુધીમાં હમેલ, મશહુર ડારવીનની થીયરી પ્રમાણે, માણસ જાતની ઉત્પતી દરમીયાન, સહુથી નીચ જાનવરો, દાખલા તરીકે, બાવીસમાં ચીત્રમાં ૧) માંછલી, ૨) સર્પ ને પક્ષી, ને ૩) છેલ્લો તબકકો પુછડી વગરના માણસરૂપી વાંદરાવાલો છે, તે સર્વ નીચ તબકકાઓમાંથી એ હમેલ પસાર થાય છે. ને ત્રીજે મહીને, દુન્યાના સર્વોતમ ને સર્વોપરી જાનવરનાં ઉંચ તબકકા—યાને માનસાઇ તબકકાપર આવે છે. એ દેખાડે છે કે, એક બાળકને ફકત પોતાના માબાપનાજ ગુણદોષો વારસામાં નથી મળતા, પણ એ ઉપરાંત બેશુમાર વરસો આગળ, માનસ જાતના જે જાનવરી પુર્વજો હતા, તેઓના ગુણદોષોનો વારસો પણ તેને મળે છે. ત્યારે એટલા પરથી આપણે સમજી શકયે છીયે કે, માણસજાતમાં જે ઘણાએક હેવાન્યત ભર્યા ગુણદોષો પ્રગટી નીકળે છે, તેનું એક કારણ એ જાનવરી પુર્વજોનો વારસો છે. એ વીષે વધુ આગળ ચાલતાં જોઇશું.

## હમેલમાં બેવડી જાતીના ભાગો, બીજા મહીનાની આખર સુધી હોય છે–તે પછી એકજ જાતીના ભાગો ખીલે છે.

હમેલમાં, બીજો મહીનો પુરો થયા આગળ, જાતીનો ભેદ બીલકુલ માલમ નથી પડતો. એટલે કે હમેલમાં જે અન્ડ હોય છે તે સ્ત્રી યા મરદ નો છે તે તપાસીને કહેવું અશકય છે. ને બીજા મહીનાના અન્ત સુધી હમેલમાં, બંન્ને જાતના જાતીના ભાગો હોય છે. પણ ત્રીજા મહીનાની શરૂઆતથી, જયારે એક યા બીજી જાતી એટલે સ્ત્રી અન્ડ અથવા મરદ અન્ડ ખીલવા માંડે છે, ત્યારે જો દાખલા તરીકે, સ્ત્રી અન્ડ ખીલે છે તો મરદ અન્ડ સુકાઇ જાય છે, તેનું કારણ એ કે સ્ત્રી અન્ડમાંથી જે અન્તર પ્રવાહી નીકળે છે, તે સ્ત્રીની જાતીના ભાગોની ખીલવણી કરે છે, જયારે મરદ જાતીના ભાગોને સુકવી નાખે છે. એજ પ્રમાણે સ્ત્રીના થાનની ખીલવણી પણ એ વખતથીજ થાય છે.

## બેવડી જાતીવાલા સ્ત્રી મરદોની ઉતપતીનું કારણ—બન્ને જાતીના અંન્ડોનો અન્તર પ્રવાહી.

એવા ઘણાએક સ્ત્રી મરદો આવે છે, કે જેઓમાં, પોતાતી ઉપરાંત સામી જાતીના લક્ષણો માલમ પડે છે, તે તો સર્વે કોઇ જાણે છે. જેમ બાયલા મરદો

આવે છે, તેમ મરદાની સ્ત્રીઓ આવે છે, કે જેઓનાં કેટલાંક લક્ષણ જાતીથી ઉલટાં છે. એનું કારણ સમજવું મુશ્કેલ નથી. ઉપર આપણે જોયું તેમ, સામાન્ય રીતે, જ્યારેત્રીજા મહીનાના હમેલમાં, એક યા બીજી જાતીના અન્ડો સુકાઇ જાય છે, ત્યારે આવી બેવડી જાતીવાળા સ્ત્રી યા મરદોમાં, ઉલટી જાતીવાળા અન્ડો સુકાઇ જવાને બદલે, કેટલેક અંશે ખીલે છે. ને એવી રીતે બેવડી જાતીવાળાઓના શરીરમાં સ્ત્રી તેમજ મરદોના અન્ડોનો જોડયો અન્તર પ્રવાહી લોહીમાં ફરતો હોવાથી, બેવડી જાતીના લક્ષણો ખીલે છે. જો, બન્ને જાતીના અન્ડો સુકાઈ જાય છે તો જાતી વગરના યા નાન્યતર જાતીના કહેવાતા સ્ત્રી ને મરદો પેદા થાય છે. આ વીશે જાસ્તી આપણે આગળ ચાલતાં જોઇશું.

## સાતમો તબકકો—ત્રીજા મહીનાથી શરૂ થયલી બાળકની ખીલવણી, ૪૦) યા ૫૦) મે વર્ષે અટકે છે.

ત્રીજા મહીનાની અન્તે, જયરે હમેલ માનસાઇ સ્વરૂપ ધારણ કરે છે, ત્યારે શરીરના સર્વ ભાગો માનસાઇ આકાર ધારણ કરે છે. પણ કદ તથા પ્રમાણમાં ખુદરતી રીતે ઘણા ઝીણા હોય છે. ત્યારે ઉપર દર્શાવેલા પહેલાથી છઠ્ઠા તબકકા સુધીની હમેલની ખીલવણીની ક્રીયાને **ડીવેલપમેન્ટ** કહે છે. ચોથા મહીનાની શરૂઆત પછી જે બાળકની ખીલવણી થાય છે તે ક્રીયાને **ગ્રોથ અને મેચ્યુરેશન** કહે છે. એટલે કે ચોથે મહીનેથી બાળક માનસાઇ સ્વરૂપ ધારણ કરી, ખીલવા માંડે છે. તે ખીલવણીની ક્રીયા ચાલીસ યા પચાસ વર્ષને સુમારે અટકે છે, ને ત્યાર પછી ખીલવણીથી ઉલટી ક્રીયા, એટલે પડતી સ્થાતીની ક્રીયા શરૂ થાય છે, ને જુવાનીનાં જોરને બદલે બુઢાપાની કમશકતી શરૂ થાય છે.

## કવી શેકસપીયરના કહેવા પ્રમાણેના માણસની જીંદગીના જન્મથી બુઢાપા સુધીના સાત તબકકા.

મશહુર કવી શેકસપીયરના કહેવા પ્રમાણે, જન્મથી બુઢાપા સુધીમાં એક બાળક સાત તબકકામાંથી પસાર થાય છે, જે તબકકા આ પ્રમાણે છે:—

૧) નાનું બચ્ચું, આયાના હાથમાં રમતું ને રડતું.

૨) ડાહડાબરીયો નીશાળ્યો.

૩) ભઠ્ઠી જેવો બળતો ને રડતો આશક.

૪) ચીત્તા જેવો દહાડીવાળો સોલજર.

૫) સખત આંખ્યોવાળો મોટું પેટ કહાડીને ચાલનારો જડજ.

૬) સુકાઇ ગએલો ઘીલા પાતલુનવાલો બુઢો.

૭) જયારે બીજું બચપણુ શરૂ થાય છે. તે દાંત વીના, આંખ વીના, સ્વાદ વીના, ને સર્વ ચીજ વીનાનો, ઝંઇફ બને છે.

## ચાંદ્રીક મહીનો ૨૮) દહાડાનો ગણુવાથી, ૧૦) મહીનાના ૨૮૦) દહાડા સુધીનું હમેલની ખીલવણીનું સરવાયું.

હમેલની દસમાં મહીના સુધીની ખીલવણીનું સર્વાયું:—

૧) પહેલા મહીનાનાં અંતે—હમેલનું કદ કબુતરના ઇંડાં જેટલું હોય છે.

૨) જા મહીનાના અંતે. હમેલનું કદ વધીને મરઘીના ઇંડા જેટલું મોટું થાય છે, એટલે કે ૨ા) ઇંચ જેટલી લંબાઇ હોય છે. એ વખતે. એકવીસમાં ચીત્રમાં દેખાડેલા વીલાયની ખીલવણીની શરૂઆત થાય છે.

૩) જા મહીનાની આખરે, હમેલનું કદ વધી નારંગી જેટલું થાય છે એટલે કે લંબાઇમાં ૩ા) થી ૪) ઇન્ચ થાય છે. પ્લાસેન્ટા (ઓર) સંપુર્ણ બને છે. જાતીના ભાગો ઉગે છે, પણુ જાતી પારખવી અશક્ય છે. હાડકાંના શરૂઆત થાય છે.

૪) થા મહીનાની આખરે, માનસાઇ સ્વરૂપ ધારણુ કીધેલા બાળકની લંબાઇ પા) ઇંચ ને વજનમાં ૭ા) ઔંસ યા લગભગ ૦ા) પાઉન્ડ થાય છે. દીલપર સુવાલી રૂંવાટીની શરૂઆત થાય છે. જાતીના ભાગો વધુ ખીલવાથી, જાતી પારખી શકાય છે.

૫) મા મહીનાની આખરે, બાળકની લંબાઇ ૯) ઇંન્ચ ને વજન ૧) પાઉન્ડ હોય છે. સુવાળાને બદલે ખરા બાલ આખે શરીરે ફુટી નીકળે છે તથા ચામડીપર એક જાતની ચરબીનો પ્રવાહી નીકળે છે. માતાને પેટમાં બાળક ફરકતું માલમ પડે છે.

૬) ઠા મહીનાની આખરે બાળકની લંબાઇ ૧) ફુટ ને વજન ૨) યા ૨ા) પાઉન્ડ હોય છે. ભવાં તથા પાપણુના વાળ ખીલે છે. ચામડી નીચેની ચરબી પણુ ખીલે છે. જો કસુવાવડ થાય છે, તો બાળક મરી જાય છે.

૭) મા મહીનાને છેડે, બાળકની લંબાઇ ૧૫) ઇંન્ચ ને વજન ૩) થી ૩॥) પાઉન્ડ હોય છે. જો બાળક છોકરો હોય છે તો એક બાજુનો અન્ડ કોથલીમાં ઉતરેલો હોય છે.

જો કસુવાવડને લીધે, બાળક અઠાવીસમાં અઠવાડયા પછી જન્મે છે, તો એ જીવવા માટેની પુરતી જીવન શકતી ધરાવે છે, એટલે કે માથી છુટા પડવા છતાં બી, એને ઉધારી શકાય છે.

૮) મા મહીનાને છેડે, બાળકની લંબાઇ ૧૬) ઇંન્ચ ને વજન ૩॥) થી ૪) પાઉન્ડ હોય છે. ચામડી નીચેની ચરબીમાં વધારો થાય છે.

૯) માં મહીનાને છેડે, બાળકની લંબાઇ ૧૮) ઇંન્ચ ને વજન ૪॥) પાઉન્ડ હોય છે. ચામડીનો રતાસ કમી થાય છે.

૧૦) મા મહીનાને છેડે, એટલે કે સુવાવડ પછી, જનમ વખતે, લંબાઇ ૨૦) ઇંન્ચ ને વજન ૭) પાઉન્ડ હોય છે, બાળક જોસમાં ચીચયાડી પાડી શકે છે, ને હાથપગ જોરથી હીલવે છે. છોકરાંમાં બંન્ને અન્ડ અન્ડની કોથલીમાં ઉતરેલા હોય છે, તથા છોકરીમાં જાતીના ભાગના મોટા હોઠો નાના હોઠોને ઢાંકે છે. જનમ્યા પછી, થોડા કલાકમાં, બાળક પીશાબ તથા ઝાડો કરે છે, કે જેનો રંગ લીલો યા કાલો પીતને લીધે હોય છે

## ચીત્ર તેવીસમું.



[ચીત્રની સમજ માટે જુઓ પાનું ૧૦૧મું.]

## ચીત્ર તેવીસમુ.

### સામાન્ય સુવાવડ (પ્રસુતી) વખતે બાળક કેમ ગર્ભસ્થાન છોડી બહાર નીકળે છે તેનો દેખાવ—માથું નીચે ને પાહું ઉપર.

ગર્ભસ્થાન પેર જેવું ઉપર મોટું ને નીચે કમળનાં ફુલ આગળ સાંકડું હોય છે. તેથી કરી બાળકનું માથું નીચે ને પાહું ઉપર હોય છે. ને સામાન્ય સુવાવડ વખતે એમજ અવતરે છે. અપવાદ તરીકે પાહું, પગ, યા ધડની બાજુ યા આર નીચે હોય છે, ત્યારે સુવાવડમાં અડચણ થાય છે. વધુ, માથાનો ગોળ આકાર હોવાથી, તે કમળનાં મ્હોંને આસ્તે આસ્તે ફુલાવે છે, જેથી આખરે માથું તેમજ ધડ, એમાંથીસહેલી રીતે પસાર થઇ બહાર નીકળે છે.

૧) થી ૫) દેખાડે છે કે કેવી રીતે માથું કમળનું મ્હોં ફુલાવી, યોનીમાં દાખલ થઇ બહાર નીકળે છે.

### સુવાવડ વખતે, ઉપજતાં માંનાં ગરમીનાં તથા બીજાં દરદોનાં ચેપોનાં પરીણામ.

એક) બાળકનો અંધાપો.

બે) માનો સુવા રોગ ને મરણ.

### એક) બાળકનો જનમતી વખતનો અંધાપો.

તરીયામાં બાળક હોય છે ત્યાં સુધી તેની આંખોને કાંઇ ભય હોતો નથી. પણ તે ફુટયા પછી, બાળક બહાર નીકળતાં, તેની આંખોમાંના જાતી ભાગોને અડવાથી (આ ચીત્ર. ૨—૩) જો માનો ચેપ એ ભાગોમાં હોય છે તો એની આંખોમાં જાય છે. તે ચેપનો નાશ ન કરવાથી બાળક, આંધળું બને છે. તેથી પાશ્ચીમાત્ય ધોરણ વાળા ડાકટરોને નરસીઝ, બાળકની આંખો સાફ કરી, જનમ પછી તુરત ચોકકસ ચેપ—મારનારી દવા નાંખે છે. ને અંધાપા એવી રીતે અટકાવે છે.

**બે) માનો સુવારોગ ને મરણ**—સુવાવડ પછી માને થતો સુવા રોગનું એક મુખ્ય કારણ, તેણીનાં જાતી ભાગોમાંનો ગરમી યા બીજા દરદોનાં ઝેરી જંતુઓ અજ્ઞાનીમાં યા દાયણની અસ્વચ્છતાને લીધે માંના જાતીના ભાગોમાં દાખલ થયાથી, ઉપજતાં દરદોનો ચેપ છે, જે લોહીમાં દાખલ થઇ, ઝેરી તાવથી મરણ નીપજાવે છે.

# પ્રકરણ ૧૧ મું.

——:o:——

## સુવાવડની શરૂઆતથી અન્ત સુધીની નીશાનીઓનું સરવાયું. સુવાવડનાં અન્તનો યા બાળકનો જન્મ દીવસ શોધવાની રીતો.

આપણે અત્યાર સુધી હમેલની ઉત્પતીના શરૂઆતથી તે અન્ત સુધીના તબક્કા તપાસીયા છે. હવે સુવાવડીની સ્થીતી પર કેટલુંક વીવેચન કરીશું. હમેલ રહેવાની શરૂઆતથી, સ્ત્રીના શરીરમાં ચોકકસ ફેરફારો શરૂ થાય છે, જેની નેમ હમેલ તથા બાલકને પોષણ, ટેકો, તથા ગરમી આપવાની છે.

### સુવાવડની શરૂઆતથી હમેલ રહયાની નીશાનીઓ (૧-૧૧).

૧) માસીક યા ૠતુનો અટકાવ—અપવાદ તરીકે, ત્રીજા મહીના સુધી ચાલુ રહે છે.

૨) સવારના પોહોરમાં થતી ઉલટી, જે બીજે મહીને શરૂ થાય છે, ને ઘણીખરી ચોથે મહીને બંધ થાય છે.

૩) કોઇની ભુખ મરી જાય છે. તો કોઇની ભુખ વીચીત્ર બને છે. દાખલા તરીકે ધુળ, છાણાં ૪૦ ગદલી ચીજો ખાવાની વીચીત્ર લાગણીઓ ઉત્પન થાય છે. એનું કારણ જ્ઞાનતંતુઓપરનો ભેજાંનો કાબુ કમી થયલે માનવામાં આવે છે. ગર્ભસ્થાન મોટું થવાથી આંતરડાપર ભાર પડે છે ને તેથી કબજીયાત વધે છે.

૪) થાન, બીજા મહીનાથી, મોટાં થવા માંડે છે. ને એની ઉપરની કાળી શીરાઓ પણ મોટી થાય છે. દીટડી વધારે ઘાડા રંગની બને છે તથા મોટી થાય છે, ને પાંચમે મહીને એની એક હન્ચ આસપાસ સફેદ રંગનાં ટપકાં ટપકાઓ માલમ પડે છે. થાન દાબ્યાથી દીટણીમાંથી સફેદ પ્રવાહી નીકળે છે.

૫) શરીરમાં લોહીનો જથ્થો વધે છે, તથા કેટલીક હદે પાતલું બને છે, ને તેથી કરી, ગર્ભવાલી સ્ત્રીઓમાં છેલ્લા મહીનાઓમાં મોંહ ફીકુ દેખાય છે. તથા ચામડીનો રંગ ઘેરો બને છે તથા કોઇ કોઇમાં પગના સોજા થાય

છે, તેમ કોઈમાં પગની વેર ખેંચાય છે, તો કોઈમાં હરસ યા મસા થાય છે.

૬) છાતીનો ઘેરાવો વધે છે, જેથી કરી દમ જાસ્તી લેવાય છે.

## પીશાબના ભાગો પર અસર.

૭) પીશાબના ભાગો પર આ પ્રમાણે અસર થાય છે ચીત્ર સોળમાંનો તેવીસમાં સાથે મુકાબલો કરવાથી માલમ પડશે કે, જયારે ગર્ભસ્થાન મોટું થવા માંડે છે, ત્યારે કેટલાક દાખલાઓમાં તેમજ પાછળા મહીનાઓમાં બાળકના માથાના ભારથી એની આગળ આવેલા એ) પીશાબની નળી યા બી) ફુકકાપર ભાર પડવાથી યાતો પીશાબ કરવામાં હરકત થાય છે, યાતો ફુકકો મોટો થાય છે. ને પીશાબ કરવામાં એવી રીતે ઘણી અડચણ થાય છે. યાતો પીશાબ થોડે થોડે વખતે થાય છે.

સી) તેજ પ્રમાણે જો ને જયારે ૩) યુરેટર અથવા ગુરદાની પીશાબની નળી પર ગર્ભસ્થાનનો ભાર પડે છે ત્યારે પણ પીશાબને બહાર નીકળતા હરકત થાય છે, ને કેટલાક દાંખલાઓમાં એવી હરકતને લીધે ડી) ગુરદાઓને નુકશાન પહોંચે છે, ને એ નળી શુધાં કદમાં મોટા થાય છે.

## પીશાબમાં આલબ્યુમેન-સુવાવડીની તાણનું મુળ. પાંચમાં મહીનાથી દરેક સુવાવડીએ પીશાબ તપાસાવાની જરૂર.

ડી) ગુરદાઓપર ભાર પડવાથી સીધી રીતે નુકશાન થાય છે. તેમજ, આપણે ઉપર જોયુ તે પ્રમાણે, આડકત્રી રીતે યુરેટરપર ભાર પડવાથી ગુરદાઓને નુકશાન થાય છે ને કદમાં વધે છે. એનાં પરીણામે પીશાબના પદાર્થોમાં ખાસ કરી પાંચમાં મહીનાથી, આલબ્યુમેન અથવા ઇંડાંની સફેદી જેવો પદાર્થ નીકળવા માંડે છે ને એની જો વાજબી સારવાર કરવામાં નથી આવતી તો સુવાવડ વખતે, યા તે આગળ સુવાવડીને તાણ થઇ આવે છે, કે જેણા પરીણામ તેનું મરણ નીપજે છે. એટલા કારણસર દરેક સુવાવડીએ યાદ રાખવું જોઇયે કે પાંચમાં મહીના પછી દર પખવાડીયે પોતાની પીશાબ કોઇ કાબેલ તબીબ પાસે તપાસાવી જોઇયે, ને આલબ્યુમેન માલમ પડતાં, તુરત સારવાર કરાવી જોઇએ. કાબેલ સારવારથી સુવાવડીઓના કમોતે મરણ થતાં અટકશે, તેમ ઘણીએક સુવાવડની તાણમાંથી પણ બચશે.

અજાન દાઇએ બીચારી સુવાવડીઓનો કેમ ઘાણ કહાડે છે તે તો સર્વે કોઇને માલમ છે. ને જેપણ સુવાવડી અથવા તેના સગાવહાલા અજ્ઞાન

દારૂને રોકે છે, તે દેખતી આંખે, સુવાવડીનો આપઘાત યા ખુન, ને સાથે સાથે બાળકનું પણ ખુન કરાવે છે.

## પીશાબનાં આલબ્યુમેનની કસોટી (ક-ખ)

ફ્રાન્સ જેવા સુધરેલા દેશમાં મ્યુનીસીપાલીટી તરફથી હરેક સુવાવડી સ્ત્રીને સુવાવડની માવજત વીશે શીક્ષણ આપવામાં આવે છે. તેમજ એ વીશે છાપેલી સુચનાઓ આપવામાં આવે છે. એ ઉપરાંત તાણ તથા કમોત અટકાવવા ખાતર, હરેક સુવાવડી સ્ત્રીને પોતાની પીશાબમાં આલબ્યુમેન છે કે નહી તે તપાસવા માટે ચોકકસ રસાયણવાલી દવાની ટયુબ આપવામાં આવે છે. આ પશ્ચાત દેશમાં એવી પ્રજાકીય મદદની સંસ્થા ઉભા થતાં, વર્ષો લાગશે. તથા ધણીએક સ્ત્રીઓને તબીબી મદદ મલવી મુશકેલ હોવાથી હમે આલબ્યુમેન તપાસવાની એક સાદી કસોટી સુચવશું. સાધારણ રીતે જયારે ઇંડાંને ઉકળતાં પણીમાં મુકવામાં આવે છે અથવા તો કોટલુ તોડી જો ઇંડાંની સફેદીને વાસણમાં મુકી ગરમ કરવામાં આવે છે, તો **સફેદી પ્રવાહી રહેવાને બદલે બંધાઇ** જાય છે. એ ઇંડાંની સફેદી આલબ્યુમેનની બનેલી હોય છે. ત્યારે આટલા પરથી સમજ પડશે કે આલબ્યુમેન તપાસવાની (ક) **એક કસોટી—ગરમ કરવાથી** બંધાઇ જવાનો ગુણ છે. એજ પ્રમાણે, જો હરેક સુવાવડી પાંચમાં મહીના પછી પોતાની આખા દીવસની પીશાબ એક શીશામાં એકઠી કરી, તેમાંથી થોડી જેટલી કહાડી, એક કાચની ટયુબમાં અથવા તો ચમચામાં મુકી ઉકાળે. ને જો એવી ગરમીથી એમાં બંધાયલો પદાર્થ માલમ પડે, તો એમ સમજવુ કે પીશાબમાં આલબ્યુમેન છે. ને કાબેલ તબીબની તરતજ સલાહ લેવા જોઇયે. હવે કોઇ વખત એમ બને છે કે, પીશાબમાં આલબ્યુમેન સીવાય બીજા પદાર્થો પણ ગરમી લગાડવાથી ઘટ બની બંધાય છે, તેથી ભુલથાપ થાય છે. ત્યારે જો ગરમી લગાડયાથી ઘટ થયલા પદાર્થ પર (ખ) **તાજા સરકાના થોડાંક ટીપાં નાખવા છતાં પણ જો પદાર્થ ઘટ રહે તો, એમ સમજવું કે તે પદાર્થ આલબ્યુમેન છે.** પણ એથી ઉલટું જો એ ઘટ પદાર્થ પીગળીને પાછાં પાણી જેવો પ્રવાહી બને, તો એમ સમજવું કે, એ આલબ્યુમેન નથી, પણ કોઇ બીજોજ પદાર્થ છે.

## તાણ તથા કમોતનો અટકાવ-પીશાબમાં આલબ્યુમેનની તપાસ.

હમારી તો ખાત્રી છે કે સઘળી સમજુ સુવાવડી સ્ત્રી યા તેના લાગતા વલગતા આવી પીશાબની સાદી કસોટી પાંચમાં મહીના પછી હર પંદર

દીવસે કરશે, તો તેઓ તણુ જેવી દુખદાયક બીમારી અટકાવી શકશે, તથા કમોતથી બચશે. જો તેઓ પીશાબમાં આલબ્યુમેન માલમ પડતાંનેવાર, કોઇ સારા તબીબની સલાહ લેશે, તો તે તબીબ ઘટતી સારવાર કરી શકશે, વધુ જો **પીશાબમાં આલબ્યુમેન છે કે નહી તે વીશે કાંઇશક હોય તો** તેતપાસવા માટે તબીબ પર મોકલવી જોઇયે કે જે ખાત્રી કરી શકે. આપણે જાણીયે છીયે કે હમેશ ઇલાજ કરતાં અટકાવ બેહતર છે, ને તેથી કરી આ સાદી કસોટીપર વાંચકોનું ખાસ ધ્યાન ખેંચયે છીયે, ને હમારી ખાત્રી છે કે ઘણીએક અબળાઓનાં કીમતી જાન એવી રીતે બચાવી શકાશે. સુવાવડીને તાણુ થવાનું કારણ શું છે? આલબ્યુમેનનું ઝહેર, લોહીમાં ફરી, ભેજાંમાં પ્રસરે છે, ને ભેજાંને એ ઝહેર લાગવાથી, તાણનું જોર થાય છે. તેથી એ ઝહેરનો અટકાવ તથા નાશ કરવો જોઇયે.

## હમેલ રહયાની વધુ નીશાનીઓ—સુવાવડીના જાતીના ભાગો તથા પેટમાં થતા ફેરફારો (૮-૧૧).

અત્યાર સુધી આપણે સુવાવડી સ્ત્રીના શરીરમાં થતા ૭) જાતના સામાન્ય ફેરફારો કે જે હમેલ રહયાની નીશાનીઓ છે તે તપાસ્યા છે. હવે સુવાવડીના જાતીના ભાગોમાં થતા ફેરફાર તપાસીશું, કે જે હમેલ રહયાની વધુ નીશાનીઓ છે.

## ૮)-સુવાવડીના જાતીના બહારના ભાગોમાં ફેરફાર.

વલ્વા યા સ્ત્રીના બહારના ગુપ્ત ભાગોના ગુલાબી રંગવાળા અન્તરનાં પડો બહુ લોહી ભરાવાથી રંગમાં બ્લુ અથવા જાંબુરા બને છે. તથા પારામાં લોહી ભરાવાથી સુજેલા જેવા દેખાય છે.

## ૯)—સુવાવડીના જાતીના અન્દરના ભાગોમાં ફેરફાર—

## ૯) ત—વેજાઇના—યોની

યોનીના ગુલાબી અન્તર પડમાં, પણ વલ્વાની માફક બ્લુ લોહી ભરાવાથી, એ જાંબુરો રંગ ધારણ કરે છે. તથા બીજાં અન્દરના પડો ઘટ બને છે. લોહી વધવાથી યોનીમાંથી નીકળતો પ્રવાહી યા પ્રદર વધે છે. યોનીમાં આંગળી મુકી તપાસતાં, ત્રીજા મહીના પછી, બાળકનું માથું આંગળીને લાગે છે.

## ૯) થ—ગર્ભસ્થાન—કમળનું ફુલ ધડ તથા બેઠકમાં થતા ફેરફારો—કમળનાં ફુલ યા ગરદનમાં ફેરફારો.

કમળનુ ફુલ મોટુ થાય છે, ને અન્દર પાતલી રસી ભરાયાથી પોચ્ચુ થાય છે. ને એના બહારના મ્હોંમાં આંગળીનો છેડો દાખલ થઇ શકે છે.

## ગર્ભસ્થાનનાં બોડી અથવા ધડમાં ફેરફારો.

આપણે આગળ વર્ણવી ગયા છે તે પ્રમાણે, ગર્ભસ્થાનનું વજન ૧॥ થી ૪ પાઉન્ડ જેટલુ વધે છે. ને સુવાવડ પછી છ અઠવાડયામાં સંકોચાઇને અસલ માફક ૧) ઔંસ થાય છે. વજન સાથે સાથે, એનો ઘેરાવો પણ વધ્યાજ કરે છે. તથા એની લંબાઇ ૩) ઇંચથી વધીને ૧૨) યા વધુ ઇન્ચ થાય છે.

ગર્ભસ્થાનનું રહેઠાણ—પહેલા બે મહીના સુધી ગર્ભસ્થાન પીડુની અન્દર, ભારને લીધે, નીચે ઉતરે છે. પણ તે પછી બાળક મોટુ થવાને લીધે, પીડુમાં એને રહેવાની જગા નથી હોતી, તેથી તે ઉપર ચહડવા માડે છે, ને ચોથા મહીનાને અન્તે સીમફીસીસ પ્યુબીસ યા થાપાના હાડકાના આગળા જોડાનની ૨) ઇન્ચ ઉપર આવે છે. સાતમે મહીને નાળીયા યા ડુટી સુધી ચહડે છે. ને નવમે મહીને છાતીના હાડકાં યા સીપીની કમાન સુધી ચહડે છે.

## ફક્ત અનુભવી તબીબ યા નર્સે સંભાળથી કરવી જોઇતી I) ને II) કસોટીઓ.

(I) હેગારની સુવાવડની કસોટી—બીજા મહીના પછી જો સુવાવડીની યોનીમાં અંગોઠો ને સફરામાં આંગળી મુકી, એ બે આંગળીઓ વચ્ચે કમળનું ફુલ દબાવ્યું હોય તો, તે એટલું પોચ્ચું થયલું હોય છે કે, કમળના ફુલને ગર્ભસ્થાન વચ્ચે કાંઇ સંબંધ ન હોય એમ માલમ પડે છે.

(II) ઇન્ટરનલ બૅલોટમેન્ટ—ચીત્ર ચઉદ, ૨ ક)—એન્ટીરીયર ફોરની કસ યા આગળી કોથલીમાં બે આંગળી પસાર કીધા પછી, જો એકદમ અન્દરના બાળકને આંચકો મારવામાં આવે છે તો, તે એક બોલ અથવા દડી માફક એની આસપાસની ગર્ભ જળની કોથલીમાં કુદીને પાછુ આંગળી પર પડે છે. એ કસોટી ચોથા યા પાંચમાં મહીનામાં થઇ શકે છે.

## ગર્ભસ્થાનનાં ફન્ડસ યા બેઠકમાં ફેરફાર.

એ મોટું થતાં ફુટબોલ જેવું ગોળાકાર બને છે ને પેટપર હાથ મુકતાં બોલ જેવુંજ લાગે છે.

૯)-૬) ફેલોપીયન ટ્યુબ યા સ્ત્રી અન્ડની નળી મોટી ને લાંબી થાય છે.

૯)-ધ) સ્ત્રી અન્ડ.

ત્રીજે મહીને ગર્ભસ્થાન પીડુની બહાર નીકળવાથી, સાથે સાથે સ્ત્રી અન્ડ પણ ઉપર ચઢે છે. સુવાવડ દરમ્યાન ઓવ્યુલેશન યા સ્ત્રી બીજ યા ઇંડાનું પાકવું અટકે છે. આપણે આગળ જોયું તે પ્રમાણે સુવાવડની શરૂઆતનું ફાટેલું ઇન્ડાંનુ કોટલુ યા કોરપસ લ્યુટીયમ સુકાવાને બદલે મોટું થાય છે, ને લોહીમાં અન્તર પ્રવાહી નાખે છે. સુવાવડ પુરી થવા પછી બે મહીના રહીને, એ પાછુ નાનું થઇ સુકાઇ જાય છે.

## ૧૦)--સુવાવડીનાં પેટપર માલમ પડતા ફેરફારો (૧--૭)

સુવાવડીનુ પેટ પહેલા બે મહીનામાં બીલકુલ ૧) સપાટ દેખાય છે, તેનું કારણ આપણે ઉપર જોયુ તે પ્રમાણે, ગર્ભસ્થાનનો વજન વધવાથી તે પીડુની અન્દર ઉતરે છે. પણ તે પછી, બાળક મોટુ થવાથી, ગર્ભસ્થાન ઉપર ચહડવા માંડે છે. એટલી હદ સુધી પેટની દીવાલ ખેંચાયાથી એની ઉપર સીધી ૨) સફેદ લીટીઓ દેખાય છે કે જેવી લીટીઓ કુંવારીકા સ્ત્રીઓમાં સાધારણ રીતે નથી દેખાતી. એ લીટીઓ પરથી સ્ત્રીને પુછયા વગર તેને આગળ સુવાવડ થઇ હતી કે નહી તે માલમ પડે છે. ૩) ત્રીજા મહીના પછી પેટની ઉપર હાથ ફેરવતાં ફૂટબોલ જેવુ કાંઇ માલમ પડે કે જેની અન્દર બાળકના જુદા જુદા ૪) અવયવો હાથને ખડબચડા લાગે છે. તથા બાળકને ૫) બે હાથમાં પકડી આજુબાજુ ફેરવી શકાય છે. આ નીશાનીને એકસટર્નલ બૅલોટમેન્ટ કહે છે. એ ઉપરાંત હાથની નીચે, ૬) બાળક ફરકતું હાથને લાગે છે ૭) ગર્ભસ્થાનવાળો ફૂટબોલ થોડી થોડી પળે સંકોચાઇને નાનો ને કઠણ થાય છે, ને પાછો ફુલાને મોટો ને પોચો થાય છે.

## ૧૧—સુવાવડીના પેટપર કાન અથવા ભુંગળી મુકયાથી સમજાતા અવાજો-(૧—૫)

(૧) બાળકના હ્રદયના ધબકારા, એક મીનીટમાં ૧૨૦ થી ૧૬૦ સંભળાય છે, ને ઘડીઆળની માફક ટીકટીક અવાજ કરે છે.

(૨) બાળકના નાળીયામાં ને લોહીની નસોમાં લોહી ફરતાં થતો અવાજો.
(૩) સુવાવડીની ગર્ભસ્થાનની લોહીની નળીઓમાં થતા ધબકારા.
(૪) સુવાવડીના પોતાના રહૃદયના ધબકારા.
૫) બાળક ફરકતું હોય છે તો તેની હીલચાલ સંભળાય છે.

## સુવાવડની ૧) થી ૧૧) નીશાનીનું ત્રણ વીભાગમાં સરવાયું.

અત્યાર સુધી આપણે એકથી અગીયાર મથાળા હેઠલ સુવાવડની જુદી જુદી નીશાનીઓ તપાસી છે. એ નીશાનીઓને હવે આપણે ત્રણ વર્ગમાં વેહેંચીશું, કે જે પરથી આપણે ખરેખર જાણીયે કે સુવાવડ રહેવાને લીધેજ એ નીશાનીઓ માલમ પડે છે, યાતો સ્ત્રીના ખાસ દર્દો યા બીજાં કારણો ને લીધે. તેથી કરી આ સરવાયામાં ૧)થી ૧૧) નીશાનીઓને ત્રણ વીભાગમાં વહેંચી છે, પહેલાં વીભાગમાં શકમંદ, બીજામાં સંભવીત, ને ત્રીજામાં નક્કી નીશાનીઓ આવે છે, (નમ્બરો ૧) થી ૧૧) ઉપર વ.લાંજ છે પણ અનુક્રમ બદલાયાં છે.)

### પહેલો વીભાગ–શકમંદ નીશાનીઓ.

૧) માસીકનુ અટકવું.
૨) ઉલ્ટી, મ્હોમાં પાણી છુટવું, યા ધાત ગરવી,
૩) વીચીત્ર જાતની ભુખ.
૫) ચાંમડીના રંગનું વધારે ઘેરો બનવું.
૬) છાતીનાં ત્રેશવાનું વધવું.
૭) પીશાબનું વારે ઘડીએ થવું, યા તેની હરકત.

### બીજો વીભાગ–સંભવીત નીશાનીઓ.

૪) થાનમાં થતા ફેરફારો.

૮) તથા ૯) ત) બહારના જાતીના ભાગો તથા યોનીના ગુલાબી રંગનુ જાહાઇ જાંબુરા બનવું.

૯)–થ)–કમળના ફુલનું પોચું બનવું તથા ગર્ભસ્થાનનાં ધડને બેડકનુ ફુલવું ને મોટું થવું.

૯)–થ)–II) ઇન્ટરનલ બેલોટમેન્ટવાળી કસોટી.

૧૧)-(૩) પેટપર ભુંગલી યા કાનમુકી સાંભલતાં, ગર્ભસ્થાનની લોહીની નળીઓમાં લોહી ફરવાથી થતા અવાજનું સંભલાવું.

## ત્રીજો વીભાગ—નકકી નીશાનીઓ.

૧૦)-(૪) પાંચમાં મહીનાની અધવચે તથા પછી, પેટપર હાથ મુકતાં બાળકના અવયવોનું માલમ પડવું.

૧૦)-(૬) બાળકના ફરકવાની હીલચાલનું હાથને લાગવું.

૧૧)-(૧) પેટપર ભુંગલી યા કાન મુકી સાંભળતાં, બાળકના હરદયમાં ધમકારા તથા

૧૧)-(૨) નાળીયામાં ફરતાં લોહીનું સભલાવું.

૯)-૧-યોનીમાં આંગલી પસાર કીધાથી, બાળકનું માથું ૪. માલમ પડવું.

## સુવાવડનાં અન્તનો યા બાળકનો જન્મ દીવસ શોધવાની રીતો.

૧) પહેલી રીત. છેલ્લા માસીકના અટકાવનો પહેલો દહાડો લઇ તેમાંથી ત્રણ મહીના બાદ કરવા, ને પછી સાત દહાડા ઉમેરવા ને તે તારીખથી એક વર્ષ ગણવું. દાખલા તરીકે, જો છેલ્લી માસીક અટકાવનો પહેલો દહાડો પહેલીજાનેવારી હોય, તો તેમાંથી ત્રણ મહીના બાદ કરતાં, પહેલી અકટોબર આવે. તેમાં સાત દીવસ ઉમેરતાં, આઠમી અકટોબર બને. ત્યારથી એક વર્ષ ગણતાં એટલે કે, આવતા વર્ષની તે તારીખે સુવાવડ પુરી થશે.

૨) બીજી રીત. છેલ્લી માસીકનો છેલ્લો દહાડો લઇ તેમાં નવ મહીના ને ત્રણ દહાડા ઉમેરવાથી, સુવાવડનાં અન્તનો દીવસ માલમ પડે છે, દાખલા તરીકે, છેલ્લી માસીકનો છેલ્લો દહાડો જો પાંચમી જાનેવારી હોય, તો તેમાં નવ મહીનાને ત્રણ દહાડા ઉમેરતાં, (પહેલી રીત પ્રમાણેજ) પાછી આઠમી અકટોબરજ આવે.

૩) ત્રીજી રીત. જે દહાડે માંને પેટમાં બાળક ફરકતુ માલમ પડે, કે જે સાધારણ રીતે અઢારમે અઠવાડયે માલમ પડે છે. તેમાં જો બાવીસ અઠવાડયાં ઉમેરીયે, તો બરોબર ચાલીસ અઠવાડયાં થાય. કે જયારે સુવાવડનો અન્ત આવશે. આ પ્રમાણે, સુવાવડનો દીવસ નહીં પણ અઠવાડયુ નકકી થાય, કે જે અઠવાડીયાનાં કોઇ પણ દીવસે સુવાવડ પુરી થાય.

## પ્રકરણ ૧૨ મુ.

---

### સુવાવડીની માવજત—સુવાવડીએ લેવી જોઇતી પોતાની માવજત.

સાધારણ રીતે, સુવાવડની સ્થીતી સ્ત્રીની બીજી સ્થીતીઓ માફક ખુદરતી હોવાથી, એવે વખતે સ્ત્રીએ હંમેશ માફક ખુદરતના ધારા પ્રમાણે ચાલવું જોઇયે ને પોતાની તંદરોસ્તી જાળવવી જાઇયે. દાખલા તરીકે, ખોરાક સાદો અને સુતરો જોઇયે. ચાહ યા કાફી મધ્યમસર લેવી જોઇયે. દારૂ ઇ૦ વ્યસનોને હાથ ન લગાડવો જોઇયે. કોઠો સાફ રાખી કબજયાત અટકાવવી જોઇયે. જો પીશાબમાં હરકત થાય તો તુરત અમેલ ડાકટરની સલાહ લેવી જોઇયે. હંમેશ માફક નાહવાની ટેવ જારી રાખવી, પણ ઘણું ઠંડું યા ઘણું ગરમ પાણી ન વાપડવું. જાતીના બહારના ભાગો ગરમ પાણીએ ધોઇ સ્વચ્છ રાખવા જોઇયે. કોઇ પણ કારણસર ડાકતરની રજાવીના યોનીમાં પીચકારી ન મારવી જોઇયે, નહી તો ગર્ભપાત થાય. કપડાં ઢીલાં રાખવા જોઇયે કોઇપણ જાતનો કમર પર ટાઇત બંધન ન જોઇયે. પેટની દીવાલને ટેકો આપવા સુવાવડીના પેટના પાટા ખાસ બનાવેલા આવે છે, તે જરૂર પડવે વાપડવો પણ લઇટ ન બાંધવો. બહાર ખુલી હવામાં ફરવા હરવાની ટેવ ચલુ રાખવી. પણ દોડધામ ન કરવી તથા લાંબો વખત ઉભું ન રહેવું. બન્તાં સુધી સંગમપર આંકોશ રાખવો. તથા જે સ્ત્રીઓમાં આગળ કસુવાવડ થઇ હોય તેઓએ સંગમથી પહરેજ રહેવું. સુવાવડીની માનસીક સ્થીતીપર ખાસ ધ્યાન આપવુ જોઇયે, તથા ધભરાત અકળાત બીહક ને દલગીરી બન્તા સુધી તેણીથી દુર રાખવી જોઇયે, એટલે કે તેની માનસીક સ્થીતી શાંતને સુખી રાખવી જોઇયે.

### સુવાવડીના થાનની માવજત.

ક) પહેલી વખતની સુવાવડીના થાનની ખાસ માવજત લેવાની જરૂર છે. સુવાવડના છેલ્લા ત્રણ મહીનામાં થાનની ચામડીને કઠણ કરવી જોઇયે, નહી તો જો બાળક જોરાવર હોય છે તો તેને ધવાડતાં થાનમાં ઘણું દદ થાય છે. ચામડી સખત કરવા માટે કોલનવાટર અથવા મેથીલેટેડ સ્પીરીટ પાણી સાથે સરખા ભાગમાં મેલવી થાનને લગાડવું જોઇયે.

એ કેટલાક દાખલાઓમાં થાનની દીટીઓ દ્વાછને અન્દર બેસી ગએલી હોય છે. ને એવી સ્થીતીમાં બાળક ધાવી ન શકે. તેથી કરી એને ઉપસાવવા ખાતર સુવાવડીએ પોતે યા અનુભવી નર્સે આસ્તે આસ્તે દીટીને સંભાળથી સ્વચ્છ હાથે બહાર ખેંચવી જોઇયે. જો એવી સંભાળ ન લેવામાં આવે ને જોસમાં દીટી બહાર ખેંચવામાં આવે, તો થાનમાં સોજો થઇ આવે છે.

## પાંચમાં મહીના પછી, હર પંદર દીવસે પીશાબ તપાસવાની જરૂર.

આ બાબદ પર ધ્યાન પુગાડવાની જરૂર વીષે આપણે આગળ જોયું છે. (પાનું ૧૦૩) ને ફરીથી એકવાર, હમે જણાવીશું કે બીચારી સુવાવડીને તાણનાં ગંભીર દુઃખમાંથી બચાવાને, તથા કમોતે મરણ અટકાવવાને ખાતર, પીશાબમાં આલબ્યુમેનની કસોટી પોતે કરવી યા કાબેલ તબીબ પાસે કરાવવી. પીશાબની બીજી બીમારીઓ માલમ પડતાં તેની પણ ઘટતી સારવાર કરાવવી જોઇએ.

## ગરમી ઇ. નાં ચેપી દર્દવાલી સુવાવડીની સારવાર.

હરેક સુવાવડી સ્ત્રી કાંઇ તનદુરસ્ત હોતી નથી. ખહી, મલેરીયા યા તાડીયો તાવ, ને ગરમીનાં ચેપો આ દેશની સ્ત્રીઓમાં સાધારણ રીતે પ્રસરેલા હોવાથી, એ દર્દોની ઘટતી સારવાર કરાવાની અવશ્યની જરૂર છે. કારણ કે, એ દર્દોનાં ચેપને લીધે, ગર્ભપાત યા કસુવાવડ થાય છે, એટલુંજ નહી, પણ, સુવાવડીની જીંદગી એથી જોખમમાં આવે છે. ને કેટલાક દાખલામાં કમોતનાં મરણ પણ થાય છે.

જો બાળક પુરે મહીને અવતરે છે, તો પણ ખહી તથા ગરમીના ચેપો તેનાં લોહીમાં પ્રસરેલા હોવાથી, તે જનમથીજ રોગીષ્ટ હોય છે, ને એવાં ઘણાએક બાળકો, જન્મ પછી પહેલા વર્ષમાંજ મરી જાય છે.

ગરમીનો ચેપી રોગ એવો બુરો છે કે તે બાળકની સર્વ શકતીઓ પહેલે ઘરથીજ નબલી બનાવે છે, ને તેની આખી જીંદગી રીબતી ને દુનીયાના શ્રાપ સમાન બનાવે છે. તેથી કરી ગરમીના રોગની સંપુરણ સારવાર સ્પેસીયાલીસ્ટ તબીબ પાસ રોગ થતાંને વાર, તેમજ સુવાવડ દરમ્યાન કરાવી જોઇયે. વધુ, આગળ ચાલતાં જોઇશું.

## માંનો ગરમીનો ચેપ બાળકની આંખમાં જતાં થતો અંધાપો.

સુવાવડ વખતે બાળકની આંખો, માંના જાતીના ભાગોને, તશીપોફાટીયા પછી, અડકે છે, (જુઓ ચીત્ર તેત્રીસમું) તે વખત, જો માંના જાતીના ભાગોમાંનો ગરમીનો ચેપ, બાળકની આંખોમાં જાય છે તો તે આંધળું બને છે. તેથી એવો ચેપી અંધાપો અટકાવવા ખાતર, એવાં ચેપની સારવાર સ્પેશીયાલીસ્ટ તબીબ પાસ કરાવવી જોઇયે તથા, જન્મ પછી તુરત, બાળકની આંખોમાં ચેપ મારનારી દવા (સીલ્વર નાઇટ્રેટનું ૧) થી ૨) ટકા, પાણીમાં પીગલાવી બનાવેલું લોશન) ડાકટર અથવા નર્સે નાખવી જોઇયે, ને જો ચેપ આંખને લાગુ પડયો હોય તો, તેની ઘટતી સારવાર ડાકટરે ચાલુ રાખવી જોઇયે. કે જેવા રીતે બાળકને અંધાપામાંથી બચાવી શકાય.

# પ્રકરણ ૧૩ મું.

——:o:——

## સુવાવડ યા પ્રસુતીના ત્રણ તબકકાની માવજત.

——:o:——

**સામાન્ય ખુદરતી સુવાવડ—અજ્ઞાન ને વહેમી ને અસ્વચ્છ દાઈ તથા સહીમીતીઓની સુવાવડની કમસમજને લીધે ઉપજતાં રોજીંદાં ૫૦૦)થી વધુ સુવાવડીઓનાં મરણો, તથા અગણીત બાળ મરણો.**

———

ગયાં પ્રકરણમાં આપણે સુવાવડીએ પોતાની લેવી જોઇતી માવજત પરે ટુંક બ્યાન આપ્યું છે. હવે સુવાવડ અથવા પ્રસુતીની માવજતનુ ટુંક વર્ણન આપીશું. સામાન્ય સુવાવડ, એટલે કે, જેમાં ખુદરતી રીતે બાળક અવતરે છે. તે દરમ્યાન માંને વીણો આવે છે. તે વીણ એક પછી એક એવી નીયમીત રીતે આવે છે, કે બચ્ચાંનું માથું આસ્તે આસ્તે કમળનું ફુલ ફુલાવી બહાર નીકળે છે. એને સાધારણ રીતે વીણની શરૂઆતથી ચોવીસ કલાક લાગે છે, તથા એવી સામાન્ય સુવાવડમાં, ડાકટરને હથીઆર વાપડવાની જરૂર નથી પડતી, તથા સુવાવડમાં કોઇ જાતની મુશકેલી નથી હોતી. સુધરેલા દેશોમાં, સોએ નેવુ ટકા સુવાવડીઓમાં એવી સામાન્ય સુવાવડ સેહેલથી થાય છે. પણ જો અજ્ઞાન તથા વેહેમી ને અસ્વચ્છ દાઈઓ ને સહીમીતીઓ પોતાની કમસમજ વાપરી વચ્ચે પડે છે તો, એવી સામાન્ય સુવાવડને પણ મુશકેલ બનાવે છે. તથા સુવાવડીની તેમજ બાળકની જીંદગી જોખમમાં નાખે છે. આ અભણ દેશમાં, તો ખાસ કરી બાળલગ્ન ને બાળવ્યભીચારને લીધે, બાળ માતાઓની સુવાવડમાં ખુવારી કેટલી ભયંકર થાય છે, તે આપણે સતરમે પાને જોયું તેમ રોજીંદા ૫૦૦) બાળ સુવાવડીઓના મરણ આ દેશમાં રેજીસ્ટર્ડ થાય છે, તથા ન રેજીસ્ટર્ડ થયલાં મરણો ૫૦૦) થી બેવડાં યા વધુ થાય છે. તથા અગણીત બાળ મરણો થાય છે.

## (ક)–કુદરતી સુવાવડમાં બાળકની ગર્ભસ્થાનમાં અવસ્થા.— (ખ–ગ–ચ–છ)—અપવાદીક સુવાવડમાં બાળકની ગર્ભસ્થાનમાં અવસ્થા.

ક) કુદરતી સામાન્ય પ્રસુતી, અથવા સુવાવડ વખતે, બાળક ગર્ભ-સ્થાનમાં, તેવીસમાં ચીત્રમાં દેખાડેલી રીતે, ગોળ દડા માફક વળેલી અવસ્તામાં હોય છે. એટલે કે, માથું નીચે, હાથ છાતીપર અદબ કીધેલા, પગો વળેલા ને હાથને મળતા, તથા કમ્મર કમાનની માફક વળેલી, કે જેથી કરી, એ ગર્ભસ્થાનમાં ઘણી થોડી જગ્યા રોકે છે, તથા સુવાવડીના પેટ ઉપર હાથ મુકવાથી ગર્ભસ્થાનમાં ફુટબોલ હોય એવું બાળક માલમ પડે છે. તેવીસમાં ચીત્રમાં, બાળકના માથાંનો પાછલો ભાગ અથવા ઓકસીપટ, માંની પેલવીસ અથવા વસ્તી પ્રદેશના આગલા ભાગની ડાબી બાજુએ, એડલું માલમ પડે છે. તથા બાળકનું મોહ, માના સફરા તરફ જોતું માલમ પડે છે એને અંગ્રેજીમાં (ક) ૧) લેફ્ટ ઓકસીપીટો એનટીરીયર પોઝીશન અથવા માથાંનો પાછલો ભાગ વસ્તી પ્રદેશના ડાબા ભાગપર હોવાની અવસ્થા કહે છે. સુવાવડમાં એ સઉથી સાધારણ પોઝીશન છે. અપવાદ તરીકે માંથાંનો પાછલો ભાગ ૨) વસ્તી પ્રદેશની જમણી બાજુએ (રાઇટ ઓકસીપીટો એન્ટીરીયર) આવે છે. એજ પ્રમાણે માંથાંનો પાછલો ભાગ વસ્તી પ્રદેશનાં પાછલા ભાગની ૩) જમણી અથવા ૪) ડાબી બાજુએ આવે છે તેને અંગ્રેજીમાં ૩) રાઇટ અથવા ૪) લેફ્ટ ઓકસટીપીટો પોસ્ટીરીયર પોઝીશન કહે છે. એ ઉપરાંત, બીજા અપવાદોમાં, માથાંનો પાછલો ભાગ અથવા ઓકસીપટને બદલે. આગલો ભાગ અથવા (ખ) ચેહેરો (ફેસ), અથવા (ગ) કપાળ (બ્રાઉ) અથવા (ચ) પાહૂં (પેલવીક), અથવા (છ) બાજુ (ત્રાન્સવર્સ)—એટલે (ખ) (ગ) (ચ) (છ) જેવા બાળકના જુદા જુદા ભાગો, અપવાદો, તરીકે, સુવાવડમાં પહેલે બહાર નીકળે છે, તથા એવા અપવાદોમાં, સુવાવડ મુશકેલ બનવાનો સંભવ હોય છે ને બને છે, ને ડાકટરની મદદની જરૂર પડે છે. એટલા માટે હરેક સુવાવડીએ પોતાની ને બાળકની જીંદગીની સલામતી માટે, હમેલનાં પાંચમાં મહીનાથી ડાકટરની સલાહ લેવી જોઇયે. તથા સુવાવડ વખતે, ડાકટરને તેના હાથ નીચે, શીખેલી નર્સ સીવાય કોઇ પણ આસામીની સલાહ નહી લેવી જોઇયે.

## સુવાવડીએ છેલ્લા પંદર દીવસમાં બે ચીજપર ખાસ ધ્યાન આપવાની જરૂર.

સુવાવડના છેલ્લા પંદર દીવસમાં, સુવાવડીએ બે ચીજપર ખાસ ધ્યાન આપવું જોઇએ. એક, રોજ ગરમ પાણીએ નાહવુ જોઇએ. તથા બે, એ વખતે કબજયાત સાધારણ રીતે રહે છે તે માટે જોલાબ લેવો જોઇએ. જયારે, વીણની ઝડપ ઇત્યાદી જેવી પ્રસુતી શરૂ થવાની નીશાનીઓ માલમ પડે, ત્યારે જોલાબ લીધા પછી, કેટલેક કલાકે, સફરાને રસ્તે સાબુનાં પાણીનો એનીમા લેવો જોઇએ, કે જેથી કરી પ્રસુતી જલદી થાય છે. એ ઉપરાંત, સાધારણ તનદરૂસ્તીનાં નીયમો પ્રમાણે જીંદગી ગુજારવી જોઇયે.

## સુવાવડનો પહેલો તબકકો—વીણની શરૂઆત તથા "દેખાવ."

સુવાવડના ત્રણ તબકકા હોય છે. (૧) પહેલા તબકકામાં વીણ શરૂ થાય છે. ને વીણના જોરને લીધે, આસ્તે આસ્તે કમળનાં ફુલનું બહારનું મોંહ મોટું થઇ ઉગડે છે, તથા આખરે તશીયો ફુટે છે, ને તેમાંથી ગર્ભ જળ અથવા પાણી નીકળે છે. વીણો બે જાતનાં હોય છે, ખરાં) ને ખોટાં). ખોટાં વીણો થોડા વખત જોસમાં ચાલુ રહી અટકી જાય છે. જયારે ખરાં) વીણને લીધે કમળના ફુલનું મોંહ ખુલવા માંડે છે. તે ઉપ ખરાં વીણને લીધે તશીયાના મેમબ્રેન યા પડ જે ગર્ભસ્થાનના અંતર પડને ચોંટેલા હોય છે, તે ચીરાઇને છુટાં પડે છે, ને એમ ચીરાવાથી, કેટલીક લોહીની નાની નસો ફાટવાથી, તેમાંથી લોહી નીકળે છે. આવા લોહીના નીકળવાને **"દેખાવ"** કહે છે, જે "દેખાવ" પ્રસુતીની શરૂઆતની નીશાની લેખાય છે.

## સુવાવડના પહેલા તબકકાની માવજતના એ) બી) સી) ત્રણ નીયમો.

પહેલા તબકકાની માવજતમાં ત્રણ મુખ્ય નીયમો યાદ રાખવાના છે (એ) માનું જોર ટકાવી રાખવું જોઇએ (બી) ખુદરતને ખુદરતી રીતે મદદ કરવી જોઇએ તથા (સી) બીન જરૂરી ને વીના કારણની ધરપચ નહી કરવી જોઇએ.

## સુવાવડના પહેલા તબકકાની માવજતનો પહેલો (એ) નીયમ.

(એ) માનુ જોર ટકાવી રાખવા ખાતર, તેને થોડા થોડા કલાકને આંતરે હલકો ખોરાક આપવો જોઇએ. તથા સુવાવડની શરૂઆત વખતે, તેનું મન શાંત રાખવુ જોઇએ, કે જેથી વગર કારણની ચીંતા નહી ઉત્પન થાય.

## સુવાવડના પહેલા તબકકાની માવજતના (બી) બીજા નીયમના ચાર વીભાગો (ક, ખ, ગ. ઘ).

(બી) કુદરતને કુદરતી રીતે મદદ કરવા સારૂં (ક) માએ ચાલવું જોઇએ, અથવા ખુરશી ઉપર બેસવું જોઇએ, ને નહીં કે બીછાનામાં સુવું જોઇએ. એમ કરવાથી, બાળકનું માથું કમળના ફુલમાં પોતાના ભાર તથા આકારને લીધે દાખલ થઇ, કમળના ફુલનું બહારનું મોંહ આસ્તે આસ્તે ખુલ્લું કરી શકે છે. એટલું યાદ રાખવું કે, માથું ઉતરે તેની આગળ નશીઓ અથવા પાણીની કોથળી પહેલે નાચે ઉતરે છે. એ કોથળી પોચી હોવાથી, તથા અંદર પાણી હોવાથી કમળનાં ફુલનાં મોંહને આસ્તે આસ્તે ખુલ્લું કરે છે. તથા એ પોચા ફુગાની પાછળ, માથાંનો સખત ભાગ ઉતરે છે કે જે, સખત હોવાનેલીધે કમળના મોંહને, જોરથી ઉઘાડું રાખે છે.

(ખ) કુદરતી રીતે, ગર્ભસ્થાન સીધું હોવાથી વીણની અસરે, બાળકનું માથું કમળમાં સહેલાઇથી ઉતરી શકે છે. પણ કેટલાક દાખલાઓમાં એમ બને છે કે, માના પેટની આગલી દીવાલ ઢીલી હોવાથી, અથવા તો ગર્ભસ્થાન વાંકુ હોવાને લીધે, જયારે વીણ ચાલુ થાય છે, ત્યારે બાળકનું માથું નાચે પીડુમાં ઉતરવાને બદલે, વસ્તી પ્રદેશનાં હાડકાં સામે અથડે છે, ને નીચે ઉતરી નથી શકતું. ત્યારે એવા દાખલાઓમાં, માંના ઢીલાં પેટને ટેકો આપવા ટાઇટ પાટો બાંધવો જોઇએ. અથવા તો જરૂર પડવે, માંને એક બાજુપર અથવા તો પીઠપર સુવાડવી જોઇએ કે, જેથી કરી ગર્ભસ્થાન સીધી લાઇનમાં રહી શકે.

(ગ) બાળકના માથાંને ઉતરવામાં કોઇપણ જાતની અડચણ હોય તે ખસેડવી જોઇએ.

સામાન્ય સુવાવડમાં ખુદરતી રીતે, ફકત બે અડચણ હોય છે. (૧) ગર્ભસ્થાનની આગળ પીશાબથી ભરેલો ફુકકો ને (૨) પાછળ ઝાડાથી ભરેલો સકરો. ચઉદમું ચીત્ર જેવાથી એનો ખ્યાલ સહેલમાં આવશે.

(૧) ફુકકો ખાલી રાખવા સારૂં, માએ થોડે થોડે વખતે પીશાબ કરવી જોઇએ, ને પોતાની મેળે ન થાય તો, કેથીટરની ટીયુબ ડાકટરે અથવા નર્સે સંભાળથી મુકી, પીશાબ બહાર કહાડવી જોઇએ.

(૨) સકરો ખાલી રાખવા સારૂ, માંને જુલાબ આપવો જોઇએ. તથા તે પછી થોડા કલાકે સાબુના પાણીથી એનીમાંની પીચકારી આપવી જોઇએ. તેમજ, સુવાવડના બીજા તબકકાની શરૂઆતમાં પણ, એક વધુ એનીમાં આપવો જોઇએ. કે જેથી કરી ઝાડાનો ગદલો પદાર્થ માથાના નીચે ઉતરવાનાં ભારથી, બહાર નીકળી નકુસાન ન કરી શકે.

(ચ) પહેલા તબકકામાં, માએ પોતાનું જોર ન કરવું જોઇએ. એટલે કરાંઝવું ન જોઇએ. કારણ કે પહેલા તબકકામાં, કરાંઝવાથી કાંઇ ફાયદો થતો નથી, એટલે કે માં ફોકટની થાકી જાય છે. ખરૂં જોતાં તો, સુવાવડના પહેલા તબકકાનો અંન્ત તથા બીજા તબકકાની શરૂઆત, તથા એ બન્ને તબકકા વચ્ચેનો ફરક, સુવાવડીનાં કરાંઝવાની ગેરહાજરી અથવા શરૂઆત પરથી માલમ પડે છે. તથા ડાકટર અથવા નર્સે, યોની માર્ગે તપાસ કરવાની પણ જરૂર પડતી નથી, કારણ કે બીજો તબકકો શરૂ થાય છે ત્યારે, ખુદરતી રીતે, માં કરાંઝે છે.

## સુવાવડના પહેલા તબકકાની માવજતનો (સી) ત્રીજો નીયમ.

(સી) સુવાવડના પહેલા તબકકાની માવજતનો ત્રીજો નીયમ એ કે, બીનજરૂરી ને વીના કારણની ધરપચ ડાકટર, નર્સ યા બીજા કોઇએ પણ નહીં કરવી જોઇએ. દાખલા તરીકે, નીચે દર્શાવેલી ચાર ધરપચો ન કરવી જોઇએ. (એક) યોની માર્ગે તપાસ; (બે) કમળના મોંહતું હાથે અથવા ઓજારથી મોટું કરવું; (ત્રણ) સુવાવડનો બાળકને ખેંચવા માટેનો ચાપ્યો લગાવવાનો, તથા (ચાર) યોનીને વીના કારણે કુશ આપવાનું. ટુંકમાં કહીએ તો પહેલા તબકકામાં, ખુદરત પોતાનું કામ યોગ્ય રીતે કરે છે, તેથી કોઇએ પણ વીના કારણની ધરપચ ન કરવી જોઇએ, ને વચ્ચે ન પડવું જોઇએ.

## સુવાવડનો બીજો તબકકો.

જયારે કમળના ફુલનું મોંહ પુરૂં ખુલે છે, ત્યારે સુવાવડનો બીજો તબકકો શરૂ થાય છે, તથા બાળકના બહાર નીકળવા અને જન્મ સાથે

એ તબકકો ખતમ થાય છે. આ તબકકામાં, ગર્ભસ્થાનના સ્નાયુ અથવા અસલના સંકોચાવાને લીધે, ખરાં વીણો ઉત્પન થાય છે, તે ઉપરાંત માતા કરાંઝવાથી, તેના પેટની દીવાલનાં બધાં સ્નાયુ તેમજ ડાયાફ્રમ અથવા પેટ ને છાતી વચ્ચેના પરદાના સ્નાયુ, ટુંકમાં, આખાં શરીરના સ્નાયુ સંકોચાય છે. એ આખાં શરીરના સ્નાયુઓ સંકોચાવાથી બે પરીણામો આવે છે. (એક) તશીઓ અથવા ગર્ભજળની કોથળી ફુટે છે, કારણકે તેને જે કમળના ફુલનો ટેકો હતો, તે ફુલના ઉઘડવાથી ટેકો ખોઇ બેસે છે, તથા બે) બાળક વધારે નીચે ઉતરી યોનીમાં દાખલ થાય છે. ને યોની ને સક્કરા વચ્ચેનો ભાગ જેને પેરીનીયમ કહે છે, તેની ઉપર જોર કરી, ફુલાવે છે ને એવી રીતે માથું બહાર નીકળે છે. (જુઓ ચીત્ર તેવીસમું).

## સુવાવડના બીજા તબકકાની આવજત.

આ તબકકામાં કમળનું ફુલ તથા તેનું મોંહ પુરતું મોટું થઇ, ઉઘડેલું હોવાથી, તથા સુવાવડીનું ખુદરતી કરાઝવું શરૂ થયાથી, તેણીને બીછાના પર ડાબી બાજુએ સુવાડવી જોઇએ. તથા તેણીએ, પગથી બીછાનાના છેડા સામે જોર કરવું જોઇએ, ને એટલા માટે, બીછાનાના છેડા સાથે ટુવાલ બાંધી તે હાથમાં પકડી જોર કરવું જોઇયે. તથા વીણ આવે ત્યારે પોતાનો દમ પકડી, બનતાં જોર સાથે કરાંઝવું જોઇએ. એમ કરવાથી બાળકનું માંથું માના જાતીના બહારના ભાગો, અથવા વલવાપર ઉતરતું દેખાય છે. (જુઓ ચીત્ર તેવીસ, ૩) આ વખતે. ડાકટર **અથવા નર્સ માને મદદ કરવી જોઇએ** છે. મુખ્ય કરીને માંથું આસ્તે બહાર નીકળે, તથા માંથાંનાં સઉથી નાનો મધ્ય રેશા અથવા ભાગ પેરીનીયમને ફુલાવે, તેવી સંભાળ લેવી જોઇએ, કે જેમ કરી પેરીનીયમ અથવા માના જાતીના ભાગો ને સક્કરા વચ્ચેનો ભાગ ચીરાઇ ન જાય.

## પેરીનીયમ ચીરાતું અટકાવવાની બે રૂઢીઓ.

પેરીનીયમ ચીરાતું અટકાવવાની બે રૂઢીઓ છે. પહેલી) સીધી રૂઢી કે જેમાં ડાકટર અથવા નર્સ પોતાનાં હાથની હથેલી એવી રીતે પેરીનીયમ પર મુકે છે કે, અંગોઠાં ને પહેલી આંગળી વચ્ચેની કમાનનો ખાડો માના વલવાના પાછલા ભાગ સામે હોય છે, જેના પરીણામે, બાળકનું માંથુ પેરીનીયમપર ભાર કરવાને બદલે, તેને હથેલીએ આગલા ૯ ખસેડવામાં આવે છે.

બીજી) અથવા આડક્રત્રી રૂઢી પ્રમાણે, પેરીનીયમપર હથેલી મુકવામાં નથી આવતી. પણ તેને બદલે સક્રરાની પાછળ જમણા હાથની હથેલી મુકી, બાળકના માથાંને માના આગલા ભાગ તરફ જોરથી ખેંચવામાં આવે છે, કે જેથી કરી, ખુદરતી રીતે પેરીનીયમ ચીરાતું બચે છે. એટલા માટે, સુવાવડીને તેની ડાબી બાજુએ સુવાડવામાં આવે છે. ને ડાકટર અથવા નર્સ પોતાનો ડાબો હાથ સુવાવડીના થાપાઓ વચ્ચે દાખલ કરી, બાળકના માથાંના આગલા ભાગને આગળ ખેંચે છે. જયારે તેનો જમણો હાથ આગળ જણાવ્યા પ્રમાણે, સુવાવડીના સક્રરા પાછલના ભાગપર જોર કર્યાથી, બાળકના માથાંને જોર કરી આગળ જવાની ફરજ પાડે છે, એટલે કે ડાકટર અથવા નર્સના ડાબા ને જમણા હાથ બન્ને સાથે જોર કીધાથી બાળકનું માથું, માંના આગલા ભાગ તરફ ખસેડી તેણીનું પેરીનીયમ ચીરાતું બચાવે છે.

## બાળકનું માથું બહાર નીકળયા પછી, ઓરની તપાસ.

જેવું બાળકનું માથું બહાર નીકળયું કે તરતજ તેનાં ગળાં આસપાસ ઓર વીંટલાયલો છે કે નહી, તેની તપાસ ડાકટર અથવા નર્સે કરવી જોઇએ; તથા જો ઓર લંબાઇમાં ટુંકો હોય, અથવા તો ઘણો લાંબો હોવાને લીધે ગળાંની આસપાસ બે ત્રણ વળ લીધી હોય તો, ઓરને છુટો કરવાની તજવીજ તરત કરવી જોઇએ, નહીં તો બાળકનું મરણ, એમાં લોહીનું ફરવું અટકવાથી નીપજવાનો સંભવ રહે છે.

ઓર છુટો થયા પછી, બાળકના માથાં નીચેનાં શરીરના બીજા ભાગો ખુદરતી રીતે બહાર નીકળે છે. **પણ જો ઓરની અંદર લોહીની નસોના ધપકારા એકદમ અટકી જાય તો,** ડાકટર અથવા નર્સે નીચે પ્રમાણેની રીતે, સંભાળથી બાળકને ખેંચી કહાડવું. એટલે કે માના પેટપર હાથ મુકી ગર્ભસ્થાનના ઉપલા ભાગ અથવા ફન્ડસપર દબાણ કરવું જોઇએ, કે જેથી કરી બાળકના ખભાં નીચે ઉતરી બહાર નીકળે. એટલા માટે બાળકનું માથું ઉંચકી માનાં પેટ તરફ લઇ જવું જોઇએ, તેથી કરી બાળકનું પાછલું ખભું માના પેરીનીયમની બહાર નીકળે છે. હવે એથી ઉલટું, બાળકનું માથું માના સક્રરા તરફ ખેંચવાથી, બાળકનું આગલું ખભું માના આગલા ભાગ નીચેથી બહાર આવે છે. આવી રીતે, બાળકના ખભાં બહાર નીકળવા પછી, તેના શરીરના બીજા ભાગો

સહેલમાં બહાર આવે છે. કારણકે એ સર્વ ભાગો ખભાં કરતાં સાંકડાં ને નાના હોય છે, તેથી જલદી બહાર નીકળતાં વાર લાગતી નથી.

## જન્મયા પછી બાળકની ચીચયારી.

સામાન્ય રીતે બાળક જનમયા પછી તરત ચીચયારી પાડવા માંડે છે. જો ચીચયારી ન પાડે તો, તેનાં મોંહ અથવા ગળાંમાં મ્યુકસ અથવા થુક જેવો પદાર્થ હોય તો તે સાફ કરવો. ને તે પછી, દીલપર થંડુ પાણી રેડવાથી, અથવા તો હાથે એક બે લપડાક લગાવાથી, તરત ચીચયારી મારે છે.

## ઓરનાં નાળીયાને બાંધવા ને કાપવાની રૂઢી.

છેલ્લે ઓરના નાળીયા બાંધવાની ને કાપવાની તઇયારી કરવી જોઇએ ઓર બાંધવામાં ઉતાવળ કરવી ન જોઇએ ને સાધારણ રીતે, જયારે એમાં લોહીના ધપકારા અટકે, ત્યારે એને બાંધવો જોઇએ, કારણકે જેટલું માનું લોહી બાળકમાં ઉતરે, તેટલો તેને ફાયદો થાય છે, તથા તેવાં બાળકો વધુ જોરાવર બને છે ને વજનમાં જલદીથી વધે છે.

ઓર બાંધવા માટે બે) સ્ટરીલાઇઝડ અથવા સ્વચ્છ લીગેચર અથવા દોરા તઇયાર રાખવા જોઇએ. પહેલો દોરો, બાળકની ડુંટીથી બે ઇંચ ઉપર ઓરનાં નાળીયાપર બાંધવો જોઇયે. તથા બીજો દોરો માંના જાતીના ભાગની બહાર દેખાતા ઓરપર બાંધવો જોઇયે. ત્યાર પછી એટલે કે બન્ને દોરા બાંધ્યા પછી, બાળકની ડુંટીથી અઢી ઇંચને છેટે, યાને પહેલા દોરાથી અરધો ઇંચ છેટે, કાતરે કાપવો જોઇએ. એવી રીતે બાળક માંથી છુટું પડે છે, ને તેને છુટું રાખવું જોઇએ.

# પ્રકરણ ૧૪ મું.

—:૦:—

## સુવાવડનો ત્રીજો તબકકો—ઓરનું છુટું પડી બહાર નીકળવું—આ તબકકાની માવજત.

સુવાવડના ત્રીજા તબકકામાં ઓર ગર્ભસ્થાનનાં અન્તરપડ સાથે ચીટકેલો હોય છે, તે તેનાથી છુટો પડે છે, તથા નીચે ઉતરે છે ને યોની માર્ગે બહાર નીકળે છે. આ તબકકામાં ત્રણ મુખ્ય ચીજોપર ધ્યાન આપવું જોઇયે છે:—એક, ગર્ભસ્થાનને સંકોચાવામાં મદદ કરવી, કે જેથી કરી ઓર તથા લોહીનાં ગાંગડા બહાર નીકળી શકે, તથા બે, ગર્ભસ્થાનમાંની ફાટેલી લોહીની નસોમાંથી રકત સ્ત્રાવ યા લોહી વહેતું અટકાવવું, નહી તો માની સ્થીતી ઘણી ગંભીર બને: તથા ત્રણ, યોની રસ્તે, બહારની જંતુવાલી અસ્વચ્છ હવા ગર્ભસ્થાનમાં દાખલ થતી અટકાવવી. આ ત્રણે નેમો બર લાવવા, બાળક જનમતાંનેવાર માંને ડાબી બાજુએથી ફેરવી ચતી સુવાડવી, ને પછી ડાકટર અથવા નર્સે માનાં પેટપર પોતાની હથેલી એવી રીતે મુકવી કે નાની આંગળીવાલો યા અન્દરની બાજુનો ભાગ, બરોબર ગર્ભસ્થાનની બેટક યા ફન્ડસપર યોગ્ય ભાર મુકી શકે. જેમ કીધાથી, ગર્ભસ્થાનને હાથમાં પકડી દાબી શકાય, તે એવી રીતે, દબાયાથી, ઓરને બહાર ખસેડવામાં આવે, તેમ વળી ગર્ભસ્થાન સંકોચાવાથી તેમાં રકત સ્ત્રાવ યા લોહી વહેતું અટકે. આ પ્રમાણે, ઓર ગર્ભસ્થાન છોડી યોનીમાં ઉતરે છે. એ પછી ડાકટર ગર્ભસ્થાન પર ભાર મુકી તેને બેટકનાં હાડકાં તરફ દાબે છે, જેથી ઓરપર પણ ભાર પડે છે, ને ઓર યોનીમાંથી બહાર નીકળે છે. એ વખતે નર્સે ઓર હાથમાં લઇ, બહુ સંભાળથી ખેંચવો કે જેથી કરી તેનું અન્તરપડ ગર્ભસ્થાનનાં અન્તરપડથી આખું ને આખું છુટું પડે. એટલું યાદ રાખવું કે, જો ઓરનું અન્તરપડ આખું ન નીકળે, ને નાના યા મોટા કટકા ગર્ભસ્થાનમાં ચીટકી રહે, તો માને ઘણી વેદના પાછળથી ખમવી પડે છે. એવા કટકાને લીધે, અત્યંત રકત સ્ત્રાવ, જે મહીનાઓ સુધી ચાલુ રહે છે, યા ગર્ભસ્થાન.૪૦ નો સોજો, ને બીજી બીમારીઓનો મા ભોગ બને છે. તેથી જેવો ઓર બહાર નીકળે, કે તુરત તેનાં અન્તરપડ આખાં છે કે

નહી, તે ડાકટરે યા નર્સે તપાસવાં જોઇયે, ને જો નાના યા મોટા કટકા ગર્ભસ્થાનમાં રહેલા માલમ પડે, તો તેને બહાર કાઢવાનાં વાજબી ઉપાય તુરત લેવા જોઇયે.

## સુવાવડ પુરી થયા પછી શું કરવું જોઇયે.

ઓર બહાર નીકળાયા પછી, માના શરીરપર જો કોઈ ઉંડલું હોય તે સર્વ સાફ કરી નાખી, માના બહારના ગુપ્ત ભાગોપર સેનીટરી ટાવેલ બાંધી, તેણીનાં પેટપર એક ટાઇટ એબડામીનલ બાઇન્ડર યા પેટનો પાટો બાંધી લેવો. તે પછી ડાકટરે પોતાનો હાથ જે અત્યાર સુધી માના પેટ પર દબાણ રાખતો તે ખસેડી લેવો; કારણકે પાટો બાંધ્યાથી ગર્ભસ્થાન પર જોઇતો ભાર ટકે છે. આ પછી કલાક એક સુધી, ડાકટર યા નર્સે પેટ પર થોડે થોડે વખત હાથ મુકી, ગર્ભસ્થાન સંકોચાઇ રહયું છે કે કેમ તે તપાસવું. કારણ કે જો સંકોચાઇ ન રહયું હોય તો, તે થોડા વખતમાં લોહીનાં વહેવા, ભરાવા ને ગંઠાવાથી પાછું ફુલે છે, ને તેથી માની નાડી ઘણી ઝડપી બને છે, ને તેણીની જીંદગી જોખમમાં આવે છે, તેથી તેનો યોગ્ય ઇલાજ તુરત લેવો જોઇયે. આ પછી માને આરામ ખાતર સુઇ રહેવા દેવી.

સામાન્ય રીતે, સુવાવડનો ત્રીજો તબકકો પુરો થયા પછી, ગર્ભસ્થાનને સંકોચાવી લોહી વહેતું અટકાવવા ખાતર, અરગટ નામની દવાનું માકસચર માને દર ત્રણ કલાકે પીવાડવામાં આવે છે. યા તો, જો લોહી યા રકત સ્રાવ જાસ્તી હોય છે તો પીચકારીના સોયા વડે ચામડીની નીચે અરગટ ઇન્જેકટ કરવામાં આવે છે.

# પ્રકરણ ૧૫ મું.

---:o---

## સુવાવડનાં ત્રણે તબકકાની માવજત માટે ડાકટર યા શીખેલી નર્સની ફરજોનું સરવાયું.

આપણે ઉપર જોયું છે કે, સામાન્ય કુદરતી સુવાવડના ત્રણે તબકકામાં ડાકટર અથવા શીખેલી નર્સે શું કરજો બજાવવાની છે. હવે તેનો ટુંક સાર નીચે પ્રમાણે છેઃ—

### સુવાવડના પહેલા તબકકાની માવજત. (પાનાં ૧૧૫-૧૧૭).

(એક) સુવાવડના પહેલા તબકકામાં (એ) સુવાવડીનું જોર ટકાવી રાખવા માટે થોડા થોડા વખતને આંતરે હલકો ખોરાક આપવો (બી) કુદરતને કુદરતી રીતે મદદ કરવા સારૂ, સુવાવડીને હરતી ફરતી રાખવી જોઇયે, અથવા ખુરસીપર બેસાડવી જોઇયે. વળી જો રોગીના પેટની આગલી દીવાલના સ્નાયુઓ ઢીલાં હોય, તો તેને ટેકો આપવા માટે, પેટનો પાટો બાંધવો જોઇયે. બાળકનાં માંથાંને પીડુમાં ઉતરતાં, પીશાબથી ભરેલા ફુકકા અથવા ઝાડાથી ભરેલા સફરાને લીધે અડચણ થતી હોય, ને જો પોતાની મળે પીશાબ ન થતી હોય, તો કેથીટરનીટયુબ યા પીશાબ બહાર કાહડવાની નળી, ડાકટર યા નર્સે પાસ કરવી. તથા ઝાડા માટે જુલાબ આપવો. ને તે પછી થોડે વખતે, સાબુના પાણીની પીચકારી આપવી. આ તબકકામાં સુવાવડીને ખાસ સલાહ આપવી જોઇએ કે, ફોકટમાં કરાંઝવું નહી ને પોતાનું જોર ગુમાવવું નહી. ત્રીજો ને છેલ્લો (સી) નીયમ એ છે કે ડાકટરે અથવા નર્સે ખોટી પરપચ ન કરવી. દાખલા તરીકે, યોની માર્ગે તપાસ ન કરવી, કારણકે પેટપર હાથ મુકવાથી જરૂર જોગી તપાસ થઇ શકે છે. હાથ અથવા ઓજાર વડે કમળાના ફુલના મ્હોંને ખોલવું ન જોઇએ, તેજ પ્રમાણે બાળકનાં માથાંને ખેંચવાનો ચાપ્યો ન લગાડવો જોઇએ, ને વીના કારણે યોનીને દુઃશ ન આપવો જોઇયે.

### સુવાવડના બીજા તબકકાની માવજત. ( પાનાં ૧૧૭-૧૨૦ ).

(એ) બીજો તબકકો. આ તબકકાની માવજત માટે મુખ્ય કરીને સુવાવડીને બીછાનાપર એક બાજુએ સુવાની સલાહ આપવી. તથા કરાંઝ-

પાણી વખતે જોર કરવા સારૂ બીછાનાને છેડે ટુવાલ બાંધી, તેણીને બીછાનાના કટેરા સામે જોર કરવા સમજાવવું.

જેવું બાળકનું માથું યોનીની બહાર નીકળતું દેખાય, ત્યારે તે આસ્તે આસ્તે નીકળે, તેની સંભાળ લેવી. તથા માથાંનો સઘળી નાનો મધ્ય રેસાવાલો ભાગ, પેરીનીયમને ફાટતું બચાવવા ખાતર, એની સામે આવે તેની સંભાળ લેવી. એટલા માટે સુવાવડીને ડાબી બાજુપર સુવાની સલાહ આપવી. એ ઉપરાંત પેરીનીયમ ફાટતું બચાવવા ખાતર, જે બે રૂઢીઓ,––એક સીધી ને બીજી આડકત્રી–માંની એક રૂઢી, આગળ બ્યાન આપ્યું છે, તે પ્રમાણે ઉપયોગમાં લવી. (પાનું ૧૧૮).

માથું બહાર નીકળયા પછી, તુરતજ ઓર ટુંકો છે કે નહી, તથા બાળકના ગળાંની આસપાસ વીંટળાયલો છે કે નહી, તેની ચોકકસ તપાસ કરવી, તથા યોગ્ય ઉપાય તુરત લેવાં.

એ પછી બાળક ચીચયારી મારે છે કે નહી તેપર ધ્યાન રાખવું. ને શરીરપર થંડું પાણી નાખીને અથવા તો એક બે લપડાક ખેંચી કહાડયાથી તે ચીચયારી મારે છે, જે પછી બરોબર શ્વાસ લે છે.

છેલ્લે ઓરને બે સ્વચ્છ દોરાથી બાંધી, આગળ વર્ણવ્યા પ્રમાણે કાપવો જોઇએ, ને બાળક ને માથી છુટું પાડી દુર મુકવું જોઇએ.

## સુવાવડના ત્રીજા તબકકાની માવજત. ( પાનાં ૧૨૧–૨ ).

(ત્રણ) સુવાવડના ત્રીજા તબકકાની માવજત તરીકે, માનાં પેટપર ડાકટરે હાથ મુકી, ગર્ભસ્થાન હથેલીની અન્દરની બાજુએ દબાવી રાખવો જોઇએ. જયારે ઓર ગર્ભસ્થાનના અંન્તરપડથી છુટો પડી, યોનીમાં ઉતરે, ત્યારે તેને સંભાળથી બહાર કહાડવો જોઇએ, ને એના પડો આખાં છે કે નહી તે તપાસવાં જોઇયે.

આ પ્રમાણે સુવાવડનો ત્રીજો તબકકો ખલાસ થાય છે. એ પછી માના શરીરપર જો લોહી પડયું હોય તો તે સાફ કરવું તથા બહારના છુપા ભાગોપર સેનીટરી ટુવાલ બાંધવો, તથા પેટપર ટાઇટ પેટનો પાટો બાંધવો. આ સઘળું ખલાસ થયા પછી એકુ કલાક સુધી ડાકટર અથવા નર્સે ગર્ભસ્થાન સંકોચાયલું રહે છે, યા તો લોહીથી પુગાય છે, તેની ખાતરીભરી તપાસ કરવા માટે, પેટના નીચલા

ભાગ ઉપર થોડે થોડે વખતે હાથ મુકી, સંભાળથી તપાસ કરવી જોઇયે. ત્યાર પછી થાકેલી સુવાવડીને શાંત રીતે સુવા દેવી જોઇએ. તેના સગાં વહાલાંઓ તથા સહીઓ આવીને તેને કંટાળો ન આપે, તેને માટે નર્સને સખત હુકમ આપવો જોઇએ.

## આ દેશમાં વહેમ ને અજ્ઞાનનું પરીણામ—રોજીંદા ૫૦૦) સુવાવડીનાં મરણો.

સામાન્ય સુવાવડની માવજતના આ સારપર ખાસ ધ્યાન ખેંચવાનું કારણ આ છે કે, આ દેશના અજ્ઞાન અભણ વહેમી લોકોમાં, સુવાવડ વીશે હજાર જાતના ખોટા વીચારો ને વહેમો હરતી ધરાવે છે. એ ઉપરાંત, અભણ લોકો પોતાનાજ જેવી અભણ દાયણને સુવાવડ માટે રોકે છે. એવા અજ્ઞાન ને વહેમના માહાસાગરમાં ડુબેલા બેવકુફ લોકો, આપણે આગળ જોયું તે પ્રમાણે, રોજીંદા સુવાવડીઓનાં ૫૦૦) ખુન કરે છે. અજ્ઞાનને લીધે થતાં એવા ખુનોનો બનતો અટકાવ કરવા સારૂ, આ અભણ દેશમાં સુવાવડને લગતું જ્ઞાન ફેલાવાની જરૂર વીચારી, આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

## વહેમી અજ્ઞાન દાયણો—સુવાવડી તથા બાળકની સીતમગાર ખુનીઓ—તેઓની ૧-૫) ઘેલી રૂઢીઓ.

અજ્ઞાન દાયણ, પોતાની હુશયારી ને સડેલો અનુભવ દેખાડવા ખાતર, સુવાવડીને મદદ કરવાને બદલે હેરાન કરે છે, તથા તેની અને બાળકની જીંદગી જોખમમાં લાવે છે. દાખલા તરીકે ૧) સુવાવડીનું પેટ અખાડો હોય તેમ, તેપર ઘેલ માણસની માફક વીના કારણનું જોર કરે છે. એવા વીચારથી કે, તેમ કરી, બાળકને જલદીથી નીચે ઉતારી શકાય. આપણે આગળ જોયું તે પ્રમાણે, એમ ન કરવું જોઇએ.

## અસ્વછતા ને ઝહેરી જંતુઓ માંના છુપા ભાગોમાં દાખલ થવાથી ઉપજતો એ ભાગોનો સોજો, ઝહેરી તાવ ૬૦

(૨) અજ્ઞાન દાયણ પોતાના અસ્વચ્છ હાથ, અસ્વચ્છ તેલ અથવા બીજા પ્રવાહીમાં બોળી, સુવાવડીના છુપા ભાગ તથા યોનીમાં દાખલ કરે

છે. એવા વીચારથી કે એમ કીધાથી, એ ભાગો પોચા ને મોટા થઇ શકે: તથા એવીજ રીતે, પોતાના અસ્વચ્છ આંગળાં કમળીના ફુલને ખુલ્લું કરવા તેમાં દાખલ કરવાની તજવીજ કરે છે. આમ કીધાથી, ઘેલી અજ્ઞાન દાયણો સુવાવડીની જીંદગી જોખમમાં આણે છે: કારણકે અસ્વચ્છ હાથ સુવાવડીના સ્વચ્છ ભાગોમાં ઘાલવાથી, અસ્વચ્છતાઇના ઝહેરી જંતુઓ સુવાવડીના ભાગોમાં દાખલ થાય છે, ને તે ભાગોને સાજો ઉપજાવે છે. તથા જો એ ભાગોની કાળી શીરાઓને રસ્તે લોહીમાં દાખલ થાય છે, તો લોહીને રસ્તે આખાં શરીરમાં જંતુઓ ફેલાય છે, ને તેથી કરી માને સુવારોગ અથવા સુવાવડની ઝહેરી તાવ થાય છે, કે જેને લીધે સુવાવડીની જીંદગી જોખમમાં આવે છે ને ઘણાંએક મરણો નીપજે છે. જે મરણની સંખ્યા રોજીંદી ૫૦૦) ઉપર થવા જાય છે. આજના સાયન્ટીફીક જમાનામાં એવાં અકાળ મરણો ને ખુનોની ખરી ઉપમા આપવામાં આવે છે, તથા અજ્ઞાન દાયણોને સુવાવડીઓની ખુનીઓ લખવામાં આવે છે.

## સુધરેલા દેશોમાં સુવાવડ તથા બાળકની માવજતનું સર્વ છોકરીઓને અપાતું ફરજયાત શીક્ષણ.

જો એવી અજ્ઞાન દાયણોને રોકવામાં ન આવે, ને ખુદરતને પોતાનું કામ કરવા દેવામાં આવે, તો ઘણીએક કમભાગ્ય સુવાવડીઓના જાન બચી શકે. ત્યારે એટલું યાદ રાખવું કે જો ડાકટર અથવા શીખેલી નર્સ નજીક ન હોય, તો ખુદરતનેજ તેનું કામ કરવા દેવું.

સુધરેલા દેશોમાં તો હરેક છોકરીને નીશાળે જવું પડે છે, તથા નીશાળમાં સુવાવડની માવજત તેમજ બાળકને ઉછેરવાની માવજત ફરજયાત શીખવવામાં આવે છે. એવી રીતે, હરેક સ્ત્રી સુવાવડી બનતાં, કેવી રીતે પોતાની માવજત લેવી તે સમજે છે, ને અજ્ઞાન વહેમી દાયણોને ઘરમાં પગ નથી મુકવા દેતી.

૩) તશીઓ યા ગર્ભજળની કોથળીને વીનાં કારણે, અજાન દાયણ કવખતે ફોડી નાંખી, સુવાવડ મુશકેલ બનાવે છે.

૪) અજ્ઞાન દાયણ, ઓરને પોતાના મેળે નીકળવા દેવાને બદલે નાળને જોરથી ખેંચી કહાડે છે. એવી રીતે ઘણી એક વખત ગર્ભસ્થાનનું અન્તર પડ બહાર ખેંચી કહાડે છે ને ઉલટાવી નાખે છે. એના પરીણામે જો લોહી ધોધમાર વહે છે, તો સુવાવડી મરી જાય છે, ને મરતી નથી, તો ઘણી હેરાન થાય છે.

૫) સુવાવડ પુરી થયા પછી, અજ્ઞાન દાયણ સુવાવડીને ઉભા કરે છે, ને તેના પેટમાં ગોધાની માફક માથું મારે છે, ને તેનાં પરીણામે સુવાવડીને ઘણું નુકસાન થાય છે, ને સહન કરતું પડે છે.

# પ્રકરણ ૧૬ મું.

— —:o:——

## સુવાવડ પુરી થયા પછી માની સ્થીતી.

સુવાવડ પુરી થયા પછી, માના ૧) અન્દર ને બહારના જાતીના ભાગો, જે સુવાવડ દરમ્યાન મોટા થઇ ફુગાયા હોય છે, તે સર્વે પાછા સંકોચાય છે, તથા ૨) રકતસ્ત્રાવ કેટલાક દીવસ ચાલુ રહી અટકે છે. તથા ૩) દુધનું વહેવુંને ધાવણ શરૂ થાય છે.

### ગર્ભસ્થાનનું ઇનવોલ્યુશન ઇ૦.

૧). જાતીના ભાગોનું સંકોચાવું. ખાસ કરી, ગર્ભસ્થાનનાં સંકોચાવા યા ઇનવોલ્યુશન વીષે આપણે ૭૮) મે પાને બોલી ગયા છીયે. એને અસલ માફક સંકોચાઇ નાનું થતાં ૭ અઠવાડીયાં લાગે છે. એજ પ્રમાણે જાતીના ભાગોમાં લોહી કમી થવાથી, તથા એ ભાગોમાં ઇલાસ્ટીક ને માંસવાળાં સ્નાયુ હોવાથી, એ સર્વે સંકોચાઇ નાનાં થાય છે. ૮૫) મે પાને, આપણે જોયું છે કે, ધવડાવતી માતાનાં થાનનો અન્તર પ્રવાહી, લોહીમાં દાખલ થઇ, ગર્ભસ્થાનને સંકોચાવવામાં મદદ કરે છે. સુવાવડીના કમળનાં ફુલનાં મ્હોંપર, સુવાવડ દરમ્યાન એક બાજુએ ચીરો પડે છે, જે ચીરો રૂઝાય, પછી તેનો દાગ હમેષ સુધી રહે છે. એટલાપરથી કોઇ પણ સ્ત્રીને આગળ સુવાવડ થઇ હતી કે નહી તે કમળનું મ્હો તપાસ્યા પરથી ચોકકસ માલમ પડે છે.

### રકતસ્ત્રાવ-અસ્વચ્છ અને બદબોવાલો યા કમી થાય તેનો ભય.

૨) રકતસ્ત્રાવ, સાધારણ રીતે, આઠ દીવસ ચાલુ રહે છે, તથા કુલે અગીયાર ઔંસ જેટલો નીકળે છે. પહેલે લોહી, પછી લોહી ને રસીનું મીશ્ર, ને છેલ્લે ફકત રસી નીકળે છે. છઠ્ઠે દીવસથી લોહી નીકળતું નથી, પણ ફકત રસીજ નીકળે છે. તેથી એનો રંગ પહેલે રાતો, ને પછી પીલો બને છે. રકતસ્ત્રાવ સાથે, ગર્ભસ્થાનનાં અન્તર પડના કટકા, કમળનાં ફુલનો પ્રવાહી ઇ૦ પણ નીકળે છે.

રકતસ્ત્રાવનો વાસ લોહીનાં જેવો સ્વચ્છ હોવો જોઇયે, નહી તો, જો ખરાબ બદબો નીકળતી હોય તો સમજવું કે અન્દરના ભાગોમાં ઝેહેર દાખલ થયું હોવું જોઇયે.

સુવાવડ પછી, જો રક્તસ્ત્રાવ બીલકુલ નહી યા થોડો નીકળે, યા તો એ ત્રણ દીવસમાં અટકી જાય તો, તે ગંભીર બીમારી ઉપજાવે છે, તેથી ડાકટરની સલાહ તુરત લેવી જોઇયે.

## ૩) દુધનું વહેવું તથા ધાવણ.

૩) દુધનું વહેવું તથા ધાવણ.

સુવાવડ પછી, બે દીવસ સુધી જે પ્રવાહી માના થાનમાંથી નીકળે છે, તેને કોલોસ્ત્રમ કહે છે. ત્રીજે દીવસે દુધ વહેવું શરૂ થાય છે. પહેલા સાત દીવસોમાં, નીચલા કોઠા પ્રમાણે થાનમાંથી કોલોસ્ત્રમ ને પછી દુધનાં ઔંસ વહે છે.

દીવસ–૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭.
ઔંસ–૦, ૩½, ૭, ૮½, ૧૩, ૧૫, ૧૭½.

પછી, નવ મહીનાં સુધી સરેરાસ નીચે પ્રમાણે દુધનાં ઔંસ વહે છે.

અઠવાડીયું–૨, ૩, ૪, મહીનો ૨–૪, ૪–૬, ૬–૯.
ઔંસ–૧૩–૧૮, ૧૪–૨૪, ૧૬–૨૬, ૨૦–૩૪, ૨૪-૩૭, ૩૦-૪૦.

## સુવાવડ પછી માની સ્થીતી સુધરે છે કે બગડે છે, તેની તપાસની ૧–૭) નીશાનીઓ.

એ તપાસ માટે નીચલી ૭) નીશાનીઓપર ધ્યાન આપવું.

૧ સાધારણ તનદરોસ્ત હોવો જોઇયે, પણ જો ચહેરો ફીકકો ને પીલાસ મારેલો ને ખેંચાયલો દેખાય તો તે ખરાબ નીશાની સમજવી.

૨) ઉંઘ--સારી હોવી જોઇયે. જો ઉંઘ ઉડી જાય તો ઝહેર શરીરમાં દાખલ થયલું ઇ૦ સમજવું.

૩) તાવ--૧૦૦ ડીગ્રી ઉપર હોય તો ખરાબ નીશાની.

૪) નાડી--જો ૫૦) ની નીચે યા ૧૦૦) ની ઉપર જાય તો ઝહેર શરીરમાં દાખલ થયલું ઇ૦ સમજવું.

૫) ત્રીજે દીવસથી સાફ વહેવું જોઇયે. જો એકદમ વહેતું અટકી જાય તો ઝહેર શરીરમાં દાખલ થયલું ઇ૦ સમજવું.

૬) રક્તસ્ત્રાવ, આગળ જોયું તેમ બરોબર વહેવો જોઇયે. જો વહેતાં એકદમ અટકી જાય તો ઝહેર સરીરમાં દાખલ થયલું ઇ૦ સમજવું.

આગળ જોયું તેમ એનો રંગ બદલાવો જોઇયે—પહેલે રાતો, પછી પીલો. છઠ્ઠા દીવસ પછી જો લોહીનું વહેવું ચાલુ રહયાથી રાતો રંગ પણ ચાલુ રહે તો સમજવું કે ગર્ભસ્થાન બરોબર સંકોચાયું નથી, જેને સબ-ઇનવોલ્યુશન કહે છે. રકતસ્રાવમાં બદબો ન હોવો જોઇયે.

૭) છેલ્લે. (ક) જો માને તાવ જારતી હોય, પણ તેનો ચહેરો તનદરોરસ્ત દેખાય, બરોબર ઉંઘાતી હોય, ને એમ કહે કે પોતાને ઠીક લાગે છે, તો સમજવું કે તેને કાંઇ ભય નથી.

(ખ) જો માને તાવ જાસ્તી હોય, ચહેરો ખેંચાયલો હોય, ઉંઘ બગડ હોય, તથા એમ કહે કે પોતાને ઠીક નથી લાગતું, તો સમજવું કે તેણી ખરેખર ઘણી બીમાર છે.

(ગ) જો માને તાવ જાસ્તી હોય, ચહેરો બહુ ખેચાયલો દેખાય, ઉંઘ બરોબર ન       તોપણ કહે કે પોતાને ઠીક લાગે છે, તો સમજવું કે તેનો અન્ત જલ્દી આવશે.

## સુવાવડ પુરી થયા પછી માની માવજત.

૧) આરામને આસાયશ. સુવાવડ પુરી થયા પછી, થાકને લીધે ઉંઘ આવે છે,    વખતે તેને બીલકુલ શાંત રહેવા દેવી. સાતમા દીવસ સુધી, ને બને તો બારમાં દીવસ સુધી, તેને બીછાનાંમાં સુવાડી રાખવી જોઇયે. જયાં સુધી રકતસ્રાવમાં લોહી નીકળે ત્યાં સુધી તેને ઉઠવા ન દેવી જોઇયે. નહી તો, ગભસ્થાનનું કમી સંકોચાવું--સબઇનવોલ્યુશન, અથવા પાછળ વળી જવું, જેવી બીમારીઓ થાય છે.

૨) ખોરાક--પહેલા બે દીવસ. દુધ, પાંઉ, માખણ, ચાહ, બીસ્કુટી, ઇંડાં ઇ. હલકો ખોરાક આપવો. તે પછી, સાધારણ ખોરાક આપવો.

માંને પચે એટલું દુધ આપવું. જો બાળકને માનું દુધ પુરતું ન મળતું હોય તો માને વધારે દુધ પીવડાવવું, કે જેથા    ર   વહેતું વધશે. ફ્રાંન્સમાં, થોડાં વરસની વાતપર, ઘણીએક માતાઓ, પોતાનું દુધ કમી હોવાને લીધે, પોતાનાં બાળકોને ઉપરનાં દુધપર ઉધારતી હતી, પણ એક વીદવાન ડાકટરે, સરકારી ખર્ચે મોટી ઇસ્પીતાલ ખોલી, ગરીબ માતાઓને પુરતું મુફત દુધ આપી, પોતાનાં બાળકોને ધવાડવાની ફરજ પાડી, ત્યાર પછી સોએ ભાગ્યેજ એક પણ ફ્રેંન્ચ માતા પોતાનાં બાળકને

નથી ધવાડતી. એ પુરવાર કરે છે કે, બાળકને માતાનું દુધ મળે તે ખાતર, માતાને પુરતું દુધ મળવું જોઇયે.

કેટલાક અણસમજુએ એમ ધારે છે કે, દારૂ ઇ૦ વ્યસનોથી દુધ વધે છે, પણ એ તો ખોટો વહેમ છે; કારણકે, દુધ દારૂથી તો ઘટે છે, તેમજ માને બાળક, બન્નેપર ખરાબ અસર કરે છે. તેથી દારૂ જેવું ઝહેર માને ન આપવું જોઇયે.

૩) પીશાબ સુવાવડ પુરી થયા પછી, ૭ કલાકમાં આપમેળે થવો જોઇએ. પણ કેટલાક દાખલાઓમાં સુવાવડીઓથી પીશાબ થઇ નથી શકતી, તેનું કારણ એ કે સુતાં સુતાં પીશાબ કરવાની સાધારણ ટેવ નથી હોતી, તથા સુવાવડ દરમ્યાન પીશાબની નળીની આસપાસ ચીડા ને જખમો પડે છે. જો સુવાવડીથી પીશાબ ન થઇ શકે તો, પીડુપર ગરમ પાણીથી શેક કરવો જોઇએ, ને તેમ પણ ન થાય તો, હાથ ને ગુડણપર ફરી પીશાબ કરવાની કોશેશ કરવી. ચાર દીવસ પછી તેને બીછાનાપરથી પીશાબ કરવા ઉતરવા દેવી જોઇયે. આમ કીધાં છતાંબી જો પીશાબ નજ નીકળે તો, કાચ અથવા ધાતુની પીશાબની નળી (કેથીટર) ડાકટરે પસાર કરી પીશાબ કહાડવી જોઇયે.

૪) ઝાડો સાફ ન થાય તો બીજે દીવસે સાંજે જુલાબ આપવો. ને ને પછી જો રોજ ઝાડો ન થાય તો દર બીજે દીવસે જુલાબ આપવો.

૫) બહારના છુપા ભાગો સ્વચ્છ રાખવા માટે સેનીટરી ટાવેલ અથવા ગાદી બાંધવી, ને બગડે કે બદલી નાંખવી જોઇયે. સુવાવડ પછી પહેલા બે દીવસ ગાદી બે અથવા ત્રણ કલાકે બદલવી, ને તે પછી દર ૬ યા વધુ કલાકે બદલવી.

## સુવાવડ પુરી થયા પછી પહેલાં બે અઠવાડયાંમાં ઉપજતી ત્રણ ગંભીર વેદનાઓ.

સુવાવડ પુરી થયા પછી ત્રણ વેદનાઓ થવાના સંભવ રહે છે. (૧ પોસ્ટ પારટમ હેમરહેજ યા અત્યંત લોહીનું વહેવું. (૨) ઝેરી તાવ ને સુવા રોગ. (૩) સબઇન્વોલ્યુશન યાને ગર્ભસ્થાનનું સંકોચાયા વીના ફુગેલું રહેવું.

## ૧) પોસ્ટ પારટમ હેમરહેજ—અત્યંત લોહીનું વહેવું.

૧) અત્યંત લોહીનું છુપા ભાગમાંથી વહેવું, એટલે કે રકતસ્ત્રાવનું વખત સર અટકવાને બદલે બહુ જોશમાં વહેવું. આવી રીતનું લોહીનું વહેવું સુવાવડ પુરી થયા પછી (ક) જો ૭ કલાકમાં થાય તો તેને પ્રાઇમરી પોસ્ટ પારટમ હેમરહેજ—કહે છે તથા (ખ) જો ૭ કલાક પુરા થયા પછી લોહીનું વહેવું શરૂ થાય તો તેને સેકનડરી પોસ્ટ પારટમ હેમરહેજ કહે છે. એનાં બે સાધારણ કારણ છે. એક) ગર્ભસ્થાનનું ફુગવું. સબ ઇનવોલ્યુશન તથા બે) ઓરનાં કટકાઓનું ગર્ભસ્થાનને ચોટકી રહેવું. આવા લોહીના વહેવાનો ઉપાય એકજ છે કે તુરત ડાકટરને બોલાવી તેની પાસે યોગ્ય લાગે તેવા ઉપાય લેવાડવા, નહીં તો બીચારી સુવાવડીનું લોહી નળના ધોધની માફક વહેવાથી તે કમોતે મરી જશે.

## ૨) સુવા રોગ યા સુવાવડીની તાવ.

૨) સુવા રોગ, યાને સુવાવડ પછી માનાં છુપા ભાગોમાં ઝેર દાખલ થવાથી ઉપજતો ઝેરી તાવ. આપણે આગળ જોયું તે પ્રમાણે અજ્ઞાન અને વહેમી દાઇઓ, જેઓને આપણે ખુનીની ઉપમા આપી છે, તેમજ સુવાવડીની અજ્ઞાન ને વહેમી સહીમીતીઓ, જો પોતાના અસ્વચ્છ હાથની આંગળી અસ્વચ્છ તેલ ઇત્યાદીમાં બોળી, અથવા તો તેલ લગાડયા વગરજ, સુવાવડીના છુપા ભાગોમાં કોઇ પણ કારણસર દાખલ કરે છે, તો એવી રીતે ઝેરી જંતુઓ અન્દર દાખલ થાય છે. તથા ઘણા ગંભીર દાખલાઓમાં, એ ભાગો માંની ફાટેલી લોહાની નળીઓ યા શીરાઓમાં ઝહેરી જંતુઓ દાખલ થઇ લોહાને રસ્તે આખા શરીરમાં ફરે છે, તથા એવી રીતે સુવા રોગની ખરાબ તાપ સુવાવડીને લાગુ પડે છે, જે ઘણાં મરણો નીપજાવે છે. આપણે આગળ વધુ જોયું છે કે, અજ્ઞાન દાઇઓ જે મેલી કડીઓ સુવાવડમાં વાપરે છે, તેને લીધે પણ ઝેરી જંતુઓ છુપા ભાગને રસ્તે શરીરમાં દાખલ થાય છે.

## સુવા રોગનો અટકાવ.

સર્વોતમ અટકાવ તો ઉપર દર્શાવેલાં કારણોથી સમજુઓને માલમ પડશે. એટલે કે, સુવાવડીની જીંદગી જોખમમાં ન આવે તેટલામાટે ડાકટર તથા શીખેલી નર્સને સુવાવડ માટે રોકવાં જોઇએ.

મુંબઇ જેવાં મોટાં શેહેરમાં સુવાવડીઓની હોસ્પીટલો ઘણી છે, તો પણ જોઇએ એટલાં પ્રમાણમાં ન હોવાથી પૈસાવાળાઓની ફરજ છે કે, બીજી સુવાવડની હોસ્પીટલો ખોલવા ખાતર પોતાના પૈસાનો સદ ઉપયોગ કરવો જોઇએ. જો હોસ્પીટલેમાં કોઇ કારણસર લઇ જવાની જોગવાઇ ન મળે, તો ઘરમાં હવા ઉજાસવાલા ઓરડામાં સુવાવડીને રાખવી જોઇએ, તથા ખાનગી ડાકટર ને શીખેલી નર્સ રોકવી જોઇએ.

## સુવા રોગનો ઇલાજ.

સુવા રોગ જેવી ગંભીર બીમારીનો ઇલાજ ફકત ડાકટરજ કરી શકે, કારણકે તે પોતાના અનુભવને લીધે પુરતી તપાસ કરી, જે પણ યોગ્ય ઇલાજ કરવો જોઇએ તે લઇ શકે; તેથી જો સુવાવડીની જીંદગી બચાવવી હોય તો ડાકટરની સંભાળ હેઠળ તેને તુરત મેલવી જોઇએ.

## ૩) ગર્ભસ્થાનનું સબ ઇનવોલ્યુશન યા ન સંકોચાવું તથા ફુગેલું રહેવું.

૩) આપણે આગળ જોયું કે સાધારણ રીતે સુવાવડ પુરી થયા પછી ગર્ભસ્થાન સંકોચાવા માંડે છે. પણ કેટલાક દાખલાઓમાં તે ચોકકસ કારણો સર નથી સંકોચાતું તથા ફુગેલું રહે છે, કે જે અવસ્થાને સબઇનવોલ્યુશન કહે છે. ફુગેલાં ગર્ભસ્થાનની નીશાનીઓ મુખ્ય બે છે. એક) રકતસ્ત્રાવમાં લોહીનું ચાલું વહેવું, એટલે છઠા દહાડા પછી પણ લોહી રોજીંદું વેહેયા કરે છે. બે) નવમા દીવસ પછી, ગર્ભસ્થાનનું ફન્ડસ, વસ્તી પ્રદેશનાં આગલાં જોડાણ યા સીમફીસીસની નીચે ઉતરવાને બદલે ઉપર હોય છે.

એનો ઉપાય—બીછાનાંમાં આસાયશ, યોની માટે ગરમ ડુશ, તથા અરગાટની દવા પીવાડવી, ઇ૦. તથા ડાકટરની સારવાર લેવી.

# પ્રકરણ ૧૭ મું.

—o—

## બાળકની માવજત—ખોરાક-૪.

## જનમ પછી બાળકની સ્થીતી—

### ૧) નાળીયાનું ખરવું.

૧) બાળકની ડુંટીપર જે નાળીયાનો કટકો (કાપીયા પછીનો) રહે છે તે સુકાવા માંડે છે ને ત્રણ છ દીવસમાં ખરી જાય છે. એની વાજબી માવજત માટે, બે ચીજની જરૂર છે. એને સુકો તથા સ્વચ્છ રાખવો જોઇયે, એટલા માટે બોરીક પાવડર ઇત્યાદી એનીપર છાંટી, સોજા કપડાંના કટકામાં વચ્ચે કાણું પાડી નાળીઓ ઉતારવો જોઇએ, ને એની ઉપર પેટનો પાટો બાંધી લેવો જોઇએ.

### ૨) બાળકનું વજન.

૨) બાળકનું વજન જનમ વખતે સાધારણ રીતે (૭) પાઉન્ડ હોય છે. એ પછી પહેલા ત્રણ દીવસમા અડધો પાઉંન્ડ ઘટે છે. તથા જયારે નાળીઓ સુકાઇ ખરી જાય છે, ત્યારે વજન પાછું વધવા માંડે છે. તથા આઠમે દીવસે તો અડધો પાઉંન્ડ વધે છે, એટલે કે પાછો (૭) પાઉન્ડનોજ વજન થાય છે ત્યાર પછી વજનમાં વધારો ચાલુ રહેવો જોઇએ. દાખલા તરીકે, દર મહીને નીચે પ્રમાણે વજનમાં વધારો થાય છે, તથા ચોથે મહીને વજન બેવડું થાય છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| મહીનો.................... | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| વજનમાં વધારો (–પૌંડ) | ૨ ૧/૪ | ૨ | ૧ ૩/૪ | ૧ ૧/૨ | ૧ ૧/૪ | ૧ |
| મહીનો ................ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| વજનમાં વધારો (–પૌંડ) | ૩/૪ | ૨/૩ | ૨/૩ | ૧/૨ | ૧/૨ | ૧/૩. |

### ૩) માનું દુધ—બાળકનો સર્વોતમ ખોરાક.

બાળકનો સર્વોતમ ખોરાક, માનું દુધ છે, ને તે સીવાય બીજું કાંઇ નથી. તેથી હરી સૌએ નવાંણું ટકા માતાઓ, જો પ્રયત્ન કરે તો પોતાના

બાળકોને ધવાડી શકે. એટલા માટે, જો પોતનું દુધ જોઇયે એટલા જથામાં ન આવતું હોય તો, માએ રોજ એક, બે યા વધુ શેર દુધ પીવું જોઇયે; જેમ કીધાથી પોતાનું દુધ વધે છે. દુધ સીવાય, કપાસીયાંનાં બામાંથી બનાવેલા ચોકકસ પદાર્થો લીધાથી પણ, માનું દુધ વધે છે. ફ્રેન્ચ લોકોમાં એવી કહેણી છે કે, "બાળકને પુરતું દુધ આપવા, તેના માંને પુરતું દુધ આપો" એ છતાં પણ જો માનું દુધ થોડું નીકળે, ને બાળકનું વજન ન વધે તો, બાળકને માંનાં દુધ ઉપરાંત, નાચે જણા વેલી રહીએ તૈયાર કીધેલું ગાયનું દુધ, વારાફરતી માના દુધ ઉપરાંત આપવું. કાંઇ નહી તો પહેલો મહીનો પુરો થાય ત્યાં સુધી, માએ બાળકને પોતાનાંજ દુધપર ઉછેરવું, કારણકે તે વખતે તેને ગાયનું દુધ પચી શકતું નથી.

બાળકને નીયમીત વખતે, દીવસમાં, દર બે કલાકે, ને રાતે એક વખત, બાર ને છ વાગાની વચ્ચે, માએ ધાવણ આપવું. દર ધાવણ આશરે પા કલાક આપવું. ત્રીજે મહીને, દર ત્રણ કલાકે, ને છઠ્ઠે મહીને, દીવસમાં પાંચ વખત, ધાવણ આપવું.

## દુધ ધવાડવાનું બંધ કરવાનો વખત–નવમો મહીનો.

સાધારણ રીતે, નવમે મહીને પછી ધાવણ બંધ કરવું. બનતાં સુધી ગરમીની મોસમમાં ધાવણ બંધ ન કરવું પણ જો દુધ ઘણું નીકળતું હોય, ને બાળક તનદુરસ્તને વજનમાં વધતું હોય તો, એક બે મહીના જાસ્તી ચાલુ રાખવું ને ધીમે ધીમે છોડવવું. સ્ત્રીઓમાં **ખોટો વહેમ છે કે ધાવણ લાંબો વખત ચાલુ રાખ્યાથી, માને હમેલ નથી રહી શકતો.** એમાં કાંઇ પણ વજુદ નથી. ફોકટમાં માતા નબળી પડી જાય છે. ને ખઇ જેવા બુરા રોગ એવીઓપર જલદી ગલ્મો કરે છે.

## બાળકને માનું દુધ શા કારણોસર નહી આપવું.

બાળકનો સર્વોતમ ખોરાક માનું દુધ છે, તેટલાસારૂ જો માને કોઇ પણ જાતની ઘણીજ ગંભીર બીમારી ન હોય ત્યાં સુધી માએ પોતેજ બાળકને ધવાડવું જોઇએ. **માએ પોતાનાં ભલાં માટે બાળકને ન ધવાડવું જોઇએ.** જો તેણીની સામાન્ય સ્થીતી ઘણી નબળી હોય, દાખલા તરીકે જો રકતસ્રાવ ને લોહી ઘણા છુટવાથી, અથવા તો ખરી. ઇ૦ બીમારીથી, અથવા બીજા કોઇ એવાજ શરીરને ગાળી નાખનારાં દરદથી તે બીમાર હોય.

એ ઉપરાંત. **બાળકનાં ભલાં ખાતર તેને નીચલા સંજોગો વચ્ચે ધવાડવું ન જોઈએ.** દાખલા તરીકે, માને ગરમીનો રોગ યા ખહીનો રોગ હોય, તો તે રોગ બાળકમાં ફેલાવાનો ભય રહે છે. જો માના થાન સુજેલાં હોય, અથવા તો દીતી નાની ને અન્દર બેસેલી હોય, અથવા માનું દુધ બાળકને ન પચે, એ સંજોગો હેઠળ માએ પોતાનાં બાળકને નહી ધવાડવું જોઇયે.

## તનદુરસ્ત ધવાડનારીની લાયકાતો.

એવા સંજોગો વચ્ચે જે તનદરોસ્ત, ખાતરીવાલી પુરતાં દુધવાલી, સારી ચાલચલણવાલી, વીસથી ત્રીસની ઉમ્મર વચ્ચેની, ધવાડનારી, કે જેણીના બાળકની ઉમ્મર માના બાળક જેટલી હોય, તેવાને રોકવી.

## ગાયનું દુધ આપવામાં લેવી જોઈતી સંભાળ.

પણ જો એવી ધવાડનારી ન મળી શકે તો, બાળકને બાટલી વડે ઉપરના દુધપર ઉછેરવું. એવી રીતે ઉછેરવા માટે ત્રણ ચીજપર ધ્યાન રાખવું. (૧) નીયમીત વખતસર દુધ આપવું. દાખલા તરીકે, પહેલા મહીનામાં દીવસે દર બે કલાકે, ને રાતે દર ચાર કલાકે દુધ આપવું. બીજા મહીનાને છેડે, દીવસે દર અઢી કલાકે, અને ત્રીજા મહીનાને છેડે, દીવસે દર ત્રણ કલાકે. એવી રીતે વખતનો ખાંચો વધાર્યા કરવો જોઇએ.

૨) દુધની બાટલી તથા રબરની બોટણી બીલકુલ સ્વચ્છ રાખવી જોઇયે. નહી તો અસ્વચ્છતાને લીધે ઝહેરી જંતુઓ દુધમાં દાખલ થાય છે ને બાળકને અજીરણ, અતેસાર, બીમારીઓ લાગુ પડે છે.

૩) બાળકને માટે જો માનું દુધ ન મળે તો, ગાયનું દુધ ચોકકસ ચાજેના ઉમેરા સહીત તેની જગા લઇ શકે છે. એટલા સારૂ ગાયના દુધને માના દુધ જેવું બનાવવા ઘણી સંભાળને મહેતન લેવી પડે છે. આ વીશે ડાકટર યા શીખેલી નર્સની સલાહ લેવી. જેમ ગાયનું શારીરીક બંધારણ તથા તેનું દુધ, ખુદરતી રીતે, સ્ત્રીનાં શારીરીક બંધારણ તથા દુધથી જુદાં છે, તેમ વાછરડાંને માટે જે ખુદરતી ખોરાક ગાયનું દુધ પુરો પડે છે, તેમ તે બાળકને માટે પુરો નહી પાડી શકે, એ તો સર્વ સમજુઓ જોઇ શકશે.

# ગાયનું દુધ. માંના દુધ જેવું, બનાવવાની, બે (ક-ખ) સાદી રૂઢીઓ.

ગાયનું દુધ, માંના દુધ જેવું, બનાવવા, સારૂં ઘણીએક રૂઢીઓ સુચવવામાં આવે છે પણ એક સાધારણ સમજુ માએ નીચે પ્રમાણે બે સાદી રૂઢીઓમાંથી એક વાપરવી જોઇએ.

**(ક) પહેલી રૂઢી.** મા ઘણી ગરીબ હોય, ને દુધમાં મલાહી ઇ૦ પુષ્ટીકારક તત્વો ન ઉમેરી શકે, તેણેજ આ રૂઢી વાપરવી. ઉકાળીને ઠંડા પાડેલા દુધનાં એક ભાગમાં, ઉકાળીને ઠંડા પાડેલાં સ્વચ્છ પાણીના બે ભાગ ઉમેરવા, તથા મીઠાસ માટેથોડી ખાંડ ઉમેરવી. દુધ તથા પાણી ઉકાળવાનું મુખ્ય કારણ એ કે, બન્નેમાં ઝહેરી જંતુઓ આવે છે, તેનો નાશ કરવો જોઇયે, નહી તો બાળકને અજીરણ, અતીસાર, ઇ., તેમજ ઝહેરી તાવની બીમારીઓ લાગુ પડે છે.

**(ખ) બીજી રૂઢી.** આ રૂઢીમાં પણ દુધ તેમજ પાણી ઉકાળયા પછી વાપરવાં.

ગાયનું દુધ —૧ મોટો ચમચો=$\frac{1}{2}$ ઔંસ
પાણી —૧———————=$\frac{1}{2}$ ——
મલાહી (ક્રીમ)—૧ નાની ચાહની ચમચી=૧ ડ્રામ
ખાંડ (દુધની)—૧——————— =૧ ——
પાપડીઓ ખાર—૧ ચમટી—

આ રૂઢીમાં ઉકાળેલાં પાણીને બદલે યા ઉપરાંત, ૧) લાઇમ વૉટર=ચુનાનું પાણી, દુધ જલદી પચાવવા ઉમેરવામાં આવે છે, તથા બીજા દાખલાઓમાં, ૨) બારલી વૉટર=જવનું પાણી, એજ કારણસર ઉમેરવામાં આવે છે.

બાળકને ગાયનું દુધ-ઉપલી રૂઢી પ્રમાણે તૈયાર કરી—નીયમીત રીતે આપવાનો કોઠો.

| ઉમ્મર | દર વખતે કેટલું આપવું | આખા દીવસમાં કેટલું | કેટલી વખત | કેટલા કલાકને આંતરે આપવું. |
|---|---|---|---|---|
| પહેલું અઠવાડીયું— | ૧ $\frac{1}{2}$ ઔંસ | ૧૫ ઔંસ | ૧૦ | ૨ |
| બીજા અઠવાડીયાં થી બીજો મહીનો — | ૨ ——— | ૨૦ ——— | ૧૦ | ૨ |
| ત્રીજો મહીનો | ૩-૪ ——— | ૨૪-૩૨——— | ૮ | ૨$\frac{1}{2}$ |
| ચોથાથી નવમે મહીને— | ૬-૮ ——— | ૩૬-૪૮——— | ૬ | ૩ |

આ કોઠા પ્રમાણે ચાલવાથી, ઘણુંએક બાળકો કમોતમાંથી બચાવી શકાય. એ કોઠાથી કમી યા જાસ્તી દુધ ૯૦ વાપરવાથી, બાળદરદો, અજીરણુ, અંતસાર, ૪૦ ઉપજે છે, જેનાં પરાણામે પણ, કમોતો નીપજે છે.

## બાળક માટે ઝહેરી પેટન્ટ દુધ યા ખોરાક વાપરવાથી. બાળ-દરદ ને મરણુ પ્રમાણુમાં મોટો વધારો.

આ દેશની કેટલીક વરણુની સ્ત્રીઓમાં એવો ખોટો વહેમ જડ ઘાલી બેઠો છે કે, વીલાયતી પેટન્ટ દુધ યા ખોરાકપર બાળકને ઉચારી શકાય છે, તેથી પોતે ધાવણુના જંજાળમા નહી પડવું. સુધરેલા દેશોમાં તો એવા પેટન્ટ ખોરાકને બેબી કીલર યા બાળ ખુનીઓ તરીકે ગણે છે. દાખલા તરીક, વીલાયતનાં સતાવાર આંકડા પ્રમાણે, દર ૧૦૦) એ ૭૫) બાળકોનાં મરણનું કારણુ બાળકોનો ઝહેરી પેટન્ટ દુધ યા ખોરાક છે; એટલે કે જો માતાઓ પોતાનાં બાળકોને ધવાડે તો, દર ૧૦૦) એ ૭૫) બાળ મરણુ નીપજતાં અટકે.

આ દેશનાં ડાકટરોનો અનુભવ વીલાયતનાં અનુભવને મળતો આવે છે, યાને આ દેશની કેટલીક વરણુમાં બાળ મરણુ પ્રમાણનુ એક મુખ્ય કારણુ, બાળકોને નહી પચે તેવો તથા ન છાજતો ઝહેરી પેટન્ટ ખોરાક તથા અસ્વચ્છ ગાયનું દુધ છે.

બાળ મરણુ ઉપરાંત, એજ કારણુસર, બાળ દરદ પ્રમાણુ પણુ બહુ મોટું આવે છે. તથા એવા ખોરાકપર ઉછેરલાં જે બાળકો જીવે છે, તેઓના જીવનશકતી ઘણી નબળી હોય છે ને મોટાં થતાં, દરદ ૪૦ નાં હુમલા સામે ટકી શકતાં નથી.

આટલાપરથી, સમજુઓની ખાત્રી થવી જોઇયે કે, જો બાળકને જીવાડવું હોય તો માતાએ પોતેજ ધવાડવી ઉછેરવુ જોઇયે. નહીં તો, તે પોતાના બાળકની ખુની લેખાય. બાળ દરદ ને મરણુ પ્રમાણનું મુખ્ય કારણુ, માતાઓનું અજ્ઞાન, વહેમ, બાળકને નહી ધવડાવાનું, ૯૦ હોય છે; તેટલા સારૂં, આ દેશની નીશાળે જતી દરેક છોકરીને, સુધરેલા દેશો માફક, સુવાવડ તથા બાળકની માવજતનું જ્ઞાન ફરજીયાત આપવું જોઇએ છે.

## ૪) બાળકની સામાન્ય માવજત.

બાળકના કપડાં આ દેશમાં તો, સુતરાઉ હોવાં જોઇએ. ઠંડી યા વરસાદના શરદીને માટે, સુતરાઉની ઉપર ગરમ ફ્લૅનલનાં કપડાં રાખવાં જોઇયે, ફ્લેનલ ચામડીને બગાડે છે, ને કીડ ઉત્પન્ન કરે છે, તથા બાળકને તેથી ખરાબ સ્વભાવનું ને રડતું બનાવે છે, તેથી સુતરાઉની ઉપર જરૂર પડવે ગરમ કપડાં પહેરાવવા.

બાળકને રોજીંદુ, નવડાવવું જોઇયે.

સુવાના ઓરડાની બારીઓ, હવા સ્વચ્છ રાખવા માટે, આખો દીવસ ખુલ્લી રાખવી જોઇએ. તથા બાળકને બનતાં સુધી ખુલ્લી હવામાં રહેવા દેવું જોઇએ. બાળક આખો વખત રડોયા કરતું હોય, તથા વજનમાં વધતું ન હોય ને કોઇ પણ રીતે બીમાર હોય, તો ડાક્ટરની સલાહ લેવી. એવી સલાહ નહી લેવાથી, આ દેશમાં બાળદરદ તથા બાળ મરણ પ્રમાણ ઘણુંજ ભયંકર આવે છે કે જેનો અટકાવ તરતની સલાહ લેવાથી થઇ શકે.

# પ્રકરણ ૧૮ મું.

——:o;——

## બીનજરૂરી ઘણી સુવાવડો અટકાવવાનાં ૧-૩) મુખ્ય કારણો તથા ૧-૭) ઇલાજો.

આપણે આગલા પ્રકરણમાં, સુવાવડીની તેમજ સુવાવડની માવજત, કેવી રીતે લેવી તે જોયું છે. હવે એક અગત્યનો સવાલ હાથ ધરીશું. તે એ કે કોઇ પણ પરણેલી સ્ત્રીએ પોતાની તનદરૂસ્તી જાળવવા ખાતર, તેમજ બાળક પુરતું તન ને મન દરૂસ્ત અવતરવા ખાતર, પોતાની આખી જીંદગીમાં કેટલે વર્ષે સુવાવડની વેદનાને આધીન થવું જોઇયે ? ટુંકમાં, એ સવાલ એટલોજ છે કે, કેટલા વખતના અન્તરે પરણેલી સ્ત્રીએ બાળકો અવતરવાં જોઇએ.

## સ્ત્રીની સુવાવડની ઉમર-૧૮) થી ૪૧)-દરમીયાન, ૩) થી ૫) છોકરાં અવતરવાં તે કુટુંબ માટે પુરતાં લેખાય.

આપણે આગળ જોયું તે પ્રમાણે, આ દેશમાં પંદર વર્ષની અન્દર કોઇપણ છોકરી સ્ત્રીને બોજો ન બેડી શકે, એવો ખુદરતનો કાયદો છે. તથા અઢારમાં વર્ષ પછીજ તનદરોસ્ત બચ્ચાં અવતરવાને તે લાયક બને છે. ત્યારે જો આપણે તનદરૂસ્ત સુવાવડ માટેની એક સ્ત્રીની જીંદગી ૧૮) થી ૪૧) ની ગણીએ, એટલે કુલ્લે તેવીસ વર્ષની ગણીએ, તથા દરેક સુવાવડ વચ્ચેનો અન્તર કમમાં કમ બે વર્ષનો ગણીએ, તો ઘણાંમાં ઘણાં નવથી દશ બાળકને એક સ્ત્રી જન્મ આપી શકે.

પણ એટલું યાદ રાખવું કે, હરેક સ્ત્રી કાંઇ એવી ફળદરૂપ આવતી નથી; તેથી સામાન્ય રીતે બાળકોની સંખ્યા દશ કરતાં તો નાનીજ રહે છે. અપવાદ તરીકે, કેટલીક સ્ત્રીઓની ફળદરૂપતા એવી હોય છે કે, દર વર્ષે નવાં કેલન્ડરની માફક, બાળકને જન્મ આપે છે. ને જો એવી વારસીક સુવાવડથી તેની દેહ કચડાઇ જાય છે, તો ઘણીએક કમોતે મરી જાય છે.

માંની તનદરૂસ્તી જળવાય ને બીનજરૂરી સુવાવડની વેદનામાંથી બચાવી શકાય, તેટલા માટે એક નીયમ તરીકે ૩) થી ૫) છોકરાં કોઈ પણ કુટુંબ માટે પુરતાં લેખવાં જોઇયે.

## બીનજરૂરી ઘણી સુવાવડો અટકાવવાનાં ૧-૩) મુખ્ય કારણો તથા ૧-૭) મુખ્ય ઇલાજો.

જો આપણે એમ કબુલ કરીએ કે બીનજરૂરી ઘણી સુવાવડો અટકાવવી જોઇયે, કારણકે એ એક જાતનું માતાપર ઘાતકીપણું લેખાય, તેમજ બાળકોપર પણ ઘાતકીપણું લેખાય, ત્યારે, સુવાવડ અટકાવવા માટે મુસ્તકીમ મુખ્ય કારણો, તેમજ એ અટકાવવાના ઇલાજોની તપાસ હવે લેવી જોઇયે.

## ઘણી સુવાવડ અટકાવવાનાં ૧-૩) મુખ્ય કારણો—

### ૧) માણસ જાતનાં ભલાં ખાતર.

૧) માણસજાતનાં ભલાં ખાતર—માણસની વસ્તી તથા ખોરાકનાં જથ્થાનું પ્રમાણ સમતોલ રહેવું જોઇયે. આ દેશની ૩૦) કરોડની વસ્તી ખોરાકનાં પ્રમાણ તરફ જોતાં, અણહદ મોટી લેખાય.

ગરીબ કુટુંબનો પાળનાર, જેમ ઘણી સુવાવડનો ખર્ચ ન કરી શકે, તેમ ઘણાં છોકરાંઓ પાળવાનો ને મોટાં કરવાનો ખરચ ન કરી શકે. આ દેશમાં યા દુન્યામાં માણસનો ટોટો નથી. જોકે ચોકકસ પ્રજા અથવા કોમની વસ્તી કમી હોય, તો તેવી પ્રજા અથવા કોમના ભલાં ખાતર, સ્ત્રીઓ જો કોમહીતનેજ લીધે ઝડપી સુવાવડોની વેદના ખેંચે તો તેવું કોમાભીમાન પ્રસંનશાને લાયક છે. પણ સામાન્ય રીતે જોતાં તો, આ દેશમાં તથા દુન્યામાં માણસજાતની વસ્તી વધતીજ જાય છે, ને સાથે સાથે નીરધનતા ને નાચારી પણ વધતીજ જાય છે. તે એટલી હદ સુધી કે સરવેને માટે પુરતો ખોરાક આ દુન્યામાં નથી મળી શકતો. ત્યારે **ખુદરત એવી અનહદ વસ્તીના ઈલાજ તરીકે,** મરકી, દુકાળ, તથા લડાઇ, એ ત્રણે કોપો મોકલી માણસની વસ્તીનો યોગ્ય ઘટાડો કરે છે. જો આખી દુન્યાના લોકો અકકલ વાપરી વસ્તી અનહદ વધતી અટકાવવા ખાતર વાજબી ઉપાયો લેય, તો ખુદરત ત્રણે કોપો મોકલવાની મહેનત ન લેય, તથા માણસ જાતમાં દુખો કમી થઇ સુખ વધે. આ કાયદાને "**વસ્તીનો કાયદો**" કહે છે—"માણસની વસ્તીને ખોરાકનાં જથ્થાનું સમતોલ પ્રમાણ રહેવું જોઇયે." આટલા સારૂં, ઉપર જોયું તે પ્રમાણે,

એક નીયમ તરીકે ૩) થી ૫) છોકરાં, કોઇપણ કુટુંબ માટે પુરતાં લેખાવાં જોઇયે.

## ૨) માતાનાં ભલાં ખાતર—સુવાવડીઓનાં રોજીંદા ૫૦૦ કમોતોનો અટકાવ.

૨) માતાની તનદુરસ્તી તથા જીંદગીની સલામતી ખાતર, ને તેની દેહ કચડાઇ જતાં જીવલેણ રોગો ને કમોતો ઉપજતાં અટકાવવા ખાતર, તથા બાળક ને માતાનું પોષણ ચાલુ રાખવા ખાતર, ઝડપી એક પછી એક ઘણી સુવાવડો થતી અટકાવવી, જોઇયે, તે વીશે સમજુઓ તો એકમતજ થશે. આ દેશની સુવાવડીઓનાં રોજીંદા ૫૦૦) કમોતો ઉપજવાનું એક કારણ ઘણી સુવાવડો છે, જે કમોતો એવી રીતે અટકાવી શકાય.

આપણે ૧૪) મે પાને જોઇ ગયા છીયે કે—"દર ૧૦૦) હમેલ સ્ત્રીએ ૪૫) નાં બાળકો પહેલાંજ વર્ષમાં મરણ પામે, તો બહેતર કે એટલા ૪૫) ટકા સ્ત્રીઓને મહીનાઓની ઝહેમત ને ફીકર ચીંતામાં નાખવામાં ન આવે, તે સાથે એમની જીંદગી બીનજરૂરી સુવાવડ વખતે જોખમમાં નાખવામાં ન આવે."

## ૩) બાળકનાં ભલાં ખાતર.

૩) બાળકની તનદરોસ્તી ને જીંદગીની સલામતી,માની તનદરૂસ્તી પર આધાર રાખે છે, ત્યારે જો ઘણી સુવાવડોને લીધે, માની તનદરૂસ્તી સારી ન હોય તો તેનું લોહી ને દુધ સારૂં ન હોવાથી, બાળકનું લોહી ને ખોરાક કુદરતી રીતે નાદરૂસ્ત બને છે. ને તેથી બાળકને જન્મ આગળથી, યા જન્મ થયા પછી, જુદી જુદી જાતની બીમારીઓ લાગુ પડે છે. એજ પ્રમાણે, જો માની તનદરોસ્તી ઘણી ખરાબ હોય છે તો, બાળક મુવેલું જન્મે છે, યા તો જનમ્યા પછી વહેલેમોડે મરી જાય છે. આ કારણે, આ દેશમાં બાળ દરદ ને મરણ પ્રમાણ બહુ મોટું આવે છે.

## હમેલ તથા સુવાવડ અટકાવવાનાં (૧-૭) ઇલાજો.

ત્યારે સવાલ એ ઉઠે છે કે ૧) માણસજાતનાં ૨) માતા તથા ૩) બાળકનાં ભલાં ખાતર, સુવાવડ અટકાવવી જોઈએ એમ જો આપણે કબુલીએ, તો એ બાબદસર આપણે શું ઉપાયો લઇ શકીએ? આપણે

આગળ જોયું છે કે, **હમેલની ઉતપત્તી મરદ બીજ સ્ત્રી બીજમાં દાખલ થવાથી થાય છે.** (જુઓ પાનું ૮૮ મું) ત્યારે મરદ બીજને સ્ત્રી બીજમાં દાખલ થતાં અટકાવવાના નીચે પ્રમાણેના ઇલાજો, સંજોગો પ્રમાણે વાપરવાથી, કારગત લાગે છે.

૧) સઉથી સહેલો ને સસ્તો ઇલાજ, સંગમ પછી તુરતજ, સ્ત્રીએ સાધારણ પાણીનો અથવા તો લાઇસોલ જેવી દવા પાણીમાં નાખીને ડુશ લેવાથી, યોનીમાં એકઠો થયલો વીર્ય સાફ કરી બહાર કહાડી શકાય છે. મરદ બીજ એટલાં નાજુક આવે છે કે સાધારણા પાણીથી તેને ઝહેર લાગું હોય તેમ તે મરી જાય છે. ડુશ લેવા સાધારણ રીતે, ડુશ કેન યા પીચકારી વપરાય છે, જે સર્વે કેમીસ્ટોને ત્યાંથી મળે છે.

૨) સન્ગમ આગળ, વાદળીનો કટકો યા રૂનો ડુચો, ફટકી અથવા કવીનીનના પાણીમાં બોળયા પછી, યોનીમાં દાખલ કરી, કમળના મ્હોંપર ડુચો મારવાથી, વીર્ય કમળમાં દાખલ થતું અટકે છે. તથા સન્ગમ પછી, પાણીનો ડુશ લઇ, વાદળી અથવા રૂનો ડુચો બહાર કહાડી નાંખવા જોઇયે.

૩) સોલ્યુબલ કવીનીન પેસરી જે કેમીસ્તને ત્યાં તૈયાર બનાવેલી મળે છે, તે સન્ગમ આગળ, યોનીમાં દાખલ કરવાથી તેની ગરમાને લીધે પીગળી જાય છે, ને મરદના બીજને મારી નાખે છે.

૪) રબરની ચેક પેસરી. ચીત્ર ચઉદ) ને પંદર) જોતાં સ્પષ્ટ માલમ પડશે કે કમળનું ફુલ બાટલીના મ્હોં જેવું દેખાય છે, કે જેના ઉપર રબરની ટોપી મુકવાથી મ્હોં બંધ થઇ શકે. એવી રબરની ટોપીઓ કમળના ફુલની ઉપર બંધ બેસે એવી કેમીસ્ટોને ત્યાં વેચાતી મળે છે, જેને ચેક પેસરી કહે છે. ત્યારે જો સન્ગમ આગળ, સ્ત્રી પોતે એવી રબરની ટોપી કમળના ફુલ ઉપર ચહડાવે તો મરદ બીજ કમળમાં દાખલ ન થઇ શકે, સન્ગમ પછી, પાણીનો ડુશ લઇને એ ટોપી કહાડી નાંખવી જોઇયે.

૫) એજ પ્રમાણે જો મરદ પોતાની ઇંદ્રીપર રબરની ટોપી યા ખોલું, જેને ફ્રેન્ચ લૅટર કહે છે તે, મુકે તો, તેથી મરદ બીજ યોનીમાં જતાં અટકે.

૬) એકસરેઝની અસરથી કેટલાક દાખલાઓમાં મરદ તેમજ સ્ત્રી વાંઝીયાં બનાવી શકાય છે. આ ઇલાજ ધાસ્તી ભરેલો છે.

૭) મરદ તેમજ સ્રીના જાતીના ચોકકસ ભાગોપર વહાડકાપ કીધાથી, મરદ બીજ અથવા સ્રી બીજ બહાર નીકળી નથી શકતાં.

એટલું યાદ રાખવું કે, આ સાત ઇલાજો કાંઇ બધા સાથેજ નહી ઉપ્યોગમાં લેવાય, તેથી સંજોગો પ્રમાણે, એક યા બીજો ઇલાજ કામ લાગે.

વધુ એમ યાદ રાખવું કે, જેમ બીજા દાખલાઓમાં બને છે તેમ, **અકસમાતને લીધે, આ ઇલાજમાંનો કોઇ પણ ઇલાજ કારગત નહી લાગે**. દાખલા તરીકે, રબરની ટોપી ફાટી જાય, અથવા તો ડુશનુ પાણી યોનીમાં ઉપર ( ચીત્ર ચઉદમું, ૨ ખ ) પોસ્ટીરીયર ફોરનીકસ યા પાછલી કોથલી સુધી, કે જ્યાં સાધારણ રીતે વીર્ય જમે થાય છે, ને જયાંથી મરદ બીજ આસ્તે આસ્તે, પોતાની પુછડીને લીધે કમલનાં ફુલમાં ચઢી શકે છે, ત્યાં વેર નહી જવાથી, યોની બરોબર ન સાફ થાય, તો આ ઇલાજો કારગત ન લાગે. વધુ, યાદ રાખવું કે આ ઇલાજો વાપરવાથી, સ્રી યા મરદને કેટલુંક નુકશાન ઉપજે છે—જેવું કે કમશકતી યા અશકતી, તથા વાંઝીયાપણું.

# પ્રકરણ ૧૯ મું.

—:०—

## મરજી પ્રમાણે છોકરો યા છોકરી અવતરી શકાય કે?—પ્રજાની ખોટી માન્યતાઓ તથા વહેમોની તપાસ.

આ દેશમાં, ઘણાખરા સ્ત્રી પુરૂષો ફરજયાત પરણેલા હોય છે, તેમજ તેઓમાં ધારમીક રાહરસમો તેમજ સંસારીક રીવાજો પ્રમાણે, એવી ખોટી માન્યતા હસ્તી ધરાવે છે કે. હરેક પરણેલાં જોડાંએ કોઇ પણ રવેશે છોકરાને જન્મ આપવોજ જોઇયે, નહી તો આ દુન્યામાં તેમનુ છતનર બળ્યું. તથા અજાણી આવતી દુન્યામાં તેઓ સમે સ્વર્ગના દરવાજા બંધ રહેશે. એવી ખોટી માન્યતાને લીધે, આ દેશમાં જેટલો સંસારીક કુસંપનો તથા સંસારીક દુખ દર્દોનો ઉપદ્રવ થાય છે, તેવો ભાગ્યેજ દુન્યાના કોઇ પણ દેશમાં થતો હોય. છોકરો અવતરવા ખાતર હજાર જાતના ભેલા, વેહેમી, અનીતીમાન, ઘાતકી, વ્યર્થ ઉપાયો, પોતા પાસે હોવાનો તથા કારગત લાગવાનો ખોટો દાવો, લાખો ઢોંગી ધુતારા વેદો, હકીમો, ને જોશીઓ કરે છે, ને ભોલા લોકોને લુટી પૈસે ટકે સુખી બને છે. આ દેશના ઘાતકી રીવાજ પ્રમાણે, જો એક પર્ણેલી સ્ત્રીને આવા ઢોંગ ધતુરાથી પણ છોકરો નહી અવતરતો તો તેનો ધણી તેને જુતી જુતી માફક અભરાઇપર નાખે છે. ને બીજી બાયડી પરણે છે. **એમાં બીચારી પરણેતરનો શું વાંક? કુદરત સામે તેની મરજી લાચાર છે.** બીજી બાયડી પરણવા છતાં પણ ઘણાં દાખલાઓમાં છોકરા તો નથીજ અવતરતા—એનું એક કારણ ગરમીના ચેપનો બહોળો ફેલાવો, આપણે આગલ ચાલતાં જોઇશું. આપણે જાણીએ છીએ કે ઢોંગી વેદો, હકીમો, તથા જોષીઓ પાસે મરજી પ્રમાણે છોકરા અવતરવાનો એક પણ કારગત ઇલાજ નથી. તેથી કરી, રાજાઓ તથા પૈસાવાળાઓને એઓ કેમ બનાવે છે! ગરીબ માતાના તરતના જનમેલા છોકરાને રાજા અથવા પૈસાવાળાના ઘરમાં યુકતીથી દાખલ કરે છે, જે રાજા અથવા પૈસાવાળાની છોકરીને ગરીબ માતાને ત્યાં બદલામાં આપે છે! એવી જાતના બીજા ઘણા ઢોંગ ધતુરા તથા અનીતીમાન રૂઢીઓ તો સર્વે સમજુઓને જાણીતા છે, જેપરથી વેદો, હકીમો

ને જોશીઓનાં દાવાઓનું ખોટરૂં પુરવાર થાય છે. તોપણ ભોળા ને અભણ લોકો તો એવા ઢોંગીઓમાં ખોટું યકીન રાખે છે. વધુ આ દેશમાં. હજારો વર્ષ થયાં, **છોકરીઓનાં ખુન યા બાળહત્યાનો રીવાજ ચાલુ છે, તેનું મુળ એજ કે મરજી પ્રમાણે છોકરા ન અવતરી શકાય**, તથા વધુ એ વૈદો હકીમો ઇ૦નું અજ્ઞાન પુરવાર કરે છે. એટલું તો યાદ રાખવું જોઇયે કે છુટાછવાયા દાખલાઓમાં, કોઇન સીડન્સ યા એક્ટી વખતે બનતા સંજોગોને લીધે, એ ઢોંગીઓ ખરા પણ પડે. પણ એક નીયમ તરીકે, આપણે ખાત્રીથી કહી શકીએ, કે કોઇપણ વૈદ, હકીમ, યા જોશી પાસે, કોઇપણ સ્ત્રીને છોકરો અવતરવાનો ઇલાજ પોતાના અજ્ઞાનને લીધે, દેખાડી ન શકે. આપણે નીચે જોઇશું તે પ્રમાણે, **માણસજાત માત્ર મરજી પ્રમાણે છોકરો અવતરવાનાં જ્ઞાનથી બીનવાકેફ** છે. જોકે એ વીષયપર ઘણાએક પુસ્તકો લખાયાં છે, જેમાં જુદી જુદી જાતની વાહીયાત તર્કો આપવામાં આવી છે, જેમાંની કેટલીકની તપાસ આપણે નીચે લીધી છે.

## આ બાબદ વીષે માણસજાતનું અજ્ઞાન.

હજારો વર્ષ થયાં માણસજાત પોતાની મરજી મુજબ છોકરો અવતરવાના ભેદભરમો શોધી કહાડવાની મીથ્યા કોશેસો કરી રહી છે, ને તેનું પરીણામ આજ સુધી વાહીયાત થીયરી અથવા તર્કમાંજ આવી અટક્યું છે. આપણે ખાત્રીથી કહી શકયે કે, માણસજાત એ બાબદ પીશે બીલકુલ અજ્ઞાન છે, જોકે ભવીષ્યમાં વખતે કાંઇ આપણને એ વીષેનું જ્ઞાન મળે.

લોકોની જીજ્ઞાસાને ખાતર, આપણે એવા કેટલીક જાણીતી વાહીયાત તર્કો યા થીયરીઓ, ટુંકમાંજ લીધાં તપાસીશું.

## ખુદરત મરદ ને સ્ત્રીનું સમતોલ પ્રમાણ રાખે છે.

પહેલો સવાલ એ છે કે, અત્યાર સુધી ખુદરતે માણસની વસ્તીમાં મરદ ને સ્ત્રીનું સમતોલ પ્રમાણ રાખ્યું છે કે ?

૧) એક નીયમ તરીકે, **જનમ વખતે**, છોકરી કરતાં છોકરાઓ વધારે જન્મે છે, પણ **જનમ પછી**, બાળ દરદ ઇ૦ ને લીધે છોકરાઓનાં મરણ બાળકીઓ કરતાં વધુ થાય છે; ને એ કારણસર ઉમરે પુગેલી સ્ત્રીનું

મરદ જેટલું સમતોલ પ્રમાણ આવે છે. તથા ચોકકસ સંજોગોને લીધે સ્ત્રીનું મરદ કરતાં પ્રમાણ વધુમાં વધુ ત્રણ)થી પાંચ) ટકા વધુ બને છે. ત્યારે જો ફાંટાબાજ માણસ જાત પોતાની મરજી મુજબ બધાજ છોકરાઓ અવતરી શકે, તો માણસજાતનો અન્ત જલદીથી આવે! ને ખુદરતનાં સમતોલ પ્રમાણુનો નાશ કરે.

૨) મરદ કરતાં સ્ત્રીનું પ્રમાણ ઉપર જોયા પ્રમાણે ઘણુંજ તો પાંચ ટકા વધુ બને છે. તેનું બીજું કારણ એ છે કે સ્ત્રીઓ જીંદગીને ચોટકી રહે છે, ને દુનીયામાં બુઢા મરદો કરતાં બુઢી સ્ત્રીઓ વધુ હોય છે.

૩) દુકાળ, લડાઇ, ઇ૦ નાં વખતમાં, એવી પ્રજાઓમાં છોકરાઓની સંખ્યા વધુ પ્રમાણમાં જન્મે છે, ને તેથી એમ માનવામાં આવે છે કે, ખોરાકની તંગીને લીધે છોકરા વધુ જન્મે છે. જયારે સુલેહ ને સુકાળના વખતમાં, એથી ઉલટું, છોકરીઓ વધુ પ્રમાણમાં જન્મે છે. એવી રીતે ખુદરત સુકાળ પછી દુકાળ ને સુલેહ પછી લડાઇ જગાડી. સ્ત્રી પુરૂષનું તેમજ માણસજાતની વસ્તીનું ચોકકસ સમતોલ પ્રમાણ રાખે છે.

૪) માબાપનો વારસો—જે કુટુંબોમાં છોકરાઓની વૃધી ઘણી હોય છે, તથા એક યા બેજ છોકરીઓ જન્મે છે, તો એવી છોકરીઓ ને એઓના ભાઇઓને ત્યાં પણ છોકરાઓનીજ વૃધી થાય છે, એટલે કે એવાં કુટુંબની છોકરીએ।ને છોકરાઓને માબાપ તરફથી છોકરા જનમવાનો વારસો મળે છે.

## મરજી પ્રમાણેના બાળક અવતરવા વીષેની (૧–૬) જાણીતી વાહીયાત દલીલો (થીયરીઝ)ની સાયન્ટીફીક તપાસ—

## ૧) પહેલી તર્ક—સ્ત્રી તથા મરદના જમણા અન્ડમાંથી નીકળતાં જેનાં સન્ગમે, છોકરા અવતરે છે, ને ડાબામાંથી છોકરી.

૧) પહેલી તર્ક એમ છે કે એ) મરદના જમણા અન્ડ ને સ્ત્રીના જમણા અન્ડમાંથી, જે મરદ બીજ તથા સ્ત્રી બીજો નીકળે છે, તેના સન્ગમને લીધે છોકરો જન્મે છે, તથા એથી ઉલટું, બી) ડાબી બાજુના મરદ તથા સ્ત્રીના બીજોનાં સન્ગમથી છોકરી અવતરે છે. સી) તથા આ તર્ક પ્રમાણે જમણી બાજુનો મરદ બીજ ડાબી બાજુના સ્ત્રી બીજ સાથે મળી ન શકે, તેમ વળી ડાબી બાજુનું મરદ બીજ જમણી બાજુના સ્ત્રી બીજ સાથે ન મળી શકે, તેથી વાંઝીયાપણું ઉત્પન્ન થાય!

આ તર્ક દેખીતી રીતે વાહીયાત છે કારણકે, એક) એ ફક્ત કલ્પના શક્તીમાંથી નીકળેલી તર્ક છે. બે) ઘણાએક દાખલાઓમાં મરદનો જમણો અન્ડ તેમજ સ્ત્રીનો જમણો સ્ત્રી અન્ડ દરદને લીધે સુકાઇ અથવા સડી ગયો હોય છે, તથા તે કારણસર વહાડકાપ કરી કાઢી નાખવામાં આવ્યો હોય છે, તોપણ તેવા મરદ અથવા સ્ત્રીને ત્યાં છોકરો અવતરે છે, જે ખુલ્લુ દેખાડે છે કે, આ તર્કમાં કાંઇ પણ વજુદ નથી.

ત્રણ) એજ પ્રમાણે મરઘીઓમાં તથા બીજાં કેટલાંક પક્ષીઓમાં ફક્ત ડાબી બાજુનોજ અન્ડ આપે છે, તોપણ મરઘી મરઘા અવતરે છે. એ દેખાડે છે કે આ તર્ક કેટલી બેવજુદ છે.

ચાર) જો એ તર્ક ખરી હોય તો, ખચ્ચરની ઉતપતી કેમ થાય છે? તે સવાલ થઇ પડે છે.

## બીજી તર્ક—ફક્ત જમણા મરદ બીજોમાંથી છોકરા ને ડાબાં બીજોમાંથી છોકરી—સ્ત્રીનાં બીજો જાતીની ઉતપત્તી માટે નકામા!

૨) આ બીજી તર્ક પ્રમાણે, ફક્ત જમણા મરદ બીજમાંથી છોકરા નીકળે છે ને ડાબા મરદ બીજમાંથી છોકરી નીકળે છે, તેથી એમાં સ્ત્રી બીજનો કાંઇ ભાગ આવતો નથી. આ તર્ક પુરાવા વગરની તથા કલ્પના શક્તીમાંથી ઉપજાવી કહાડી છે.

## ત્રીજી તર્ક—ફક્ત જમણાં સ્ત્રી બીજોમાંથી છોકરા ને ડાબાં બીજોમાંથી છોકરી—મરદનાં બીજો જાતીની ઉતપતી માટે નકામા!

૩) આ ત્રીજી તર્ક પ્રમાણે ફક્ત જમણા સ્ત્રી બીજમાંથી છોકરો નીકળે છે ને ડાબામાંથી છોકરી નીકળે છે, તેથી એમાં મરદ બીજનો કોઇ ભાગ આવતો નથી. આ તર્ક પણ કલ્પના શક્તીમાંથી ઉપજાવેલી દીસે છે.

## ક) ડા૦ ડોસનની તર્ક.

ક) આ તર્ક ખાસ કરીને ડા૦ ડોસને આગળ પાડી છે. પણ એમાં ઘણું વજુદ હોય એમ લાગતું નથી, કારણકે, એક) જે સ્ત્રીઓમાં એક બાજુનો અન્ડ વહાડકાપથી કહાડી નાખવામાં આવ્યો છે, તેઓને બંન્ને

જાતીના બાળકો અવતરે છે. એ) ઉંદરીઓમાં અખતરા તરીકે વહાડકાપથી એક બાજુનો અન્ડ કહાડી નાખવામાં આવે છે, તોપણ બન્ને જાતીના ઉંદરડાં અવતરે છે.

**ખ) ડૉ૦ ડૉસનની તર્ક પ્રમાણે છોકરાના મહીના પછી છોકરીના ચાંદરીક મહીના, અંતરે આંતરે આવે છે.**

ખ) એ ડૉ૦ ડૉસનના કહેવા પ્રમાણે, જમણી બાજુનો સ્ત્રી **અન્ડ** એક ચાંદરીક મહીનો કામ કરે છે ને ડાબી બાજુનો સ્ત્રી અન્ડ બીજે મહીને કામ કરે છે. **એવી રીતે પહેલું બાળક થયા પછી, બીજાં વધુ બાળકો મરજી પ્રમાણે અવતરી શકાય.** એના કહેવા પ્રમાણે ચાંદરીક **મહીનો** અઠાવીસ દીવસનો ગણી વરેસનાં તેર ચાંદરીક મહીના ગણવા જોઇયે. (૯૮ મે પાને આપણે ચાંદરીક મહીનો સુવાવડ માટે ગણ્યો છે).

ત્યારે ડૉ૦ ડૉસનના કહેવા **પ્રમાણે** જે મહીનામાં પહેલું જન્મેલું બાળક છોકરો હોય, તેના પછી બીજા છોકરાઓ મરજી પ્રમાણે જનમવા ખાતર, તેના માબાપે ચાંદરીક મહીના પછી એક મહીનાનો ગાળો નાખી દર ત્રીજે મહીને સંગમ કરવો જોઇયે. દાખલા તરીકે, ૧, ૩, ૫ ૭, ૧૧, ૧૩, **એ છોકરાના મહીનામાં સંગમથી ફક્ત છોકરાઓજ જનમશે.** પણ જો છોકરી જોઇતી હેય તો એથી ઉલટું, ૨, ૪, ૬ ૮, ૧૦, ૧૨, એ **છોકરીના મહીનામાં સન્ગમથી** છોકરીઓ જનમશે! એનો અર્થ એમ કે, જેઓ મરજી પ્રમાણે છોકરા માગતા હોય, તેઓએ એક એક મહીના સુધી છુટા રહેવું જોઇયે! આ તર્કમાં પણ કાંઇ વધુી વજુદ નથી, કારણકે હરેક સ્ત્રી કાંઇ દર અઠ્ઠાવીસ દીવસેજ દુર બેસતી નથી, પણ એક યા વધુ દીવસ આગળ અથવા પાછળ દુર બેસે છે. તેથી કરી ગણત્રીમાં ઘણી મોટી ભુલ થઇ જાય દાખલા તરીકે, જો દર મહીને એકજ દહાડો કમી યા જાસ્તી ગણીએ તો, એ વરસમાં છવીસ દહાડાની એટલે કે **લગભગ એક ચાંદરીક મહીનાની ભુલ થાય** ને એવી રીતે આખી ગણત્રી ઉલટાઇ જાય. આ બધાપરથી માલમ પડશે કે ડૉ૦ ડૉસનની તર્કમાં કાંઇ વજુદ જેવું માલમ નથી પડતું.

**ચોથી તર્ક—ચાંદરીક મહીનાના બે વીભાગ—ચળકતું પખવાડીયું છોકરીનું, તથા અંધારૂં પખવાડીયું છોકરાનું.**

૪) આ ચોથી તર્ક પ્રમાણે ડૉ૦ ડૉસનનાં કહેવા પ્રમાણે પહલો છોકરાનો મહીનો ને પછી છોકરાનો મહીનો હોવાને બદલે, **તેથી ઉલટું**

એકજ ચાંદરીક મહીનાના બે વીભાગ કરવામાં આવ્યા છે, અમાસથી પુનમ સુધીનું ચળકતું પખવાડયું, તથા પુનેમથી અમાસ સુધીનું અંધારૂં પખવાડયું. આ તર્ક પ્રમાણે, જો ચળકતા પખવાડયાંમાં સંગમ કરવામાં આવે તો છોકરી, તથા અંધારાં પખવાડીમાં સંન્ગમે છોકરો આવે. આ જાતની માન્યતા આ દેશના લોકોમાં સાધારણ છે. વળી ગાવલીઓમાં પણ એવીજ જાતની માન્યતા છે કે જો ગાયને ચળકતાં પખવાડયામાં સંગમ કરવા દેવામાં આવે તો ગાય અવતરે, ને એથી ઉલટાં અંધારા પખવાડયામાં ગોધો અવતરે.

૩) જી ડૉ૦ ડૉસનની તર્કની આ ૪) થી તર્ક સાથે સરખામણી કરતાં, દેખીતી રીતે ઉલટી જણાય છે, તોપણુ આવી દેખાતી વાહીયાત ઉલ્ટી સુલ્ટી તર્કોને ટેકો આપવા ઘણાં પુસ્તકો લખાયાં છે!

## પાંચમી તર્ક—માસીક માંદગી પુરી થયા પછીનું બીજું અઠવાડીયું-છોકરાનું.

૫) આપણે જોયું કે, ૩) જી તર્ક પ્રમાણે છોકરાનો મહીનો તથા ૪) થી તર્ક પ્રમાણે છોકરાનું પખવાડયુ આવે છે. ત્યારે વળી આ ૫)મી તર્ક પ્રમાણે, છોકરાનું અઠવાડયું આવે છે. આ તર્ક એવી છે કે, સ્ત્રી માસીકમાંથી મુકત થયા પછી, આઠ દીવસ રહીને સન્ગમ શરૂ કરે તો છોકરો આવે; એટલે એમ કે ૩)જી ને ૪) થી તર્કોથી આ ૫)મી તર્ક ઉલટી છે. તેજ પ્રમાણે, માસીક પછીના પહેલા આઠ દીવસની અંદર સન્ગમ કીધાથી છોકરી આવે.

## છઠ્ઠી તર્ક—(હીન્દુઓની)-માસીક માંદગી પછી ૫, ૭, ૯, ૧૧, ૧૩, ને ૧૫) મો દીવસ છોકરીનો, તથા ૬, ૮, ૧૦, ૧૨, ને ૧૪, મો દીવસ છોકરાનો.

૬) હવે છેલ્લે હીન્દુ શાસ્ત્રોક તર્ક તપાસીએ. આ તર્ક પ્રમાણે, ચાર દીવસ દુર બેસી નહાયા પછીના દીવસોએ સંગત કીધાથી આ પ્રમાણે પરીણામ આવે છે. દાખલા તરીકે, ૫, ૭, ૯, ૧૧, ૧૩, ને ૧૫, મે દીવસે સન્ગમ કીધાથી, છોકરી જન્મે છે, તથા ૬, ૮, ૧૦, ૧૨, ને ૧૪, મે દીવસે સન્ગમ કીધાથી છોકરો જન્મે છે, એટલે કે આ તર્ક વળી ૩,

૪. ને ૫, મી થી ઉલટી છે. આ વીષે પુરાવો એક પણ નથી, જોકે છુટા છવાયા દાખલાઓ ખરા પણ પડે! **આવી એકએકથી ઉલટીસુલટી તર્કો આણુસ જાત માત્રનું, મરજી પ્રમાણે બાળક અવતરવા વીષેનું અજ્ઞાન પુરવાર કરે છે,** તથા કહેવાતા વીદવાનોની કાણુવગરની કલ્પના શકતીની ગવાહી પુરી પાડે છે. વધુ જો આ હીન્દુ તર્ક ખરી હોત તો, જે ભયંકર હદે હીન્દુઓમાં બાળહત્યા અથવા બાળકીઓના ખુનો કરવામાં આવે છે તેમ કરવાની જરૂર ન પડતે. તથા સર્વે હીન્દુ સ્ત્રીઓ મરજી પ્રમાણે છોકરાઓજ જનમતે તો આજે હીન્દુઓની હસ્તી પણ ન રેહતે! આટલાપરથી સમજુઓ જોઇ શકશે કે ૧–૬ માંથી એક પણ તર્કમાં ખાતરી મુકવા જેવું વજુદ કાંઇ નથી. તથા કોઇપણ પુરાવા નથી, તથા આવી તર્કોપર જે વહીયાત તથા પુરાવા વગરનાં સેંકડો પુસ્તકો લખાયા છે. તેમાં કેટલું માથા દુખન છે. ભવીષ્યમાં આપણે આ વીશે કાંઇ જ્ઞાન મેળવી શકીએ કે નહી, તથા આણુસજાતને શું ફાયદો થશે તે તો ભવીષ્યનો સવાલ છે!

છેહલે વૈદો, હકીમો જોશીઓ ઇ૦ ધુતારાઓ, પોતાના અજ્ઞાન છતાં લોકોને આ બાબદ વીશે ઉલ્લુ બનાવી લુટે છે, તે પણ આટલાપરથી સ્પષ્ટ માલમ પડશે.

## ક્રોમોસમ્સમાંની એક યા બીજી જાતીની પ્રબળતાપર, મરજી કાંઇપણ અસર નહીં કરી શકે.

અત્યાર સુધીમાં, મરજી પ્રમાણે બાળક અવતરવા વીષેની કેટલીક વાહીયાત તર્કો આપણે તપાસી છે. એ સર્વ તર્કો ફકત કલ્પના શકતીમાંથી ઉપજાવી કાઢેલી, પુરાવા વીનાની માલમ પડી છે. આપણે ૯૦) મે પાને જોઇ ગયા તે પ્રમાણે, મરદ બીજનો ન્યુકલીઅસ સ્ત્રી બીજમાં દાખલ થઇ સાથે મળે છે, ત્યારે એ જોડાણુથી ઉપજતા ન્યુકલીઅસને સેગમેન-ટેશન ન્યુકલીઅસ કહે છે. વધુ એ જોડાણુથી, મરદના બીજવાલાં બાપના એ ક્રોમોસમ્સ, સ્ત્રી બીજવાલાં માના એ ક્રોમોસમ્સ સાથે મળે છે. તેથી કરી બાપ તથા માના ગુણદોષોનો વારસો, એ ક્રોમોસમ્સ લાવ્યથી, હમેશમાં એવો વારસો ઉતરે છે. જેમ બીજા ગુણોનો, તેજ પ્રમાણે જાતીના ગુણનો વારસો ક્રોમોસમ્સ લાવે છે. તથા **જે જાતી એઓમાં પ્રબળ હોય છે,** તે પ્રમાણે છોકરો યા છોકરી અવતરે છે. તેથી એમ કહેવું, કે મરજી પ્રમાણે છોકરો યા છોકરી અવતરી શકાય, તેનો અર્થ એજ થાય કે, કોઇપણ સ્ત્રી યા મરદ પોતાની મરજીની અસર એ ક્રોમોસમ્સપર કરી

શકે! જેમ કહેવું દેખીતી રીતે વાહીયાત લેખાય. આપણે ૯૬) મે પાંને જોયું તે પ્રમાણે, બીજા મહીનાના અંત સુધી હમેશમાં બન્ને જાતના જાતીના ભાગો હોય છે, પણ ત્રીજા મહીનાની શરૂઆતથી જે આ અન્ડ પ્રબળ હોવાને લીધે ખીલે છે, તો મરદ અન્ડ સુકાઇ જાય છે. તોપણ એટલું યાદ રાખવું કે, એક યા બીજી જાતીની પ્રબળતા તો ઉપર દેખાડયા પ્રમાણે ક્રોમોસમ્સમાં સમાઇ જાય છે. આટલાપરથી સાબીત થશે કે મરજી પ્રમાણે છોકરો યા છોકરી અવતરવાનું આપણી જાણ પ્રમાણે અશકય છે.

## મરજી પ્રમાણે ખુબસુરત બળવાન યા હુશીઆર બાળકો પેદા થઇ શકે?

ઉપલા સવાલ સાથે, બીજો સવાલ પણ વીચારવા જોગ છે. આ સવાલ એ છે કે, મરજી પ્રમાણે ખુબસુરત, બળવાન યા હુશયાર બાળકો પેદા થઇ શકે કે? આપણામાં એક સામાન્ય કહેવત છે કે "બાપ તેવા બેટા ને વડ તેવા તેટા" એ કહેવત કેટલે અંશે ખરી હોય, પણ મોટે ભાગે બીલકુલ ખોટી છે. દાખલા તરીકે, એક બાપના ત્રણ ચાર બેટા બેટી હોય છે, તેઓ જુદા જુદા ગુણદોષો ધરાવે છે, તથા કેટલાક દાખલાઓમાં તો એક એકથી ઉલટા ગુ દોષો ધરાવે છે. એ ઉપરાંત, જયારે કોઇની વલણ બાપ તરફની હોય છે, તો કોઇની વલણ મા તરફની હોય છે. તથા વળી કોઇની વલણ બંને તરફ નથી હોતી. આવી જાતનાં માબાપથી બાળકોના જુદા પડતા ગુણદોષોને અંગ્રેજીમાં "વેરીએશન્સ" કહે છે. આ સર્વે વેરીએશન્સનું કારણ શું?

## મશહુર ડારવીનનો બાપીકા વારસાનો તથા વેરીએશન્સનો કાયદો.

આપણે ૯૬) મે પાને જોઇ ગયા કે, મશહુર બાયોલોજીસ્ટ ડારવીનના કહેવા પ્રમાણે એક બાળકને ફકત પોતાના માબાપનાજ તથા માનસાઇ પુર્વજોનાજ ગુણદોષો વારસામાં નથી મળતા. પણ એ ઉપરાંત, બેશુમાર વર્ષો આગળ માણસ જાતના જે જાનવરી પુર્વજો હતા, તેઓના ગુણદોષોનો વારસો જુદાં જુદાં પ્રમાણમાં પણ તેને મળે છે. વધુ એ કે ગુણદોષોનો વારસો આપણે ૯૦) મે પાને જોયું તે પ્રમાણે ક્રોમોસમ્સ લાવ્યાથી, હમેલમાં ઉતરે છે. તથા એવી એક

રીતે, વેરીએશન ઉત્પન થાય છે. બીજુ કારણ એ કે, દરેક જીવતી પેદાયશે જીંદગીની લડાઇમાં ફતેહ મેળવવા માટે, પોતાની આસપાસના સંજોગોને અનુસરતા ફેરફારો—વેરીએશન્સ પોતાના રચના ને કાર્યમાં કરવા પડે છે, તથા એવા નાના ફેરફારો એકઠા થતાં, એઓ વરસામાં ઉતરે છે, ત્યારે માબાપની જુદી તરેહની નવીન ઓલાદ ને જાત પેદા થઇ શકે છે. દાખલા તરીક, વાંદર માબાપોની જાતમાં ફેરફારો થવાથી, માણસની નવીન ઓલાદ ને જાત ઉત્પંન થઇ છે.

## મશહુર ગાલટનનો બાપીકા વારસાનો કાયદો.

મશહુર ગાલટનના બાપીકા વારસાના કાયદા પ્રમાણે લખીએ તો, એક નવા જનમેલા છોકરાંને, માને બાપ તરફથી ½ ને ½ પ્રમાણમાં વારસો મળે છે. તથા તેઓનાં માબાપ તરફથી ¼ ને ¼ ને એવી રીતે લેતાં, છેક સર્વથી પહેલા પુર્વજો તરફથી પણ કેટલેક નાના ને નાના પ્રમાણે વારસો મળે છે. એટલે કે એક નવું જન્મેલું છોકરૂં, ફકત પોતાના માબાપનુંજ છોકરૂં ન ગણાય, પણ લાખો વષના પુર્વજોનું છોકરૂં ગણાય. જોકુ તેને જે વારસો મળે છે, તથા વેરીએશન્સ પેદા થાય છે, તે કોઇ દાખલામાં પોતાના માબાપ તરફનો, ત્યારે બીજા દાખલામાં મોટાં માબાપ તરફનો, ત્યારે ત્રીજા દાખલામાં તેઓના પુર્વજો તરફનો હોય છે. એટલાપરથી આપણે સહેલાઇથી સમજી શકયે કે, શા કારણસર ચોકકસ દાખલાઓમાં "બાપ તેવા બેટા" નામની કહેવત બીલકુલ ખોટી થડે છે. ને એ કહેવત સુધારીને આપણે એમ કહી શકીએ કે, "માબાપ, મોટા માબાપ, તથા પુર્વજો તેવા બેટા," કારણકે જેમ માના તેમ બાપના ને તેઓના પુર્વજોના ગુણદોષો વધતા યા ઓછા પ્રમાણમાં વારસે ઉતરે છે.

## મશહુર ગાલ્ટનનો ફીલીયલ રીગ્રેશનનો કાયદો, યા બાળકો સરેરાસ સામાન્ય કોમી સપાટીએ પાછાં ફરવાનો કાયદો.

આપણે જાણયે છીયે તેપ્રમાણે, મોટા માણસોને ત્યાં તેઓના જેવાજ છોકરાંઓ જવલેજ પેદા થાય છે. દાખલા તરીકે, બોનાપાર્ટ, યા વેલીન્ગટન, ગ્લેડસ્ટન, યા હીંદના દાદા—(દાદાભાઇ નવરોજી), યા શેકસપીયર, યા ફીરદોશી, જેવા જુદી જુદી અનહદ લાયકાત ધરાવનારા નરોનાં બાળકોમાં તેઓનો મહાન વારસો નથી ઉતરતો તેનું કારણ શું? એજ પ્રમણે ઘણાં ઉંચા યા ઠીંગણાઓને ત્યાં સામાન્ય ઉંચાઇવાલા બાળકો જન્મે છે તેનું

પણ કારણ શું ? મશહુર ગાલ્ટનનાં કહેવા પ્રમાણે, ખુદરતનો એવો કાયદો છે કે, ગમે એવી અણહદ લાયકાત ધરાવનારા મા બાપેનાં વંશજો હમેશ, સરેરાસ સામાન્ય લાયકાતની કોમી સપાટીએ પાછાં ફરે છે. જેથી કરી, કોમની લાયકાતની સરેરાસ સામાન્ય સપાટી ચઢ ઉતર નથી થતી. ઘણા ઉંચા તેમજ ઠીંગણા બાપને ત્યાં સાધારણ ઉંચાઇવાલાં બાળકો અવતરે છે. તેમજ ઘણાજ બાહોશ ને હુશીયાર બાપને ત્યાં સાધારણ અક્કલવાલા બાળકો અવતરે છે. એટલે કે, કોઇપણ કોમની લાયકાતની સરેરાસ સામાન્ય સપાટી એકસરખી રહે છે—ઘણા ઉંચા તથા નીચા, હુશીયાર તેમજ ઠોઠ મા બાપોનાં બાળકો મધ્યમ સપાટીએ આવી જાય છે. ને તેથી કરી હરેક કોમ, પોતાની સામાન્ય સરેરાસ મધ્યમ લાયકાતોવાલી સ્થીતી હમેશ સુધી ચાલુ રખી શકે છે.

## મરજી પ્રમાણે સદગુણી બાળક નહીં પેદા થઇ શકે.

ત્યારે મરજી પ્રમાણે હુશયાર બળવાન યા ખુબસુરત બાળક પેદા કરી શકાય કે ? જો અમજ મરજી પ્રમાણે, દુન્યાની દરેક મતા એમ વીચાર, મરજી, યા બંદગી કરે કે, તેને ત્યાં સદગુણીજ બાળક અવતરે તો પછી માણસજાતમાં કોઇ જાતનું દુખ હસ્તી ન ધરાવે. કારણ કે જો દરેક માનો પુત્ર સદગુણીજ અવતરે તો દુન્યામાં સુખજ વ્યાપી રહે! ને એમ હતે તો આજ સુધી દુન્યા સદગુણી ફરેશતાઓથી ભરચક થઇ ગઇ હતે! પણ હજારો વર્ષનો માણસજાતનો અનુભવ પુરવાર કરે છે, કે મરજી અથવા બંદગી પ્રમાણે સદગુણી બાળક અવતરવાં બીલકુલ અશક્ય છે.

## ખાનદાની યા સદગુણી સાથીઓનાં લગ્નથી ઓલાદ સુધારી શકાય—આ દેશની સડેલી લગ્નની રૂઢીઓ.

આટલું કહેવા છતાં, આપણે ઉમેરવું જોઇયે કે ચોક્કસ દરજ્જે સદગુણી બાળક અવતરવાનું માણસજાતના હાથમાં છે. દાખલા તરીકે, જો સારા ખાનદાનના યા સદગુણી છોકરા તથા છોકરીની જોડ બને તો, તેવી જોડને ત્યાં સદગુણી છોકરાં જન્મી શકે. જોકે આપણે ઉપર જોયું તેમ એમાં ઘણાએક અપવાદ તરીકે વેરીએશન્સ પણ આવે. એથી કરી આ દેશમાં જે લગ્નની રૂઢી સામાન્ય છે તે પ્રમાણે તો સદ-ગુણી છોકરાં જન્મવાનું ઘણું મુશકેલ યા અશક્ય છે. પહેલું કારણ એ કે, સાધારણ રીતે જે નાની ઉમરે લગ્ન કરવામાં આવે છે, ઉમરે છોકરા

યા છોકરીના સદગુણો ખીલેલા હોતા નથી, ને તેથી કરી મોટે ભાગે લગ્ન ગાંઠથી કજોડાંઓ સંધાય છે. બીજું એ કે, મોટે ભાગે છોકરા યા છોકરીનાં સદગુણો તરફ ધ્યાન નથી આપવામાં આવતું, પણ તેઓના કુટુંબના પૈસા, સંજોગો ઇ૦ તરફ ધ્યાન આપવામા આવે છે. ત્રીજું એ કે, આ દેશના ફરજીયાત લગ્નનો રેવાજ ખુદરતથી ઉલટો છે. **ખુદરતનો ધારો એ છે કે દરેક જાનવર મરદ અથવા સ્ત્રી, ઉમરે પુગતા, દરેક પોતાની ખુદરતી પ્રેરણા શકતીને આધારે પોતાને મનગમતો સામી જાતીવાલો સાથી શોધી** કહાડે છે. જે પ્રજાઓ અથવા કોમોમાં એવો ખુદરતી ધારો હજુ હસ્તી ધરાવે છે, તેઓ દુન્યામાં રાજપાટ ચલાવે છે, તથા સુખી બને છે. જયારે આ દેશની પ્રજા રાજપાટ ખોઇ બેઠી છે, તથા પ્રજાનો સંસાર ઘણોજ દુખી ને ઘાતકી છે, તેનું એક કારણ અખુદરતી લગ્નોનાં કજોડાં તથા તેનાં પરીણામો છે.

## ઇયુજેનીકસ—આરટીફીશીયલ યા અકકલ મુજબ ઓલાદ સુધારવાની વીદ્યા.

સુધરેલા દેશોમાં, ઇયુજેનીકસ યાને ઓલાદ સુધારવાની વીદ્યા પુર જોશ સાથે ખીલવવામાં આવી છે. વનસ્પતી તેમજ જાનવરોપર અખતરા કરવાથી, એઓની ઓલાદ સુધારવામાં આવી છે. તથા એ વીશેના કેટલાક ખુદરતી નીયમોનો ભેદ, જે અત્યાર સુધી ખુદરતે સંતાડી રાખ્યો હતો, તે આપણે વહેવારૂ સાયન્સની મદદે ઉકલાવી શકયા છીયે. એટલુંજ નહી, **પણ નવીજ જાતની વનસ્પતીઓ તથા જનાવરો, એ નીયમો પ્રમાણે પેદા કરી શકયા છીયે.** પણ જયારે વનસ્પતીને જાનવર જેવી પેદાયશ આપણા કાબુમાં રહી શકે છે, તેથી તેઓને સુધારવાનું કામ સહેલ છે, ત્યારે માણસ જેવી ફાંટાબાજ, વહેમી, અજ્ઞાન, જુદા જુદા ધર્મો, તથા સંસારીક રાહરસમ ધરાવતી પેદાયશને સુધારવી મુશકેલ છે!

## ઇયુજેનીક વીદયાના અકકલ પ્રમાણે ઓલાદ સુધારવાના કાયદા.

### ઇયુજેનીક વીદયાના ૧-૫) કાયદા—૧) લગ્નનો ખુદરતી કાયદો

૧) એ છે કે, આપણે ઉપર જોયું તે પ્રમાણે, લગ્નનો કાયદો ખુદરતી હોવો જોઇએ, કે જેથી કરી મરદ અથવા સ્ત્રી પોતાનો લાયક સદગુણી સાથી શોધી શકે. એટલે કે એમાં ફકત પૈસા યા સંજોગોનો સવાલ ના આવવો જોઇયે, પણ બન્ને બાજુની લાયકાત તથા પસંદગીનો સવાલ આવવો

જોઇએ. દાખલા તરીકે, કોઇપણ સ્ત્રી અથવા મરદ, સાધારણ રીતે, સદગુણી સાથીજ પસંદ કરે.

## ૨) માબાપ તરીકેની ફરજોનું શીક્ષણ.

૨) જો કાયદો એ છે કે, છોકરા છોકરીઓને ઉમ્મરે પુગતાં, માબાપ તરીકેની પોતાની ફરજો તથા જવાબદારી શીખવવી જોઇયે. તથા પોતાના સાથીને પસંદ કરવામાં તેનામાં કેવા સદગુણો હોવા જોઇયે તેની માહીતી આપવી જોઇયે.

## ૩) લાયક જોડાંને કોમ યા સરકાર તરફની મદદ.

૩) જો કાયદો, લાયક તથા સદગુણી છોકરા છોકરીઓને કોમી મંડળ અથવા સરકારે પરણવાના ખર્ચમાં, તેમજ તેઓનાં લગ્ન પછી તેઓનાં છોકરાં પાલવાના ખર્ચમાં મદદ કરવી જોઇયે.

## ૪, ક-ખ-ગ) પરણતાં જોડાંની ઉમ્મર વસ્તવીક હોવી જોઇયે.

૪) થો કાયદો એ કે, પરણતાં જોડાંની ઉમ્મર જેમ ઘણી નાની તેમજ ઘણી મોટી ન હોવી જોઇયે, તેમજ બન્નેની ઉમ્મરમાં મોટો ફરક ન હોવો જોઇયે. આગળ આપણે જોયું તે પ્રમાણેઃ—

(ક) પન્દર વર્ષની અંદર કોઇપણ છોકરી સ્ત્રીનો બોજો ન ખેંચી શકે, તેમજ સતર વર્ષનો છોકરો મરદનો બોજો ન ખેંચી શકે, એવો ખુદરતનો કાયદો છે. (પાનું ૫૯.) આ દેશનો રીવાજ તો એથી ઉલટોજ છે ને એનો અટકાવ થવો જોઇએ.

(ખ) બાળલગ્ન તથા બાળવ્યભીચારને લીધે, જેમ એ બાળજોડાંઓની પોતની ખીલવણી અપુર્ણ હોય છે, **તેજ પ્રમાણે તેઓનાં મરદ તથા સ્ત્રી બીજની ખીલવણી પણ અપુર્ણ હોય છે,** તથા તેને પરીણામે, તેઓનાં બાળકો પણ અપુર્ણ પેદા થાય છે, જે મોટે ભાગે જન્મ પછી પહેલાજ વર્ષમાં મરી જાય છે; યા તો દુખી દરદી જીંદગી ગાળીને ૨૦) ૨૫) મે વર્ષે અકાળ મોતે મરે છે. તથા પોતાના જેવીજ કંગાળ ઓલાદ પોતા પાછળ મુકી જાય છે. તેથી એના અટકાવ થવો જોઇએ.

(ગ) બુઢા ને બાળક, જેવાં કે ૮૦) વર્ષના બુઅખ સાથે, ૮) વર્ષની છોકરીનાં લગ્નનાં કજોડાંનાં કડવાં પરીણામ તો સઉને માલમ છે. તેથી એનો અટકાવ થવો જોઇએ.

## (૫) દુખી. દરદી, આંધળા, બહેરા, મુંગા, પાંગળા, વ્યસની, પાપી, બદમાશોને પરણવા નહી દેવા જોઇયે, યા તો ખસી કરી નામરદ ને નાઝનાન બનાવાં જોઇયે.

૫) મો કાયદો એ કે, ખરાબ ચેપી વારસે ઉતરતાં દુખ દરદો, જેને કોમનાશકારીક ઝહેરોની ઉપમાં આપવામાં આવી છે, જેવાં કે, ખસી, મલેરીયા, ગરમી, રગતપીત, જેવાં દરદોમાં સબડતાઓની ઓલાદ, તેઓનાં જેવીજ સડેલી નીવડવાનો સંભવ હોવાને લીધે, તેવાઓને પરણવા નહી દેવા જોઇયે. તેજ પ્રમાણે વ્યસની, પાપી, બદમાશો ગુનેહગારોને પણ ન પરણવા દેવા જોઇયે. મુંગા, બહેરા, પાંગળા આંડા, ઘેલા તથા અર્ધઘેલા, લકવા ઇ૦ થી પીડાતા, ખુદરતી દોષો યા ખામીઓ ધરાવતાઓને પણ પરણવા ન દેવા જોઇયે. આપણે જાણયે છીયે તે પ્રમાણે, જેમ સદગુણો વારસે ઉતરે છે, તેમ દુર્ગુણો તથા વ્યસનો તથા ચેપી દરદો પણ વારસે ઉતરે છે. અમેરીકા તથા બીજા આગળ વધેલા દેશોમાં, એવા દુરગુણી તથા દરદીઓને પરણવાની રજા નથી મળતી, કારણકે, પરણવા પહેલાં, સ્ત્રી ને મરદની બન્નેની તબીબી તપાસ કરવામાં આવે છે, તે પછીજ, **પરણવાની લાયકાતની સર્ટીફીકેટ** તેઓને આપવામાં આવે છે. એ ઉપરાંત, એવો પણ કાયદો હસ્તી ધરાવે છે કે, **દુખી દરદી ને પાપી સ્ત્રી તથા મરદોને નાઝનાન તથા નામરદ બનાવવામાં આવે છે, જેથી કરી તેઓમાં બાળક પેદા કરવાની શકતી નાબુદ થાય છે.** આ દેશમાં તો સુધરેલી દુનીયાના રીવાજોથી ઉલટો લગ્નનો રીવાજ—ફરજીઆત બાળલગ્ન—હસ્તી ધરાવે છે, ને તેનાં પરીણામે, ૩૦) કરોડ મુરદાલીયાંઓ પેદા થાય છે !

## દારૂ, અફીણ, મેલેરીયા, ગરમીનાં દરદનો ચેપ ઇ૦ કોમ નાશકારીક ઝહેરોની સ્ત્રી તથા મરદ બીજપર ઝહેરી કાતીલ અસર.

કોમનાશકારીક ઝહેરોની સઉથી કાતીલ અસર મરદ તથા સ્ત્રી બીજપર થાય છે, તેવાં ઝહેરોની અસરે બ્લાસ્ટોથોરીઆ યા બીજોમાં ઝહેર પેવસ થયાથી કાતીલ અસર નીપજે છે, તથા બાળકોમાં એ ઝહેરોનો વારસો પણ ઉતરે છે, તેથી કરી એ ઝહેરોનો અટકાવ તેમજ ઇલાજ બન્તી ઉતાવળે થવો જોઇયે, નહી તો કોમ નાશ પામે. કારણકે એક

કોમ ફકત ક) જીવતા સભાસદોનીજ બની નથી, પણ ખ) તેઓના મરી ગયલા પુરવજો (નાં વારસાની), તેમજં ગ) આવતા જમાના યા ભવીષ્યના જન્મનારાં બાળકો (જેમને એ વારસો મળે છે) એ ત્રણેની ભાગીદારીના બનેલી છે—એટલો નીકટ સંબંધ ક)–ખ)–ને ગ)ના વચ્ચે હોય છે, તેથી કોમ સુધારવામાં, સર્વ મુવેલા, જીવતા તેમજ જન્મનારા કોમી સભાસદેની સમની જોઇએ.



## પ્રકરણ ૨૦ મું.

—o—

### જીવતી પેદાયશમાં વારસાને લગતી મઠવાસી મેન્ડલની અગત્યની શોધ—માબાપના ગુણદોષોનું વારસામાં ઉતરવું છતાં, બાળકોમાં મીશ્ર થવાને બદલે એકમેકથી જુદા રહેવું—ગેમેટીક સયીગેશન.

મેન્ડલ નામનાં એક મઠવાસીએ પોતની જીંદગીનાં ૩૫) વરસ છોડવાપર અખતરા કરવામાં કહાડી, જીવતી પેદાયશમાં વારસાને લગતી અગત્યની શોધ કરી હતી. ને એનાં નામ પરથી "મેન્ડેલીયન વારસાને કાયદો" મશહુર થવા પામ્યો છે.

એ) મેન્ડલે એક અખતરા માટે, બે જાતના વટાનાના છોડવા—એક ૭ ફુટવાલો લાંબો, ને બીજો, દહોડ ફુટવાલો ટુંકો--પસંદ કીધા. તથા એ બે જાતના નર તથા નારીજાતીવાલાં ફુલોનું એવી રીતે જોડાણ કીધું કે. એ જોડાણથી ઉપજતાં બીયાંમાં બન્ને જાતીના મીશ્ર તત્વો આવી શકે. તથા જયારે એ બીયાં ફળદ્રુપ બને ત્યારે, નવા છોડવાઓને વારસામ શું મળે છે તે નક્કી થાય. આ મીશ્રનું ઘણું જાણવાજોગ પરીણમ આવ્યું

બી) સઘળા નવા છોડવા લાંબા ઉઘરીયા. એનો અર્થ એ કે ઉંચાઇનો ગુણ પ્રબળ=ડૉમીનન્ટ હતો તેથી ઉચાંઇના વારસાને લીધે સવ છોડવા ઉંચા નીકળીયા. જયારે ટુંકાઇનો ગુણ દુરબળ=રીસેસીવ હતો તેથી એકપણ છોડવાને ટુંકાઇનો વારસો ન મળીયો, પણ છુપો રહયો

સી) ત્યાર પછી, મેન્ડલે આ ઉંચા છોડવાઓના નર તથા નારીજાતીવાલા ફુલોનું જોડાણ એકમેક સાથે કીધું. સી) તેનું પરીણમ એ આવ્યું કે, દર ૩) ઉંચાએ ૧) ટુંકાનાં પ્રમાણમાં નવા છોડવાઓ નીકળીયા. એટલે કે, ટુંકાઇનો વારસો જે બી) પહેલી ઓલાદમાં છુપો રહયો, તે સી) બીજી ઓલાદમાં પ્રગટી નીકળીયો.

ડી) ત્યાર પછી, મેન્ડલે સી) માં જન્મેલા ટુંકા છોડવાઓને પોતપોતામાં જોડાણ થવા દીધાં, જેના

ડી૧) પરીણામે સર્વ નવા છોડવાઓ ટુંકાજ (પ્યુર રીસેસીવ) સ્વચ્છ દુરબળ નીકળીયા, તથા એની વધુ ઓલાદો, સર્વ ટુંકીજ નીકળી

ડીર) જયારે, મેન્ડલે સી)માં જન્મેલા ઉંચા છોડવાઓને પોતપોતામાં જોડાણ થવા દીધાં, તેના પરીણામે, એકને બદલે બે જાતના નવા છોડવાઓ પેદા થયા. એટલે કે એમાંના ૩ પ્રમાણનાં છોડવાઓમાંથી ફક્ત ઉંચાજ (પ્યુર ડોમીનન્ટસ=સ્વચ્છ પ્રબળ) હમેશ પેદા થયા, તથા ૩ માંથી (ઇમપ્યુર ડોમીનન્ટસ=અસ્વચ્છ પ્રબળમાંથી) ૩) ઉંચાએ ૧) ટુંકાના પ્રમાણમાં છોડવાઓ હંમેશ પેદા થયા. એવી રીતે, આપણે મરજી પ્રમાણે, સ્વચ્છ ઉંચા, અસ્વચ્છ ઉંચા, યા સ્વચ્છ ટુંકાના પાક ઉતારી શકીએ. નીચેનાં પલાન પરથી એ ઝટ સમજ પડશે.




## મેન્ડલનાં અખતરાનાં પરીણામોની સમજ.

મેન્ડલના અખતરાએ ઉપજાવેલાં ઉપલાં પરીણામોની સમજ આ પ્રમાણે છે. દાખલા તરીકે ઉંચા ને ટુંકાનું મીશ્ર કરતાં જે નવું જોડ બીજ યા સેગમેન્ટેરસ ન્યુકલીઅસ (પાનું ૯૦) પેદા થાય છે તેમાં એક યા બીજો ગુણ (ઉંચાઇ યા ટુંકાઇ) ડોમીનન્ટ=પ્રબળ રહે છે, જયારે ઉલ્ટો ગુણ છુપો=રીસેસીવ રહે છે, ને એવા મીશ્રમાં એ ગુણો એકમેકમાં

ભેલાવાને બદલે છુટા રહે છે. જેને લીધે ઉપર જણાવેલા પરીણામ આવે છે. તેથી આ મેન્ડલના કાયદાને ગેમેટીક સૅગ્રાગેશનનો કાયદો કહે છે, અથવા માબાપના ગુણદોષોનું ક્રોમોઝમ્સની રૂએ, (પાનું ૯૦), વારસમાં ઉતરવા છતાં, બાળકોમાં મીશ્ર થવાને બદલે એકમેકથી જુદા રહેવું, જેથી માબાપોથી બાળકોનાં ગુણદોષો જુદા હોઇ શકે છે

**મેન્ડલનો ગેમેટીક સૅગ્રાગેશનનો કાયદો અમલમાં મુકવાથી, મરજી પ્રમાણે ફળ ફુલ ને ખેતીવાડીનો પાક તથા જાનવરોની ઓલાદ સુધારી વધારી શકાય છે. યુજેની કસની રૂઢીની ફતેહ.**

ઉપલા કાયદા પ્રમાણે, સુધરેલા દેશોમાં, મરજી પ્રમાણે, ફળ ફુલ ખેતી ઇ૦ નો પાક—જોઇયે તેવા જથામાં, તેમજ જાત અથવા પ્રકાર, દાખલા તરીકે ઉંચા યા ટુંકા, ઇ૦—પેદા કરવામાં આવે છે, તે એટલે સુધી કે, આગલ જે પાક એક ખાંડીનો ઉતરતો તેને બેવડો યા ત્રેવડો કરી શકાયો છે. એજ પ્રમાણે જાનવરો, મરઘાં બટકાં, ઇ૦ ની ઓલાદ, મરજી પ્રમાણે, સુધારી ને વધારી શકાય છે. એટલેથી નહી અટકતાં, માણસજાતની ઓલાદ સુધારવામ પણ એ કાયદો ઉપ્યોગમાં લેવામાં આવ્યો છે. દાખલા તરીકે, આપણે જાણીએ છે કે, કેટલક માબાપને ત્યાં હુશીયાર તથા કમઅકલી છોકરાંઓની મીશ્ર પેદાયશ હોય છે. ત્યારે **કમઅકલીઓની ઓલાદ, ઉપલો કાયદો એવાં કુટુંબને લાગુ પડવાથી નાબુદ કરી શકાય છે. તથા હુશીયારોની ઓલાદ વધારી શકાય છે.** એટલે કે, માણસજાતને સુધારવા યા વધારવાનું કામ, આ કાયદા પ્રમાણે સહેલ બને છે. કે જે વીધ્યાને આપણે યુજેનીકસની ઉપમાં આપી છે. (પનું ૧૫૪).

**મેન્ડલના કાયદા શીખી વકેવારૂ રીતે અમલ કીધાથી આ દેશની આબાદીમાં વધારો થાય.**

અત્યાર સુધી મેન્ડલનો કાયદો આપણે એક ચોકકસ ગુણ—ઉંચાઇતથા ટુંકાઇ—ને લાગુ પડતો દેખાડયો છે. પણ એ ઉપરાંત, એક થી વધુ ગુણને પણ એ કાયદો લાગુ પડે છે. દાખલા તરીકે, ઉંચા યા ટુંકા છોડવા, મરજી પ્રમાણે, પેદા કરવા ઉપરત, વટાનાંનું કદ નાનું યા મોટું, લેહ ઝત વાલું યા વીનાનું, ઇ૦ ગુણોની પેદાયશ પણ, મેન્ડલન કાયદા પ્રમાણે કરી શકાય છે. તેવીજ રીતે, જાનવરોમાં, ખુબસુરત ઝડપી કુદરતનો ઘોડો, યા સાધારણ ધીમો ગાડી ખેંચનારો ઘોડો ઇ૦ ચોકકસ જાતના ઘોડા

ઘોડીના સંગમથી, મરજી મુજબ, ઉત્પન કરવાની રૂઢી, આપણા હાથમાં છે. એ કાયદાઓ જો આ દેશના ખેડુતો, તેમજ મરઘા બટકાં, ઇ, તેમજ ઘોડા, બળદયા, ઇ૦ જાનવરો ઉછેરનારાઓ શીખે, ને શીખીને અમલમાં મુકે, તો જેમ તેઓને પૈસે ટકે ઘણો લાભ થાય, તેમ વળી, દેશમાં હાલ જે સારાં બળદયા ને ઢોરોની તંગી થઇ પડી છે તેનો વાજબી ઉપાય થાય, ને દેશની આબાદી વધારવાનું સાધન થઇ પડે.

**મેન્ડલના કાયદા પ્રમાણે આ દેશની વહેમી ફરજીયાતને બદલે પસંદગીના લગનની રૂઢી અખત્યાર કરવાના ફાયદા.**

એથી વળી એક પગલું આગળ વધી, મેન્ડલનાં કાયદાની રૂએ આ દેશની વહેમી ફરજીયાત લગ્નની રૂઢીમાં સુધારો કરી, પસંદગીના લગ્નની રૂઢી દાખલ કરવામાં આવે તો, ૬૦) ફગડ મુરદાલીયાંને બદલે પહેલી પંકતીના નરનારીઓની ઉતપન્તી કરી શકાય, જેઓ આ દેશને માણસાઇ સંપુરતાને શીખરે ચઢાવી શકે. હાલમાં તો હીન્દુ ઇ૦ દેશી લગ્નના કાયદા પ્રમાણે, ઘેલા, કમઅકલી, નામરદો, મુંગાબહેરા, તથા રગતપીતીયા ને અસાધ્ય દર્દીઓને લગ્નને માટે લાયક ઠરાવવામાં આવીયા છે ! જોકે તેઓ જનોઇ પહેરવા તથા ધાર્મીક ક્રીયાઓ કરવા માટે નાલાયક ઠરાવવામાં આવ્યા છે.

ટુંકમાં હીંદુ ઇ૦ દેશી લગ્નના કાયદા ઇયુજેનીક્સથી ઉલટા યા ડીસ-જેનીક છે. ને એનાં પરીણામો તરીકે, લાખો નાલાયક, ને નકામા સ્ત્રી પુરૂષો દેશમાં વસ્તી વધારી, દેશનું સત્યાનાશ વાળે છે, દેશને નીરધન રાખે છે, ને મુરદાલીયાઓની વસ્તી વધારવાને ઉતેજન આપે છે. આ દેશના ઉનન્તી માટે, દેશની સંસારીક રાહરસમોમાં બહોળો ફેરફાર કરવાની જરૂર. આજની આગળ વધતી સયન્સ વીધ્યા આપણને શીખવે છ, તે પ્રમાણે દેશ હીતકારીઓએ પ્રજાને અમલ કરતા શીખવવાની પોતાની ફરજ. સમજી અદા કરવી જોઇયે.

**મશહુર બાયોલોજીસ્ટ ડારવીનની ગુણદોષોના વારસા તથ વેરીએશન=માબાપ ને બાળકો વચેના ગુણદોષોની જુદાઇ વીષેની તર્ક.-(પાનું ૧૫૧)**

**જીંદગીની લડાઇ—નવીન જાતોની પેદાયશ.**

ડારવીન નામના મશહુર વીદવાન ખુદરતનું અવલોકન કરી એવા અનુમાનપર આયો કે દુન્યામાં જે જુદી જુદા જાતની પેદાયશ વધે છે

# પ્રકરણ ૨૧ મું.

——(:o:)——

## સ્ત્રી તથા પુરૂષનાં શરીરની રચના ને કાર્ય, તથા લાગણીઓ અને માનસીક શકતીઓની સરખામણી—આ દેશની ખોટી માન્યતાઓને લીધે સ્ત્રીનો હલકો દરજ્જો—કુદરત તથા સાયન્સની નજરે સ્ત્રીનો દરજ્જો પુરૂષ કરતાં ઉંચો.

આ દેશની પ્રજાઓમાં જડ ઘાલી બેઠેલી માન્યતાઓ તથા રહ્યમો માંની કેટલીએકનું ખોટાપણું સાયન્ટીફીક પુરાવા સુધાં આપણે તપાસ્યું છે. એઓમાં સંસારીક દુખ દરદો ઉતપંન કરનારૂં મુળ સ્ત્રીજાતીને લગતી હલકી માન્યતાઓ ને તેને લીધે સ્ત્રીજાતીનો હલકો દરજ્જો છે. એ માન્યતાઓ એટલી હાનીકારક છે કે હજારો વર્ષ થયાં આ દેશ પરાધીન ને નીરાધાર બન્યો છે, તથા જયાં સુધી એવી ખોટી માન્યતાઓનો નાશ ન થશે, ત્યાં સુધી દેશનો નાશ ચાલુ રહેશે. એ ખોટી માન્યતાઓ પ્રમાણે, પુરૂષ તે દેવતા ને સ્ત્રી તે તેની ગુલામડી ગણાય છે. ને એવી સ્થીતી ફકત આ દુનીયામાંજ નહી, પણ અજાણી આવી દુનીયામાં પણ ચાલુજ રહે છે! એ ઉપરાંત એમ પણ ખોટી રીતે માનવામાં આવે છે કે, સ્ત્રીને આત્મા નથી આવતો. સાયન્સની નજરે જોતાં, એવી માન્યતાઓ ખોટી ને હાનીકારક પુરવાર થાય છે, એટલુંજ નહી પણ, માણસજાતની ઉતપત્તી યા પ્રગટીકરણ (એવોલ્યુશન) ની નજરે જોતાં તો, ખરેખર સ્ત્રી પુરૂષ એકજ સપાટીપર માલમ પડે છે, ને જો કાંઇ પણ સપાટીનો ફરક હેય તો સ્ત્રી ઉંચી સપાટીએ ને પુરૂષ નીચી સપાટીએ માલમ પડે છે. યાને ખુદરતનાં કાયદા અનુસાર, સ્ત્રીનો દરજ્જો પુરૂષ કરતાં ઉંચો છે.

જીવ, જવાની. ને અમગી માણુસજાતને બક્ષનાર દેવી માતા—સ્ત્રી જ છે. તેજ પ્રમાણે ઘરની શેઠાણી ને કુટુંબની રાણી પણ સ્ત્રીજ છે. જો **જીંદગીની મુળ નેમ જીંદગી ચાલુ રાખવાનીજ ગણીએ,** યાને માણુસ યા જાનવર યા વનસ્પતીની પેદાયશની મુળ નેમ એવી પેદાયશ અમગી સુધી ચાલુ રાખવાની ગણીએ, તો એ નેમ પાર પાડવામાં મુખ્ય ભાગ સ્ત્રી યા નારી જાતીજ ભજવે છે. સ્ત્રીનાં ભલાં ખાતરજ પુરૂષને પેદા કીધા છે, કે પુરૂષો મહેનત મજુરી કરી, દુશમનો સામે લડી, સ્ત્રી તથા આવતી ઓલાદને માટે સર્વ જીંદગીની જોગવાઇઓ પુરી પાડે. યાને પુરૂષો સ્ત્રી તથા બાળકના નોકરો યા ગુલામો છે. આથી કરી આ દેશમાં ખોટી માન્યતા હસ્તી ધરાવે છે કે પુરૂષ તે દેવને શેઠ, તથા સ્ત્રી તેની ગુલામડી, એ ખુદરતી કાયદાની ભંગ કરનારી તથા વાહીયાત લેખાય.

## સ્ત્રી તથા પુરૂષના શરીરની સરખામણી.

સાધારણ પુરૂષ સ્ત્રી કરતાં વધારે કદાવર ને જોરાવર આવે છે. હાથ પગ ઉપરાંત છાતીનો ઘેરાવો પણ પુરૂષમાં મોટો આવે છે, કારણકે પુરૂષનું કામ લડવાનું ને પોતાનાં જોરનો ઉપ્યોગ કરી પોતાનાં કુટુંબને જરૂર જોગી જીંદગીની જોગવાઇઓ પુરી પાડવાનું છે.

## સુધરેલી પ્રજાના સ્ત્રીઓની મોટી વસ્તીપ્રદેશને લીધે મોટાં માંથાં ને ભેજાંવાળા બાળકો અ-તરે છે.

એથી ઉલટું, સ્ત્રી કદને જોર ને છાતીના ઘેરવામાં પુરૂષ કરતાં ઉતરતી આવે છે, તોપણ તેના પેટ ને પીડુને વસ્તીપ્રદેશના ભાગો પુરૂષ કરતાં મોટા આવે છે. સ્ત્રીનું મુખ્ય કામ વસ્તી વધારવાનું ને બાળકનું પોષણ કરવાનું છે, તેથી સ્ત્રીનાં એ મુખ્ય ભાગો—થાન, તથા **વસ્તીપ્રદેશ (પેલ્વીસ)** વધુ ધ્યાન ખેંચનારા હોય છે. પુરૂષમાં વસ્તી પ્રદેશ સાંકડી ને લાંબી હોય છે, ત્યારે સ્ત્રીમાં પહોળી ને ટુંકી હોય છે. જે પ્રજા વધુ સુધરેલી હોય છે, તે પ્રજાની સ્ત્રીઓની વસ્તી પ્રદેશ જંગલી પ્રજાઓની સ્ત્રીઓના કરતાં વધુ પહોળી ને મોટી આવે છે. તેનું કારણ એ છે કે, સુધરેલી પ્રજાનાં બાળકોનાં ભેજાં ને માંથાં જન્મ આગળથીજ મોટાં હોવાને લીધે, જો માતાની વસ્તી પ્રદેશ મોટી હોય તોજ ખુદરતી રીતે સુવાવડ વખતે બહાર નીકળી શકે. ઘણાએક બાળકો સુવાવડમાં મુવેલાં નીકળે છે તેનું કારણ, તેઓની માતાઓની વસ્તી પ્રદેશની સાંકડાઇને લીધે, તેઓની લોહીની નસો, ઇ., સુવાવડ દરમ્યાન દબાયાથી મરણ પામે છે. એમ કહે છે કે.

**એટલા કારણ સારૂ, અદભુત શકતીવાનાં બાળકો આવી રીતે કમોતે મરે છે, ને તેથી દુનીયા સાધારણ શકતીવાળાં બાળકોથી ભરચક થઇ ગઈ છે. જેમ જેમ પ્રજા સુધરતી જશે. તેમ તેમ સ્ત્રીઓની વસ્તી પ્રદેશ** બહોળી થતી જશે, ને ભવીષ્યમાં મોટાં ભેજાંવાળા મહા પુરૂષોની વૃધી થશે. આ તર્કના પુરાવા તરીકે, આફ્રીકાની જંગલી સ્ત્રીઓની વસ્તી પ્રદેશ ઘણી સાંકડી ને નાની આવે છે, જયારે યુરોપીયન સુધરેલી સ્ત્રીઓની વસ્તી પ્રદેશ મોટી ને પહોળી આવે છે, તેના સરખામણી છે.

## એવોલ્યુશન (પ્રગટીકરણ) નાં કાયદા પ્રમાણે. ભવીષ્યમાં નવી મહા પુરૂષોની ઓલાદ ઉત્પંન થશે.

એવોલ્યુશન યા પ્રગટીકરણનાં કાયદા પ્રમાણે, માણસજાત ભવીષ્યમાં કેવી બનશે તે જાણવું હીંયાં પ્રસંગોપાત થઇ પડશે. આપણે આગળ જોઇ ગયા કે, વાંદર જાતનાં વંશજો માણુસ જાત છે, કે જે પોતાની બુધ્ધી બળને લીધે દુનીયાની સર્વ પેદયશ પર સર્વોપરી સત્તા ભોગવે છે. પ્રકટીકરણનાં કાયદા પ્રમાણે, જેમ વાંદરમાંથી માણુસ પેદા થયા છે, તેમ વળી માણુસમાંથી ઉપ-માણુસ યા મહા પુરૂષ યા સુપરમેન પેદા થવા જોઇયે, ત્યારે એ નવી ઉપ--માણુસોની ઓલાદનાં શરીર કેવાં બનશે ? **બાળક જેવાં, એટલે કે, મોટું માથું ને ભેજું તથા પેટ, નાની છાતી તથા નાના હાથ પગ. તથા બાળ વીનાના સુંવાલી ચામડીવાલા.** કારણકે એ ઉપ—માણુસો ને શારીરીકને બદલે, માનસીક જોર વધારે કામનું ને અગત્યનું થઇ પડશે, ને તેઓ હાથ પગને બદલે, પોતાની ચાલાકીથી એકમેક સામે લડાઇ ચલાવશે. તેઓ માનસીક ખીલવણીને લીધે, ખુદરતનાં ભેદભર્મો ખુલા પાડી તેનો ઉપયોગ કરશે, ને આજ સુધી જે માણુસજાત અજ્ઞાણમાં સબડે છે, તેની જગાએ સર્વ જ્ઞાની તેઓ બનશે. ને તેથી કરી સર્વ શકતીમાન એટલે દેવતા જેવા પણ બનશે! એવોલ્યુશન યા પ્રકટીકરણનાં કાયદા પ્રમાણે, માણુસે આગળ ને આગળ સુધારામ વધવુંજ જોઇયે, નહી તો પાછળ હટવું જોઇયે, આગળ વધવાથી, ઉપ—માણુસો પેદા થશે, તથા પાછળ હટવાથી, માણુસજાત કમજાત બનશે ને વહેલે નાશ પામશે **કુલ ખુદરતમાં કોઇ પણ જીવતી યા બીજી વસ્તુ સ્થીર નથી રહેતી, પણ આગળ વધે છે યા પાછળ હટે છે.** તેમ આ દેશની પ્રજાઓ સુધારામાં આગળ ન વધશે, તો બીગાડામાં પાછળ હટશે. બાપદાદાઓ કરતાં બેટાઓ એક કદમ આગળ વધવાજ જોઇયે, નહી તો ચાર કદમ પાછળ હટવા જોઇયે, એવો ખુદરતનો કાયદો છે.

## એવોલ્યુશનના કાયદા પ્રમાણે, સ્ત્રી માહાપુરૂષ (ઉપ—માણુસ)ની સપાટીએ પુગી છે, તથા પુરૂષ વાંદરની સપાટીએ પુગો છે.

એવોલ્યુશનનાં ઉપર બતાવેલા કાયદા પ્રમાણે સ્ત્રી પુરૂષમાંથી કઇ જાતી આગળ વધે છે, ને કઇ પાછળ હઠે છે? જો બાળક તથા સ્ત્રીનાં શરીરનો મુકાબલો કરીયે તો, તુરત માલમ પડશે કે, બાળકની માફક સ્ત્રીનું મથું ને પેટ મોટું આવે છ, નાની છાતી તથા તેના હાથ પગ, તથા વાળ વીનાની સુંવાળી ચામડી હોય છે, જે સર્વ ઉપ—માણુસ યા મહાપુરૂષો ધરાવે છે. તેથી સ્ત્રી ખરેખર પુરૂષ કરતાં ઉંચી કીસમની બને છે, તેથી મોટાં માથાંવાલા ઉપ—માણુસોની સપાટીએ પુરૂષ કરતાં આગ ળથી પુગી છે. સ્ત્રા એવી રીતે વધારે બાળરૂપવાળી તેથી ઉપ—માણુસ રૂપવાલી હોવા ઉપ ાંત, પુરૂષ કરતાં વધારે જવાન રહે છે, જેથી કરી બાળક ઉછેરવાને તે વધારે લ યક હોય છે. એથી ઉલટું, પુરૂષ વાંદર ય જંગલી માણુસરૂપી બને છે, ને તેઓની સપાટીએ પુગે છે. દાખલા તરીકે તેનું માંથુ નાંનુ ચહેરો મોટો. છ તી મોટી, હાથ પગ મોટા, તથા પેટ નાનું, વાળથી ભરેલી ને ખરભચડી ચામડી, કે જે સર્વ વાંદરોમાં પણ જોવામાં આવે છે, તેવો વાંદરીયો બને છે. એટલે કે, પુરૂષ ઉમરે પુગતાં ઉપ—માણસની સપાટીએ ચઢવાને બદલે, વાંદરની નીચ સપાટીએ ઉતરે છે.

આટલા પરથી સ્પષ્ટ થશે કે, પુરૂષ કરતાં સ્ત્રી ખરેખર ઉંચ પદવી ધરાવે છે, તથા એવોલ્યુશનના કાયદા પ્રમાણે, જો ભવીષ્યમાં માણુસ ઉપ—માણુસ યા દેવતા જેવા બનશે તે સ્ત્રીને આભારેજ. લોકોમાં એવો સામાન્ય ખ્યાલ છે, કે પૂરૂષનું ભેજું સ્ત્રી કરતાં મોટું આવે છે, તે બીલકુલ ખોટો છે. હજારો ભેજાંની તપાસ પરથી માલમ પડે છે કે, બે જાતીમાં કાંઇપણ જાણવાજોગ ફરક નથી કે હોતો, ને જો કાંઇ હોય છે તો, સ્ત્રીનું ભેજું તેના શરીરનાં પ્રમાણમાં, પુરૂષ કરતાં મોટું હોય છે.

વધુ, અદભુત શકતીવાલાં--જીનીઅસ,--મરદો, ઘણુાખરા, બાળ યા સ્ત્રી રૂપવાલા હોય છે. યાને તેઓ કદે નાના, ને માથે મોટા હોય છે, એ તો એક જાણીતી વાત છે આપણામાં કહેવત છે કે, "લંબાસો બેવકુફ, ઓર ટુંકા સો ઉસ્તાદ," તે કેટલેક અંશે ખરી છે.

## સ્ત્રી તથા પુરૂષની જીવનશક્તીની સરખામણી-ઓમાં વધુ પ્રમાણ.

ઉપર પ્રમાણે, પુરૂષ કરતાં સ્ત્રી, શારીરીક પદવી ઉંચી ધરાવે છે. તેજ પ્રમાણે તેની જીવનશક્તી પણ વધુ પ્રમાણમાં આવે છે. જો સ્ત્રી પુરૂષોનાં ખાસ દરદો, સુવાવડ, ઇ૦ બાદ કરીયે તો, એક નીયમ તરીકે, સાધારણ રોગો સ્ત્રીપર, પુરૂષનાં જેટલાં પ્રમાણમાં ગલ્બો નથી કરતાં, તેમજ કમોતો નથી ઉપજાવતાં. ને એ કારણે, દુનીયામાં સ્ત્રી વધુ લાંબી જીંદગી ભોગવે છે, તથા બુઢા પુરૂષો કરતાં બુઢી સ્ત્રીઓ વધારે માલમ પડે છે, એ પુરવાર કરે છે કે સ્ત્રીની જીવન શક્તી ઉંચા પ્રકારની આવે છે.

## સ્ત્રી પુરૂષની લાગણીઓની સરખામણી

શારીરીક છોડીને હવે સ્ત્રી પુરૂષની લાગણીઓ તપાસાયે.

સ્ત્રી વધારે લાગણીવાળી આવે છે, તેમજ તેનીમાં લાગણી વધારે જલદીથી ઉશ્કેરાય છે, ને દપટ પડી જાય છે. તથા જલદીથી થાકને લીધે મંદ પડી જાય છે. કે જેમ બાળકોમાં પણ જોવામાં આવે છે. એ ઉપરાંત સ્ત્રીમાં વધારે સહનશીળતા, તથા સ્વભોગનાં ગુણો વધારે ખીલેલા હોય છે. **જાતી લાગણી તથા ઇચ્છા** પુરૂષની માફક, કાબુ વગરની નથી હોતી, તેમજ સહેલાઇથી ઉશ્કેરાતી નથી. કારણ કે, જયારે પુરૂષને મનસે થોડા વખતની મજાહ શીવાય બીજુ કાંઇ નથી હોતું, ત્યારે સ્ત્રીને નવ મહીનાની જંજાળ, સુવાવડની, તેમજ ધાવણની વેદના ખમવી પડે છે. વધુ, સ્ત્રીમાં લજ મર્યાદાની લાગણી પણ વધારે ખીલેલી હોય છે. યાને લાગણીની બાબદમાં, સ્ત્રીની લાગણી પુરૂષથી જુદીજ તરાહની આવે છે.

## સ્ત્રીની માનસીક શક્તીઓ ઉંચ પ્રકારની છે—ગઇ ખુનખાર લડાઇનો ધડો ને પુરાવો.

સ્ત્રીની માનસીક શક્તીઓ પુરૂષ જેવીજ મોટે ભાગે હોય છે, પણ કેળવણીની તક ન મળવાને લીધે, તેમજ આસપાસના સંજોગો, જેવા કે આ દેશના સંસારીક ને ધાર્મીક રીત રીવાજોના લીધે, એશીયા ખંડની સ્ત્રીઓને—પારસીઓ સીવાય—ફરજયાત અભણ રાખવામાં આવે

છે, તેથી એઓની માનસીક શકતીઓ ખીલવાને બદલે કરમાઇ જાય છે. યુરોપ તથા અમેરીકાની સ્ત્રીઓએ સુલેહ, તેમજ ગઇ ખુનખાર લડાઇનાં વખતે, પુરવાર કરી આપ્યું છે કે, કોઇપણ જાતનો ધંધો જેમાં મનસીક શકતીઓ વાપરવી જોઇયે, તેમાં તેઓ ફતેહમંદ નીવડયાં છે. એટલુંજ નહી પણ, ઘણાખરા સર્વ ભારી જોર માગતા ધંધાઓમાં પણ તેઓ પુરૂષની જગ્યા લઇ શકયાં છે, દાખલા તરીકે, દારૂગોળાઓના ફેકટરી ૯૦ માં સ્ત્રીઓએ મરદની જગા લઇ, મરદને લડવા જવા માટે ફારેગ કીધા હતા.

**યુરોપ તથા અમેરીકામાં લડાઇની અગાઉ પણ, સ્ત્રીઓનો દરજજો મરદ જેવોજ સરખો ગણુતો હતો.** જયારે લડાઇ પછી, તેઓનો દરજજો આગળ કરતાં વધારે ઉંચ ગણાય છે. આવી રીતે સુધરેલી દુનીયાની સ્ત્રીઓ ભણેલી, શીખેલી, ઉંચા દરજજાવાલી, સ્વાધાર રાખનારી, સ્વતંત્ર બની છે, ત્યારે આ પછાત દેશમાં તો સ્ત્રીની સ્થીતી બહુજ કફોડી, હલકી, અખુદરતી, ને શરમભરી હજુર ચાલુજ છે. જે પુરવાર કરે છે કે આ દેશના પુરૂષો હજુર સુધરીયા નથી, ને સ્ત્રીના જુલમગાર છે ને ઘણીજ હલકી પંકતીએ પડી રહયા છે. પ્રજાની ઉન્નતી માટે સ્ત્રીની ઉન્નતી અવષ્યની છે. તેજ પ્રમાણે, સંસારીક દુખ દરદો કમી કરવા, આ દેશના સ્ત્રીઓની પંકતી ઉંચા સપાટીએ ચઢાવવી જોઇયે. દુખી ને જુલમી સંસારનું એક મુળ આવી રીતેજ ઉખેડી શકાશે, તથા સુખી સંસારનાં બીયાં રોપી શકશે. અજ્ઞાન, વહેમ, ખોટી માન્યતાઓનો ઉતાર સંગીન કેળવણી છે. **હાલની કેળવણીની રૂઢી એટલી સડેલી છે કે, કેળવાયલાઓ ખપતા પુરૂષો પણ હજુર અર્ધ જંગલી જેવા રહી ગયા છે, તથા પોતાની સ્ત્રીઓને બીલકુલ જંગલી હાલતમાં રાખતાં શરમાતા પણ નથી. તથા સ્ત્રીઓને પગની જુતી** બરાબર ગણી, પોતાની મા, બહેન, બાયડી, યા બેટીનાં ખુદરતી દરજજાને છાજતું માન આપવાનેબદલે, તેઓને હીણે છે. એમાં તો કાંઇ શક નથીકે, જો આ દેશની સ્ત્રીઓને, સુધરેલા દેશો માફક સંગીન કેળવણી મળે તો, તેઓ પોતાથી સુધરેલી બહેનપણીઓ માફક, પોતાની માનસીક શકતીઓથી પુરૂષ કરતાં જલદી આગળ વધે, તથા દેશમાં સંસારીક દુખ દરદોનો તેમજ નીર્ધનતાનો અન્ત જલ્દી આણી, દેશમાં સંસારીક સુખ તેમજ આબાદી ને ઉન્નતી વધારે. કેળવણીના પ્રતાપે હાલના જુલમી સંસારને લીધે જે

કમભાગ્ય સ્ત્રી લક્ષણો માલમ પડે છે, તે નાબુદ થશે, તથા નવીન કેળવણીની રૂઢી પ્રમણે શીખેલી, ભણેલી સ્ત્રીઓમાં નવા સદગુણી લક્ષણો ખીલશે. ને સ્ત્રીઓ સ્વમાન જાળવનારી થયાથી, પોતાનાં બાળકો તથા બાળકીઓને સ્વમાન જાલવનારાં, સદગુણી બચ્ચાઓ તરીકે ઉછેરી શકશે.



# [ ૧૬૧ માં સફાનો વધારો. ]

વનસ્પતી, જાનવર, તથા માણુસ—એ સર્વ પેદાયશ, અસલવારે સર્વ એકત્ર—એકજ હતી. (જુઓ પાનું ૯૬) પણ આસ પાસનાં બદલાતા ખુદરતી સંજોગોને લીધે, જે ઝનુની જીંદગીની લડાઇ જીવતી પેદાયશ વચે હમેષની ચાલુ રહી છે, તેનાં પરીણામે, નવીન જાતોની પેદાયશ થઇ. એ ખુદરતી સંજોગો કયા છે! દાખલા તરીકે. જળચર પ્રાણીઓને ભીંગડાં જોઇએ, નહીતો આસપાસના ખુદરતી સંજોગો એટલે પાણીમાં તરી નહી શકે—તેમજ પક્ષીઓને ઉડવા માટે પાંખ જોઇએ—તેમજ વળી જમીનપર દોડનારાઓ માટે પગ જોઇએ—જ્યારે વળી એવડા સંજોગોનો આધીન જેવાં કે પક્ષીઓ માટે—પગ તેમજ પાંખની જરૂર છે.

## ૧) વારસામાં જુદાઇ (વેરીએશન) તેથી નવી જાતોની ઉતપત્તી.

એવા ખુદરતી સંજોગોને લીધે, એકત્ર પ્રાણીઓની શારીરીક રચનામાં આસ્તે આસ્તે ફેરફાર થવા માંડીયો. એટલે કે, માંબાપનાં ગુણદોષોથી બાળકોનાં વારસામાં ઉતરેલા ગુણદોષો જુદા પડવા માંડીયા, જેવી જુદાઇને વેરીએશત કહે છે, ને હજારો વર્ષ પછી, આસ્તે આસ્તે એ નવા વેરીએશનોમાં ઉમેરો થતાં, નવાં પ્રાણીઓની ઓલાદ, તેઓના પુરવજોથી ગુણદોષોમાં જુદી પડવાને લીધે, નવીન જાતો દુનીયામાં ઉતપન કરી શકી.

## ૨) આસપાસના સંજોગોને અનુસરી આગળ વધવું.

કાંઇ સઘલાંજ બાળકો, માબાપથી જુદાં ન પડી શકયાં, પણ જે બાળકો પોતાના ભાઇબંધુઓ કરતાં વધુ પ્રબળ ગુણદોષો ધરાવતાં તેઓ જીંદગીની લડાઇમાં (જેમ માણસ જાતમાં બને છે તેમ) વધુ ફતેહમન્દ નીવડયા ને તેઓ તથા તેઓના બાળકો એવા આસપાસના બદલાતા સંજોગો મુજબ આગળ વધવાથી (એડૅપટેશન ટુ એનવીરનમંન્ટ) નવી જાતો યા કોમો સ્થાપી શકયા. જયારે એઓના હારેલા ભાઇબંધુઓ જુના વીચારવાલા હોવાથી જીંદગીની લડાઇમાં નીશફળ નીવડયા. તથા તેઓની ઓલાદનો નાશ થયો.

## ૩) ખુદરતી પસંદગી—જીંદગીની લડાઇમાં સૌથી લાયક જીતે છે ને જીવે છે.

ખુદરતે પોતાની પસંદગી એવા વધુ સહાસીક જાતોપર ઉતારી, તેથી આ નીયમ ૩) "નેચરલ સીલેકશન"=ખુદરતી પસંદગી ને નામે મશહુર થયો છે, આપરથી એટલું સીધ્ધ થાય છે. કે જીંદગીની લડાઇમાં સૌથી લાયક જીતીને જીવે છે=(સરવાઇવલ ઓફ ધી ફીટેસ્ટ.) જયારે નાલાયક હારીને મરણ પામે છે.

## ૪) સદગુણોવાલામાં જાતીની પસંદગી (સૅકસુઅલ સીલેકશન.)

વધુ એટલું યાદ રાખવું કે જે પ્રાણીઓ જીતે છે, તેઓમાં પોતાની ઓલાદ ઉંચ રાખવા તથા સુધારવા ખાતર, હમેષ સર્વોતમ નરનારી એકમેકને

પોતાના સાથી તરીકે પસંદ કરે છે. જ્યારે જાનવરોને પ્રાણીઓ સુધાં આવી ખુદરતી અક્કલ પોતાનો સાથી સોધી લગ્ન કરવામાં વાપરે છે, ત્યારે આ દેશનાં લોકોના લગ્નના રીવાજમાં તો એટલી પણ અક્કલ નથી, તથા પસંદગીના ને બદલે ફરજીયાત (દુખી, દર્દી, ઇ.) કજોડાંનાં લગ્ન બાળાવસ્થામાં કરવામાં આવે છે, તેથી ૩૦) કરોડ મુરદાલીયાં ઉતપન થાય છે!

## ૫) સરખા સરખામાં જાતીની પસંદગી (હોમોગેમી)

ખુદ એકજ જાત—પ્રાણી યા જાનવર—માં, એક નીયમ તરીકે, શારીરીક મળતાપણાવાલા નર નારીઓ એકમેક સાથે જોડાય છે, જેથી ઓલાદ સુધરે છે. દાખલા તરીકે, ઉંચાઓ ઉંચા સાથે, ને ટુંકાઓ ટુંકા સાથે લગ્નમાં જોડાય છે!! આપણે એટલું યાદ રાખવું જોઇયે કે, **લગ્નનો રીવાજ, તેમજ એકજ સાથી** (યા બાયડી) **કરવાનો રીવાજ, મોટે ભાગે પ્રાણીઓ તથા જાનવરોમાં હસ્તી ધરાવે છે.** જ્યારે આપણા તેમજ બીજા કેટલાક પછાત દેશોમાં તો એકથી વધુ બાયડી કરવાનો કમઅકલી રીવાજ હસ્તી ધરાવે છે.

## ૬) ડી વ્રાઇઝની મ્યુટેશન થીયરી=ઝડપી એકાએક ફેરફારવાલી તર્ક, જેથી નવીન જાતીઓ ઉત્પન થાય છે.

જ્યારે ડારવીનની ઉપર વર્ણવેલી તર્ક ૪) પ્રમાણે, નવીન જાતોની ઉતપત્તી આસ્તે આસ્તે હજારો વર્ષો પછી, નવા વેરીએશનોમાં ઉમેરો થતાં એવાં નવાં પ્રાણીઓની ઓલાદ, તેઓના પુર્વજોથી ગુણદોષોમાં જુદી પડવાને લીધે, નવીન જાતો દુનીયામાં ઉત્પંન કરી શકી, ત્યારે ડી વ્રાઇઝ નામના બીજા વીદવાનનાં અવલોકન તથા અખતરાઓ મુજબ, નવીન જાતો આસ્તે આસ્તે નહી પણ ઝડપી એકાએક ફેરફાર ગુણદોષોનાં વારસામાં થવાથી, નવીન જાતો ઉત્પંન થાય છે

વધુ, આગલ દરશાવેલો મેન્ડલનો વારસાનો કાયદો, આ તર્કને પણ લાગુ પડે છે.

## યુરોપ તથા અમેરીકામાં ગુણદોષોનાં વારસા વીષે શોધખોળ ને દેશની આબાદીમાં વધારો.

જીવતી પેઢાયશના ગુણદોષોના વારસાને લગતાં ઉપલાં વીવેચનપરથી, એ વીષય કેટલોને કેવો બીકટ છે, તેમજ કેટલો મનોરંજક છે, તે વાંચકો જોઇ શકશે. યુરોપ તથા અમેરીકાનાં આગળ વધેલા દેશોમાં ગુણદોષોનાં વારસાનાં કાયદાઓની શોધખોળ મોટા પાયાપર વર્ષો થયાં ચલુ રાખવામાં આવી છે. વનસ્પતી, જાનવર, તેમજ માણુસજાત, સર્વપર અખતરા અજમાવવામાં આવે છે, તેમજ સાયન્ટીફીક રૂઢી મ રફતે એ સર્વની ઓલાદ સુધારવામાં કેટલીક ફતેહ આજ સુધીમાં મળી શકી છે. એ પાછળ કરોડો રૂપીઆનો ખર્ચ કરવામાં આવે છે, જેનાં પરીણામે તે દેશોની આબાદીમાં બહુ મોટો વધારો થયો છે, તથા ભવીષ્યમાં એથી પણ વધુ થવાની વકકી છે.

# પ્રકરણુ ૨૨ મું.

—:o;—

## છુપાં સંસારીક દુખ દર્દોના ત્રણ વીભાગો, તથા મુખ્ય કારણો (૧–૭).

### શારીરીક રચના ને કાર્યની સ્થીતી—નીરોગી જાણુવાથી રોગીષ્ટ સમજ પડે.

આ સાથે પુસ્તકનો બીજો ભાગ શરૂ થાય છે. અત્યાર સુધી એકવીસ પ્રકરણુમાં (પહેલુ તથા બીજુ પ્રકરણુ બાદ કરતાં) આપણે શરીરની સામાન્ય રચના તથા કાર્ય, તે પછી મર્દ તથા સ્રીના પીશાબના ભાગો ને કાર્ય, તે પછી મર્દ તેમજ સ્રીના જાતીના ભાગો ને કાર્ય; હમેલની ઉતપતી, સુવાડ અને તેની મવજત, તથા બાળકની મવજત; મરજી પ્રમાણે છોકરો યા છોકરી અવતરી શકાય કે નહી તેની તપાસ; તથા જીવતી પેદાવશમાં વારસાને લગતાં શોધો; ને છેલ્લે સ્રી તથા પુરૂષના શરીરની રચના ને કાર્યના મુકાબલો તપાસ્યો છે. એ સર્વ વીષયો તપાસવાની જરૂર શું હતી? તે તો સુજ્ઞ વાંચકોને સમજાવવાની જરૂર નથી. એટલું તો દેખાતું છે કે, જો આપણે મનુષ્યની શારીરીક રચના તથા કાર્યનાં કોઇ પણુ જાતનાં દર્દો તપાસવાં હોય તો, સાધારણુ તનદરૂસ્તીમાં મનુષ્યની શારીરીક રચના ને કાર્ય વીશે આપણુને માહીતી હોવી જોઇયે. જો નીરોગી સ્થીતીનું ભાન આપણુને ન હોય તો, રોગીષ્ટ સ્થીતીનું જ્ઞાન મેળવવુ મુશકેલ છે. આપણે અત્યાર સુધી, ખાસ કરી સ્રી પુરૂષના પીશાબ તથા જાતીના ભાગોની રચના તથા કાર્યની તપાસ વીગતવારે કીધી છે. તેની મુખ્ય નેમ એજ છે કે, જયારે એ ભાગો રોગને આધીન થાય છે, ત્યારે એ ભાગોમાં શું શું જાતના ફેરફારો રોગને લીધે પડે છે તે આપણે ઝટ સમજી શકયે. લોકોમાં જેમ છુપા ભાગોની રચના ને કાર્ય વીશે હજાર જાતના વહેમ તથા ખોટી માન્યતાઓ હસ્તી ધરાવે છે, તેમ એ ભાગોનાં "છુપા સંસારીક દુખદર્દો" વીશે એથી વધુ હાનીકારક વહેમો ને માન્યતાઓ હસ્તી ધરાવે છે.

## શું "છુપાં" દરદો ખરેખર "છુપાં" રહી શકે છે કે? ગરમીના દરદોનો કપટી ચેપ ઘણા દાખલાઓમાં પહેલે છુપો રહી, પાછળથી જાહેર થાય છે.

આ દરદોને 'છુપાં'ની ઉપમા સાધારણ રીતે અપાય છે, તેથી શું એ દરદો ખરેખર છુપાં રહી શકે છે કે? એવો સવાલ ઉભો થાય છે. એ દરદો એવાં છે કે, આખાં શરીરપર ખરાબ અસર ઉપજાવે છે, જીવન શકતી બીગાડે છે, ને માંથાંથી તે પગ સુધી હજાર જાતનાં દેખીતાં પરીણામો નીપજાવે છે. વળી, સાધારણ માણસો જે ન દેખીતાં યા છુપાં પરીણામો પારખી નહી શકે, તેવાં પરીણામો અનુભવીઓ ને સ્પેશીયાલીસ્ટો સહેલાઇથી પારખી શકે છે. ત્યારે એવાં દરદોને "છુપાં" લેખવાં એ એક જાતનો ભાષાનો ગેરઉપયોગ લેખાય. એવાં દરદોને "છુપાં" ગણવાથી, જેમ દરદીને પોતાને તેમજ તેના કુટુંબ, મીત્રો, કોમ, ને પ્રજાને ગંભીર ગેરલાભ થાય છે. દાખલા તરીકે, ગરમીના ચેપી દરદથી પીડાતો દરદી પોતાનો ઝહેરી ચેપ પોતાની સ્ત્રી, બાળકો, કુટુંબ, મીત્રો, કોમ, ને પ્રજામાં ફેલાવે છે, ને તેથી કરી આ દેશમાં ગરમીના ચેપનો ફેલાવો સાર્વજનીક છે. ને એ કારણસર તેનો અટકાવ કરવો મુશકેલ છે. વધુ, ગરમીનો ચેપ, જો શીતળા, મરકી, કોલેરા માફક, થોડે થોડે વખતે જોરમાં ઉભરી નીકળી લોકોમાં મરણો ઇ. ને લીધે ગભરાટ ફેલાવતો હતે, તો લોકોમાં એ દરદ સામે પણ ધાસ્તી બેસતે. પણ બીજા ચેપી રોગો જ્યારે દરદીને મારી નાખે છે, યા સાજા થવા દે છે, ત્યારે ગરમીનો કપટી ચેપ દરદીને રીબાવે છે, તેની જીંદગી દુખી બનાવે છે, તેના કુટુંબ કબીલા ને ખુવાર કરે છે, ને તે પછી દરદીને કમોતે મારી નાખે છે. એ ચેપ એવો કપટી છે કે અજ્ઞાનને લીધે ઘણાક દરદીઓ પોતાને દરદ કેમ ને ક્યારે લાગુ પડયું તે પણ જાણતા નથી, કારણકે તેઓ "ગરમીના નીરદોષી ભોગ" બને છે. ત્યારે માણસ જાતના એવા કપટી દુશ્મન વીષે જાહેર પ્રજાનું અજ્ઞાન દુર કરવાની જરૂર છે એમ તો સઉ કોઇ કબુલ કરશે. આવાં કપટી દરદોને તેઓનાં છુપા કપટને લીધે, "છુપાં"ની ઉપમાં આપવામાં અવતી હોય તો ભાષાનો ગેરઉપયોગ કીધેલો ન લેખાય. વધુ, ઘણા દાખલાઓમાં ગરમીના દરદોનો કપટી ચેપ પહેલે છુપો રહી, જો ચાંપતી સારવાર નથી કરવામાં આવતી તો, ૩૦ યા ૪૦ યા વધુ વર્ષો પાછળથી, પ્રગટી નીકળે છે, ને જાહેર થાય છે.

## છુપાં સંસારીક દુખ દરદોના ત્રણ વીભાગ. એક) ચેપી દરદો—ત્રણ જાતનાં. બે) બીનચેપી દરદો-ચાર જાતનાં.—તથા ત્રણ) પીશાબ તથા જાતીના ભાગોનાં બીજાં દર્દો—ઘણી જાતનાં.

આપણે છુપાં સંસારીક દરદોના ત્રણ વીભાગ પાડી શકીયે છે-એક, ચેપી, ને બીજો બીનચેપી, તથા ત્રીજો, એ બે સીવાય, પીશાબ તથા જાતીનાં ભાગોનાં બીજાં દર્દો.

### પહેલા ચેપી વીભાગમાં, ત્રણ જાતના દર્દો સમાઇ જાય છે.

૧) પોચી ચાંદી યા ટાંકી (સૉફ્ટ શૅન્કર) ૨) કઠણ ચાંદી યા ટાંકી, યા વીષફોટક, ઉપદંશ, તેજા ગરમી, આતપી, યા બાદશાહી દરદ યા ફીરંન્ગી રોગ (સાફીલીસ) ને ૩) પ્રમેહ યા પરમીયો. આમાં પ્રદર (ગૉનૉરીઆ).

### બીજા બીનચેપી વીભાગમાં, ચાર જાતના દર્દો સમાઇ જાય છે.

૧) કુટેવ યા હાથરસ (માસ્ટરબેશન)

૨) વીર્ય સ્ખલન (સ્પરમેટોરીઆ).

૩) નબળી પડી ગયલી મનશકતી (સેકસુઅલ ન્યુરએસ્થીનીઆ) ને તેનાં પરીણામો. મનશકતી નબળી પડવાનાં મુખ્ય કારણોમાં ઉપલાં ૧) ને ૨) ઉપરાંત, કમશકતી યા અશકતી, નામરદાની તે નાઝનાની આવી જાય છે.

૪) વાંઝીયાપણું (સ્ટરીલીટી).

### ત્રીજા વીભાગમાં, પીશાબ તથા જાતીનાં ભાગોનાં, ઉપલા બે વીભાગોમાં આવેલા સીવાય, બીજાં દરદોનો સમાવેશ થાય છે.

વાસ્તવીક રીતે જોતાં, પહેલા બે વીભાગોવાલાં દરદો "છુપાં સંસારીક દરદો" લેખાય, પણ આ દેશમાં પીશાબ તથા જાતીનાં ભાગોનાં સર્વ દરદો "છુપાં" લેખાય છે, તેથી આ ત્રીજો વીભાગ ઉમેરવાની જરૂર છે.

## એકજ દર્દી, ચેપી તથા બીનચેપી મળી, સાત યા વધુ દર્દોનો ભોગ બની શકે છે.

આપણે ઉપર છુપાં દુઃખ દરદોના ત્રણ વીભાગ પાડયા છે. તોપણ એટલુ યાદ રાખવું કે ઘણા દાખલાઓમાં એકજ દર્દી એ સર્વ દર્દોનો વખતો વખત ભોગ થઇ શકે છે. તેનું કારણ આ છે, સ્વકાબુની ખીલવણીની તેમજ ડીસીપલીનની ગેરહાજરીને લીધે, નાંના છોકરાઓ બચપણથીજ, અનીતીનો માર્ગ લે છે. એ માર્ગ છુપાં દરદોનાં ઘલાણ તરફ ઘસડે છે. દાખલા તરીકે, શરૂઆતમાં એક નાનો છોકરો કુટેવ શીખે છે, તેનાં પરીણામે આગળ ચાલતાં વીર્ય સ્ખલનનું દરદ ઉપજે છે, ને એના પરીણામે મન શકતી નબળી પડે છે; તેથી અનીતીમાન સ્ત્રીના સંગતમાં પડે છે, તેથી એવી સ્ત્રીના ચેપી રોગોનો ચેપ તેને લાગે છે. ચેપી તેમજ બીનચેપી દરદોનું પરીણામ વાંઝીયા-પણાંનું દરદ આખરે તેને લાગુ પડે છે. એવી રીતે એકજ દરદી સાત યા વધુ દરદનો ભોગ થઇ પડે છે. ત્યારે એટલું યાદ રાખવું કે છુપાં દરદો બ્યાનને ખાતર ત્રણ વીભાગમાં દરશાવ્યાં છે, તોપણ ઘણા દાખલાઓમાં એકજ દરદી સર્વનો ભોગ થઇ શકે છે.

## છુપાં સંસારીક દુઃખ દરદોના મુખ્ય કારણો (૧-૭).

૧) અજ્ઞાન ને હેમ ૨) વૈદો ને હકીમોની સાધારણ રીતે લલચવનારી ખોટી જાહેર ખબરો ને મુફત પુસ્તકો ૩) હવસપર સ્વકાબુની ગેરહાજરી ૪) બાળલગનની ઘેલી રૂઢી ૫) દુર વ્યસનોનો લખ ૬) અનીતીમાન સ્ત્રીએ તથા પુરૂષોની સંગત ૭) હવસ ઉશકેરનારાં બીજાં સાધનો.

## ૧) અજ્ઞાન ને વહેમનો ઉપાય—જ્ઞાનનો ફેલાવો—આ પુસ્તકની એક નેમ.

વગર કારણે, દુનીઆમાં કાંઇ પણ થતું નથી. ત્યારે છુપાં દુઃખ દરદોનાં પણ કારણો હોવાંજ જોઇએ, એ તો દેખીતું છે. માણસજાતનો કટટો દુશમન ૧) અજ્ઞાન ને તેનું માનીતું બાળક વહેમ છે. જાતીના ભાગોની રચના ને કાર્યના ભેદભરમો વીષેનું માણસજાતનું જ્ઞાન ગઇ અરધી સદી આગળ ઘણુંજ થોડું હતું. પણ તબીબી સાયન્સના વધારા સાથે એ ભેદભરમો આપણે કેટલાક હદ સુધી સમજી શકીએ

છે. તે તો આ પુસ્તકના પહેલા ભાગમાં આપેલી સમજપરથી વાંચકો જોઇ શકયા હશે. હવે જયારે આપણું જ્ઞાન આટલી હદે વધ્યું છે ત્યારે તે જ્ઞાન ફેલાવવાની ફરજ અદા કરવી ઘટે છે. હમારી તો ખાતરી છે કે હરેક સ્કુલમાં દસ વરસની ઉપરના છોકરા છોકરીઓને જાતીના ભેદભરમોનું જ્ઞાન ફરજીયાત આપવું જોઇયે. કારણકે આ દેશમાં તો બાળલગ્નનો ધારો હોવાથી, નાની ઉમરે બાળકોમાં જાતીના ભેદભરમો જાણવાની ઇંતેજારી પેદા થાય છે, ને સાયન્ટીફીક જ્ઞાનની ગેરહાજરીમાં, તેઓ બહુજ ખોટું ને ખોટે રસ્તે દોરવનારૂ એ બાબદો વીષેનું અજ્ઞાન સંપાદન કરે છે, ને તેનાં પરીણામ ઘણા અફસોસકારક નીવડે છે. આ પુસ્તકની એક નેમ એ વીષયો બાબે જ્ઞાન ફેલાવવાની હોવાથી, ગુજરાતી જાણનારા નીશાળીયાઓ માટે એ એક સરકારી ટેકસટ બુક તરીકે ઉપયોગમાં લેવાય તો સંસારીક દુખ દરદોનો ફેલાવો થતો અટકે, ને પ્રજામાં સુખી સંસાર ને આબાદી વધે, એમાં તો કાંઇ શક નથી.

## અજ્ઞાન ને તેનું માનીતું બાળક વહેમ.

આ દેશના લોકોનો મોટો ભાગ અજ્ઞાન ને અભણ હોવાથી ક) માબાપો પોતેજ જો જાતીના ભેદભરમો ન સમજે તો પોતાના બાળકોને તે કયાંથી જ્ઞાન આપી શકે? એજ પ્રમાણે ખ) શીક્ષકો પણ એવાજ અજ્ઞાન હોવાથી, પોતાનાં હાથ નીચેના બાળકો ને જ્ઞાન કેમ આપી શકે? વળી, આ દેશમાં બધાં છોકરાંઓ કાંઇ સ્કુલે જતાં નથી. તેથી કરી, તેઓનો મોટો ભાગ અજ્ઞાન રહે, તેમાં શું નવાઇ? આ દેશની ગ) પ્રજા અજ્ઞાનના મહાસાગરમાં ગરક થયલી હોવાથી, અજ્ઞાનના બાળક વહેમના સાગરમાં પણ ડુબેલી છે, તેમાં શું નવાઇ?

## ૨) દેશી વૈદો ને હકીમોની ખોટી લલચાવનારી જાહેર ખબરો ને મુફત પુસ્તકો.

એવી રીતે ક) માબાપો ખ) શીક્ષકો ને ગ) દેશની પ્રજા ઉપરાંત ઘ) દેશી વૈદો ને હકીમો, કે જેઓ પોતાને મહા જ્ઞાનીમાં ખપાવે છે. તેઓ પણ પ્રજા જેવાજ એ બાબદ વીષે અજ્ઞાન છે. કે જેની સાબેતી એઓ તરફથી છપાતી વાહીયાત જાહેરખબરો, તેમજ પોતાની કહે-

વાતી ચમતકારીક દવામાંના ગુણોની વખાણ, તથા જાહેર ખબર માટે મુફત વહેંચાતી જાતી વીદ્યા ૯૦ પરના મહાભારત પુસ્તકો વાંચ્યાથી ઝટ માલમ પડશે. જાણકારો તો આવાં મુફત્યાં પુસ્તક વાંચી રમુજ મેળવે છે. એ પુસ્તકો લોકોને વીદ્યા શીખવવાનુ ડોળ ઘાલે છે, પણ **એ પુસ્તકોની એકલી નેમ** ખાસ કરી છુપાં દરદોથી પીડાતા દરદીઓને ધભરાવી નાંખી, તેઓને પોતાની દવાઓ **ખરીદવાની લાલચ આપવાની છે.** હમે તો સરવ સમજુ વાંચકોને આટલી ભલામણ કરીશું કે, જોઇયે તો એ ઘડીની રમુજને માટે, એ મુફત પુસ્તકો મંગાવી વાંચીને તેની જગાએ સ્વાધીન કરવાં. ખોટી લાલચના ફાંસામા ફસવાને બદલે, પોતાના પૈસા તેમજ તનદુરસ્તીની ધુળ-ધાણી, નકામી ને હાનીકારક દવા વેચાતી લઇ નહી કરવી. એવાં કેટલાંક પુસ્તકો લોકોને એમ સમજાવવા મગે છે તથા ખાત્રી આપે છે કે, 'ગમે તો તમે આખી જીંદગી સુધી કુટેવ ચાલુ રાખો, ગમે એવી ને તેટલી ચેપી અનીતીમાન સ્ત્રી પાસ જાવો, ગમે તેટલો અણહદ વ્યભીચાર ચાલુ રાખો, તથા ગમે તેવાં અસાધ્ય દરદના ભોગ બનો, પણ હમે ખાત્રી આપિયે છીએ કે જો હમારી ચમતકારીક દવા ખરીદશો તો એ સર્વનો ચમતકારીક ઉપાય થશે ને આગળ કરતાં વધુ તનદુરસ્ત બનશો. કારણકે રાજા, મહારાજાઓ, તેમજ સરકારી અમલદારો ૯૦ એ હમુને મહાભારત (બનાવટી) સર્ટીફીકેટો આપી છે!'' એવી સર્ટીફીકેટોમાં સતનો તો અંશ હોતોજ નથી. એનો અર્થ એટલોજ કે નાદાનોને અનીતીમાન જીંદગીમાં પડવાની આડકતરી સલાહ આપવામાં **આવે છે, ને એવી ખાત્રીને લીધે** નાદાનો અનીતીમાં ફસે છે જીંદગી રીબતી બનાવે છે. ને એવી દવાઓથી ફાયદો નહી માલમ પડતાં ઘણાએક તો આપઘાત કરે છે. જેમ આ કહેવાતા સ્વદેશી તેજ પ્રમાણે કેટલાક વીદેશી યા યુરોપીયન, અમેરીકન, તથા જાપાનીઝ ઢોંગીઓની લલચાવનારી જાહેર ખબરો, આપણી નજરે પડે છે. જે ટીકા સ્વદેશીઓ સામે ઉપર કીધી છે, તે વીદેશીઓને પણ લાગુ પડે છે. વીલાયત ૯૦ દેશોના કાયદા પ્રમાણે તો આપણે બીજે પાને જોયુ તેમ, "(૬) કોઇપણ પેટન્ટ અથવા એવી ઢોંગી દવાવાળાથી કાંઇ પણ છાપામાં અથવા હેન્ડબીલ મારફતે, એવાં (છુપાં) દરદોની દવા માટે જાહેર ખબર ન આપી શકાય, એવી જાહેર ખબર આપનારા તેમજ છાપનારને માટે સખત સજા ફરમાવેલી છે."

૩) હવસપર સ્વકાબુના ગેરહાજરી—આપણે ૧૦) મે પાને જોયુ કે "જે ઉમ્મરે સ્વકાબુ ખીલવવાની અત્યંતની જરૂર છે કે જેથી કરી ભવીષ્યતી જીંદગીમાં પોતાના જુસ્સાઓને તાબે થવાને બદલે, તાબે કરી શકે,......ને નીતીમાન જીંદગી ગુજારી શકે, તેજ ઉમ્મરે સ્વકાબુનો ગુણ ખીલવવાને બદલે, તેનો નાશ કરવામાં આવે છે, ને તેથી કરી નાની ઉમ્મરેજ આ દેશનાં છોકરાંઓ દરેક જાતના હવસને સ્વાધીન થાય છે."

૪) બાળલગ્નના ઘેલી રૂઢી—એ વીષે જુઓ પાનુ ૧૧) "બાળલગ્ન, અનીતી તથા ગર્મીના દરદોને કેમ ઉપજાવે છે"

૫) દુરવ્યસનોનો લખ—ગાંજો, ચરસ, અફીણ, કોકેન, ધતુરો, દારૂ, ઇ. વ્યસનો પ્રજામાં સાધારણ છે. એ ઉપરાંત વઇદો હકીમોની શકતીની, વીર્યવર્ધક ઇ. ચમત્કારીક ગોળીઓમાં મોટે ભાગે કાંઇજ નહી પણ આમાંના જુદા જુદાં ઝહેરી દુરવ્યસનો આવે છે, તેથી એ ગોળી, દવા, ઇ. લેનારાઓ દુરવ્યસની બને છે એમાં તો કાંઇ શક નથી. આગળ ચાલતાં એ ઢોંગી ચમત્કારીક દવાઓનું પ્રથકરણ ઉઘાડું પાડીશુ તે પરથી માલમ પડશે કે એ દવાઓ કેવી ઝહેરી ને હાનીકારક આવે છે. દુર વ્યસનોની અસરે, શરીરપરથી ભેજાંનો કાબુ નીકળી જાય છે, ને તેથી હવસ પેદા થાય છે કે જે પર ભેજાંનો આંકોશ રહી શકતો નથી.

૬) અનીતીમાન સ્ત્રીઓની તથા પુરૂષોની સંગત. આપણે ૭) મે પાને જોયું કે "દુન્યાના કોઇપણ ભાગમાં એવો એક પણ છકેલ સ્ત્રી અથવા પુરૂષનો દાખલો નથી, કે જેને વહેલે અથવા મોડે ગરમીનો ચેપી રેગ લાગુ નથો પડતો. ગરમીના રેગના જંતુઓ કાંઇપણ નાતજાતનો તફાવત નથી જોતાં".

તેથી કરી અનીતીમાન સ્ત્રીઓ તથા પુરૂષો ગરમીનો ચેપ ફેલાવનારી સંસ્થાઓ ગણાય. ને તેથી સર્વ સમજુઓએ એવી ચેપી સંસ્થાઓથી દુર રહેવામાંજ સલામતી ગણવી જોઇયે.

## ૭) હવસ ઉશકેરનારાં બીજાં સાધનો.

ઉપર જણાવેલા (૧–૬) કારણો ઉપરાંત, બીજાં એવાં ઘણાએક સાધનો છે કે જે, સીધી યા આડકત્રા રાતે, માણસનો દમેલો હવસ ઉશ્કેરે છે. દાખલા તરીકે.

ક) પ્રેમી હવસી નવલકથાઓ, જેમાં હરેક જાતની હવસની લાગણીઓ ઉશ્કેરવાની કોશેશ કરવામાં આવે છે. ને એવી નવલકથાઓમાં વરણવેલા દાખલાની નકલ કરવાની ખરાબ લાગણી વાંચનારમાં પેદા થાય છે.

ખ) અનીતીમાન પીકચરો પોસ્ટ કાર્ડો, ચોપડીઓ ઇ૦.

ગ) દુરાચરણી ને અનીતીમાન નાટકના ખેલો, તથા સીનેમેટોગ્રાફની ફીલ્મો, એ સીવાય બીજાં હવસ ઉશ્કેરનારાં બીજાં સાધનો અત્રે વરણ-વાની જરૂર કાંઇ નથી.

## છુપા સંસારીક દુખ દર્દોનું મુળ—સ્વકાબુની કેળવણીની ગેરહાજરી.

આપણે અત્યાર સુધી છુપાં સંસારીક દુખ દર્દોના સાત મુખ્ય કારણો તપાસ્યાં છે. એ કારણો કેવી રીતે સંસારીક દુખ દર્દો ઉપજાવી શકે છે તે હવે તપાસ્યે. ટુંકમાં જો આપણે કહીયે તો, છુપાં સંસારીક દુખ દર્દોનું મુળ, માણસ જાતના હલકા હવસો ભેજાંના કાબુમાંથી મુકત થઇ, માણસમાં એક જાતની ઘેલછા ઉત્પન્ન કરે છે, જેવી ઘેલછાના પરીણામે માણસ પોતે શું કરે છે ને પોતના કાર્યના પરીણામ શું આવશે, તે વીશે એ ઘેલછાનું જોર જયાં સુધી રહે છે, ત્યાં સુધી પોતે બેભાન રહે છે. ને એ બેભાનીની સજા તરીકે જુદી જુદી જાતનાં છુપાં સંસારીક દર્દોનો તે ભોગ બને છે. આપણે ૩૧) મે પાને જોયું કે શરીરમાં સર્વોપરી સતા ધારતો સેનાપતી તે ભેજું છે. તથા એની હાથ નીચેના કપતાનો સ્પાઇનલ કોર્ડનાં સેન્ટર્સ, જેઓ એનો હુકમ બજાવે છે, તે કમ્મરનાં કાંઠાંમાં આવેલાં છે. ત્યારે ઉપર જણાવેલી ઘેલછામાં, ભેજાં યા સેનાંપતીનો કાબુ કેટલોક વખત સુધી બંધ પડયાથી, તેના હાથ નીચેના કપતાનો મરજી પ્રમાણે વર્તે છે, તથા શરીરનું સત્યાનાશ વાળે છે, એવીજ રીતે, લડાઇમાં સેનાપતીના કાબુ વગર લશકરનો નાશ થાય છે. આટલા પરથી સર્વ સમજુઓ જોઇ શકશે કે, છુપાં સંસારીક દુખ દર્દો અટકાવાનો સર્વોતમ ઉપાય એકજ છે. તે એ કે માણસ જાતના ભેજાંની ખીલવણી એવી થવી જોઇએ કે, જેથી કરી, પોતાના હલકા હવસો પર હંમેશ પોતે સ્વકાબુ રાખી શકે. એવી ભેજાંની ખીલવણી માટે સંગીન સાયન્ટીફીક કેળવણીની જરૂર છે. બાળકની કેળવણી ઘરમાં શરૂ થાય છે, તેથી મા બાપોની મોટી ફરજ પોતાના બાળકોને સ્વકાબુ શીખવવાની છે. બાળક મોટું થતા સ્કુલમાં જાય ને તે પછી કોલેજમાં જાય ત્યારે સ્કુલ માસ્તરોની ફરજ છે કે, પોતાના હાથ નીચેના નીશાળ્યાઓને સ્વકાબુની અવશ્યની ડીસીપલીન શીખવવી જોઇયે.

## સ્વકાબુની ખરી કસોટી-મોંઢેની તેમજ વહેવારૂ બ્રહ્માચારી.

જયારે હમે એમ સુચવ્યે છે કે સ્વકાબુ ખીલવવો. ત્યારે હમે શું. કહેવા માગ્યે છે? આપણુને જયારે ત્યારે કહેવામાં આવે છે કે, ઉપર દર્શાવેલા સંસારીક દુખ દર્દોના સાત કારણોથી અલગ રહેવું તેમાં સ્વકાબુ સમાયલા છે. હમારી જાણ મુજબ એ જાતનો સ્વકાબુ બીલકુલ કારગત લાગનો નથી. દાખલા તરીકે, જયાં અનીતીમાં પડવાની લાલચ અથવા તક ન મળે, ત્યાં સ્વકાબુ વાપરવાની જરૂરજ શું પડે! પણ જયાં લાલચને તક હોય તે છતાં, તેને આધીન થવાને બદલે, તેની સામે થવું, તેજ સ્વકાબુની ખરી કસોટી લેખાય. દાખલા તરીકે, પોતાની આસપાસની ખરાબ સંગત હોવા છતાં, જો એક માણુસ ખરાબ રસ્તો ન લેય તો તેને સ્વકાબુ દેખાડેલો ગણાય. એજ પ્રમાણે નાચ, યા નાટક, યા સીનેમેટોગ્રાફમાં ગમે એવા નીરલજ દેખાવો જોવા છતાં, તથા હવસી ગાયણો સાંભળવા છતાં, જે માણસ એવી નીરલજ ચાલચલણુની નકલ નહી કરે, તેને સ્વકાબુ દેખાડેલો ગણાય. એટલું યાદ રાખવું કે, નાટક, સીનેમાં ઇ. તો હમેંશ ચાલુજ રહેવાના, ને લોકો તે જોવા નકકી જવના. તેથી તેમાં નહી જવાની સલાહ આપવી વ્યર્થ છે. પણ ત્યાં જવા છતાં, હવસને આધીન નહી થવાની તથા સ્વકાબુ ખીલવવાની સલાહ વહેવારૂ ગણાય. મુંબઇ જેવા ગીચ અને લાલચોથી ભરપુર શહેરોમાં રહેવા છતાં જે પણ માણુસ અનીતીના ફાંસામાં નફસે, તેને સ્વકાબુ દેખાડેલો ગણાય. આટલા પરથી સ્પષ્ટ થશે કે, સ્વકાબુની નૈતીક ખીલવણી કેવા પ્રકારની હોવી જોઇએ, કે જેથી કરી અનીતીના ચેપી દર્દ સામે સ્વકાબુ રક્ષણ આપનારી રસી માફક, માણુસ જાતને બચાવે. સફેદ કપડાં પહેરી, દોરડહાયા બની, પારકાઓ ને નીતીપર ભાષણો આપી, બગલા ભગતો અનીતીમાન જીંદગી ગુજારે છે, તેવાઓ માટે તો સમજુઓમાં તીરસકારનીજ લાગણી ઉત્પન્ન થાય છે. આ દેશમાં તો, મોંઢાંની નીતીને વહેવારૂ અનીતી, યાને મોંઢાંનાં બ્રહ્માચારી ને વહેવારૂ વ્યભીચારી ધોંગીઓ ડગલે ને પગલે ઉભાઇ જાય છે.

## સ્ત્રીઓનાં દર્દો ખરેખર તેઓના મરદોનાં દર્દોના પરીણામ છે—તે અટકાવવા સખત કાયદાઓની જરૂર.

પતીવ્રતાની સાથે પત્નીવ્રતાની પણ અવશયની જરૂર છે. એનું કારણ સમજવુ મુશકેલ નથી. સ્ત્રીઓમાં જે પણ સંસારીક દુખ દર્દો થાય છે

તેનો મોટો ભાગ આપ મેળે નથી ઉપજતો. ધણીઓ પારકી અનીતીમાન સ્ત્રીઓ સાથે સંબંધ રાખ્યાથી, ચેપી દર્દોના ભોગ બને છે તથા એ ચેપ પોતાની નીરદોશ સ્ત્રીઓને આપે છે. ખરૂ જોતાં તો સ્ત્રીઓના દર્દોનો મોટો ભાગ તેઓના મરદોનાં દર્દોનું પરીણામજ ગણાય. આપણે આગળ જોઇ ગયા તે પ્રમાણે, સુધરેલા દેશોમા તો એવા નીરદય ઘાતકી ભરથારોને, પોતાની નીરદોશ સ્ત્રીઓને ગરમીના દર્દોનો ચેપ આપવા માટે કાયદા પુર્વક સખત સજા થાય છે. તથા એવી કમનસીબ સ્ત્રીઓને પોતાના ધણી પાસથી છુટા છેડા લેવાનો હક આપ્યો છે. પણ આ દેશમાં તો, હીન્દુઓમાં છુટાછેડાનો રેવાજ હસ્તીજ નથી ધરાવતો, જેણે લીધે નીરદોશ સ્ત્રીઓને પોતાના ગમ્મે એવા ગરમીના ચેપથી પીડાતા ઘાતકી ધણીઓ સાથે ફરજયાત સંબંધ રાખવો પડે છે. આવી ગમખાર સ્થીતીના ઉપાય તરીકે, સુધરેલાં દેશો માફક આ દેશોમાં પણ ગરમીના દર્દો ફેલાવનારાઓ સામે સખત કાયદા બાંધવાની જરૂર છે. બીજા કોઇ પણ ચેપી દર્દોની ખુવારી કરતાં ગરમીના દર્દો માણસ જાતની વધારે મોટી ખુવારી કરે છે. માણસના કમે તો ઉપજાવનારાં દર્દોમાં ગરમીના દર્દો ત્રીજી પદવી ધરાવે છે તથા માણસની જીંદગી રીબાવનારા છુપાં સંસારીક દુખ દર્દો ઉતપન્ન કરનારા તરીકે, પહેલી પદવી ધરાવે છે. એજ પ્રમાણે નીરદોશ બાયડી તથા છોકરાંઓનો ઘાણ કહાડવામાં, ગરમીના દર્દો પહેલી પદવી ભોગવે છે. ટુંકમાં કહીયે તો ગરમીના દર્દો જેમ માણસની જીંદગી દુખી બનાવે છે, તેમ તેનો ઘરસંસાર દુખી બનાવે છે. એના પરીણામે કુટુંબ, કોમ, પ્રજા, તથા દેશની પડતી જલદી લાવે છે. ત્યારે સમજુઓ કબુલશે કે એવાં દર્દો સામે સખત કાયદા બાધવાની અવશયની જરૂર તો છેજ.

## છુપાં સંસારીક દુખ દર્દો વીષેનું જ્ઞાન ફેલાવી—એ દરદો અટકાવવા પ્રજા મત કેળવવાની જરૂર.

આ દેશમાં તો એવા કાયદાઓ બંધાતાં કેટલાક દાએકાઓ કે સદીએ નીકલી જશે, ત્યારે શું ત્યાંસુધી નીરદોશ અબળા જાતીના તથા નીરદોશ બાળકોનાં ઘાણ તથા ખુન આપણે વધુવાર ચાલવા દેવાં જોઇયે કે અટકાવવાં જોઇયે? શું આ દેશની પ્રજામાં જીવદયા બીલકુલ મરી ગઇ છે કે, પોતાની મા બેન બાયડી અથવા બેટી તેમજ બાળકોના દુખ દરદો તથા

ખુન માટે પોતેજ જવાબદાર હોવા છતાં, જીવનદયા દેખાડવાને બદલે મરણ દયા દેખાડે છે, ને પોતાનેજ હાથે કુટુંબ, કોમને પ્રજાનો, નાશ કરે છે. જ્યારે આપણને એમ કહેવામાં આવે છે કે ભારતભુમીની પ્રજા ઘણી દયાળુ ધાર્મીકને આત્મીક છે.

ત્યારે એ બધો ખાલી મોંહડેનો અહંકાર લેખય કે નહી? જે પ્રજામા ધર્મ દયા તથા આત્મીક જ્ઞાનનો પ્રસાર થયલો હોય, તે પ્રજામાં અનીતીના દર્દોનો સારવજનીક ફેલાવો ને તેના પરીણામે નીરદોશ સ્ત્રીઓને બાળકોમાં દુખ દર્દો તથા અકાળ મરણો શા માટે હોવા જોઇએ? નૈતીક દ્રષ્ટી બીન્દુએ જોતાં, આજ કાલની ભારતભુમીની પ્રજા દયાલુને બદલ ઘાતકી, ધાર્મીકને બદલે અધર્મી તથા આત્મીકને બદલે નીરઆત્મીક લેખાય. **એથી કરી હમારા ધારવા પ્રમાણે તો, છુપાં સંસારીક દુખ દર્દો કે જેનું મુળ ગરમીના દર્દો છે, તે વીશે પ્રજાના જથ્થામાં બહોળા પાયાપર જ્ઞાન ફેલાવવું જોઈયે. કે જેણી રૂડી અસરે પ્રજા મત કેળવાયાથી, એવું કેળવાયલું પ્રજા મત નીરદોશ અબળાઓ તથા બાળકોને, અટકાવી શકાય એવાં છુપાં સંસારીક દુખ દર્દો તથા અકાળ મરણો સામે, રક્ષણ આપી શકે.** ને એવી રીતે ખરી **જીવનદયા** વહેવારૂ રીતે અમલમાં મુકી શકે. કેળવાયલુ પ્રજા મત કરી શકે તે ગમ્મે એવો સખત કાયદો તો નહીંજ કરી શકે. પ્રજા મત કેળવવા સારૂ આ પુસ્તક એક સારૂ સાધન થઇ પડશે, એવી હમારી આશા છે. તથા હમે આગળ જણાવ્યું તેમ દશ વરસની ઉપરના દરેક છોકરા છોકરીને આવુ સાયન્‍રીફીક જ્ઞાન આપવાથી, આયંદે પ્રજાને લાભ થશે, તથા નીરદોશ અબળાઓ તથા બાળકોનો રોજીંદો ભોગ થતો અટકશે.

# પ્રકરણ ૨૩ મું.

——(:o:)——

## ગરમીનાં ચેપી દરદોની ઉત્પત્તી, ને પ્રસાર. ચેપી દર્દીઓ ચેપ ત્રણ રીતે—ક) ખ) ગ)—ફેલાવે છે. આ વીષે પ્રજામાં ઘેલા વહેમો. ગરમીનાં ચેપી દર્દોનો અકસીર અટકાવ ( ક—છ ).

ગયાં પ્રકરણમાં આપણે છુપાં દરદોના પહેલા વીભાગના ત્રણ જાતના દર્દોને ચેપી દર્દની ઉપમાં આપી છે. ચેપી દર્દ એટલે શું ? પાશ્ચીમાત્ય જંતુ વીદયા પ્રમાણે, હરેક ચેપી દર્દની ઉત્પત્તી ને ફેલાવા માટે બે મુખ્ય સાધનોની જરૂર છે.

૧) ચેપના જંતુઓ, તથા એ જંતુઓમાંથી પેદા થતાં ઝહેરો અથવા વીષો. તથા

૨) એવાં ચેપી જંતુઓ ને ઝહેરો ફેલાવનારા, કે જેને અંગ્રેજીમાં "કેરીઅર્સ" કહે છે.

## ૧) ચેપી દરદોના જંતુઓ તથા એઓમાંથી પેદા થતાં ઝહેરો.

આપણે પહેલા વીભાગના ત્રણે દર્દોની જુદી જુદી જાતો આપી છે, તે પ્રમાણે એ ત્રણે દર્દોના જંતુઓ તથા એ જંતુઓમાંથી પેદા થતાં ઝહેરો બીલકુલ જુદાં છે. તથા એ ચેપો શરીરમાં દાખલ થયાથી ઉત્પન થતા લોહીના તથા શારીરીક ફેરફારો પણ જુદા છે. જો આપણે સુક્ષમ દર્શક યંત્ર નીચે એ દર્દોના જંતુઓ મુકયે તો એ ત્રણે જાતના જંતુઓની આકૃતીઓ જુદી જુદી જાતની સ્પષ્ટ દેખાય છે. આ પુસ્તકમાં બે જાતના જંતુઓ–પ્રમેહ તથા ગરમીના દર્દો ઉત્પન કરતા જંતુઓના ચીત્રો આપ્યાં છે. તે જોવાથી માલમ પડશે કે, પ્રમેહ યા ગોનોરીયાના જંતુઓ, બે અર્ધા ચક્રની જોડી જેવાં દેખાય છે. જયારે ગરમી યા સીફીલીસના જંતુઓ ઇસકારો જેવાં વળ ખાધેલા દેખાય છે. ત્રીજી જાતનાં ચેપી દરદના ( પોચી ચાંદીના ) જંતુઓ ઘણા અગત્યના નહી હોવાથી આ પુસ્તકમાં તેઓનું ચીત્ર નથી આપ્યું. વધુ, એટલું યાદ રાખવું કે એકજ દરદીને ત્રણે જાતના ચેપો લાગુ પડે, ને તેથી ત્રણે પ્રકારના દર્દોનો તે એકી વખતે ભોગ બને.

## ૨) ચેપી દરદોના ઝહેરો ફેલાવનાર (કેરીઅર્સ) ત્રણ ક) ખ) ગ) રીતે ચેપ ફેલાવે છે.

આ છુપાં ચેપી દર્દો કેમ ફેલાય છે તે વીશે તો કોઇ જાતનો શક નથી. મુખ્ય કરી ત્રણ રીતે ફેલાય છે.

## ક) ગરમીના ચેપી દરદી સ્ત્રી યા પુરૂષના સંગમથી—આ વીષે પ્રજામાં એક ઘેલો વહેમ.

એટલું યાદ રાખવું કે, આ દેશની પ્રજામાં ઘેલો વહેમ છે કે બીનચેપી યા સ્વચ્છ સ્ત્રી પુરૂષના અનહદ વ્યભીચરથી ગરમીના ચેપી દરદો ઉત્પન થાય છે. એ વહેમ બીલકુલ ખોટો, સાદી અકકલથી ઉલટો, તથા ઘણોજ હાનીકારક છે. જ્યાં સુધી સંગમ કરનારા એક યા બન્ને સાથી, યાને સ્ત્રી કે પુરૂષના છુપા ભાગોમાં, યા લોહીમાં ઝહેરી જંતુઓ દાખલ ન થયાં હોય, ત્યાં સુધી ગમે એવા અનહદ વ્યભીચાર છતાં ચેપી દર્દની ઉત્પતી બીલકુલ અશકય છે. પણ જો સંગમ કરનારા બેમાંથી, સ્ત્રી યા પુરૂષ એકને યા બન્નેને ચેપી રોગ લાગુ પડયો હોય, તો એ ચેપ પહેલીજ યા તે પછીની કોઇ પણ સંગમ વખતે તેના સાથીને નકકી લાગુ પડવાનો. હવે જો સ્ત્રી પુરૂષમાંથી એક યા બીજા સાથીને એક બે યા ત્રણે જાતના ચેપી દર્દોનો ચેપ લાગુ પડયો હોય, તે પ્રમાણે એના સાથીને એક યા વધુ ચેપી દરદો લાગુ પડે છે. બીજા વહેમો વીષે જુઓ ७) મું પાનું.

## આ વીષે બીજો ઘેલો ને ઘાતકી વહેમ.

ઉપર દર્શાવેલો વહેમ જેટલો હાનીકારક છે, તેટલોજ યા તેથી વધુ, બીજો વહેમ હાનીકારક છે. આ વહેમ પ્રમાણે એમ માનવામાં આવે છે કે જો એક ચેપી દર્દથી પીડાતો પુરૂષ સ્વચ્છ અબળા—ખાસ કરીને નાની બાળકી—સાથે સંગમ કરે, તો તેનું સડેલું દર્દ સાજું થાય. એટલા ખાતર ઘણાએક બળાતકાર આ દેશમાં કરવામાં આવે છે. આ વહેમ બીલકુલ ઘેલો ને ઘાતકી છે. ઘેલો એટલા માટે કે એવી રીતે કદી પણ ચેપી દર્દ સારૂ થતું બીલકુલ અશકય છે. એવાં દર્દો ઘટતી દવા વગર બીલકુલ સાજાં ન થઇ શકે. આ વહેમ ઘાતકી એટલા માટે લખાય કે બીચારી

નીરદોશ સ્વચ્છ અબળાને પણ એ ચેપી દર્દ લાગુ પડે છે, તથા તેની જીંદગી રીબતી બને છે, તથા ઘણાએક દાખલામાં કમોત નીપજે છે. આવું ઘાતકીપણું ગમ્મે એવા ઘાતકી હેવાનોમાં પણ હોતું નથી. તે પરથી દેખાશે કે એવો ઘેલો ને ઘાતકી વહેમ ધરાવનારાઓ દેશના કેટલાક સડેલા પુરૂષો હેવાનો કરતાં પણ નખેતર છે. ને તેવાઓ માટેની ઘણીજ સખતમાં સખત સજા પણ ઘણીજ નરમ ગણાય. સુધરેલા દેશોમાં આપણે આગળ જોયું તે પ્રમાણે, જાણી જોઇને એવાં ચેપી દર્દ ફેલાવવા માટે ઘણી સખત સજા ફરમાવવામાં આવી છે.

## ખ) દરદી માબાપોના બાળકોમાં વારસે ઉતરતો ગરમીનો ચેપ.

મા યા બાપમાં ગરમીનો ચેપ હોય છે, તથા એવાઓનાં બાળક જો જીવતાં રહે છે તો, એવા બાળકોમાં ગરમીનો ચેપ વારસે ઉતરે છે. આ વીષે વધુ આપણે આગળ ચાલતાં જોઇશું.

## ગ) ગરમીના ચેપી દરદી સ્ત્રી યા પુરૂષના શરીરના ભાગોને, યા કપડાં, વાસણ, ઇ૦ ૧-૮) ને અડકવાથી ફેલાતો ચેપ.

ચેપી ઝહેરોના દર્દો ફેલાવનાર, વગર સંગમે, ઘણી રીતે પોતાનો સડેલો ચેપ પારકા નીરદોશોમાં ફેલાવી શકે છે. કે જેવા કમનસીબોને આપણે "ગરમીના નીરદોશી ભોગ" ની ઉપમાં આપી છે. દાખલા તરીકે, નીચલી રીતોએ ચેપ ફેલાય છે.

૧) ચેપી દરદીના હાથની હથેલી યા શરીરના બીજા કોઇ ભાગપર જો ગરમીનું દરદ ફુટી નીકળેલું હોય છે, તો તેની સાથે હાથ મેળવનાર યા શરીરના બીજા ભાગને અડકનાર નીરદોશને ચેપ લાગુ પડે છે.

૨) ચુમી લીધાથી.

૩) ચેપી દરદીના લુંગડાં પહેરવાથી.

૪) ચેપી દરદીના વાશણોમાંથી જમવાથી યા પીયાલાં, ગલાસ, લોટા ઇ૦ માંથી પાણી, ચાહ, ઇ૦ પીવાથી તેમજ હુકકો ઇ૦ વાપરવાથી.

૫) ચેપી દરદીના હજામતના સામન યાને અસતરા, કાતર, ઇ૦ હજામ પહેલે દરદીની હજામત કર્યા પછી, જો ઓઝ્તરો સાફ કર્યા વગર, બીજાઓની હજામત કરે તો, તે બીજાઓને ચેપ લાગુ પડે.

૬) ચેપી દરદીના સમાગમમાં આવતી હરેક જાતની વસ્તુ પણ ચેપી લેખાવી જોઇયે. દાખલા તરીકે, ચેપી દરદીની પેન, પેનસીલ ઇ૦.

૭) ચેપી દરદીનાં સંડાસમાં ચેપની રસી ઇ૦ પડેલી હોવાથી, એવી રસી તનદુરસ્ત આસમીને લાગવાથી તેને ચેપ લાગુ પડે છે, એજ પ્રમાણે દરદીને પાણીને લોટે ઇ૦ વાપરવાથી ચેપ ફેલાઇ છે.

૮) નીરદોષ બાળકોમાં જુદી જુદી રીતે ચેપ ફેલાય છે એ) ચેપી આયા યા સગાંસ્નેહીઓ બાળકને ચુમી લીધાથી બી) ચેપી ધવાડનારીના ધાવણુથી સી) બાળકના રમકડાંઓને જો ચેપી દરદી હાથ લગાડે છે, યા સીસોડી ઇ૦ પોતાના મ્હોમાં લઇ પાછળથી બાળક પોતાના મ્હોમાં લઇ વગાડે છે, તો બાળકને ચેપ લાગુ પડે છે.

ડી) બાળકોને હરેક જાતની વસ્તુ મ્હોમા લેવાની ટેવ હોવાથી, એવી દરદીની પેનસીલ ઇ૦ જો મ્હોમાં લેય તો ચેપ લાગુ પડે છે.

ઇ) જો ચેપી બાળકની દુધની બાટલી, રમકડાં ઇ૦ તેના સાથે રમનારા બીજાં બીન ચેપી બાળકો મ્હોંમા લે છે, તો તેઓને ચેપ લાગુ પડે છે.

ઉપર જણાવેલી ત્રણ ક) ખ) ગ) રીતે, ગરમીને ચેપ દરદીમાંથી તેના કુટુંબમાં તથા મીત્ર મંડળમાં ફેલાય છે, ને એવા રીતે ઘણા કુટુંબોમાં ફેલાવવાથી કોમમાં ફેલાય છે, ને તે પછી આખી પ્રજામાં ફેલાય છે.

## ગરમીના દરદોને અકસીર અટકાવ.

આપણે ઉપર જોયું કે ગરમીને ચેપ ત્રણ રીતે (ક-ખ-ગ) ફેલાય છે ત્યારે તેને અટકાવ તેથી ઉલટી રીતે આપણે સહેલાઇથી કરી શકયે.

## ક) ચેપી દરદી સાથે કદી પણ સંગમ ન કરવો— સ્વરક્ષણની ખીલવણી.

એક નીયમ તરીકે, અનીતીમાન ધંધો ચલાવનારી હરેક સ્ત્રીને વહેલે યા મોડે ચેપી રોગ લાગુ પડે છે, તેથી ખાનગી યા ભાડુતી અનીતીમાન સ્ત્રીની સંગત, કોઇપણ તનદુરસ્ત મરદે ન કરવી જોઇયે. એજ પ્રમાણે અનીતીમાં પડેલા હવસી દુર્વ્યસની મરદોની સંગત કદી પણ કોઇપણ તનદુરસ્ત સ્ત્રીએ ન કરવી જોઇએ. ત્યારે સવાલ ઉભો થાય છે કે, એવા ચેપી સ્ત્રી મરદોની સારવાર કીધાથી, ચેપને નાશ કરી શકાય કે ? એને

જવાબ એકે, જો એવા દરદીઓ સ્પેશીયાલીસ્ટ ડાકટર પાસ સંપુરણ સારવાર કરાવે, ને તે પછી જયારે ડાકટર કહે કે તેઓ દરદમાંથી મુકત થયા છે, ને ચેપ ફેલાવાનો ભય પુરો થયો છે, ત્યારેજ એવા દરદીઓએ સંગમ શરૂ કરવી જોઇયે. ટુંકમાં કહીયે તો, ગયાં પ્રકરણમાં જોયું તે પ્રમાણે, **સ્વકાબુની ખીલવણીજ સર્વોતમ ને અકસીર અટકાવ લેખાય**, કે જેથી કોઇપણ મરદ યા સ્રી, પોતાના સ્વચ્છ સાથી સ્રી યા મરદ સીવાય, પારકા સાથે સંગમ કરવાની લાલચપર કાબુ રાખી શકે, જેથી દરદનો ચેપ ન લાગે.

## ખ) દરદી માબાપોના બાળકોમાં વારસે ઉતરતો ગરમીનો ચેપ.

એવી રીતે બાળકોમાં ચેપ ફેલાતો અટકાવવા માટે અનુભવી સ્પેશીયાલીસ્ટ પાસે દરદીમાબાપોએ સંપુરણ સારવાર કરાવી, તથા જયારે રજા આપે ત્યારે સંગત શરૂ કરવી.

## ગ) ગરમીના ચેપી દરદી સ્રી યા પુરૂષના શરીરના ભાગોને, યા કપડાં, વાસણ, ઇ૦ ૧-૮) ને અડકવાથી ફેલાતો ચેપ.

આનો અટકાવ પણ દેખીતો છે. દરદીના શરીરને તેમજ તેના શરીરના સમાગમમાં આવેલી વસ્તુઓને અડકવાથી પરહેજ રહેવું. જો દરદી સમજુ હોય તો, પોતાની સંપુરણ સારવાર સ્પેશીયાલીસ્ટ પાસ બનતી ઝડપે કરાવી, પોતાના કુટુંબ તથા મીત્રમંડળ ઇ૦ માં ચેપ ફેલાતો અટકાવી શકે.

## ચ) સુધરેલા દેશોના ચેપ ફેલાવનાર સામેના સખત કાયદાઓ આ દેશમાં પ્રજામતની જાગ્રતી કરવાની જરૂર.

આ દેશમાં તો એવા કાયદાઓ બાંધતા (જુઓ પાનું બીજું) સદીઓ નીકળી જશે! પણ પ્રજામતની જાગ્રતી કરવા માટે આ પુસ્તક એક સાધન થઇ પડશે.

## છ) ગરમીના ચેપનો ૧) કેમીકલ યા રસાયણી દવાઓ વાપરયાથી અટકાવ, તથા ૨) મીકેનીકલ યા ખોલાંઓ વાપરયાથી અટકાવ.

આવી રીતે અટકાવ કેટલાક દાખલાઓમાં અકસીર નથી હોતો, ને ચેપ લાગુ પડે છે. આ વીષે વધુ આપણે આગલ ચાલતાં જોઇશું.

## પ્રકરણ ૨૪ મું.

——(:०:)——

## પોચી, ચાંદી યા ટાંકી (સોફ્ટ શેન્કર)નો મોટો ભય—જંતુઓ—કુનીષ્ટ પરીણામો—ચીકીત્સા તથા સારવાર.

આપણે ગયા પ્રકરણમાં ચેપી વીભાગવાળા ત્રણ જાતના દરદોમાં પહેલું પોચી ચાંદી લેખીયું છે. ચેપી દરદનો ફેલાવો કેમ થાય છે, તેના બ્યાનથી આપણે જોયુ કે, **ચેપને લીધેજ ચેપ ફેલાઈ શકે.** એટલે કે સ્ત્રી પુરૂષમાથી એક યા બીજા સાથીને જો ચેપી દરદ લાગુ પડયું હોય તો, **સંગમને લીધે** નીરદોશ યા બીન ચેપી સાથીને તે લાગુ પડે છે. આપણે આગળ વધુ જોયુ છે કે **સંગમ વગર** પણ બીજી ઘણી રીતે દરદીનો ચેપ તેના સમાગમમાં આવનારને લાગે છે. દાખલા તરીકે, જો પોચી ચાંદીવાલા દરદીની રસી પારકાના હાથ ઈ. ને લાગે, તથા જો તેના હાથમાં કોઇ ચીરા પડયા હોય તો રસીના ઝહેરી ચેપને લીધે પારકાન હાથ ઈ. માં પોચી ચાંદી થાય. પણ એટલું યાદ રાખવું કે એક નીયમ તરીકે, પોચી ચાંદીનો ચેપ દરદીના સંગમ સીવાય, બીજી રીતોએ ભાગ્યેજ ઉડે છે. ટુંકમાં કહીયે તો એનો ચેપ કઠણ ચાંદી યા પરમીયાના ચેપ કરતાં ઘણો નરમ હોય છે.

## પોચી ચાંદીનો મોટો ભય—મીશ્ર ચેપ.

હવે જો કે આનો ચેપ નરમ હોય છે, તો પણ એટલાજ સારૂ એક મોટો ભય ઉત્પન થાય છે. તેનું કારણ એ કે જો ૧) એની ચીકીત્સા યા ડાએગનોસીસ ખોટી કરવામાં આવે છે, તો કઠણ ચાંદીની સાથે એને ભેળી નાખવામાં આવે છે, તથા એની ભુલથી દરદીની યોગ્ય સારવાર ન થવાથી, તેને ઘણું ખમવું પડે છે. ૨) આપણે આગળ જોયું કે, એકજ દરદીને એકથી વધુ ચેપ લાગુ પડી શકે. તેથી ઘણાક દાખલઓમાં પોચી ને કઠણ બંને જાતની ચાંદીઓનો મીશ્ર ચેપ દરદીઓને લાગુ પડે છે. ને તેથા કરી ચીકીત્સા ભુલભરેલી નીવડે છે.

૩) એ સીવાય, બીજાં સામાન્ય ચેપી દરદોના ચેપનું મીશ્ર પણ કેટલાક દાખલાઓમાં લાગે છે. એટલા સારૂ એવા દરદોની ચીકીત્સા માટે ખાસ અનુભવી ડાકટરો યા સ્પેશ્યાલીસ્તોનીજ સલાહ ને સારવાર ફાયદાકારક નીવડે છે.

## પોચી ચાંદીના જંતુઓ ડયુકે—યુના એસીલસ.

પોચી ચાંદીની રસી, સુક્ષ્મદર્શક યંત્ર નીચે તપાસતાં, ડયુકે—યુના, ઇ. નામવાળા જંતુઓ માલમ પડે છે. એ જંતુઓ દરદી સ્ત્રી યા પુરૂષના છુપા ભાગની પોચી ચાંદીમાં હોવાથી, તેના સાથીના છુપા ભાગની સાથે પોચી ચાંદી સંગમ દરમીયાન ઘસાયાથી, એવા સ્વચ્છ સાથીમાં ચેપ દાખલ થાય છે. એવી રીતે દાખલ થયા પછી, એકથી ત્રણ યા વધુ દીવસમાં એવા સાથીના છુપા ભાગમાં, બે યા વધુ નની ફુલ્લીઓ માલમ પડે છે. તથા એ ફુલ્લી યા ફોડી ફુટતાં, ખુલ્લી ચાંદી યા ટાંકી માલમ પડે છે, કે જેમાંથી રસી વહે છે.

## આ ચાંદી પોચી શા માટે લેખાય છે?—કઠણનું મીશ્ર.

એ ચાંદીને પોચી લેખવાનું કારણ એ કે, એને દાબતાં, એ હાથને પોચી લાગે છે. જો કે એક નીયમ તરીકે, એ પોચી રહે છે, તો પણ કેટલાક દાખલાઓમાં એ કઠણ માલમ પડે છે. એમ કઠણ થવાના કારણ ઘણાં આવે છે, પણ મુખ્ય કરીને, ૧) તો ઉપર જોયુ તે પ્રમાણે કઠણ ચાંદીના ચેપનું મીશ્ર હોય છે; તથા ૨) બીજી જાતના દરદોનાં ચેપનું પણ મીશ્રણ થયાથી પોચી ચાંદી સોજાને લીધે કઠણ બને છે.

## પોચી ચાંદીનો ચેપ લોહીમાં દાખલ થતો નથી, પણ લીમફેટીક ગ્લાંન્ડઝમાં દાખલ થઇ, બદની ગાંઠો ઇ. કનીષ્ટ પરીણામો તથા જીંદગીનો ભય ઉપજાવે છે.

પોચી ચાંદીનો ચેપ લોહીમાં નથી દાખલ થતો, પણ છુપા ભાગ પરજ રહે છે, પણ જો દરદી ફુવડ હોય તો તે પોતાના ફુવડ હાથે પોતાના છુપા ભાગની રસી બીજા ભાગને અડકવાથી એ ભાગોને ચેપ લાગે છે, ને ત્યાં પોચી ચાંદીઓ થાય છે. જો કે આ ચેપ લોહીમાં નથી દાખલ થતો, તો પણ છુપા ભાગોમાથી લીમફેટીક નળીઓને રસ્તે (જુઓ પાનું ૩૨ મું) લીમફેટીક ગ્લાંન્ડઝ યા ગાંઠો (જુઓ ચીત્ર પહેલું, ૪૭) માં દાખલ થાય છે, ને એ ગાંઠો સુજીને મોટી થાય છે, તેને બદ કહે છે. બદ એક યા બંને બાજુના કાત્રામાં થાય છે, તેનું કારણ એ કે પોચી ચાંદી ઇંદ્રીની

એક યા બંને બાજુ થાય છે ને તે પ્રમાણે એક યા બંને બાજુ ચેપ ફેલાય છે. બદ મોટી થતાં પોચી બને છે, ને ગુમડાં માફક ફુટે છે તો અંદરથી ચેપી રસી નીકળે છે. કેટલાક દાખલાઓમાં, તે ઘણું ગંભીર રૂપ લે છે. ને એની આસપાસની સઘળી ચામડી સુજી જાય છે, ને પીકુના ભાગને પણ સોજો લાગુ પડે છે. તેના પરીણામે એ આખા સુજેલા ભાગની ચામડી સડી જાય છે, ને એવી રીતે દરદીની જીંદગી જોખમમાં આવે છે. વળી બીજા દાખલાઓમાં આખી ઇન્દ્રી ને તેની ઉપરની ચામડી સુજી જાય છે તથા ઇંદ્રીને એવો મીશ્ર ચેપ લાગુ પડે છે. કે તે આખી યા તેનો એક ભાગ ખરી જાય છે, જેણે ફેજેડીના કહે છે, એ સીવાય બીજા દાખલા ઓમાં મીશ્ર ઝહેરનો ચેપ લોહીમાં દાખલ થાય છે, ને એવી રીતે દરદીની જીંદગી જોખમમાં આવે છે. ત્યારે આટલા પરથી માલમ પડશે કે પોચી ચાંદી જેવો નરમ પ્રકારનો ચેપ પણ કેટલીક વખત કનીષ્ટ પરીણામો ઉપજાવે છે, તથા દરદીની જીંદગી જોખમમાં નાંખે છે.

ખુદરતી રીતે, પોચી ચાંદીના મુખ્ય ચીન્હો, ઇંન્દ્રી પરની ચાંદી સીવાય, કાતરામાં દરદ, ચાલતાં ઉઠતાં બેસતાં થતું દરદ, તથા બદ, ને તેથી ઘણા દાખલાઓમાં દરદીએ ખાટલે જવું પડે છે.

## પોચી ચાંદી ઇંન્દ્રીના ૧-૫) ભાગોપર થાય છે. તથા ઇન્દ્રી આસપાસના ૬-૯) ભાગોપર થાય છે.

૪૩) મે પાને મરદની ઇંન્દ્રીના જુદા ભાગોનું વર્ણન આપ્યું છે.

પોચી ચાંદી, ૧) ગ્લાન્સની પાછલની ગરદન પર, ૨) ગ્લાન્સની સપાટી પર, ૩) ફ્રીનમ યા તારના દોરાપર ૪) મીએટસમાં, ઇન્દ્રીના મ્હોની અંદર ૫) અપવાદ તરીકે, ઇન્દ્રીની ચામડીપર, ચેપ સામસામો ઘસાઇને લાગવાથી થાય છે. આ ૫) જગામાંથી, સૌથી વધારે પીડા ૩, ને ૪) ને લીધે થાય છે. કારણ કે, ૩) ફ્રીનમ યા તારનો દોરો ચાંદીથી ખવાઇ જાય છે, ને આરપાર કાંનું પડે છે. કેટલાક દાખલાઓમાં, એમ થવાથી તારની અંદર લોહીની નળી આવે છે તે ખુલ્લી થવાથી ઘણું લોહી વહે છે. આ સીવાય, ફ્રીનમની ચાંદી, કોતરતાં કોતરતાં છેક પીશાબની નળીવેર જાય છે ને તેને ઉઘાડી પાડે છે, જેથી કરી પીશાબ આ નવે રસ્તે નીચેથી નીકળે છે.

૪) ઇન્દ્રીના મ્હોની અન્દર ચાંદી થાય છે, તેને લીધે, પીશાબની નળી સંકોચાય છે તો સ્ટ્રીકચર થાય છે. કેટલાક દાખલામાં જો ચાંદી પીશાબની નળીને કોતરી નાંખે છે તો પીશાબ નવે રસ્તે બહાર નીકળે છે.

ઉપર જણાવેલા ૧–૫) ભાગો સીવાય ૬) ઇંદ્રીની ટોપી યા પ્રેપ્યુસ પણ સુજી આવે છે. ને ઇન્દ્રીના મ્હોને ઢાંકી નાંખે છે, ને એ મ્હો ખોલવું મુશકેલ પડે છે, તે માટે ઘણીક વખતે વહાડકાપ કરવાની જરૂર પડે છે.

૭) અન્ડની કોથલી સામે ઇન્દ્રીની ચાંદીનો ઘસારો થયાથી, કોથલી પર ચાંદી થાય છે.

૮) એજ પ્રમાણે, ઇન્દ્રીની ચાંદી થાપાની ચામડી સાથ ઘસાયાથી, ત્યાં પણ ચાંદી થાય છે.

૯) ઇંદ્રીની ચાંદીનો ચેપ વ્હેયાથી, યા દરદીના ક્રુવડ હાથથી, જો સફરાને લાગે છે તો સફરામાં પણ ચાંદી થાય છે. તથા કેટલાક દાખલામાં સફરાનું સ્ત્રીકચર યા સંકોચાવું થાય છે.

## સ્ત્રીમાં પોચી ચાંદી–જાતીના બહારના ભાગો ક–જ) તથા અન્દરના ભાગો ત) ને થ) પર થાય છે.

૭૬) મે પાને સ્ત્રીઓના છુપા ભાગોનું વર્ણન આપ્યું છે.

પોચી ચાંદી, સ્ત્રીના બહારના જાતીના ભાગો ક–જ) સુધી, એક યા વધુ ભાગપર થાય છે.

એજ પ્રમાણે, સ્ત્રીના અન્દરના જાતીના ભાગો ત) ને થ) પર પણ થાય છે.

જો ફકત જાતીના બહારના ભાગોમાં ચાંદી થાય છે તોજ, સ્ત્રીમાં બદ થાય છે.

પણ જો ફકત જાતીના અન્દરના ભાગોમાં ચાંદી થાય છે તો બદ નથી થતી, કારણ કે ચેપ વધવાનો રસ્તો, આ બન્નેમાં જુદો છે.

## પોચી ચાંદીની ચીકીત્સા તથા સારવાર.

ઉપર આપેલાં બ્યાનપરથી સમજુઓ જોઇ શકશે કે એક તરફથી પોચી ચાંદીના પરીણામો કનીષ્ટ આવે છે. ત્યારે બીજી તરફથી એની ચીકીત્સા ઘણી મુશકેલ છે, કારણ કે છુપા ભાગોપર પડતી પોચી ચાંદીઓ લગભગ વીસ યા વધુ જુદી જુદી જાતના ચેપોને લીધે ઉપજે છે. તેથી અનુભવી ડાકટર સ્પેશ્યલીસ્તો શીવાય કોઇથી પણ યોગ્ય ચીકીત્સા નહી કરી શકાય.

પોચી ચાંદીની સારવાર માટે જુદી જુદી જાતની ચોપડવાની દવાઓ, તથા વીજળીથી પણ સારવાર કરવામાં આવે છે. જરૂર પડે છે ત્યાં પીવાની દવા, તથા લોહીમાં પીચકારીની દવા આપવી પડે છે. તથા ઘણાક દાખલાઓમાં વહાડકાપ ૯૦ પણ કરવું પડે છે. આ જગાએ સારવાર પર લંબાણ વીવેચન કરવાની જરૂર નથી, કારણ કે અનુંભવીઓ તો સારવાર સમજે છે. તથા બીનઅનુભવીઓ કોઇપણ દરદની સારવાર કરવા માટે નાલાયક છે. તેથી દરદીઓએ જો જલદી સારૂ થવું હોય તો અનુભવી સ્પેશ્યાલીસ્ટોની સલાહ લેવી જોઇયે, ને પોતાના તથા બીનઅનુભવીઓના હાથે પોતાનાં દરદમાં વધારો ને બીગાડો નહી કરવો જોઇયે

# પ્રકરણ રપ મુ.

—:o:—

## કઠણુ ચાંદી યા ટાંકી—વીષફ્રોટક—ઉપદંશ—તેજા ગરમી—આતષી યા બાદશાહી દરદ—યા ફીરંન્ગી રોગ—(સીફીલીસ) ની જાણુવાજોગ તવારીખ.

આ રોગની તવારીખ ઘણી જાણુવાજોગ છે. આ રોગને "ફીરંન્ગી રોગ" લેખવાનું કારણુ શું છે? કારણુ આ છે કે પોરટુગીઝ લોક, જેઓ ધર્મે ફીરંન્ગી હતા તથા છે, તે લોકે એ રોગ આ દેશમાં આયાત કીધો. ઇસ્વીસનની પંદરમી સદીને છેડે યા સોળમી સદીની શરૂઆતમાં ફીરંન્ગી લોક પહેલે વ્યાપાર અર્થે આ દેશમાં આવવા લાગા. ને વખત એઓમાં આ રોગ લાગુ પડેલો હતો. તે રોગ તેઓએ આ દેશની સ્ત્રીઓ સાથે સંન્ગમ કરી તેઓમાં ચેપ આવ્યો. ને તે ચેપ પછીથી, એ સ્ત્રીઓએ પોતાના સગા–સ્નેહીઓમાં ને તેમ કરી થોડા વખતમાં આ દેશમાં ફેલાવ્યો અવી રીતે આ બાદશાહી રોગની આમદ આ દેશમાં થયલી લેખાય છે.

## ફીરંન્ગીઓ આ રોગનો ચેપ અસલ કયાંથી લાવ્યા? ૧) આફ્રીકા ને ૨) અમેરીકામાંથી.

હવે સવાલ એ છે કે ખુદ ફીરંન્ગીઓ એ ચેપ કયાંથી લાવ્યા. કેટલીક તવારીખી શહાદતો પરથી એમ માનવામાં આવે છે કે, ૧) પંદરમી સદી દરમ્યાન, પોરટુગીઝ લોકે પશ્ચીમ આફ્રીકા સાથ વ્યાપાર ચલાવવામાં રોકાયા, ને આ રોગ આફ્રીકાની સ્ત્રીઓમાં હતો, તે તેઓ સાથ સંન્ગમ કીધાથી પોરટુગીઝ લોકાને ચેપ લાગો, ને એ બ્યાપરીઓ દેશ પ્રદેશમાં વ્યાપાર અર્થે જતાં—દાખલા તરીકે, આ દેશ—ત્યાંના લોકાની સ્ત્રીઓ સાથે સંન્ગમ કરી તેઓમાં ફેલાવ્યો. તે પછી એ સ્ત્રીઓએ પોતાના સગા–સ્નેહીઓમાં ફેલાવ્યો, ને તેમ કરી થોડા વખતમાં આખા દેશમાં ફેલાવ્યો.

૧) પોરટુગીઝ સીવાય ૨) કોલમ્બસ નામના સ્પેનીશ કે જેને કોલંબીઆ યા અમેરીકા ખંડની શોધ કીધી, તેની સાથવાલા વહાણવટી ખલાસીઓ અમેરીકાની રોગી સ્ત્રીઓ સાથે સંન્ગમ કીધાથી, એ ચેપ

તેઓને લાગુ પડયો. ને એ ખલાસીઓએ પોતાને વતન પાછા ફરતાં ત્યાં ચેપ ફેલાવ્યો. સ્પેનથી એ ચેપ, ચાર્લ્સ આઠમાંનાં લશકરમાં ફેલાવાથી, ઇટાલીની ચઢાઇ દરમીયાન ત્યાં ફેલાયો, ને આખાં યુરોપમાં ઝડપે તે પછી ફેલાયો. યુરોપનાં લોકોએ, એ રોગ આ દેશ તથા એશીયા ખંડના બીજા ભાગોમાં, વ્યાપાર અર્થે જતાં ફેલાવ્યો.

## યુરોપમાં આ રોગની ફાટી નીકળેલી મરકી.

યુરોપમાં જયારે આ રોગની આમદ થઇ ત્યારે મરકીની માફક ત્રાસ વર્તાવ્યો, ને હજારો મરણ નીપજયાં ને લાખો લોકો એ રોગથી રીબવા પડીયાં. એક તવારીખનવેશ મુજબ, એ રોગનો ફેલાવો, સ્પેનમાં ૧૪૯૩ની સાલમાં, ઇટાલીમાં ૧૪૯૩, જરમનીને સ્વીટઝર લેન્ડ ૧૪૯૬, ડેનમાર્ક, ને ફ્રાંન્સ ૧૪૯૫, હોલાન્ડ ને ઇંગ્લાંડ ૧૪૯૩, બોહીમીઆ ને રશીઆ ૧૪૯૯, ની સાલમાં મરકીની ઝડપે થયો. આ મરકીનું જોર કેટલોક વખત ટકી રહયું, તે પછી દપટ પડયું. ને એવું અસલી જોર ફરીથી કોઇ વખત નથી ઉભરી નીકળ્યું. કારણ કે વખત જવા સાથે, મરકીની માફક એનું જોર પણ કમી થયું.

## અસલી લોકો તેજા ગરમીના રોગથી અંજાણુ હતા.

એક જાણીતો ઉસ્તાદ લખે છે કે આ રોગ વીષે અસલી લોકો—જેવા કે યાહુદી, યુનાની, રૂમી, યા અરબી—અજાણુ હતા. એજ પ્રમાણે, આયુર વેદના વખતમાં, આ દેશના લોક એ રોગથી અજાણુ હતા. તેથી કરી, જયારે આ દેશના વૈદો એવો દાવો કરે છે કે, આયુરવેદમાં આ રોગની અકસીર દવાઓ આપવામાં આવી છે, ત્યારે એવો દાવો બીલકુલ ખોટો લેખાવો જોઇયે કે નહી? એજ પ્રમાણે, આ દેશના હકીમો જણાવે છે કે યુનાની દવા એ માટે અકસીર છે, જો ઉપર પ્રમાણે યુનાનીઓને તો એ દરદ માલમ પણ નહોતું, તો તેની અકસીર દવા કયાંથી ફરમાવી શકે? એટલું યાદ રાખવું કે, પારાની દવા તો યુરોપમાં આ રોગ ફાટીયો ત્યારથી વપરાય છે, તેથી આયુરવેદ યા યુનાનીઓની ખાસ દવા તરીકે પારો ન લેખાય. પારાની દવાતો સર્વેને માલમ છે, પણ તેનું શું પ્રમાણ હોવું. કેવા દાખલાઓમાં વાપરવો યા નહીં ઇ૦ તે તો અનુભવીઓનેજ માલમ છે.

સમજુઓને તો માલમ હશે કે ઇજીપશીયન લોકો પોતાની લાશોને જાલવવા માટે, તેમાં ચોકકસ દવાનું મીશ્રણ દાખલ કરી, પાટાથી બાંધતા, તથા પીરેમીડઝ ઇ૦ ની નીચેના ગુફાઓમાં રહેવા દેતા. એવી લાશોને "મમી"

કહે છે. એવી લાશોનાં હડકાં, હરદય, ભેજાં, ઇ. ની સાયન્ટીફીક તપાસ ઇજીપ્ટની તબીબી નીશાળ તથા હોસપીટલના વડાઓએ કીધી છે, તેપરથી એક પણ લાશના કોઇ પણ ભાગમાં ગરમીના રોગને લીધે ઉપજતા સોજાઓ, ફેરફારો ઇ. નથી માલમ પડતા. તેપરથી વધુ પુરવાર થાય છે કે અસલ ઇજીપશીયનોમાં ગરમીનો રોગ નહી હતો. ઇજીપ્ટનું રાજય મોટું હતું, તથા આસપાસના મુલકપર ચાલતું હતું, તેથી જો આસપાસના મુલકમાં આ રોગ હસ્તીમાં હતે તો જરૂર ઇજીપશીયનોને પણ ચેપ લાગતે, પણ તેમ નહી થયું'તું આ સર્વ પરથી એટલું પુરવાર થાય છે કે, બાદશાહી ગરમીનો રોગ પુરાણો નથી, પણ ફકત પાંચ સદી થયાં દુનીયામાં ફેલાયો છે. ને તેથી કરી જો આપણે, હાલની પાશ્ચામાત્ય વીદયાએ શીખવેલી એનો નાશ કરવાની રૂઢીઓ અખત્યાર કરીયે (જે વીષે આપણે આગલાં પ્રકરણોમાં બોલી ગયા છીયે) તો એ ભયભીત દરદ દુનીયામાંથી નાબુદ કરી શકાય, ને સંસારીક દુ:ખદર્દો કમી થાય, તેમ લોક સુખાકારી વધે.

## તેજા ગરમી (સીફીલીસ) ના રોગ વીષેની આ દેશની ઘેલી માન્યતાઓ તથા વહેમો.

ઉપર આપેલી વીગતો પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે. જયાં સુધી ગરમીનો ચેપ હોય નહી ત્યાં સુધી એ રોગ કોઇ પણ આસામી યા કોમ યા દેશને લાગુ પડે નહી. ત્યારે જે વાહીયાત વહેમો આ દેશમાં હસ્તી ધરાવે છે, દાખલા તરીકે,—કર્મ, આગલા ભવની બદમાશી માટે આ ભવમાં થતી શીક્ષા, બદનમાં ભુતનું ભરાવું, ગમે એવી સ્વચ્છ સ્ત્રીઓ સાથે અણહદ વ્યભીચાર, ઇ.—એ સર્વ વહેમો ખોટા ને ઘેલા છે. **ચેપ વગર ચેપી દરદ થવું અશકય છે.** નીરોગી સ્વચ્છ સ્ત્રી પુરૂષો ગમે એવો અણહદ વ્યભીચાર કરે તે છતાં તેઓને કદી પણ ગરમીનો રોગ તો લાગુ નજ પડે. પણ રોગીષ્ટ યા અસ્વચ્છ ચેપી સ્ત્રી યા પુરૂષના પહેલાજ વ્યભીચારથી એ રોગ લાગુ પડી શકે છે, ને એટલા માટે, એક આગલાં પ્રકરણમાં આપણે, જે રોગીષ્ટ મરદો, બીચારી નીરદોશ બાળકીઓ પર જુલમ ગુજારી બળાતકાર કરે છે, તેઓને ઘાતકી ગુનેહગાર લેખ્યા છે. કારણ કે એવા પહેલાજ વ્યભીચારથી બીચારી નીરદોશ છોકરીને ચેપ લાગુ પડે છે, જેથી બેવકુફ દરદી એમ સમજે છે કે પોતાનો રોગ સાજો થયો. એમ બનવું અશકય છે, ને એ ચેપની યોગ્ય સારવાર થાય નહી ત્યાં સુધી દરદી કદી પણ સાજો ન થાય.

## અસલી લોકોમાં, પોચી ચાંદી તથા પ્રમેહના રોગો હસ્તીમાં હતા.

હવે એટલું યાદ રાખવું કે, જયારે તેજા ગરમી (સીફીલીસ) નો રોગ તો પંદરમી સદી પછી ફાટી નીકળ્યો, ત્યારે પોચી ચાંદી, તથા પ્રમેહના ચેપી રોગોતો પ્રાચીનકાળમાં અસલી લોકોમાં હતા. તોપણ એ એ રોગોની અસરકારક દવા તે વખતના તબીબોને માલમ નહી હતી, તેથી દરદીઓ ઘણા હેરાન થતા હતા. વધુ એટલું યાદ રાખવું કે, ગયા ૨૫, ૩૦, વર્ષની અગાઉ, પોચી ચાંદી, તેજા ગરમી, તથા પ્રમેહ એ જુદા જુદા જંતુઓથી ઉત્પન થતા ત્રણ જુદા રોગોની સમજ તબીબોને નહી હોવાથી, એક એક સાથે ભેલી નાખતા હતા, ને તેથી એ દરદોની ઘટતી સારવાર તેઓથી કદી પણ ન થઇ શકતી. એજ પ્રમાણે, હાલમાં વૈદો ને હકીમો એ ત્રણે દરદોને ભેલી નાંખે છે, ને વાજબી ચીકીત્સા કરવાનું સમજતા નથી, તેમજ વળી ગયા દાયકામાં જે નવી શોધખોલો થઇ છે કે જેના પરીણામે એ ત્રણે દરદોના રસી ઇ. વાલી દવાઓ ઘણી અસરકારક માલમ પડી છે તે વીષે પણ આ લોકો અજ્ઞાન છે. તેથી એ ત્રણે ચેપી દરદોની અસરકારક સારવાર કરી નથી શકતા, તેથી દરદીઓને રીબાવે છે, યા તો કમોતે મારી નાંખે છે.

# ચીત્ર ચોવીસમું.




કઠણ **ચાંદી—તેજા ગરમી (સીફીલીસ)** ના **ચેપી** દરદનો જંતુ—**જેને સ્પાઇરોકીટ પૅલીડા** કહે છે, તેની સુક્ષ્મદર્શક તપાસ, એનો દેખાવ વળ ખાધેલાં સ્ક્રુ જેવો યાને સ્પાઇરલ હોવાથી, એને સ્પાઇરોકીટ કહે છે.

૧) સ્પાઇરોકીટ પૅલીડા—તેજા ગરમીનો જંતુ;

૨) એ જંતુના બે ભાગલા પડે છે,

૩) લોહીમાં જે રાતાં જીવતાં ચક્રો હોય છે,

[ રૅડ બ્લડ કોરપસકલ્સ યા સેલ્સ ] તેનો દેખાવ.

ઉપર દેખાડેલા જંતુઓ, દરદીનાં લોહીમાં દાખલ થયા પછી, માથાંથી પગ સુધીના સર્વ ભાગોમાં ફેલાય છે. તથા જે ભાગમાં એઓનું જોર વીશેષ હોય છે, તેનો સોજો ઉત્પન્ન કરે છે.

લોહી ઉપરાંત, આંસુ, થુક, બલગમ, પીશાબ, વીર્ય, પરસેવો, ધવાડનારીનું દુધ, સોજાની રસી ઇ૦ સર્વ પ્રવાહીમાં આ જંતુઓ હોવાથી, એ પ્રવાહીઓ ચેપ ફેલાવનારા હોય છે.

# પ્રકરણ ૨૬ મું.

---:o:---

## કઠણ ચાંદીની, ચેપી જંતુ દાખલ થવાથી, ઉત્પત્તી— સ્પાઇરોકીટ પૅલીડા નામના જંતુઓ.

આપણે આગળ જોયું કે પાશ્ચીમાત્ય જંતુ વીદ્યા પ્રમાણે, હરેક ચેપી દરદની ઉત્પત્તી તથા ફેલાવા માટે, બે મુખ્ય સાધનોની જરૂર છે.

૧) ચેપના જંતુઓ, તથા એ જંતુઓમાંથી પેદા થતાં ઝહેરો અથવા વીષો તથા

૨) એવાં ચેપી જંતુઓને ઝહેર ફેલાવનારા, કે જેને અંગ્રેજીમાં "કેરીઅર્સ" કહે છે.

## સ્પાઇરોકીટ પૅલીડા—કઠણ ચાંદી ઉપજાવનારા જંતુઓ.

૨૪) માં ચીત્રમાં કઠણ ચાંદી યા તેજા ગરમી (સીફીલીસ) ના ચેપી દરદના જંતુ ૧) સ્પષ્ટ દેખાય છે. એ સ્ક્રુ માફક વળ ખાધેલા હોવાથી એને સ્પાઇરોકીટ કહેવામાં આવે છે. ૨) માં એ જંતુના બે ભાગલા પડેલા દેખાય છે. ૩) લોહીમાં જે (રૅડબ્લડ કોરપસકલ્સ) રાતાં જીવતાં ચકો હોય છે તે સુક્ષમદર્શક યંત્ર નીચે આવાં દેખાય છે. ગરમીના ચેપી દરદીનું એક લોહીનું ટીપું લઇ સુક્ષમદર્શક યંત્ર નીચે મુકવાથી, ૨૪) માં ચીત્રમાં આપેલી આક્રતીઓ નજરે પડે છે.

## એવાં જંતુઓ શરીરમાં કેવી રીતે દાખલ થાય છે.

આપણે ગયા પ્રકરણમાં જોઇ ગયા કે એ જંતુઓ શરીરમાં ત્રણ રીતે દાખલ થઇ શકે છે. જુઓ પાના (૧૮૨–૩)—ક) ખ) ગ) એટલે કે,

ક) ગરમીના ચેપી દરદી સ્ત્રી યા પુરૂષના સંગમથી.

ખ) દરદી માબાપોનાં બાળકોમાં વારસે ઉતરતો ગરમીનો ચેપ.

ગ) ગરમીનાં ચેપી દરદી સ્ત્રી યા પુરૂષના શરીરના ભાગોને યા કપડાં, વાસણ, ઇ૦ ૧–૮) ને અડકવાથી ફેલાતો ચેપ.

## ક) ગરમીના ચેપી દરદી સ્ત્રી યા પુરૂષના સંગમથી, એ જોડમાંના તનદુરસ્ત સાથી ને ચેપ કેવી રીતે લાગે છે!

સંગમ કરનાર જોડાંમાંથી ધારો કે અનીતીમાન **સ્ત્રીને** ગરમીનો ચેપ લાગુ પડેલો **છે**, પણ પુરૂષ તનદરૂસ્ત છે. એથી કરી સ્ત્રીના છુપા ભાગોમાં યા તો ગરમીના દરદની કઠણ ચાંદી હોય છે યા તો જુદી જુદી જાતના ચાઠાં, યા તો નાની પોચી ભીની ગાંઠો **હોય છે**, કે જે સર્વમાંથી ચેપી રસી હરદમ વહેયા કરે છે. હવે સંગમ દરમ્યાન, પુરૂષની ઇન્દ્રીના કોઇ પણ ભાગપર યા ચામડીપર યા આસપાસના ભાગપર, કોઇપણ જાતનો નાનો યા મોટો ઘા હોય છે, યા સાવરણ ફુટેલી ફોડી હોય છે, અથવા તો સંગમના ઘસારાને લીધે તેની ચામડી કોઇપણ જગાએ ફાટે છે, તો એવા કોઇપણ રીતે ફાટેલા ઘામાં પેલી ચેપી સ્ત્રીની રસી દાખલ થય છે, ને એવી રીતે દાખલ થયા પછી, એ રસી પેલા ઘામાં સોજો ઉત્પન કરે છે. કે જે સોજાને પરીણામે એકથી બે અઠવાડયામાં પેલા ઘની જગાએ કઠણ ચાંદી ઉત્પન થાય છે. આપણે ઉપર જોયું તેમ, ચેપી સ્ત્રીની રસીમાં ચેપના જંતુ સ્પાઇરોકીટ પૅલીડા હોવાજ જોઇએ. કારણ કે તે વગર ચેપ મરદને ન લાગી શકે, તથા કઠણ ચાંદી ઉત્પન ન થઈ શકે.

## છકેલ હવસી પરણેલા મરદો, અનીતીમાન સ્ત્રીઓનો ચેપ પોતાની નીતીમાન સ્વચ્છ સ્ત્રીઓમાં કેમ દાખલ કરે છે!

હવે ધારો કે ઉપર જણાવેલો મરદ પોતે પરણેલો હોય, (યા પરણવાનો હોય) તથા એની પરણેતર સ્ત્રી તદન સ્વચ્છ હોય, ત્યારે જો આ મરદ સખત ચાંદી થયા પછી, પોતાની સ્વચ્છ સ્ત્રી સાથે સંગમ કરે તો, પોતાની સ્ત્રીના છુપા ભાગોમાં સંગમના ઘસારાથી યા બીજી કોઈપણ રીતે જો નાનો ઘા યા ફાટ પડી હોય, તો તેવા ઘા યા ફાટમાં પોતાની કઠણ ચાંદીની ચેપી રસી દાખલ થાય છે, ને એવી રીતે પોતાની સ્વચ્છ નીરદોશ સ્ત્રીને પોતેજ ચેપ આપે છે. કે જેવાં પાપી, ઘાતકી, કુકર્મના ગંભીર પરીણામો, સારવારની ગેરહાજરીમાં, તેને તેમજ તેની સ્ત્રીને જીંદગી સુધી વેઠવા પડે છે.

## ઇન્દ્રી, ઇ૦ ના દેખીતા યા અણદીઠ ઘામાં ચેપ દાખલ થઇ, લોહીને શરીરમાં દાખલ થાય છે.

ઉપર જણાવેલી એક હકીકતપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. એ હકીકત આ છે કે, **એક નીયમ તરીકે**, કરણ ચાંદાનો ચેપ **આખી ચામડીમાં** દાખલ નથી થઇ શકતો, યાને કે ચામડીમાં નાનો ન દેખીતો યા મોટો દેખીતો ઘા હોવોજ જોઇયે, તોજ તે ઘા બ્લોટીંગ પેપર માફક ચેપ ચુસી લેય છે તે એ ઘામાંથી, ચેપ લોહીમાં દાખલ થાય છે, ને એવી રીતે, આખા શરીરમાં ચેપી જંતુઓ માંથાથી પગ વેર ફેલાઇ જાય છે. હવે આ હકીકત આટલા માટે જાણવાજોગ છે કે, એકજ ચેપી અનીતીમાન ધંધાદારી સ્ત્રી સાથે જો કે, ૭ યા વધુ મરદો એક પછી એક સંગમ કરે છે, તોપણ, એ ૭ માંથી એક યા વધુનેજ ચેપ લાગે છે. જયારે બીજાઓ બચી જાય છે. તેનું કારણ શું? એમાં નસીબ, કર્મ, ઇ૦ પર દોષ મુકવો બ્યર્થ છે, એટલે કે, નસીબ, કર્મ, ઇ૦ ને એ સાથે કાંઇ સ્નન સુતક નથી. પણ ઉપર જણાવેલી હકીકતને લીધે એમ બને છે—એટલે કે, એ ૭ હવસી મરદોમાંથી, જેની ઇન્દ્રીના ભાગો, યા ઇન્દ્રીપરની યા આસપાસની ચામડીના ભાગોમાં દેખીતો યા અણદીઠ ઘા હોય છે, તેમાં ચેપ દાખલ થઇ શકે છે, ને તેથી તેવા ઘા વાળાઓને ચેપ લાગુ પડે છે. હવે, એટલું યાદ રાખવું કે, એજ પ્રમાણે, ધારો કે એકજ ચેપી મરદ, ૭ સ્ત્રીઓ સાથે સંગમ કરે, તો પણ જો એકજ યા વધુ સ્ત્રીને તેનો ચેપ લાગુ પડે, તેનું કારણ પણ એજ કે, આવી સ્ત્રીઓમાં દેખીતા યા અણદીઠ ઘા હોવાજ જોઇયે ને તેથી તેઓને ચેપ લાગે છે.

## પહેલી યા વધુ વખતની સંગમે, ચેપ લાગુ પડે છે. અનીતીનો નતીજો બુરો આવે છે.

હવે એટલું યાદ રાખવું કે, ઉપર જણાવ્યા પ્રમાણે ઘા વીનાની ચામડીને લીધે, ચોકકસ હવસી સ્ત્રી પુરૂષો, કેટલોક વખત સુધી ચેપમાંથી બચી જાય છે. પણ, એવાઓની ચામડીમાં, ચાલુ બ્યભીચારને લીધે, **વહેલે યા મોડે, ઘા તો નકકી પડવાનો, તથા આખરે હરેક હવસી સ્ત્રી યા પુરૂષને, ગરમીનો ચેપ નકકી લાગુ પડવાનો તથા પડે છે.**

## અણુસમજુ છોકરા છોકરીઓએ લેવો જોઇતો ધડો.

આટલા ઉપરથી અણુસમજુ છોકરા છોકરીઓએ, એક અગત્યનો ધડો લેવાનો છે, તે એ કે, પોતાના સોબતીઓ જ્યારે અનીતીનો રાહ લેવાને લલચાવે, ને તેઓને પોતાનો દાખલો આપી સમજાવે, કે "હમુને આજ સુધી ચેપ નથી લાગો, તો તમુને શા માટે લાગે?" તો એવા દુરવ્યસની હવસીઓની લલચાવનારી સલાહ ન લેવી, ને સમજવું કે, હરેક હવસી **અનીતીમાન સ્ત્રી તથા પુરૂષને, વહેલે યા મોડે, એક યા બીજી જાતનો ગરમીનો ચેપ તો નકકીજ લાગેલો હોય છે**, ને તેઓનું કહેવું બીલકુલ ખોટું ને અસત્યજ માનવું. સમજુઓને તો માલમ છે કે વ્યભીચારમાં ફસેલા સ્ત્રી પુરૂષો તો પોતે ગમે એવાં દરદથી પીડાતા હોય છે તેની દરકાર નથી કરતા, ને નીરદોષોનો ધાણ નીકળે, તેમાં તો તેઓ એક જાતની મજાહ લે છે કે, પોતાની માફકજ નીરદોષોને પણ ખમવું પડે! એવા પાપી કુકર્મીઓની તો આ દેશમાં, ખાસ કરી, મુંબઇ જેવા અનીતીના ધામમાં તો ખોટજ નથી. તેથી અણુસમજુ છોકરા છોકરીઓએ ચેતી, એવા હવસી સોબતીઓની હાનીકારક મીત્રાચારી તથા સલાહ તજવી જોઇએ.

## ઘાતકી પરણેલા મરદો પોતાના હવસ ને અનીતીથી ઉપજતો ગરમીનો ચેપ, પોતાની સ્ત્રીઓને આપવા છતાં, તેના પરીણામે ઉપજતાં વાંઝીયાપણાંનો દોષ સ્ત્રીઓને માંથે મુકે છે.

ઉપલી હકીકતો ઉપરથી સમજુઓ જોઇ શકશે કે અનીતીમાન ચેપી સ્ત્રીઓ—જાહેર તેમજ ખાનગી—સ્વચ્છ પરણેલી સ્ત્રીઓની કાટી વેરી લેખાય. ને એજ પ્રમાણે પરણેલા છકેલ મરદો પોતાની નીરદોશ સ્ત્રીઓ તથા ભવીસ્યના બાળકોના કટ્ટા દુશમન લેખાય. એવા ઘાતકી, છકેલ, હવસી પરણેલા પુરૂષો અનીતીમાન સ્ત્રીઓના ચેપી દરદો પોતાની પરણેલી સ્ત્રીઓમાં દાખલ કરી સંસારીક દુઃખ દરદો પોતાના કુટુમ્બમાં દાખલ કરે છે, ને પોતાની સ્ત્રીની તથા બાળકોની જીંદગી રીબતી તથા ટુંકી બનાવે છે. તથા એવા પાપી કુકર્મો માટે પોતાનો વાંક હોવા છતાં પોતાની નીરદોશ સ્ત્રીઓને માંથે એનો દોષ મુકે છે, આપણે આગળ ચાલતાં જોઇશું તે પ્રમાણે ગરમીના ચેપી દરદોના પરીણાંમે ઘણાએક મરદો નામરદ બને છે, તેમ વળી તેઓની સ્ત્રીઓને વાંઝયાપણું લાગુ પાડે છે. ત્યારે એવા

વાંઝીયાપણાં માટે પોતાની બાયડી સાથે દુઃખપર દહામ દેવા સરખી રીતે વર્તે છે. પહેલી બાયડીને અભડાઇપર નાખી, બીજી પરણે છે. એ બીજીને પણ ચેપ લાગ્યાથી તેપણ વાંઝણી બને છે, ને જો મરદ પૈસાવાળો હેય છે, તો ત્રીજી પરણે છે, તો તેને પણ ચેપ લાગ્યાથી તે વાંઝણી બને છે. જાણકારોને આવી જાતના હજારો દાખલાઓ તો માલમ છે. ત્યારે જો આ જાતના સંસારીક દુઃખદર્દો અટકાવવા હોય તો હરેક સ્વચ્છ સ્ત્રી તથા મરદે સ્વછાણુ ખાલવવો જોઇયે. અને હવસને દબાવવો જોઇયે. અને અનીતીમાન ચેપી દરદીઓ સાથ સંગમ ન કરવો જોઇયે.

# ચીત્ર પચીસમું.



### તેજા ગરમીનો પહેલો તબકકો—કઠણ ચાંદી.

**ચેપી સ્ત્રીને ચુમી લેવાથી ૧) તનદુરસ્ત મરદના નીચેના લબ ઉપર થયલી કઠણ ચાંદી**—(હાર્ડ શેન્કર) તેજા ગરમીના ચેપી જંતુઓ (સીફીલીસના સ્પાઇરોકીટ પેલીડા ) શરીરના કોઇપણ ભાગમાં—છુપા, યા ખુલ્લા, જેવા કે નીચેનો લબ, આ ચીત્રમાં દેખાય છે તેમ,—દાખલ થયા પછી, તે ભાગપર, ચેપ લાગ્યા પછી, એકથી બે અઠવાડીયાં સુધીમાં, કઠણ ચાંદી ઉત્પન કરે છે.

ચેપી સ્ત્રીને ચુમી લેવાનું આ પરીણામ છે, કારણ કે સ્ત્રીનો ચેપ, આ ચીત્રમાં દેખાડેલા મરદના નીચેના લબપર ઝીણો ઘા હોવાથી, તેમાં દાખલ થઇ શકયો. એનાં પરીણામે, આ મરદના જડબાં હેઠેની તેમજ, ગરદનની બન્ને બાજુની ગાંઠોમાં ( લીમફેટીક ગલેન્ડઝમાં ) સોજો ઉત્પન થયો છે, જેથી કરી એ ગાંઠો મોટી થયલી દેખાય છે. કઠણ ચાંદીની ઉત્પતીનું બયાન જુઓ ૨૬) માં પ્રકરણમાં.

**૨) એજ પ્રમાણે, ચેપી મરદને ચુમી લેવાથી, તનદુરસ્ત સ્ત્રીના લબપર, કઠણ ચાંદી થાય છે.**

**૩) નીરદોષ બાળકોને,** જો ચેપી સ્ત્રી યા મરદ ચુમી લે છે, યા તો તેઓના રમકડાંને પોતાનાં મ્હોમાં લે છે, યા તો ચેપી હાથે અડકે છે, યા ચેપી સ્ત્રી તેમને ધવાડે છે, તો બાળકોને પણ એવીજ રીતે લબપર કઠણ ચાંદી થાય છે, યા તો બાળકોના મ્હોં યા ગળાંને રસ્તે ચેપ તેઓના શરીરમાં દાખલ થાય છે. જો કે દેખાવમાં આ ચાંદી નાની દેખાય છે, પણ એનાં ગંભીર પરીણામે માથાંથી પગ સુધીનાં હજાર જાતના દરદો ઉત્પન થાય છે. ( જુઓ ચીત્ર પહેલું, તથા પુસ્તકમાં આવેલું બયાન ).

**સ્ત્રી તથા મરદના છુપા ભાગોપર જે ચાંદી થાય છે, તે આજ પ્રકારની હોય છે, ને કાતરાની ગાંઠોમાં એ ચેપ દાખલ થવાથી, સુકી કઠણ બદ ઉત્પન થાય છે.**

ગામ, ગેન, યા રસ્તાપર આવનારા રાહદારીઓમાં, લબપર એવી જાતની ચાંદીઓ, ઘણાએક વાંચકોએ તો જોઇજ હશે.

## પ્રકરણ ૨૭ મું.

---:o:---

### ગરમીનાં જંતુઓ શરીરમાં બીજી બે રીતે—ખ) ને ગ)—દાખલ થાય છે.

આપણે ગયાં પ્રકરણમાં, ગરમીનાં જંતુઓ શરીરમાં ત્રણ રીતે દાખલ થાય છે, તેમાની ક) એક રીત વીષે બોલી ગયા છે, હવે આ પ્રકરણમાં, ખ) ને ગ) રીતો વીષે બોલીશું.

### ખ) દરદી માબાપોના બાળકોમાં વારસે ઉતરતો ગરમીનો ચેપ.

ગરમીનો ચેપ વારસામાં ત્રીજીથી ચોથી ઓલાદ સુધી ઉતરે છે. એક નીયમ તરીકે, એવી ચોથી ઓલાદ દુરબળ યા નીરબળ અવતરીયાથી, તે પછી નાબુદ થાય છે, એવી રીતે ખુદરત નાલાયક ઓલાદનો અંત આણે છે, ને દુનીયામાં નાલાયકોની વસ્તી વધવાપર ખુદરતી આંકોશ મુકે છે—દાખલા તરીકે, ભેજા વગરનાં યા અર્ધ ચકડોળ, ફાડી ખાનારાં જાનવર જેવા સ્વભાવ ધરાવનારાં, હરેક જાતની માનસીક તેમજ શારીરીક ને નૈતીક ખોડખાપણવાળાં બાળકો **નાલાયક ગણાય** ને એવાંઓની ઓલાદ જેમ જલદી નાબુદ થાય, તેમ માણુસજાતમાંથી એવાં દુઃખી દરદીઓની પીડા ઓછી થાય.

ગરમીનો ચેપ ૧) મોટાં મા યા બાપ યા બન્નેને લાગો હોય તો, ૨) મા યા બાપ યા બન્નેને વારસે ઉતરે છે, ૩) ને એઓનાં બાળકોમાં વારસે ઉતરે છે.

### બાપ યા માનો ચેપ બે રીતે—૧) સીધી ને ૨) આડકત્રી રીતે—વારસે ઉતરે છે.

ત્યારે, એ ચેપ વારસે કેવી રીતે ઉતરે છે, તે જાણુવાજોગ થઇ પડે છે.

ધારો કે એક પરણેલાં જોડાંમાંથી, મરદને અનીતીમાન સ્ત્રી સાથનાં સંગમને લીધે કઠણુ ચાંદી થઇ છે, ને તે પોતાની સ્વચ્છ સ્ત્રી સાથે સંગમ

કરે તો, તે મરદ ૧) સીધી યા ૨) આડકત્રી રીતે પોતાનો ચેપનો વારસો ભવીષ્યમાં પોતાનાં બાળકને આપી શકે.

૧) સીધી રીતે--સંગમ દરમીયાન મરદનું વીર્ય સ્ત્રીના ગર્ભસ્થાનમાં દાખલ થાય છે, તથા વીર્યની અંદર ચેપી જંતુઓ (સ્પાઇરોકીટ પૅલીડા) હોવાથી, જયારે મરદ બીજ સ્ત્રી બીજમાં દાખલ થાય છે (પાનું ૮૮), ત્યારે તેની સાથે એ જંતુઓ પણ સ્ત્રી બીજમાં દાખલ થાય છે, ને એવી રીતે, હમેલ યા ગર્ભની ઉત્પતી સાથે સાથેજ એ જંતુઓની પણ ઉત્પતી થાય છે.

૨) આડકત્રી રીતે. પોતાની સ્ત્રીના છુપા ભાગમાં ચેપ લાગ્યાથી, તે ભાગમાં કહણુ ચાંદી થાય છે, ને એ ચેપ માતાના લોહીમાંથી, બાળકના ઓર (પ્લાસેન્ટા, ચીત્ર ૨૧ મું) ને રસ્તે, બાળકનાં લોહીમાં દાખલ થાય છે.

૧૪-૧૫ માં ચીત્રોમાં તીરો પાડવામાં આવ્યા છે. તે ગરમીના દરદોનો ચેપ ઉપર ફેલાવાનો રસ્તો દેખાડે છે, કે જે રસ્તે મરદના સંગમ પછી વીર્ય સાથ ચેપના જંતુઓ ઉપર જાય છે.

## માતાનો ચેપ બાળકને વારસે બે રીતે ઉતરે છે.

હવે ધારો કે મરદ સ્વચ્છ હોય, ને તેની ધણીઆણીને બીજા ચેપી મરદ સાથ સંગમ કીધાથી દરદનો ચેપ લાગો હોય, તથા એ ચેપ તેણીના લોહીમાં દાખલ થયો હોય, તો તે પોતાના બાળકમાં બે રીતે ઉતરી શકે.

૧) સ્ત્રી અંન્ડમાં ચેપ જવાથી, સ્ત્રીબીજની સાથે ગરમીના જંન્તુ હોવાથી, મરદ બીજ જ્યારે એ સ્ત્રી બીજમાં દાખલ થાય, ત્યારે જે હમેલ ઉત્પન થાય, તેને પહેલેથીજ એ જંતુનો ચેપ લાગે છે.

૨) માતાનાં લોહીમાં ફરતાં જંતુઓ, પ્લાસેન્ટાને (ચીત્ર એકવીસ) રસ્તે હમેલમાં ઉતરે છે.

હવે ધારો કે માતા તથા બાપ પારકા આસામીઓ સાથે સંગમ કરવાથી, બન્નેને ચેપ લાગો હોય તો, એવો બેવડો ચેપ એકત્ર થવાથી હમેલમાં વધારે જોર પકડી શકે કે? યા તો બાળક જન્મયા પછી દરદ વધારે ગંભીર રૂપ પકડી શકે કે? એક નીયમ તરીકે, બેવડા ચેપનું જોર એક તરફના ચેપથી જાસ્તી હોતુ નથી, કારણ કે આ દરદના જંતુઓ એકજ જાતના આવે છે. પણ આ નીયમને કોઇક વખત અપવાદ પણ હોઇ શકે.

## ગર્ભવંતી સ્ત્રીઓમાં વારંવાર થતી કસુવાવડો, અર્ધ-સુવાવડો, ગર્ભપાત તથા મુવેલાં જનમેલાં બાળકો અવતરવાનું મુખ્ય કારણ--ગરમીનો ચેપ.

ઘણી પરણેલી સ્ત્રીઓમાં એક પછી એક ચાલુ ગર્ભપાત યા કસુવાવડ થાય છે, તથા મુવેલાં જન્મેલાં બાળકો અવતરે છે. એનુ એક મુખ્ય કારણ ગરમીનો ચેપ છે. **આપણે આગળ જોયુ કે ગરમીનો ચેપ માતાના લોહીમા તેના પ્લાસેન્ટા યા ઓરમા દાખલ થાય છે.** તથા ઓરને રસ્તે માનું લોહી બાળકના નાળીઆમાં દાખલ **થાય છે.** ઓરમાં મુખ્ય કરી ધોરી નસો ને કાળી શીરાઓ આવે છે. (ચીત્ર બાવીસ) હવે ગરમીનો ચેપ એ ધોરી નસો તથા શીરાઓમાં સોજો ઉત્પન્ન કરે છે. **એ સોજાના પરીણામે એ લોહીની નળીઓ ખુલ્લી રહેવાને બદલે બંધ થઇ જાય છે.** જેથી કરી તેમાં લોહી વહી શકતું નથી, એવી રીતે માનું લોહી હમેલમાં જઇ શકતું નથી ને લોહી વગર હમેલ મરી જાય છે. ને **એવો મરી ગએલો હમેલ નવથી ઓછે મહીને ગર્ભસ્થાનમાંથી છુટો પડે છે, ને બહાર નીકળે છે. તેને ગર્ભપાત, કસુવાવડ ઇ૦ કહે છે.** એજ પ્રમાણે જે બાળકો નવ મહીને મુવેલા જન્મેલા અવતરે છે, તેનું કારણ પણ ઓરમાં ગરમીનો સોજો છે.

## કસુવાવડ, ગર્ભપાત ઇ૦ નો અકસીર અટકાવ તથા ઇલાજ--ચેપની સાયન્ટીફીક સારવાર ન કરવાથી ઉપજતાં ગંભીર પરીણામો.

પાશ્ચીમાત્ય તબીબી વીદ્યા પ્રમાણે જો ચેપી સ્ત્રી તથા મરદોની સ્પેશીયાલીસ્ટને હાથ સારવાર કરવામાં આવે તો, ગર્ભપાત તેમજ મુવેલાં છોકરાં અવતરવાનો અટકાવ તથા ઇલાજ કરી શકાય. એટલા સારૂ મા તથા બાપ બંનેની સારવાર કરવી જોઇએ. એવી સારવારથી ચેપનો નાશ થાય છે ને તે પછી ભવીષ્યમાં તંદુરસ્ત બાળકો અવતરે છે. સાયન્ટીફીક સારવારને આધારે, સઘળા ચેપી સ્ત્રી મરદોના દાખલાઓમાં, તેઓના ચેપનો નાશ કરી શકાય છે, તથા જ્યાં સારવાર આગળ ગર્ભપાત વારંવાર થતા હતા, ત્યાં આજે ચેપી સ્ત્રીઓ ત્રણ, ચાર યા વધુ તનદુરૂસ્ત છોકરાંઓની માતા બની શકી છે, એવો હમારો અનુભવ છે.

આ જગાએ, જે ચેપી સ્ત્રીઓ સારવાર નથી કરાવતી, તેઓને ફેરજ કેવો થાય છે, તેના કેટલાક દાખલાઓમાંથી એક રજુ કરીએ છીએ. એક ચોકકસ ચેપી સ્ત્રીને બે મહીના ચઢીયા હતા, તેને સલાહ આપવામાં આવી કે તુરત સાયન્ટીફીક સારવાર કરાવવી, નહી તો, ચોકકસ વખતમાં ગર્ભપાત થશે, ને લોહીનું વહેવું ઘણું થવાથી તેની દેહ નબળી પડી જશે. સ્ત્રીની જાત પોતાની હઠ પ્રમાણે ચાલનારી હોવાથી, એ સ્ત્રીએ સારવાર નહી કરાવી, ને તેનું પરીણામ એ આવ્યું કે, આગળથી કહેલા વખતે, એકદમ ગર્ભપાત થયો, ને લોહી ધોધમાર વહેવા લાગ્યું. ને જો તુરત ડાકટરની મદદ નહી મળી હોતે તો, તેની જીંદગી ખતમ થતે. આના જેવા અનેક દાખલાઓપરથી ધડો લેવાનો છે કે, હરેક પરણેલી ચેપી સ્ત્રીએ જો પોતે તનદુરસ્ત છોકરાં અવતરવા ઇચ્છા ધરાવતી હોય, તો ગર્ભ હોય કે ન હોય, તોબી બનતી ઝડપે પોતાના દરદની સાયન્ટીફીક સારવાર કરાવવી જોઇએ.

## ગ) ગરમોના ચેપી દરદી સ્ત્રી યા પુરૂષના શરીરના ભાગોને યા કપડાં, વાસણ, ઇ૦ ૧–૮) ને અડકવાથી ફેલાતો ચેપ.

એ ૧–૮) રીતે, વગર સન્ગપે, ચેપ કેમ ફેલાય છે, તે સમજવું મુશકેલ નથી. આપણે આગળ કહી ગયા છીએ કે જો તનદરૂસ્ત આદમીના કોઇપણ ભાગમાં અણદીઠ યા દેખીતો ઘા હોય, તો એવા ઘાને ગરમીનો ચેપ લાગતાં, એ ચેપ ઘાને રસ્તે લોહીમાં દાખલ થાય છે. પચીસમું ચીત્ર જોવાપરથી માલમ પડશે કે દરદી સ્ત્રીએ તંદરૂસ્ત મરદને ચુમી લેવાથી, એ મરદના નીચલા લબમાં જીણો ઘા હોવાથી, દાખલા તરીકે, ચુમી લેતાં સ્ત્રીનો દાંત લાગવાથી ઘા પડયો હોય, તો સ્ત્રીના લબ યા મોંહોમાંની ચેપી રસી, એ ઘામાં દાખલ થઇ ને કરણ ચાંદી ઉપજાવી છે. આ ચીત્ર ઉપરથી ગરમીના દરદીઓને ચુમી લેવાના જોખમ પ્રદર્શીત થાય છે. એજ પ્રમાણે તનદરૂસ્ત સ્ત્રી યા પુરૂષના શરીરના કોઇપણ ભાગમાં ઘા હોય તો, એવા ઘાને જો ચેપ લાગે તો, લોહીમાં ચેપ દાખલ થાય, ને ગરમીનું દરદ ઉત્પન્ન થાય. એટલા સારૂ ચેપી દરદીઓના સમાગમમાં આવવાનું, તથા તેઓનાં કપડાં ઇ૦ અડકવાથી પરહેજ રહેવું.

આ જગાએ, આગળ જણાવેલી એક ચોકકસ હકીકતપર ખાસ ધ્યાન પાછું ખેંચ્યે છે કે, એક નીયમ તરીકે, જો તનદરૂસ્ત સાથીના છુપા ભાગમાં કોઇપણ જાતનો ઘા અથવા ફાટ કે જેનું કદ દેખાતું મોટું હોય

ચા અણુદીઠ નાનું હોય, તો એવા ઘાને રસ્તે ચે઼ દરદીના લોહીમાં દાખલ થાય છે. ટુંકમાં કહીએ તો ઘા વગર કહણુ ચાંદીનો ચેપ, એક નીયમ તરીકે શરીરમાં દાખલ નથી થઇ શકતો. દાખલા તરીકે, ડાકટરો, નર્સીઝો ઇ૦ દરદીની તપસ તથા સારવાર માટે દરદીને તથા તેના ચેપી ભાગો કપડાં ઇ૦ ને અડકવા પડે છે, તોપણ એઓને ચેપ લાગતો નથી, તેનું કારણ એકે ચેપનો ભય સમજી, એ લોકો ઘણી સંભાળ લે છે ને પોતાના હાથ ઇ૦ ચેપ મારનારી દવાથી સાફ રાખે છે. પણ એવા કેટલાક દાખલાઓ બન્યા છે, કે, જેમા નર્સીઝ તથા ડાકટરોએ પુરતી સંભાળ ન લેવાથી, પોતાના હાથોમાં ઘા હોવા છતાં ચેપી દરદીને અડકવાથી, એઓને એ દરદ લગુ પડયું છે. એટલાપરથી એટલું તો પુરવાર થાય છે કે ઘાને રસ્તે ચેપ ગમે એવા તનદરૂસ્ત આદમીના લોહીમાં દાખલ થઇ શકે છે.

# ચીત્ર છવીસમું.



**તેજા ગરમીનો બીજો તબકકો.**

**વીષફાટક ( વીષ યા ઝહેરનું ફુટવું ).**

**ચામડીપર તરેહવાર જાતની ફોડીઓ.**

આ ચીત્રમાં છાતી, પેટ, ખભાં, હાથો, ઈ૦ ની ચામડીપર ફુટી નીકળેલી ફોડીઓ જેને **ચામડીની ગરમાની** ઉપમા પણ આપવામાં આવે છે, તે કેટલાક દાખલાઓમાં આપમેળે યા તો સારવાર વગર નાબુદ થાય છે. પણ દરદનો ચેપ તો ઉંડાણમાં ઉતરે છે, ને આગળ ચાલતાં વધારે ગંભીર રૂપ પકડે છે.

બીજા દાખલાઓમાં, સાયન્ટીફીક સારવારની **અસરે** થોડાજ કલાક યા દીવસમાં, એવી ફોડીઓ નાબુદ થાય છે. સ્પેશીયાલીસ્ટ ડાકટરની સલાહ પ્રમાણે, સાયન્ટીફીક સારવાર દરદ બીલકુલ સાજું થાય ત્યાં સુધી ચાલુ રાખવી જોઈયે.

## પ્રકરણ ૨૮ મું.

—:o:—

### કઠણ ચાંદી—(ચીત્ર ૨૫)—તેજા ગરમી (સીફીલીસ) ના ચાર તબકકા—અઘટીત સારવારે યા વગર સારવારે દરદીઓમાં ચારે તબકકા માલમ પડે છે,—સાયન્ટીફીક સારવાર કરતાં, દરદ તુરત દપટ પડી, કેટલીક મુદતમાં બીલકુલ સાજું થાય છે.

તેજા ગરમીના દરદનાં વખત અનુસાર, ચાર તબકકા લેખાય છે. એટલે કે જો આ દરદની બીલકુલ સારવાર કરવામાં નહી આવે, યા તો ગેરવાજબી સારવાર કરવામાં આવે, તો એક પછી એક ચાર તબકકામાંથી દરદી પસાર થઇ, રીબી રીબીને કમોતે મરે છે. પણ, એટલું યાદ રાખવું કે, હરેક દરદીમાં કાંઇ ચારે તબકકા, માલમ પડવા જોઇએ યા પડતા નથી. એક યા વધુ તબકકા ઘણા દરદીઓમાં બીલકુલ માલમ નથી પડતા, જયારે કેટલાક દરદીઓને એવા સખત પ્રકારનો ચેપ લાગે છે, કે થોડાજ મહીનામાં તેઓ કમોતે મરે છે. આ દરદનું એક પણ ચીન્હ—કોઇપણ તબકકામાં—માલમ પડતાં, તુરતજ સાયન્ટીફીક સારવાર કરવામાં આવે છે તો, એ દરદને વધતું અટકાવવા ઉપરાંત, એ દરદ બીલકુલ સાજું કરી શકાય છે. જો દરદી સારવાર કરવામા વીલંબ લગાડે છે તો તેજ પ્રમાણમાં, દરદ સાજું કરવા સારવાર વધુ વખત લંબાવવી પડે છે.

### તેજા ગરમીનો પહેલો તબકકો—કઠણ ચાંદી તથા કઠણ બદ.

સંગમને લીધે, યા સંગમ વગર,—કોઇ પણ રીતે, જો એક તનદરુસ્ત આદમીને આ દરદનો ચેપ લાગે છે, તો તે પછી કેટલીક મુદત સુધી (ઇનકયુબેશન પીરીઅડ), ૩–૬ અઠવાડયાં સુધી યા તેથી ઓછા વધતા વખત સુધી, એક પણ ચીન્હ નથી માલમ પડતું. પણ આ મુદત દરમ્યાન,

આ દરદનાં જંતુઓ જે ઘા મારફતે બદનમાં દાખલ થાય છે, ત્યાં લાખોની સંખ્યામાં પોતાની વસ્તી વધારે છે. એટલું યાદ રાખવું કે સાધારણ જંતુઓની વસ્તી એવી રીતે વધે છે કે ૨૪) કલાકમાં, ફક્ત એક બે જંતુ લાખો જંતુઓ પેદા કરી શકે છે. ત્યારે ગરમીના જંતુઓ ઘાની જગાએ વધવાથી, ત્યાં સોજો ઉત્પન્ન કરે છે, જેને લીધે કઠણ ફોડી થાય છે, જે પછીથી ફુટયાથી, ખુલ્લી કઠણ ચાંદી પડે છે. એમાંના જંતુઓ, આસપાસના લીમફેટીક ગ્લાંન્ડઝો યા ગાંઠોમાં ફેલાય છે, તથા ત્યાં જઇ સોજાથી કઠણ ગાંઠો ઉપજાવે છે. દાખલા તરીકે, જો ચાંદી ઇન્દ્રીપર હોય છે તો, કાતરામાં કઠણ બદો ઉત્પન્ન કરે છે. એજ પ્રમાણે ૨૫) માં ચીત્રમાં નીચલા લબ યા હોઠની ચાંદીને લીધે, જડબાં નીચેની તથા ગરદનની ગાંઠો સોજાથી કઠણ ને મોટી થાય છે.

## કઠણ ચાંદીનાં ૧-૪) પરીણામો. ચાંદી રૂઝાય તોપણ લોહીમાં ચેપ જારી રહે છે, તેથી સંપુરણ સાયન્ટીફીક સારવારની જરૂર.

કઠણ ચાંદીનાં શું પરીણામો આવે છે ?

૧) કેટલાક દાખલામાં, થોડા દીવસમાં આપ મેળે એટલે સારવાર વગર રૂઝાય છે, પણ લોહીમાં તો એનો ચેપ વધ્યા કરે છે.

૨) બીજા દાખલાઓમાં, એ વધીને આસપાસના ભાગોમાં ઘણો સોજો ઉત્પન્ન કરે છે.

૩) વળી બીજા દાખલાઓમાં, મીશ્ર જંતુઓના હલ્લાથી, ઇન્દ્રી સડી જાય છે, તથા નાનો યા મોટો ભાગ ખરી જાય છે.

૪) સાયન્ટીફીક સારવારનાં પરીણામે, ૨૪) થી ૪૮) કલાકમાં ચાંદી રૂઝાય છે. જોકે એના રૂઝાવાથી શરીરમાંના ચેપનો નાશ નથી થઇ શકતો. યાદ રાખવું કે કઠણ ચાંદી તો ખુદરતે આપેલી ચેતવણીનું ચીન્હ છે કે, ગરમીનું દરદ આખાં શરીરમાં ફરી વળ્યું છે, ને તેથી ઘટતી સારનાર એકદમ થવી જોઇએ તથા ચાલુ રાખવી જોઇએ. **તેથી જો કે ચાંદી સાજી થાય છે, તોપણ લોહીમાંનો ચેપ નહી સાજો થયલો હોવાથી, સાયન્ટીફીક સારવાર સ્પેશ્યાલીસ્ટ ડાકટર કહે ત્યાં સુધી ચાલુ રાખવી, નહી તો બીજો, ત્રીજો, યા ચોથો તબકકો નકકી વહેલે યા મોડે દેખાવ દેશે.**

## તેજા ગરમીનો બીજો તબકકો-"નકલી દરદ"-વીષફોટક--(ચીત્ર ૨૬)--ચામડીપર ચાંદા ઇ૦--સંધીવા--કામદેવીનું તાજ-ગરદનનો કહોડ, યા કામદેવીનો કૉલર.

જો કઠણ ચાંદીની વાજબી સાયન્ટીફીક યા બીલકુલ સારવાર નહી કરવામાં આવે તો, અથવાતો આગલ જોયું તેમ કઠણ ચાંદી નહી દેખાવા છતાં, બીજો તબકકો, પહેલા પછી છ એક અઠવાડયાંમાં શરૂ થાય છે.

નબળાઇ, શરીરનું ગળવું, લોહીનો બીગાડો, બેચેની, ઉલ્ટી, તાવ; ખાંસી, ગળાંમાં દુખાવો, ગાંઠ, ઇ. નો સોજો, કે જેને લીધે ચાંદા પણ પડે છે; માંથાંના દુખારો; તથા માંથાના વાળનું એકદમ ખરી પડવું; હડકાં ને સાંધામા સંધીવા ને રાતનો દુખારો; આંખ, કાન ઇ. નો સોજો; ભેજા, જ્ઞાન રજજુ યા જ્ઞાનતંતુઓનો સોજો; સૌથી જાણવા જોગ તો ચામડી પર ફુટી નીકળતી તરેહવાર જાતની રંગબેરંગી ફોડી, ડાઘ ઇ. જેથી એને **વિષફોટક (ઝહેરનું ફુટવું) ની** ઉપમા આપી **છે.** ૨૬) મું ચીત્ર, આ જાતની ફોડીઓ છાતી-પેટ ઇ. ની ચામડીપર ફુટી નીકલેલી દેખાડે છે, **ગરમીનું દરદ "નકલી દરદ" લેખાય છે, એટલે કે એ દરદનાં સ્વરૂપો બીજા હરેક જાતના દરદની નકલ કરે છે, ને તેથી એ દરદના વાજબી ચીકીત્સા તથા સારવાર સ્પેશ્યાલીસ્ટ સીવાય બીજાઓથી થઈ શકતી નથી.** દાખલા તરીકે, ચામડીપરપડતી ફોડીઓ, શીતલા, ગોવરૂં ઇ. દરદોની નકલ કરે છે તો એ દરદોથી ચીકીત્સા કરવી પડે છે. આ દેશમાં તો ચામડીનાં હજાર જાતનાં દરદો થાય છે, ને સવ જાતનાં દરદોની નકલ ગરમીનું દરદ કરે છે. તથા ખોટી ચીકીત્સાને લીધે, ખોટી સારવાર બીનઅનુભવીઓ કરે છે ને દરદીઓને ફોકટમાં હેરાન કરે છે, ને કમોત મારી નાંખે છે, એ તો સર્વે સમજુઓને માલમ છે. બીજા તબકકામાં, ચામડીપરનાં બેહુઓ ઘણાં જાણીતાં છે.

૧) **કામદેવીનું તાજ,** ગરમીના દરદીઓના કપાલની વચમાં યા બાજુ પર એક ગોળ ચાંદુ પડે છે, જેને "કામદેવીનું તાજ"ની ઉપમા મળી છે, કારણ કે કામદેવીના ભકતીઓનેજ ગરમીનું દરદ થાય છે.

૨) સ્ત્રીઓમાં ગરદન પર કહોડનાં ચાહાં પડે છે, જેને **કામદેવીનો કૉલર** કહે છે. કેટલાક દાખલાઓમાં, સ્ત્રી દરદીઓની ગરદનપર કહોડનાં જેવાં સફેદ ચાહાં પડે છે, જે ગરમીનો કહોડ લેખાય, ને એને રગત-પીત ઇ. સાથે

બીલકુલ સંબંધ હોતો નથી, તો પણ એ સાથે અજાણ્યા ભેળી નાંખે છે. ને દરદીઓને ભડકાવી મારે છે. ગરમીનાં દરદની સાયન્ટીફીક સારવારથી, આ કહેવાતો કહોડ નાબુદ થાય છે.

## માંથાથી પગ સુધીના ચેપ ફેલાવાનાં કેટલાંક ચીન્હો

આ તબકકામાં ગરમીનો ચેપ લોહીને રસ્તે આખા શરીરમાં ફરી, જુદા જુદા અવયવોમાં સોજા ઉત્પન્ન કરે છે, તેના ચીન્હો ટુકમાં આ પ્રમાણે છે.

૧) ભેજાને તેના પરદાઓના સોજાને લીધે, માથાના રાત્રીના દુખારા, તથા યાદદાસ્ત શકતીની નબળાઇ, ઘેલછા વ૦.

૨) આંખની કીકીની આસપાસનાં કુંડાળાનો સોજો.

૩) ગળાંનો સોજો ને અવાજનું બદલાવું.

૪) કાલજાનો સોજો ને કમળો.

૫) બરોળનો સોજો ને કદમાં વધવું.

૬) આંતરડાંનો સોજો.

૭) ગુરદાનો સોજો ને પીશાબમાં આલબમ્યુમેનનું વધેવું.

૮) મીઠી પીશાબ. પીશાબમાં લોહી.

૯) અન્ડની એપીડીડીમીસ (ચીત્ર નવમું, ૯) નો સોજો.

૧૦) મરદ તથા સ્ત્રીના બહારના તથા અંદરના છુપા ભાગોપર પોચી ગાંઠો (કૉન્ડીલોમાં). સ્ત્રીમાં રૂતુનું અટકવું યા વધારો.

૧૧) હાડકાંમાં સોજા ને દરદ.

૧૨) સાંધામાં સોજા ને દરદ—સંધીવા.

૧૩) હાથ, પગ, વ૦ ની નસોના સોજા ને દુખારા.

૧૪) કાતરા, કાખ, ગરદન વ૦ ની લીમફેટીક ગ્લેન્ડઝ—ગાંઠોનો સોજો ને કદમાં વધવું.

આ સીવાય બીજાં ઘણાં ચીન્હો પણ જુદા જુદા દરદીઓમાં માલમ પડે છે.

## શરીરનાં લોહી તથા પ્રવાહીઓ (૧-૮) નો ઉડનો ચેપ.

આ તબકકામાં ચેપ સહેલાઇથી તનદરૂસ્ત આદમીઓમાં ફેલાય છે. દાખલા તરીકે, ૧) લોહી ચેપી હોવાને લીધે, આખા શરીરમાંથી નીકળતી સર્વ પ્રવાહીઓ પણ ચેપી હોય છે. ૨) મ્હોમાંનું થુક. ૩) નાંકમાનું નીટ. ૪) આંખમાંના આંસુ. ૫) ચામડીનો પરસેવો, ૬) પીશાબ, તથા ૭) વીર્ય તથા ૮) ધવાડનારીનું દુધ. આપણે આગળ જોયું છે કે, દરદીને ચુમી લીધાથી, તથા દરદીના લુગડાં, વાસણ ઇ૦ ને અડકવાથી ચેપ ફેલાય છે, તેનું મુળ આ પ્રવાહીઓનો ઉડતો ચેપ છે.

## બીજા તબકકાનાં પરીણામો.

૧) કેટલાક દાખલામાં, આપ મેળે એટલે સારવાર વગર થોડા વખત પછી આ તબકકાનાં ચીન્હો નાબુદ થાય છે. ને કોઇ જાતની નીશાની રહેતી નથી, તેથી દરદીઓ સમજે છે કે, તેઓ સાજા થયા. પણ ખરેખર તો આ કપટી દરદનો ચેપ શરીરનાં ઉંડાણમાં ભરાઇ રહી, **મોડે યા વહેલે, વધારે હાનીકારક પ્રમાણમાં ફાટી નીકળે છે.** કારણ કે સાયન્ટીફીક સારવાર વગર, આ ચેપી દરદ કદી પણ સાજું થતું નથી.

૨) બીજા દાખલાઓમાં, દરદીઓની સ્થીતી વધારે ગંભીર બને છે.

૩) ઘણા દાખલાઓમાં, ત્રીજો તબકકો, બીજા તબકકા પછી થોડાજ મહીનામાં, દેખાવ દે છે.

૪) સાયન્ટીફીક સારવારનાં પરીણામે, કેટલાક કલાકો યા દીવસોમાં, તેજા ગરમીના બીજા તબકકાના ચીન્હો નાબુદ થાય છે. પણ સાયન્ટીફીક સારવાર સ્પેશીયાલીસ્ટ ડાકટર કહે ત્યાં સુધી ચાલુ રાખવી, નહી તો વહેલે યા મોડે, ત્રીજો યા ચોથો તબકકો દેખાવ દેશે.

## તેજા ગરમીનો ત્રીજો તબકકો—માંથાથી પગ સુધી સોજા —રસીનું વહેવું—બાકોરાં ને ભગંદર ને સડેલા ભાગોનું ખરી જવું—લકવો—અંધાપા—ઇ.

આ તબકકામાં ચેપ વધારે ઉંડો જવાથી, શરીરના જે ભાગોમાં આવો ઉંડાણ સોજો ને સડો લાગે છે, તે ભાગો ખરી જાય છે. દાખલા તરીકે, ચામડી, હડકાં, નાંખ, ખોપરી ઇ૦ સુજીને ખરી જાય છે. એ ભાગોમાં મોટાં બાકોરાં ને ભગંદર પડે છે, જેમાંથી રસી વહે છે તથા સારવાર વગર, એ ભાગો ખરી પડે છે. પણ જો ચાંપતી સારવાર કરવામાં આવે છે તો એવો નાશ થતો અટકે છે, તે દરદી સાજો થાય છે.

**માંથાથી પગ સુધીના હરેક ભાગને આ જાતનો સડો લાગે છે.** જો કે, એટલું યાદ રાખવું કે, હરેક દરદીમાં, માંથાથી પગ સુધીનો સોજો નથી લાગુ પડતો, પણ એક યા વધુ ભાગનો સોજો થાય છે.

# ચીત્ર સતાવીસમું.



તેજા ગરમીનો ત્રીજો તબકકો.

નાખ તથા હોઠ તથા જમણાં ભવાંનો નાશ. આ દરદીને ગરમીનો ચેપ વારસામાં મળયો હતો. એ દેખાડે છે કે અનીતીમાન દરદી મ.બાપો પોતાના બાળકોનાં કટ્ટા દુશ્મન લેખાય.

આ દાખલામાં સાયન્ટીફીક સારવાર સ્પેશીયાલીસ્ટ ડાકટરને હાથે થતાં વધુ નાશ થતો અટક્યો, તથા ગરમીના દરદના ચેપનો નાશ થયો.

પહેલાં ચીત્રમાં, જે આકૃતીઓ આપવામાં આવી છે, તે જોવાથી તથા તેનું બ્યાન વાંચવાથી, માંથાથી પગ સુધીના સર્વ ભાગોને ચેપ લાગે છે, તે સ્પષ્ટ થશે. જુઓ પ્રકરણ ૨૯ મું.

આ તબકકાના ખાસ ચીન્હો તરીકે—ઉપરનાં તાળવામાં બાકોરૂં ને અવાજનું બદલાવું. નાંખમાંથી વાસ, ને નાંખના હાડકાનું ખરી જવું, તથા નાંખનું ચપટું બનવું ને અવાજનું બદલાવું. જવાનોમાં એકાએક અંધાપો, યા બહેરાપણું, તથા મગજે હોડીનું ચઢી જવું તથા જુદી જાતોનો લકવો,--આખાં યા અડધાં દડનો, યા પગોનો, તથા ચહેરા ને મ્હોંની એક બાજુનો, ઇ. હરદય તથા ધોરી નસોનો સોજો ઇ., એ સર્વનું બ્યાન આપવાની જરૂર નથી.

## આ તબકકાનાં પરીણામો.

૧) આ તબકકાનાં ચીન્હો કદી પણ આપ મેલે નાબુદ થઇ નથી શકતાં. પણ વધ્યાજ કરે છે. ને ચાંપતી સારવાર પછી પણ, ખવાઇ ગયલા ભાગો બીલકુલ અસલ જેવા નથી થઇ શકતા, પણ પાછળ દેખીતી નીશાનીઓ મુકી જાય છે. તેનું કારણ કે, આ તબકકામાં ચેપ ઉંડાણમાં ઉતરે છે.

૨) કમોતનાં મરણો ઘણાં નીપજે છે.

૩) સાયન્ટીફીક સારવારનાં પરીણામે, કેટલાક દીવસોમાં, તેજા ગરમીના ત્રીજા તબકકાના ચીન્હો મોટે ભાગે નાબુદ થાય છે, પણ જો ઉંડાણમાં ચેપ હોય છે તો નીશાની પાછળ રહી જાય છે. પણ સાયન્ટીફીક સારવાર સ્પેશીયાલીસ્ટ ડકટર કહે ત્યાં સુધી ચાલુ રાખવી, નહી તો વહેલે યા મોડે ચોથો તબકકો દેખાવ દેશે.

## તેજા ગરમીનો ચોથો તબકકો—ઘેલાપણું—અસ્થીર હીલચાલ ઇ.--કાબુનું ગુમ થવું.

આ તબકકામાં, ઘેલાપણું ને આખાં શરીરનો લકવો—અકડી જવું, ઇ.; હાથ પગો, તથા કેટલાક દાખલામાં, પીશાબ તથા ઝાડાના ભાગો ઇ. પરનાં કાબુનું નીકળી જવું, ને છાકટા માફક અસ્થીર હીલચાલ, ટુંકમાં ભેજાં, જ્ઞાન રજજુ, તથા જ્ઞાનતંતુઓની ગંભીર બીમારીઓ ઉત્પન થાય છે. દાખલા તરીકે, આંખના જ્ઞાનતંતુઓનો સોજો ને અંધાપ

કાનના જ્ઞાનતંતુઓનો સોજો ને બહેરાપણું. દીવાનશાળાઓમાંના ૭૦–૮૦, ટકા જેટલા ઘેલાઓ, દારૂ ને તેજા ગરમીના જોડયા વ્યસનનોના ભાગો હોય છે.

## આ તબકકાનાં પરીણામો.

૧) દીવાનશાળામાં ઘેલાઓનો, વહેલે યા મોડે, રીબતી જીંદગી પછી, કમનસીબ અંત.

૨) હાલની નવીન સાયન્ટીફીક દવાઓને લીધે ઘણા દાખલાઓમાં ફાયદો થઇ શકે છે, પણ બીલકુલ સાજા થવાનો સંભવ, વખતના વહેવા સાથે, ઓછોજ રહે છે.

# ચીત્ર અઠાવીસમું.



**તેજા ગરમીનો ત્રીજો તબકકો.**

**નાખ તથા હોઠનો નાશ તથા ઉપલાં જડબામાં બાકોરૂં.**

આ દાખલામાં સાયન્ટીફીક સારવાર સ્પેશીયાલીસ્ટ ડાકટરને હાથે થતાં વધુ નાશ થતો અટકયો તથા ગરમીના દરદના ચેપનો નાશ થયો.

ચીત્રો પચીસ, છવીસ, સતાવીસ, ને અઠાવીસમાં દેખાડેલાં તેજા ગરમીનાં ચાર સ્વરૂપો, જેવા અનેક દાખલાઓ હમારા જાતી અનુભવ પ્રમાણે, સાયન્ટીફીક સારવારથી જલદી સાજા થયા છે.

તેજા ગરમીના દરદમાં પાશ્ચીમાત્ય સાયન્ટીફીક સારવાની અકસીર અસર થાય છે, તે બાબે આખી દુનીયાના સાયન્ટીફીક તબીબો એકમત છે.

# પ્રકરણ ૨૯ મું.

——:૦:——

## તેજા ગરમીનાં પરીણામોનું, પેહેલા ચીત્રમાં, આકૃતી રૂપે આપેલું સરવાયું ને તેની સમજણ. માંથાથી પગ સુધી થતા સોજાઓ ને ઉપજતાં ચીન્હો.

ગયાં પ્રકરણમાં તેજા ગરમીના ચાર તબકકાનું બ્યાન ટુંકમાં આપ્યું છે, તે ઉપરથી આ ગંભીર દર્દના ગમખાર પરીણામો કેટલાં હાનીકારક નીવડે છે તે સરવેને ઝટ સમજ પડશે.

આ પ્રકરણમાં તેજા ગરમીને લીધે ઉપજતાં પરીણામોનું સરવાયું જે પેહેલા ચીત્રમાં દેખાડવામાં આવ્યું છે, તેની ટુંક તપાસ લઇશું. એ પેહેલા ચીત્રની જમણી બાજુએ હાડકાં ને સાંધાના સોજાઓની આકૃતીઓ ( ૧—૨૬ ) દેખાડવામાં આવી છે. તથા એ આકૃતીઓ અનુક્રમે માંથાથી તે પગ સુધી દેખાડવામાં આવી છે, જેથી કરી વાંચકોની આંખ આગળ ગરમીના ચેપી દરદના ગમખાર ને કાતીલ પરીણામોનો છાપ હંમેશ રમી રહે. તથા તેઓ અનીતીના રાહે જતાં, આ દરદની બ્હીકને લીધે અટકી શકે.

### પેહેલા ચીત્રની આકૃતીઓની અનુક્રમે તપાસ.

૧) **ખોપરીના હાડકાંના સોજાને** લીધે તે પોચા ને કરાકરી બીસ્કીટ જેવા બને છે, તથા તેના પરીણામે માંથાનો દુખારો, નજલો, આધાશીશી, ૯૦ થાય છે. જો સોજો ભેજાં તરફ વધી તે ઉપર દબાણ કરે છે તો જુદી જાતના લકવા ૪૦ થાય છે.

૨) **વીનસ યા કામદેવીનું તાજ.** કામદેવીના ભકતીઓને ખાસ કરી કપાળની વચમાં અથવા બાજુએ ચામડીમાં યા તેની નીચેના હાડકામાં ગરમીનો જે સોજો ઉતપન થાય છે, તથા જો સારવાર નથી કરવામાં આવતી તો તે ફુટે છે, તેને કામદેવીના તાજની ઉપમાં આપવામાં આવી છે. રસ્તે જતા રાહદારીઓના કપાળ ઉપર નીગાહ નાંખતા એવા ઘણ એક તાજવાલા દરદીઓ માલમ પડશે.

**૩-૪) આંખના ભવા નીચેનું હાડકું તથા કાનના હાડકાં નીચેનો સોજો** દેખાડે છે.

**૫) નાકના હાડકાં.** ચીત્રો ૨૭ ને ૨૮) જોવાથી જે દરદીઓ સાયન્ટીફીક સારવાર નથી કરાવતા, તેઓના નાક ૪૦ નો હાલ કેવો થાય છે તે સ્પષ્ટ દેખાય છે.

૬-૭) નાકના હાડકાંનો સડો નીચે વધે છે, અથવા બીજી રીતે ચેપ લાગે છે, તો **ઉપલાં જડબામાં** નાનું યા મોટું બાકોરૂં પડે છે તો એવા બાકોરાંને લીધે અવાજ ગુંગનો બને છે. આ સીવાય ખુદ **ઉપરનાં જડબામાં તેમજ નીચેના જડબામાં સોજો** થાય છે, તથા **દાંતો ઢીલા** થઇ પડી જાય છે.

**૮) હાસડીનું હાડકું.** આ હાડકાંના સોજાને લીધે, તે બાજુના ખભાં તથા હાથની હીલચાલ દરદ થવાથી કમી થાય છે.

**૯) છાતીનું હાડકું અથવા સીપીના હાડકાંના સોજાને** લીધે છાતી ઉપર કાંઇ ઉગયું હોય એવું માલમ પડે છે. પાંસલીઓ તથા તેઓના બંને સાંધાઓના સોજાઓ ચહડવાથી છાતીના નજલા માફક એ ભાગો દુખે છે, તથા કેટલીક વખતે છાતીના બીજા દરદોની નકલ કરે છે.

**૧૦-૧૭)** આકૃતીઓ **ખભાંથી તે નાની આંગળી સુધીના હાડકાંનો સોજો ને સાંધાઓનો સંધીવા** થાય છે તે દેખાડે છે.

## કમ્મરનું દરદ—કટીવાયુ ઇ૦.

**૧૮) કમ્મરના હાડકાં તથા સાંધાનાં સોજાઓને** લીધે, કમ્મરનું દરદ યા કટીવાયુ થાય છે. કેટલાક દાખલાઓમાં, જો ઘણા કમ્મરના હાડકાંઓ તથા સાંધાઓ છુટા રેહેવાને બદલે, એક એક સાથે જોડાઇ જાય છે તો, એવા દરદીઓને ઘરડાઓની માફક કમ્મરમાંથી વળીને ચાલવું પડે છે.

બીજા દાખલાઓમાં જો કમ્મરના હાડકાં યા સાંધાનો સોજો, અંદરની બાજુએ યાને જ્ઞાનરજજુ તરફ વધે છે, તો જ્ઞાનરજજુ ઉપર દબાણ આવવાને લીધે દરદીના જમણી બાજુના યા ડાબી બાજુના યા બંને પગોનો લકવો થાય છે તથા વધે છે. વળી બીજા દાખલાઓમાં જ્ઞાનરજજુ માંથી નીકળતા જ્ઞાનતંતુના તારો ઉપર દબાણ થવાથી, જે ભાગોને એ જ્ઞાનતંતુઓ જોડાય છે, તે ભાગોમાં દરદ અથવા નજલો ઉતપન કરે છે, યા તો લાગણી મંદ કરી નાંખે છે, યા તો હીલચાલ કમી કરે છે.

**૧૯–૨૬) જાંગના હાડકાંને સાંધાથી તે પગની આંગળીઓના હાડકાંનો સોજો ને સાંધાઓના સંધીવા** ઉત્પન કરે છે.

## હાડકાનાં સોજાનાં જુદાં જુદાં સ્વરૂપો.

હાડકાંનો સોજો યા તો સુકો રહે છે ને હાડકું જાડું બને છે. અથવા તો, હાડકાં ઉપર નાની નાની ગાંઠો થાય છે. અથવા તો હાડકાંમાં જીણા જીણા કાણાંઓ પડે છે. અથવા તો હાડકાનો પોચો સોજો થવાથી રસી નીકળે છે. એવા સોજાને લીધે હાડકાઓ પોચા થઇ કેટલાક ભાગો ખરી જાય છે તથા રાત્રીનું દરદ થાય છે.

## સાંધાઓના સોજાનાં જુદાં જુદાં (ક–ચ) સ્વરૂપો—સંધીવા.

સાંધાઓના સોજાને સંધીવા કહે છે. એ પણ હાડકાંના સોજાની માફક સુકો યા પોચો હોય છે. જેથી રાત્રીનું દરદ થાય છે.

ક) હીલચાલ વખતે થતુ દરદ જે એક યા વધુ સાંધામાં હોય છે.

ખ) સાંધાના સામ સામેના હાડકાં એક એક સાથે સુકા સોજાને લીધે જોડાય છે તથા રાત્રીનું દરદ થાય છે.

ગ) સાંધામા રસીનું પાણી ભરાવાથી રબરની કોથળીમાં પાણી ભર્યું હોય તેવો પોચો માલમ પડે છે.

ચ) સાંધાને ભીનો સોજો લાગવાથી ને ફુટવાથી અંદરથી રસી વહે છે.

આ ચીત્રની જમણી બાજુએ હાડકાં તથા સાંધાના સોજાઓની આક્રતીઓ દેખાડવામાં આવી છે. **એની આસપાસ હીલચાલને માટે જે મસલ્સ યા માસના તથા સ્નાયુઓનાં દોરડાંઓ** આવેલાં હોય છે તે દોરડાંઓમાં પણ દરદ, સોજો ૪૦ થાય છે.

ઉપલા ઉપરાંત પેહેલાં ચીત્રની ડાબી બાજુએ ૪૫) **નગ્ગરવાળું બેઠકનું હાડકું** મધ્યમાં છે, તેનો સોજો, તેમજ તેના સાંધાઓનો સોજો થવાથી બેઠક તથા પીઠમાં બેસતી અને ચાલતી વખતે દરદ થાય છે.

૪૮) **પ્યુબીકસીમફીસીસ**—યા બંને થાપાનાં હાડકાંનાં આગલાં જોડાણનો સોજો થાય છે તો, ઉઠતી, બેસતી, અને ચાલતી વખતે દરદ થાય છે.

## પેહેલા ચીત્રની ડાબી બાજુએ પોચા ભાગો ને અવયવોના સોજાઓની આકૃતીઓ (૩૧-૪૯) ની અનુક્રમે તપાસ—

## ગરમીના દરદથી ઉપજતો ભેજાનો સોજો.

૩૧) **ભેજાંનો આગલો ભાગ**, ફકત આ આકૃતીમાં દેખાડી શકાય એમ છે, તેથી આ આકૃતી ફકત વાંચકોનું ધ્યાંન ખેંચવા ખાતરજ આપવામાં આવી છે.

બીજાં ચીત્રમાં ભેજાની આકૃતી સ્પષ્ટ દેખાય છે તથા એનો જ્ઞાન રજજુ સાથેનો સંબંધ પણ સ્પષ્ટ દેખાય છે. સતાવીસમાં પાંનાં ઉપર ભેજાંના ચાર ભાગ વરણુવામાં આવ્યા છે. તથા ભેજાંની સરખામણી લશકરના સેનાધીપતી સાથે કરવામાં આવી છે. એટલે કે આખાં શરીરના ઉપરી તરીકે એને લેખવામાં આવ્યો છે. આખું શરીર ભેજાંની સરદારી હેઠળ પોતાનું કામ નીયમીત કર્યું જાય છે.

તેજા ગરમીના પરીણામે ભેજાંમાં જે સોજો ઉતપન થાય છે **તેની હદના પ્રમાણમાં** જુદી જુદી જાતના લકવાઓ ઉતપન થાય છે. દાખલા તરીકે,

એ) જો આખાં ભેજાંનો સોજો થાય છે તો આખાં શરીરનો લકવો ઉતપન થાય છે, તથા દરદી ભેજા વગરનો યા ઘેલો થાય છે.

બી) જો ભેજાંની ડાબી યા જમણી બાજુના ચોકકસ ભાગમાં સોજો થાય છે, તેની હદ પ્રમાણે, સામેની બાજુનું અરધું ધડ, તથા ચહેરા ને મોંહનો અરધો ભાગ, ને એ ઉપ્રાંત કેટલાક દાખલાઓમાં, જીભના લકવાને લીધે મુંગાપણું ઇ૦ ઉપજે છે.

સી) બીજા દાખલાઓમાં અડધાં ધડને બદલે, ધડના ચોકકસ ભાગોનો લકવો થાય છે.

ડી) વળી બીજા દાખલાઓમાં, આંખોનો લકવો ઇ૦ માફક, શરીરના જુદા જુદા ભાગોનો લકવો થાય છે.

## ગરમીના દરદના સોજાથી ઉપજતી ભેજાંની બીમારીના ચીન્હોનું ટુંક સરવાયું.

માંથાનો દુખારો તેમાં રાત્રીનો વધારો. ફીફડાંનું જોર થોડે થોડે વખતે ઉભરી આવે છે, તો પણ એ સાથે ભાન રહે છે. આંખોનો લકવો, મુગાપણું, યા વાચાનું એકદમ અટકી જવું. ભેજાંનું ચસકવું ને યાદદાસ્ત શકતીનું

ગુમ થવું. આ જુદાં જુદાં ચીન્હો એકલા યા જોડયાં માલમ પડે છે. દાખલા તરીકે, અરધાં ધડનો લકવો, ને એ સાથે આંખનો લકવો. નહી તો ફીફડાં સાથે આંખનો લકવો. વળી બીજા દાખલાઓમાં ઘેલાપણા સાથે આંખનો લકવો યા અરધાં ધડનો લકવો. વળી બીજા દાખલાઓમાં આખાં શરીરનો લકવો. આવી રીતે જુદા જુદા દાખલાઓમાં, જુદાં જુદાં ચીન્હો માલમ પડે છે.

## તેજા ગરમીથી ઉપજતી ભેજાંની બીમારીના પરીણામો.

૧) સાયન્ટીફીક સારવારને લીધે આ બીમારી ઘણા દાખલાઓમાં બીલકુલ સારી થઇ શકે છે.

૨) સારવાર કરવામાં ઢીલ લગાડવામાં આવે છે, અથવા તો સંપુર્ણ કરવામાં નથી આવતી, તો બીમારી કેટલીક હદે સાજી થાય છે.

૩) સારવારની ગેરહાજરીમાં જાથુકની શારીરીક યા માનસીક અશકતી.

૪) બંને આંખનો અંધાપો.

૫) એક યા બંને કાનોનું બેહેરાપણું,

૬) કમોત.

**૩૧-ક) ભેજાંની ખોપરી વચ્ચેના અસતરો.** બીજું ચીત્ર જોતાં ભેજાંને ખોપરી વચ્ચેના અસતરો ખુલ્લાં દેખાય છે. એ અસતરોને જયારે ગરમીના ચેપને લીધે સોજો લાગુ પડે છે ત્યારે એવા સોજાને લીધે રસી વહે છે, જેથી ભેજાં ઉપર દબાણ પડે છે. એવા દબાણના પરીણામે ભેજાંની બીમારી માફ્કના જુદી જુદી જાતનાં ચીન્હો ઉત્પન થાય છે, તથા ઉપર જોયાં તે પ્રમાણેના પરીણામો ઉપજાવે છે.

## જ્ઞાનરજજુનો સોજો—તેનાં પરીણામો.

**૩૧-ખ) જ્ઞાન રજજુનો** ભેજાં સાથનો નીકટ સંબંધ બીજાં ચીત્રમાં સ્પષ્ટ દેખાય છે. ભેજાંના સોજા, સાથે યા વગર, જ્ઞાનરજજુનો સોજો ગરમીના દરદને લીધે થાય છે. જેનાં પરીણામે શરીરના નીચલા ભાગોમા જુદી જુદી જાતના લકવા થાય છે. ને ખાસ કરી, પીશાબના ફુકકા ને ઝાડાના સફરા ઉપરનો કાબુ નાબુદ થવાથી, પીશાબ ને ઝાડા આપ રેજે થાય છે, તો દરદીની સ્થીતી બહુ કનીષ્ટ બને છે.

**૩૨) આંખના અંદરના ભાગો.** આંખના મસલ્સ યા દોરડાં કે જેને લીધે આંખ હરેક દીશામાં ફરી શકે છે તે એક યા વધુનો લકવો થાય છે

આંખની જોવાની નર્વઝ અથવા જ્ઞાનતંતુના સોજાને લીધે અંધાપો થાય છે.

**૩૩) કાનના અંદરના ભાગમાં** આવેલી સાંભળવાની નર્વઝ **અથવા** જ્ઞાનતંતુના સોજાને લીધે બહેરાપણું થાય છે.

**૩૪) નાકના અંદરના ભાગોનો** નાશ કેટલો અને કેવો થાય છે તે આપણે આગળ જોઇ ગયા છે. એને લીધે બહુજ ખરાબ બદબો યા વાસ નાંકમાંથી નીકળે છે. ( જુઓ ચીત્ર સતાવીસ તથા અઠાવીસ ).

## મોંહની અંદરના ભાગોના સોજા.

**૩૫) મોંહની અંદરના ભાગો.** આપણે આગળ જોયું કે નાકના અંદરના ભાગો સડી જવા

ક) **સાથે,** તથા તે વગર પણ, મોંહનાં ઉપલાં ટાળવામાં બાકોરૂં પડે છે.

ખ) મોંહની અંદરની લાલ ચામડીના સોજાને લીધે ચાઠાંઓ પડે છે. તથા કેટલાક દાખલાઓમાં સામ સામી ચામડી તથા પરજીભ સાથે ચીટકી જવાથી ખોરાક ગળવાનો તથા દમ લેવાનો રસ્તો સાંકડો બને છે.

ગ) જીભનો સામાન્ય સોજો થાય છે. વધારે ગંભીર આકારમાં જીભ ઉપર સીધા ને આડા ચીરાઓ પડે છે. ને ચીરાઓ વચ્ચેના ભાગો ધોળા ને સફેદ બને છે. એવી સ્થીતીમાં જીભને કેનસર લાગવાનો સંભવ રહે છે.

ચ) દાંતના પારાઓનો સોજો થયાથી દાંત ઢીલા પડે છે તથા મોંહમાંથી બદબો નીકળે છે.

**૩૬) પચીસમાં ચીત્રમાં નીચલા હોઠની ચાંદી** દેખાડવામાં આવી છે. ત્યારે સતાવીસ ને અઠાવીસ ચીત્રમાં હોઠનો સોજા પછી નાશ થયલો દેખાડવામાં આવ્યો છે, એટલે જાસ્તી બોલવાની જરૂર નથી.

## કંઠ ને આસપાસના ભાગોના સોજા.

**૩૭) કંઠમાળા** કંઠની બંને બાજુએ ગાંઠા મોટી થાય છે, તે વીશે આપણે પચીસમાં ચીત્રના વરનણમાં બોલી ગયા છીએ.

**૩૮) કંઠની અંદરના ભાગોના** સોજાને લીધે કંઠ બેસી જાય છે યાને અવાજ બીગડે છે. કેટલાક દાખલાઓમાં જો લકવો થાય છે તો કંઠ નાનુ થાય છે તથા મુગાપણું લાગુ પડે છે.

**૪૦) કંઠનો સોજો જો નીચે ઉતરે છે તો ફેફસામાં** સોજો ઉતપન કરે છે. બીજા દાખલાઓમાં કંઠનો સોજો **નથી** હોતો તો પણ ફેફસાને સોજો થાય છે, ને ન્યુમોન્યા અથવા ખઈના જેવા ચીન્હો પેદા કરે છે.

# હૃદય તથા લોહીની નળીઓના સોજા.

૩૯) **હૃદય ને લોહીની નળીઓ.** ગરમીના દરદને લીધે જો શરીરના કોઇબી બે મુખ્ય ભાગોને ખમવું પડતું હોય તો તે આ છે—એક) ભેજું ને તેની સાથના ભાગોને બે) હૃદય ને તેની સાથની લોહીની નળીઓ. એટલુંજ નહી પણ હૃદય ને લોહીની નળીઓના સોજાને લીધે ભેજાંમાં લોહીનું દબાણ વધવાથી, અથવા તો ભેજાંમા આવેલી નાની લોહીની નળીઓ ફાટવાથી, આપણે ઉપર જોઇ ગયા, તેવી ભેજાંની બીમારીઓ ઉત્પન થય છે.

## હૃદયનો સોજો.

ક) **હૃદયના સોજાને લીધે,** એવા સોજાના સાધારણ ચીન્હો ઉપરાંત, **એક ખાસ ચીન્હ જાણવ જોગ છે.** તે એ કે જુવાનીના બહારમાં ઘણા એક જવનો એકાએક કમોતે મરે છે. **જેકું મુખ્ય એક કારણ ગરમીના દરદને લીધે ઉત્પન થયેલ તેઓના હૃદયનો સોજો છે.** આ ઉપરથી જવાનોએ ચેતવણી લેવાની છે કે જયારે પણ પોતાને ગરમીનું જોખમ દરદ લાગુ પડે, ત્યારે એવું દરદ છુપાવવાને બદલે, અથવા તો અજાણ હકીમો ને વૈદોની પાસે સારવાર કરાવવાને બદલે, સાયન્ટીફીક સારવાર તુરતજ કરાવવી જોઇએ, ને તેમ કરી પોતાની જીંદગી બચાવવા ઉપરાંત, પોતાના કુટુંબને ગીરફતારીમાંથી બચાવવું જોઇએ.

હૃદયના સોજાના સાધારણ ચીન્હો આ પ્રમાણે છે. એના ધબકારા જોસમાં મારતા માલમ પડે છે. ભુંગળીથી તપાસતાં સાધારણ અવાજો ઉપરાંત, નવા અવાજો સંભળાય છે. નાડી દાબતાં માલમ પડતા ધબકારા અનીયમીત હોય છે.

છાતીની ડાબી બાજુએ દરદ થાય છે, તેમજ ડાબા હાથમાં દરદ માલમ પડે છે.

**એક નીયમ તરીકે, હૃદયના જેટલાં દરદો થાય છે તેનો મોટો ભાગ રૂમેટીઝમ અથવા વાટરોગોને લીધે, નહી તો તેજા ગરમીને લીધે થાયં છે.**

આપણે ઉપર જોયુ તે પ્રમાણે એકા એક મરણ થવાનું એક સામાન્ય કારણ પણુ ગરમીને લીધે ઉપજતો હૃદયનો સોજો છે.

## મોટી ધોરી નસોના સોજા.

ખ) પાંચમું ચીત્ર જોતાં હૃદયને તેની સાથે જોડાયલી **ધોરી નસો તથા કાળી શીરાઓ સ્પષ્ટ દેખાય છે.** પાંચમાં ચીત્રમાં (૨) નંબરવાળી શરીરની મુખ્ય ધોરી નસ દેખાય છે જેને **એઓરટા** કહે છે ગરમીના દરદમાં હૃદય ઉપરાંત, આ **એઓરટાની** અંદર સોજો થાય છે, જેને પરીણામે એ નળીનો પરદો પોચો બને છે, ને એમ થવાને લીધે એ નળીનો ચોકકસ ભાગ કદમાં વધે છે એ એવા સુજેલા ને મોટા થયલા ભાગને **એન્યુરીઝમ** કહે છે. એ જાતના એન્યુરીઝમ એઓરટા સીવાય બીજી ધોરી નસોમાં પણ થાય છે. દાખલા તરીકે, પાંચમા ચીત્રમાં દેખાડેલી કાત્રાની અંદરની બાજુની ધોરી નસમાં જુદી જુદી જાતના એન્યુરીઝમના ચીન્હો જુદાં જુદાં આવે છે. એવાં ચીન્હો ઉત્પન થવાનું કારણુ એ કે સુજેલી મોટી થયલી નળીઓ આસપાસના ભાગો ઉપર દબાણ કરે છે.

ગ) ધોરી નસો ઉપરાંત કાળી શીરાઓમાં પણ ગરમીનો સોજો ઉત્પન થાય છે. જેના પરીણામે અંદર લોહી ગંઠાય છે. એવા લોહીના ગંઠાવાથી દરદ ૯૦ ચીન્હો ઉત્પન થાય છે.

## તેજા ગરમીને લીધે લોહીમાં થતો બીગાડો—એનીમીયા.

ચ) હૃદય ધોળી નસો ને કાળી શીરાઓ ઉપરાંત, **ખુદ લોહીમાં પણ ગરમીને લીધે ચોકકસ તફાવતો પડે છે.** આપણે આગળ જોયું તે પ્રમાણે લોહીની અંદર ૧) ગરમીના જંતુઓ યા સ્પાઇરોકીટ પૅલીડા તથા તેઓમાંના ઝહેરો ફરતા જણાય છે કે જેને લીધે આખાં શરીરમાં ચેપ ફેલાય છે.

૨) લોહીની અંદર ફરતાં રાતાં જીવતાં ચક્રો ગરમીને લીધે કમી થય છે.

૩) એ જીવતાં ચક્રોમાંનો રાતો પદાર્થ કમી થાય છે.

૪) લોહીમાના સફેદ જીવતાં ચક્રોની સંખ્યા વધે છે. આવી જાતના લોહીના બીગાડાને **એનીમીયા** કહે છે.

## પેટ માંહેલા અવયવો—હોજરી, આંતરડાં, તરલી, કાલજાં વિ૦ નો સોજો.

૪૧) ૪૨) ૪૩) **હોજરી, કાલજાં, તરલી.** ખોરાકની નળીનો ઉપલો ભાગ, મ્હોં, વિ૦ વીશે આપણે આગળ બોલી ગયા છીએ. હવે એ નળીના નીચલા ભાગ વીશે બોલીશું. મ્હોં ને પેટની વચ્ચેની જે ખોરાકની નળી આવે છે તેનો સોજો થતાં કેટલાક દાખલાઓમાં તે નળીનું સ્ટ્રીકચર થાય છે એટલે કે નળી સંકોચાય છે, ને કેટલાક દાખલાઓમાં તે નળી બીલકુલ બંધ થઇ જાય છે, જેથી ખોરાક પેટમાં ઉતરી શકતો નથી, તથા દરદીની જે વાસ્તવીક સાયન્ટીફીક સારવાર કરવામાં નથી આવતી, તો ભુખને લીધે કમોતે મરે છે.

એ ખોરાકની નળી હોજરીમાં ખુલે છે, **હોજરીને** જો ગરમીને લીધે સોજો લાગો હોય છે, તો ખોરાક લેતાં પેટમાં દરદ તથા ઉલટી વિ૦ થાય છે, તથા ખોરાક હોજરીમાં નહી રહેવાથી ને નપચવાથી દરદી કમતાકાત બને છે અને કમોતે મરે છે.

હોજરી પછી, **નાનાં આંતરડાં** આવે છે. ને તે પછી, **મોટાં આંતરડાં** આવે છે. એ ભાગોના સોજાને લીધે, પેટમાં દરદ, ઉલટી, ઝાડા, વિ૦ થાય છે, ને વધારે ગંભીર રૂપ પકડે છે, તો દરદી કમોતે મરે છે.

આંતરડાંનો છેલ્લો ભાગ એટલે **સફરાનો** ભાગ. એ ભાગમાં કહણુ ચાંદી, પોચી ગાંઠો અથવા કોન્ડીલોમાં, જુદી જુદી જાતના ચાઠાં, ને કેટલાક દાખલાઓમાં એ નળીનું સંકોચાવું, અથવા સ્ટ્રીકચર થાય છે. જેના પરીણામે ઝાડાનો રસ્તો બંધ થઇ જાય છે, ને દરદીની વાસ્તવીક સાયન્ટીફીક સારવાર નથી થતી તો કમોતે મરે છે.

**કાલજાંના** દરદને લીધે કમળો, ઉલટી, ઝાડા, નાંક વિ૦ માંથી લોહીનું પડવું, જલંદર, અજીરણ, વિ૦ ચીન્હો ઉત્પન થાય છે.

**તરલી** યા બરોળ મોટી થવાથી પેટની ડાબી બાજુએ દરદ થાય છે, તથા લોહીના સફેદ જીવતાં ચક્રોની સંખ્યા કમી થાય છે.

## પીશાબના ભાગો—ગુરદા ને તેની નળી, તથા ફુકકા ઇ૦ નો સોજો.

૪૪) ગુરદાના સોજાને લીધે (જુઓ ચીત્ર આઠમું) આખા દીલમાં સોજા થાય છે, આંખ નીચે, હાથ પગ ઇ૦ સરવે ભાગોમાં એમજ સોજા થાય છે. તેમજ વળી છાતીની અંદર તેમજ પેટમાં સોજાનું પાણી ભરાવાથી દમ લેવાની મુશકેલ થાય છે, ને અજીરણ ઇ૦ થાય છે. પીશાબ કમતી થાય છે તથા કેટલાક દાખલાઓમાં બીલકુલ અટકી જાય છે. પીશાબમાં આલબ્યુમેન ઘણું જાય છે. ગુરદાના દરદ સાથે કેટલાક દાખલાઓમાં, હોજરી તથા આંતરડાનો પણ સોજો હોય છે ને તેથી કરી ઉલટી ઝાડા ઇ૦ થાય છે. જો દરદીની સાયન્ટીફીક સારવાર કરવામાં નથી આવતી તો તે ટુંક મુદતમાં કમોતે મરી જાય છે.

૪૫) યુરેટર અથવા ગુરદામાંથી નીકળતી પીશાબની નળીના સોજાને લીધે કેટલાક દાખલાઓમાં સંકોચાવાથી યા સ્ત્રીકચર થવાથી પીશાબ નીચે ઉતરી નથી શકતી ને તેથી લોહીને રસ્તે પીશાબનું ઝહેર શરીરને લાગે છે.

૪૬) ફુકકાના સોજાને લીધે પીશાબ કરતી વખતે જળવું, પીડુમાં દુખાવો, ઇ૦ જાત જાતના દરદો થાય છે. તથા પીશાબમાં ગરમીના જંતુઓ પરૂ, ઇ૦ માલમ પડે છે.

## ગરમીની કઠણ બદો ઇ૦.

૪૭) કાતરાની ગાંઠો સાથે જાંગની ગાંઠો ને નીકટ સંબંધ હોવાને લીધે, જયારે ગરમીને લીધે કાતરામાં સુકી બદો થાય છે, ત્યારે જાંગની ગાંઠોમાં પણ ઘણા દાખલાઓમાં સુકો સોજો થાય છે, તેથી તે મોટી થાય છે, ને સુકી બદ જેવી માલમ પડે છે.

## પગના માસ ઇ૦ નો ઉંડાણ સોજો.

૪૮) પગના માસ ઇ૦ નો સોજો. આપણે આગળ જોયું છે કે જયારે ઉંડાણમાં ગરમીનો રોગ, હાડકાં યા પોચાં સ્નાયુઓને લાગો હોય છે, ત્યારે એ વધતાંવધતાં બહાર નીકળે છે, ને બાકોરાં, ભગંદર, ઇ૦ પાડે છે, જેમાંથી ગરમીની રસી, સડેલો પદાર્થ ઇ૦ નીકળે છે.

૪૮) **પ્યુબીક સીમફીસીસ**—યા બન્ને થાપાના હાડકાંનું આગલું જોડાણ. પ્યુબીક આર્ચ—એ જોડાણ નીચે ઉતરતી કમાન—**જેને સ્ત્રી મરદના જાતીના ભાગો વળગેલા હોય છે.**

આ મથાળાં હેઠળ મરદ તથા સ્ત્રીના જાતીના ભાગોમાં **તેજા ગરમીને લીધે** ઉપજતા પરીણામોનું ટુંક બ્યાન નીચે આપવામાં આવ્યું છે. નવ તથા ચઉદમાં ચીત્રોમાં, તીરો દેખાડે છે કે નીચેથી ઉપર ચેપ કેમ ફેલાય છે.

## મરદના જાતીના ભાગો ૧-૫) ના ગરમીના સોજાને લીધે ઉપજતું મરદનું વાંઝીઆપણું—૧) ઇન્દ્રીના ગરમીના દરદના જુદાં જુદાં સ્વરૂપો.

૧) **ઇન્દ્રીપર** કઠણ ચાંદીઓ પડે છે તે આપણે આગળ જોયું છે. એ સીવાય સુનતની ચામડીપર લાલ ચાઠાં પડે છે. તથા ઇન્દ્રીની ચામડી તેમજ અન્ડની કોથળીની ચામડી ઉપર પોચી ગાંઠો યા કોન્ડીલોમાં પડે છે એ ઉપરાંત એ ભાગોની ચામડી સુજે છે. તથા કેટલાક બીજા દાખલાઓમાં તો સુનતની ચામડી સડી ને ખરી જાય છે તથા કેટલાક બીજા દાખલાઓમાં ઇન્દ્રીને **ફ્જેડીના** લાગે છે. જેથી ઇન્દ્રીનો થોડો યા મોટો ભાગ સડી ને ખરી જાય છે.

**યુરીથ્રા યાને પીશાબની નળીની** અન્દર ગરમીના સોજાને લીધે ચાઠાં પડે છે. કેટલાક દાખલાઓમાં ગોળ ચક્ર માફક જો સોજો થાય છે તો પીશાબની નળીનું સંકોચાવું યા સ્ટ્રીકચર થાય છે.

૩) **પ્રોસ્ટેટ ગ્લાંન્ડ** (ચીત્ર નવ, ૫, ચીત્ર દશ, ૧૧, ૧૨) એના સોજાને લીધે, મોટી ગાંઠ થાય છે. જેના પરીણામે પીશાબને બહાર નીકળતાં હરકત થાય છે. તથા પીશાબ જળે છે, ઇ૦ ચીન્હો માલમ પડે છે. તેજ પ્રમાણે વીર્ય નીકળતાં અડચણ પુગે છે, **તેથી દરદી વાંઝીયો બને છે.**

૪) **સેમીનલ વીસીકલ**—વીર્યની રીઝર્વોયર યા કોથળી (ચીત્ર નવ, ૭) એક બાજુની વીર્યની કોથળી સોજાથી બંધ થતાં તે બાજુના અન્ડમાંથી આવતો વીર્ય અટકે છે, તે જો બન્ને બાજુની વીર્યની કોથળીઓ સુજે છે, **તો દરદી વાંઝીયો બને છે.**

૫) અન્ડની રચનામાં બે મુખ્ય વીભાગ નવમાં ચીત્રમાં દેખાડવામા આવ્યા છે. જેમાં ૯) તે ઉપઅન્ડ યા એપીડીડીમીસ છે. તથા ૧૦) તે અન્ડ છે.

૫-ક) ઉપઅન્ડનાં ઉપલા ભાગમાં ગરમીના સોજાથી ગાંઠ થાય છે. જો બન્ને ઉપઅન્ડને સોજો લાગે છે તો. વીર્યની નળી ખુલ્લી રહેવાને બદલે બંધ થવાથી, વીર્ય બહાર નથી નીકળી શકતું, તેથી દરદી વાંઝીયો બને છે.

૫-ખ) અન્ડના સોજાને લીધે આસ્તે આસ્તે અન્ડ સુકાવા માંડે છે ને નાનો થાય છે. તથા બન્ને બાજુના અન્ડોનાં સોજાને સુકાવાથી, દરદી વાંઝીયો બને છે. કેટલાક દાખલાઓમાં, સુકાવાને બદલ, અન્ડનો પોચો સોજો થાય છે, જે ફુટે છે ને બહાર નીકળે છે, એટલે અન્ડમા ભગંદર પડે છે. ને એવી રીતે પણ દરદી વાંઝીયો બને છે.

## સ્ત્રીના જાતીના ભાગોના ગરમીના સોજા (પાનું ૬૭) વલવા યા બહારના ભાગોના સોજા.

વલવા યા સ્ત્રીના બહારના છુપા ભાગોમાં, કઠણ ચાંદી, પોચાં ચાઠાંઓ, સોજા ને સડો, ૪૦ થાય છે, કે જેથી કરી એ બધા ભાગોમાંથી રૂસી ૪૦ વહે છે. એ ઉપરાંત, નાનાં હોઠો સુજીને ધાડા બને છે. તથા મોટા હોઠો, હાથી રસનાં દરદની માફક, સુજીને મોટા થાય છે

## ત-થ) સ્ત્રીના અંદરના ભાગોના ગરમીના સોજા (પાનું ૬૯)

## ત) યોની.

યોની તરફ સોજો વધવાનું એક કારણ, વલવા યા બહારના જાતીના ભાગોનો ચેપ અંદર વધવાનું છે. કેટલાક દાખલાઓમાં, યોનીનો સોજો પાછળ સફરાને લાગે છે, તો બન્ને વચ્ચે બાકોરૂં યા ભગંદર પડે છે, ને ઝાડા તથા યોનીનો પ્રવાહ ખોટે રસ્તે બહાર નીકળે છે.

## થ) ગર્ભસ્થાનનો ગરમીનો સોજો ને પાછળથી થતો કૅનસર યા નાસુર.

ગર્ભસ્થાનના કમળના ફુલ ઉપર કઠણ ચાંદી થાય છે તે ખુદરતી આણુદીઠ હોય છે, તેથી દરદીને પોતાને પણ મલમ નથી પડતું કે પોતાને સન્ગમ વખતે મરદનો ચેપ લાગો હતો.

ગર્ભસ્થાનમાં પેચો યા કઠણ સુકો સોજો થાય છે. તો લોહી ને રસીનું વહેવું ઇ૦ ચીન્હો ઉત્પન થાય છે.

ઘણા દાખલાઓમાં, જે સ્ત્રીઓના ગર્ભસ્થાનને ગરમીનો ચેપ લાગો હોય છે, તેઓના ગર્ભસ્થાનને તથા થાનને કેનસર યા નાસુરનો ચેપ મોડે વેહેલે લાગે છે.

## ગર્ભસ્થાનનો ગરમીનો સોજો ને ગર્ભપાત, કસુવાવડ ઇ૦ તથા વાંઝીયાપણું.

આપણે આગળ જોયું છે કે ગર્ભપાતનું એક મુખ્ય કારણ, ગર્ભ-સ્થાનને લાગુ પડેલો ગરમીનો ચેપ ને સોજો છે. જેનાં કારણે પ્લાસેન્ટા યા ઓરની લોહીની નળીઓનો સોજો ઉત્પન થાય છે, જેથી કરી એ ભાગની લોહીની નળીઓ બંધ થાય છે, ને લોહી નહી મળવાથી હમેલ મરી જાય છે, ને બહાર નીકળે છે. યાને ગર્ભપાત થાય છે. વળી બીજા દાખલાઓમાં, ગરમીનાં સોજાને લીધે, **સ્ત્રી વાંઝણી બને છે**, કારણ કે ગર્ભને ગર્ભસ્થાનમાં ચીટકવાનું સાધન નથી રહેતું.

## ૬) ફેલોપીયન ટયુબ (ચીત્ર ચઉદ, ૫, ૬,) સ્ત્રી અન્ડની નળીનો સોજો ને વાંઝીયાપણું.

આ નળીને ચેપ લાગવાથી, નળીમાં સોજો થાય છે તો નળીનો મ ગ બંધ થાય છે, ને જો બન્ને બાજુની નળીઓને ચેપ લાગવાથી માર્ગ બધ થાય છે તો, સ્ત્રી બીજ બહાર નથી નીકળી શકતાં, ને **સ્ત્રી વાંઝણી બને છે.**

## ધ) સ્ત્રી અન્ડ, ઓવરી (ચીત્ર ચઉદ, ૭) નો સોજો ને વાંઝીયાપણું.

મરદના **અન્ડની** માફક, સ્ત્રી અન્ડને પણ ગરમીનો સોજો લાગવાથી, યાતો સુકાઇ જાય છે, ય તો પોચી થઇ ફુટે છે. જો બન્ને બાજુના સ્ત્રી અન્ડ સુકાઇ જાય છે તો **સ્ત્રી વાંઝણી બને** છે.

આપણે આગળ જોયું છે કે, જો સ્ત્રી અન્ડમાં ગરમીના જંતુઓ હોય છે તો એ જંતુઓ સ્ત્રી બીજ સાથ બહાર નીકળે છે, તે સ્ત્રી બીજ, મરદ બીજનાં સમાગમથી ફળદરૂપ બનતાં, તે વખતથીજ હમેલને ચેપ

લાગે છે, ને તેથી એક રીતે માતાનો ચેપ, બાળકને વારસે ઉતરે છે. સ્ત્રી અન્ડના ગરમીના સોજાને લીધે પીડુમાં દરદ, તથા લોહીનું ચેતની દ્વારે અનીયમીત વહેવું, પ્રદર ૪૦ ચીન્હો ઉત્પન થાય છે.

## પેરીટનીયમ—પેટની અન્દરનો પરદો (પાનું ૬૫).

સ્ત્રીના અંદરના જાતીના ભાગો આસપાસ જે પેટની અંદરનો પરદો યા અન્તરપડ આવે છે, તેને ગરમીનો ચેપ, એ ભાગોમાંથી વેહીને લાગે છે, તો પીડુમાં દુખારો, ગાંઠ, ૪૦ ચીન્હો ઉત્પન થાય છે, તો દરદીની સ્થીતી ભયભીત બને છે.

## થાનનો ગરમીનો સોજો—કેટલાક દાખલાઓમાં, પાછળથી કૅનસર યા નાસુર.

થાનને ગરમીનો ચેપ લગવાથી, કઠણ ગાંઠો માલમ પડે છે, યા તો પોચો સોજો જો બહાર ફુટે છે તો, ચામડીથી થાનની અંદર સુધી ભગંદર પડે છે. કેટલાક દાખલાએમાં થાનના ગરમીના સોજાને લીધે પાછળથી કૅનસર યા નાસુરનો રોગ લાગુ પડે છે. આપણે આગળ જોયું છે કે માતાનાં થાનમાં ગરમીનાં જંતુઓ હોય છે તો દુધ, ૪૦ રસ્તે તેના ધાવતાં બાળકમાં ચેપ ઉતરે છે.

---:o:---

# પ્રકરણ ૩૦ મું.

---:o:---

## વારસે ઉતરતો ગરમીનો ચેપ—પરીણામો—એક) તીક્ષણ; ને બે) દુરબળ—તથા એ બન્નેના વીભાગો.

આપણે અત્યાર સુધી, ગરમીના ચેપને લીધે ઉપજતાં સર્વ જાતનાં પરીણામો માથાંથી પગ સુધી ઉપજતા સોજાઓ--ટુંકમાં તપાસીયાં છે, હવે, વારસે ઉતરતા ચેપને લીધે ગરમીના દરદી માબાપોના, બાળકોમાં ઉપજતાં પરીણામો, ટુંકમાં તપાસીશું.

## ગરમીને ચેપ વારસે કેમ ઉતરે છે.

૨૭) માં પ્રકરણમાં દરદી માબાપોનો ચેપ તેઓનાં બાળકોમાં કેમ વારસે ઉતરે છે તેની રીતો જોઇ ગયા. વધુ, આપણે જોયું હતું કે, ગર્ભવંતી સ્ત્રીઓમાં વારંવાર થતી કસુવાવડો, અર્ધ સુવાવડો, ગર્ભપાત તથા મુવેલાં જનમેલાં બાળકો અવતરવાનું મુખ્ય કારણ ગરમીનો ચેપ છે.

## વારસે ઉતરેલા ગરમીના ચેપના પરીણામોનાં બે વીભાગો—એક) તીક્ષણ ને બે) દુરબળ.

એ પરીણામો બે મુખ્ય વીભાગમાં તપાસીશું. પહેલો વીભાગ—તીક્ષણ ચીન્હો વાળી ગરમી, બીજો વીભાગ—દુરબળ ચીન્હો વાળી ગરમી.

## પહેલો વીભાગ—તીક્ષણ ચીન્હો વાળી ગરમી.

આ વીભાગ ત્રણ ઉમરે જુદા હોવાથી, ઉમર પ્રમાણે ત્રણ ભાગમાં તપાસીશું.

૧) હમેલ તથા તુરતના જનમેલાં બાળકમાં દેખાતાં ચીન્હો.

૨) બચગીમાં બાળકમાં દેખાતાં ચીન્હો.

૩) મોટપણમાં દેખાતાં ચીન્હો.

## ૧) ચેપી હમેલ તથા તુરતનાં મુવેલાં જનમેલાં બાળકમાં દેખાતાં ચીન્હો—માથાંથી તે પગ સુધીના સોજા ને સડો, ને કમોત.

આપણે આગળ જોયું છે કે, વારંવાર થતા ગર્ભપાત, કસુવાવડ ઇ૦નું મુખ્ય કારણ, હમેલને લાગતો ગરમીનો ચેપ છે. દાખલા તરીકે, એક સ્રી જેને પોતાનાં ધણીએ ગરમીનો ચેપ આપ્યો હતો, તેને બધું મળી ૧૯) કસુવાવડ થઇ હતી. એ ૧૯) માંથી ૧૪) કસુવાવડે એટલે છઠા મહીના આગળ પડી ગર્યા હતાં. જયારે ૫) બાળકો મુવેલાં જનમ્યાં હતાં. હવે એ કસુવાવડે પડેલાં તેમજ મુવેલાં જનમેલાંઓની ચીરીને તપાસ કરતાં માલમ પડયું હતું કે, એ સર્વેનું આખું શરીર ગરમીના ચેપથી સડી ગયું હતુ—માથાંથી પગ સુધી સઘળા ભાગોમાં સોજાઓ હતા—મુખ્ય કરી લોહીની નળીઓ સોજાને લીધે બંધ થઇ હતી, તેથી શરીરના ભાગોમાં લોહી નહી ફરી શકયાથી, એ ભાગો સુજી મરણ પામ્યા હતા. એજ પ્રમાણે ઓરની તપાસ કરતાં પણ એજ માફક લોહીની નળીઓ સોજાથી બંધ થઇ હતી, ને તેની અંદર માતાનું લોહી નહી ફરી શકયાથી, હમેલનું મરણ નીપજયું હતું.

## પુરે મહીને જનમેલું જીવતું ચેપી બાળક—તેમાં દેખાતાં ચીન્હો.

હવે ધારો કે પુરે નવ મહીને જનમેલું ચેપી બાળક જીવતું રહયું છે તો તેમાં શું જાતનાં ચીન્હો દેખાય છે ? આવું બાળક વાંદર યા નાનાં બુઢા જેવું, ચમરાયલું સુકું, કદે નાનું, નબળું, ને રોગીષ્ટ દેખાય છે. એની ચામડી ચમરાયલી ઢીલી, ને કમલાના રંગની હોય છે. એનું મ્હોં ભરેલું ને તનદુરૂસ્ત દેખાવાને બદલે, બુઢાનાં જેવું સુકાયલું ને કરમાયલું દેખાય છે. એનાં હાથો ને પગોની પાટલી ઉપર ગરમીની રસી વાળી ફોડીઓ હોય છે. એની અશકતી એટલી બધી હોય કે, માતાનું દુધ પણ ધાવી નથી શકતું. આખો દીવસ અધીરણી બેભાની માફક પડયું રહે છે. ને હાડકામાં દરદ થવાને લીધે રોયા કરે છે. હાડકાં ને સાંધાનાં દરદને લીધે હાથ પગ હીલવી નથી શકતું, ને એ ભાગોનો લકવો થયો હોય તેવું દેખાય છે.

## ૨) બચગીમાં બાળકમાં દેખાતાં ગરમીના ચીન્હો.

કેટલાક દાખલાઓમાં, તુરતનાં જનમેલાં જીવતાં બાળકો ઉપર જેવાં બુઢાં દેખાવાને બદલે, સાધારણ નીરોગી બીનચેપી તનદુરૂસ્ત બાળકો જેવાં ભરેલાં દેખાય છે. **પણ, થોડાં અઠવાડયામાં,** એવાં તનદુરૂસ્ત દેખાતાં બાળકો વજનમાં ઘટવા માંડે છે ને આસ્તે આસ્તે હાડપીંજર જેવા બને છે, ને ઘણાક દાખલાઓમાં સાયન્ટીફીક સારવારની ગેરહાજરીમાં, બીજાં કોઇપણ ગરમીનાં ચીન્હો દેખાડયા વગર, ક્રમોતે મરી જાય છે. એટલું યાદ રાખવું કે જો કોઇપણ તનદુરૂસ્ત દેખાતું બાળક, કોઇપણ જાણીતાં કારણ વગર, વજનમાં ઘટવા માંડે, તો તુરત સ્પેશીયાલીસ્ટ ડાકટરની સલાહ પ્રમાણે તેની સાયન્ટીફીક સારવાર કરાવવી, જેથી કરી, હાડપીંજર જેવાં બાળકો, થોડાજ વખતમાં પાછાં તનદુરૂસ્ત દેખાવવાળાં બને છે. **વજન ઘટવા સીવાય, પહેલા ત્રણ મહીનાનાં** બીજાં ચીન્હો આ પ્રમાણે છે. રાત્રીનો ઉજાગરો, જેનું કારણ ઘણું ખરૂં, હાડકાં ને સાંધાનો ચાલુ દુખાવો હોય છે.

ચાંદા ને બીગડેલો રડવાનો અવાજ.

નાંખમાં સોજાને હરકત, દમ લેવાની મુશકેલી, ને ઝરીયા કરતું પાણી.

મહોંની અંદરની, તથા હોંઠાનાં જોડાણપરની લાલ ચામડીમાં ચાંદાં.

કપાળ, ભવાં, મહોંની આસપાસ, હાથ ને પગનાં તળીઆં, તથા ધગડાપરની ચામડીપર પડતાં ચાંદાં તથા કાપા.

બરોળ તથા કાલજાનો સોજો ને મોટું થવું ઇ૰. **આ સીવાય, ત્રણ મહીના પછી, બીજાં ચીન્હો નીચે પ્રમાણે દેખાય છે.**

માથાંનાં હાડકાનું પોચું બનવું.

માથાંમાં પાણીનું ભરાવું ને મોટું થવું, જયારે બીજા દાખલાઓમાં માથું નાનું થાય છે.

નાખની હરકત ને સોજો કાન તરફ ફેલાય છે, તો બહેરાપણું તથા મુંધાપણું ઉપજે છે.

ભેજાનો સોજો.

અવાજનું ગુંચાવું.

ગુરદાનો સોજો ને પીશાબનું દરદ.

અન્ડનો સોજો ને મોટપણુમાં તેથી વાંઝીયાપણું, હાડકાં ને સાંધાના સોજાઓ, આંગળીઓના સોજાઓ, વ૦.

### ૩) મોટપણુમાં દેખાંતાં ચીન્હો.

એક નીયમ તરીકે, **ત્રીજાંથી તે અઠાવીસમાં વરસ સુધી**, આ ચીન્હો દેખાવ દે છે. જ્યારે કેટલાક દાખલાઓમાં સાઠમે વરસે પણ એવાં ચીન્હો દેખાવ દે છે. એટલે કહો કે, વારસે ઉતરેલો ગરમીનો ચેપ, હમેલના પેહેલા દીવસથી તે મરણનાં છેલ્લા દીવસ, સુધી ગરમીનો વારસો ચાલુ રાખે છે. એટલું યાદ રાખવું કે, **સાયન્ટીફીક સારવારથી, એ વારસો નાબુદ કરી શકાય.** ચેપી માબાપો તેમજ તેઓનાં ચેપી બાળકો સર્વેની સાયન્ટીફીક સારવાર કરવાથી, વારસે ઉતરેલો ચેપ નાબુદ થાય છે.

આપણે ૨૯) માં પ્રકરણમાં માંથાથી પગ સુધીં ગરમીના સોજાનું વર્ણન વાંચી ગયા છે, હવે આ સર્વ જાતના સોજાનાં ચીન્હો, વારસે ઉતરતા ગરમીના ચેપને લીધે, એવા દરદીઓમાં માલમ પડે છે.

ખાસ કરી આ ચીન્હો ધ્યાંન ખેંચનારા છે.

ખોપરી ચોરસ આવે છે, ને નહી કે સાધારણ ગોળાકાર.

નાખ બેહું યા ચપટું.

આંખની કીકીનો સોજો. ને થોડો યા વધુ અંધાપો.

કાનનું બહેરાપણું.

અર્ધ ચાંદલીઆ દાંતો—ખાસ કરી, આગલા દાંતોના છેડા સીધ્ધા હોવાને બદલે અંદર અર્ધાં ચાંદની માફક, અર્ધ ગોળાકાર હોય છે. અન્ડો સોજાને લીધે સુકાઇ જાય છે.

પગના નાળીયાનાં હાડકાં તલવારના પાનાં જેવાં થાય છે આ સીવાય, બીજાં ઘણાએક ચીન્હો માંથાથી પગ સુધી માલમ પડે છે. જે સર્વનું ધ્યાન આપવાની જરૂર નથી. વારસે ઉતરેલા ગરમીના ચેપી કુટુંબોની તારીખ.

## વારસે ઉતરેલા ગરમીનાં ચેપી કુટુંબોના કેટલાક અર્થ સુચક દાખલા—૧) બપાવા-બાપ—ને છોકરી, બે પેહેડીને વારસે ઉતરેલો ચેપ.

હમારા અનુભવમાં એવા ઘણા કુટુંબો આવી ગયાં છે, તેમાંથી કેટલાકના દાખલા અત્રે આપવા યોગ્ય થઇ પડશે, જે ઉપરથી એનાં જુદાં સ્વરૂપોનો કાંઇ ખ્યાલ આવશે.

૧) ક) બપાવાના કપાલ ઉપર કામદેવીનું તાજ હતું. એનું નાખ સોજાથી સડીને બેઠું હતું. આંખોમાં સોજા હતા, કાને બેહેરો હતો, ઉપલાં ટાળવામાં બાકોરૂં હતું.

બપાઇને કેટલાક ગર્ભપાત, ને કસુવાવડો પછી ત્રણ છોકરાં જીવતાં રહયાં હતાં. ત્યાર પછી, બપાઇ મરી ગઇ હતી. આ ત્રણમાંનું પહેલું, છ મહીને મરી ગયું હતું તથા, બીજું, બે વરસે મરી ગયું હતું.

ખ) ત્રીજા છોકરાની ઉમર ત્રીસ વરસની હતી.

ખ) આ છોકરાને પણ આંખોનો સોજો હતો. નાખ બેઠેલું હતું. આખા શરીરની અશકતી હતી. એ પરણીયા પછી, એની સ્રીને ચાર કસુવાવડ થઇ હતી. ને તે પછી, એક ગ) છોકરી જીવતી જનમી હતી.

ગ) આ છોકરીને માંથાનો દુખારો, પીડુનો, દુખારો, અનીયમીત રૂતુ થોડે થોડે વખતે કેટલાક સાંધાઓનું અકડી જવું, ને સામાન્ય શરીરની અશકતી હતી.

આ સર્વની સાયન્ટીફીક સારવાર કરતા, ગરમીના ચેપનો નાશ કર્યો હતો, ને આ સર્વે કુટુંબીઓ તનદુરૂસ્ત બન્યાં છે. આગળ કરતાં વજનમાં વધ્યાં ઉપરાંત, એઓની માનસીક શકતીમાં પણ ઘણો ફાયદો થયો છે.

## ૨) મમાવા—માતા તથા માસીઓ-ને બચ્ચાંઓ; બે પેહેડીને વારસે ઉતરેલો ચેપ.

૧) ક) મમાવાને પહેલાં બે છોકરાં થયા પછી, પારકી ચેપી સ્રીનાં સંગમને લીધે ગરમીનો ચેપ લાગો હતો. આ પછી, એની સ્રીને છ કસુવાવડ થઇ હતી. તે પછી, ખ) ત્રણ જીવતી છોકરીઓ જનમી હતી, જે પછી મમાઇ મરી ગઇ હતી.

ખ આ ત્રણે છોકરીઓ પરણી હતી. એમાંની બેને ઘણી કસુવાવડો થઇ હતી ને એક પણ જીવતું છોકરૂં ન હોતું.

જયારે ત્રીજી ને પણ કેટલીક કસુવવાડો પછી, ગ) સાત બચ્ચાં જીવતાં જનમ્યાં હતાં. આ સાતમાંના એક સીવાય, બધા ગરમીના એક યા બીજા ચીન્હોથી પીડાતાં હતાં. દાખલા તરીકે, એકનું નાખ બેઠેલું હતું, અવાજ ઘોઘરો હતો, ગળામાં સોજા હતા, પગના સાંધાઓમાં દુખાવો થતો હતો. બીજાનું ભેજું સોજાથી સડી ગયું હતું. તેથી તે ઘેલા જેવું

હતું. ને લકવાથી પીડાતું હતું. ને આ બન્નેમાં ઉમર વધવા સાથે, આ ચીન્હો વધારે ખરાબ બન્યાં હતાં. ત્રીજાને ચામડી ઉપર જુદી જુદી જાતના ચાઠાં ને સોજા થતા હતા, તથા કેટલીક આંગળીના નખો સુજીને મોટા થતાં, ને ખરી જતાં તથા દાંત અર્ધ ચાંદલીઆ હતા. ચોથાની આંખોના સોજાને લીધે, અંધાપો શરૂ થયો હતો. પાંચમાંને આંખોનાં સોજા ઉપરાંત, કાનનું બહેરાપણું હતું. છઠ્ઠાના દાંત અર્ધ ચાંદલીયા હતા, નાખ બેઠેલું હતું, ઉપલાં તાળવામાં બાકોરૂં હતુ, ગળાંના ગાંઠ સુજેલા હતા, છાતીનો બીગાડો હતો. તેમજ હૃદયને લોહીની નસોનો સોજો હતો. સામાન્ય અશકતી હતી.

હવે ઉપર સાતમાના એકમાં કાંઇ ચીન્હો નહોતાં ત્યારે ખુદરતી રીતે, એ કેમ બની શકે ? એનું ખરૂં કારણ તો એ હતુ કે, આ છોકરામાં ગરમીનો ચેપ છુપો રહયો હતો, તેનો પુરાવો એકે, એનું લોહી તપાસતાં, એના લોહીમાં ગરમીનો ચેપ માલમ પડયો હતો.

આગલા દાખલા માફક, આ દાખલામાં પણ બધાં દરદીઓની સાયન્ટીફીક સારવાર કરવામાં આવી હતી, તથા સર્વેને ફાયદો થયો હતો.

## ૩) બાપનો વારસે ઉતરેલો ચેપ.

૩) ક) બાપના ઉપલા તાળવામાં બાકોરૂં હતું. નાખ સડાથી બેઠેલું હતું. ગુરદાના સોજાને લીધે પીસાબમાં પીડા હતી.

એની સ્ત્રીને કેટલીક કસુવાવડ થઇ હતી, તે પછી ખ) ત્રણ જીવતાં છોકરાં જનમ્યા હતા.

એમાંથી એકને આંખનો ને કાનનો સોજો હતો. એની યાદદાસ્ત શકતી બહુ ખરાબ હતી. બીજાના હાડકાં ને સાંધાઓ દુખતા હતા, જે ઘણી વખતે બીલકુલ અકડી જતા હતા, ને ઘુંટણોમાં રસી ભરાયાથી સુજીને મોટા બનતા હતા. ત્રીજાને અરધાં ધડનો લકવો હતો. તથા તોતરૂં બોલતો હતો.

આ દાખલાઓમાં પણ સાયન્ટીફીક સારવારથી ફાયદો થયો હતો.

## ૪) માબાપના અણુદીઠ ચેપનો વારસો.

૪) માબાપમાં કાંઇપણ ચીન્હો ન માલમ પડતાં હતાં. બે છોકરાં હતાં, તેમાંથી એકને આંકડી થતી હતી, ને બીજાના શરીરની ચામડીપર ગરમીનાં ચાઠાં હતાં.

આ બન્ને છોકરાંના દાંતો અર્ધ ચાંદલીઆ હતા. સાયન્ટીફીક સારવારથી બન્ને સાજાં થયાં હતાં.

## ૫) માબાપનાં અણુદીઠ ચેપનો વારસો.

૫) માબાપમાં કાંઈ ચીન્હો નહોતાં.

ત્રણ છોકરાં જીવતાં હતા.

પહેલાનું માથું પાણી ભરાવાથી, તામડા જેવું મેટું થયું હતું. એમાં જરા પણ અકકલ હુશીયારી નહોતી, તે નાની ઉમરે મરી ગયું.

બીજાંની મગજ શકતી કમ હતી, એના અન્ડો સુકાઈ ગયા હતા, તેથી ફરી એના મગજપર ખરાબ અસર થઈ હોય, એમ માની શકાય.

ત્રીજું છોકરું દુરબળ હતું, ને તેનાં હાડકાંમાં દુખારા થના હતા.

બીજા ને ત્રીજાની સાયન્ટીફીક સારવાર કરવાથી ફાયદો થયો હતો.

૪) તથા ૫) દાખલાઓમાં જોકે ચેપ અણદીઠ હતો, તોપણ કસોટીઓપરથી તે માલમ પડયો હતો.

અમારા હાથ નીચે આવેલા ઘણાક દાખલાઓમાંથી ઉપર ફકત થોડાક ટાંકી બતાવવામાં આવ્યા છે, કે જે ઉપરથી સમજુઓ જોઈ શકશે કે મા બાપનાં પાપની સજા, તેઓનાં નીરદોષ બાળકોને, તેમ વળી બાળકો મોટા થતાં તેઓના બાળકોને ખમવી પડે છે.

## વારસે ઉતરતી ગરમીના પરીણામોનો બીજો વીભાગ— દુરબળ ચીન્હો વાળી ગરમી.

અત્યાર સુધી આપણે પેહેલો વીભાગ તપાસ્યો છે. હવે બીજાની તપાસ લઈશું.

આ વીભાગના બે ભાગલા પાડી શકીયે.

૧) આખાં શરીરની દુરબળતા ને

૨) શરીરના જુદા જુદા ભાગોની દુરબળતા.

## ૧) આખા શરીરની દુરબળતા.

બાળક જનમે છે ત્યારે નાનું, વજનમાં હલકું, ને નબળું હોય છે ને થોડા વખતમાં મરણ પામે છે. જો મરતું નથી ને જીવે છે તો, એ ઠીંગુંજી બને છે, એટલે કે મોટી ઉમરે કદ ને વજનમાં નાનું, અશકત, દાંતો ફુટતા નથી, તથા અન્ડો ખીલતા નથી, ને ચકડોળ અધું ઘેલું રહે છે.

આવાં દુરબળ બાળકોને **ખહી** લાગવાનો સંભવ ઘણો રહે છે. ને ગરમી ને ખહીના જોડીયા ચેપથી વહેલે મોડે મરે છે.

## ૨) શરીરના જુદા જુદા ભાગોની દુરબળતા.

૧) ખોપરીના કદરૂપો—પાણીથી ભરાયલી તામડા જેવી મોટી યા, જાનવર જેવી નાની ખોપરી.

૨) જડબાનું વાંદર માફક આગળ નીકળવું. ઉપરનું તાળવું બહુ ઉંચી કમાનવાળું.

૩) દાંતોનું આડા અવળા નીકળવું. દુધીયા દાંતોનું નહી ખરવું.

૪) હોઠની વચ્ચે ફાટ તથા તાળવામાં ફાટ.

૫) આંખોનાં પાંપણનું જોડાણ ઇ૦. અંધાપા.

૬) કાનનું કદરૂપ—ગધેડા જેવા ઉભા.

૭) હાથ પગોની ખામીઓ. બન્ને બાજુના સરખાને બદલે લાંબા ટુંકા. જોડી આંગળીઓ. થાપાના સાંધાનું ઉતરી જવું. ખોડીગો હ થ ને પગ.

૮) ભેજાંની ખોડખાપણો—જેથી ચકડોળ, ને ઘેલા બાળકો નીપજે છે.

૯) હૃદય તથા લોહીની નળીઓની ખોડખાપણો.

૧૦) ખોરાકની નળી—મોંહથી તે સફરા સુધીમાં ખોડખાપણો. સફરાનાં કાણાનું બંધ રહેવું જેથી ઝાડા બહાર નથી નીકળી શકતા.

૧૧) મરદના તેમજ સ્ત્રીના જાતીના ભાગોની ખોડખાપણો. દાખલા તરીકે, ખુલ્લો પીશાબનો ફુકકો, ફાટેલી ઇન્દ્રી, ઇ૦, ગર્ભસ્થાન નાનું ને તેથી રૂતુનો અટકાવ. તેથી બંન્ને જાતીમાં વાંઝીયાપણું ઇ૦.

૧૨) ચામડીપર ગાંઠો—ચામડીનું સખત બનવું—મચ્છીના ભીંગડા જેવું બનવું. બાલનું ખરી જવું.

**૧૩) રાક્ષસી, કદરૂપાં, બેડોળ બચ્ચાં અવતરવાનું મુખ્ય કારણ ગરમીનો ચેપ છે**, ને નહી કે જેમ વહેમી લોકો માને છે તેમ, માતાની ધાસ્તી ને લીધે તેનાં ભેજાં ઉપર થતી અસર, ને તે અસરનું પરીણામ હમેલપર થયાથી, બાળકો કદરૂપા ઇ૦ બને છે.

વારસે ઉતરતી ગરમીના ચેપ તથા તેના પરીણામોની સાયન્ટીફીક ચીકીત્સા તથા સારવાર, જે નીચલાં પ્રકરણ ૩૧) તથા ૩૨) માં આપવામાં આવ્યા છે, તે પ્રમાણે કરવામાં આવે છે.

# પ્રકરણ ૩૧ મું.

---:o:---

## તેજા ગરમીની સાયન્ટીફીક ચીકીત્સા (ડાઅગનોસીસ). તેજા ગરમાનું દરદ ૧) "નકલી દરદ" ને ૨) "કપટી છુપું દરદ" લેખાય છે. તેના દાખલાઓ (ક–છ). ચીકીત્સા માટે ખાસ ઓજારો તથા ખાસ કસોટીઓ.

અત્યાર સુધીમાં આપણે તેજા ગરમીના ગમખાર ને કાતીલ પરીણામો, કે જે માથાંથી તે પગ સુધી હરેક જાતના સ્વરૂપો ધારણ કરે છે, તે તપાસ્યાં છે. આપણે આ દરદ ૧) 'નકલી દરદ" તરીકે ૨૧૦) મે પાને ઓળખાવ્યું છે. એટલે કે એ દરદ માથાંથી પગ સુધીના હરેક જાતના દરદની નકલ કરી શકે છે ને કરે છે. તેટલા માટે એની ચીકીત્સા મુશ્કેલ છે, એટલુંજ નહી પણ ઘણી બારીકીથી કરવાની અવશ્યની જરૂર છે.

### ૨) "કપટી છુપું દરદ"–(ક–છ) દાખલાઓ.

આપણે આ દરદના બીજા દુરગુણ વીશે બોલ્યા છે, ને તે એકે એ ૨) "કપટી" (જુવો ૧૭૧) મું પાનું) દરદ છે. કપટી આપણે શા માટે એને લેખાએ છે?

ક) ઘણાક દાખલાઓમાં દરદીઓ પોતાને દરદ લાગુ છે કે, તથા તે કેમ ને કયારે લાગુ પડયું છે, તે જાણી શકતા નથી તથા જાણતા નથી. તેથી એને છુપાં કપટી દરદની ઉપમા મળી છે.

ખ) આપણે એ દરદના તબકકાઓના બ્યાનમા વધુ જોયું કે, પેહેલા તથા બીજા તબકકાએ કેટલાક દાખલાઓમાં આપ મેળે યાને સારવાર વગર દપટ પડે છે ને નાબુદ થાય છે. પણ ખરૂ જોતાં તો દરદનો ચેપ ઉંડાણમાં ઉતરે છે, તથા સાયન્ટીફીક સારવારની ગેરહાજરીમાં, આગળ ચાલતાં એટલે થોડા મહીનામાં યાતો ૫) ૧૦) થી ૪૦) યા વધુ વરસો પાછળથી, એ વધારે બગડે છે ને ગંભીર ને પ્રાણઘાતકરૂપ પકડે છે, તથા છુપું રહેવાને બદલે જાહેર થાય છે.

## ગ) ગરમીની બીમારીનું કાતીલ પરીણામ—કમોત.

ગ) આ દરદ કેટલી હદે કપટી છે, એ આટલાપરથી સ્પષ્ટ થશે કે, ઘણાએક દરદીઓ જેઓ પોતાની જવાનીના જોરને લીધે એ દરદની વાજબી સારવાર નથી કરાવતા, તેઓ પોતાની જવાનીના બહારમાં કોઇ પણ જાતની **દેખીતી બીમારી વગર એકાએક કમોતે મરે છે. એવા** કમોતનું કારણ હૃદયને લાગેલો છુપો ગરમીનો સોજો છે. ત્યારે એવું દરદ કપટી નહી તો કેવું લેખાય ?

## ચ) ભેજાંની ગરમીની બીમારીનું એક પરીણામ—લકવો.

ચ) કપટનો એક વધુ દાખલો લઇએ. ચોથા દાએકામાં, એટલે કે ત્રીસથી ચાલીસની ઉમરે, ખાસ કરી જંગલવાળા શ્રીમંતો, તેમજ ભેજાંનો અતી ગોગ કરનારા, જેવા કે ફીલસુફો, વકીલો, નીશાળો ને કોલેજોના માસ્તરો, વીદ્યાર્થીઓ ઇ૦ એકાએક લકવાના ભોગ થઇ પડે છે. તેનું એક મુખ્ય કારણ ગરમીના છુપા કપટી ચેપથી ઉપજતો ભેજાંનો સોજો છે. ભેજાંની લોહીની નસોમાં ચેપ દાખલ થઇ સોજો ઉપજાવે છે. તેથી ભેજાંના એવા ભાગોનું કાર્ય અટકાવે છે, તેથી લકવો થાય છે.

## છ) ભેજાંની ગરમીની બીમારીનું બીજું પરીણામ—ઘેલછા.

લકવા ઉપરાંત, ઉપર જણાવેલા વર્ગોને બીજું એક ભેજાંનું સામાન્ય દરદ લાગુ પડે છે. તે (છ) **ઘેલછા** છે. એવી ઘેલછાની **શરૂઆત** આ પ્રમાણે થાય છે. એવા દરદીઓની યાદદાસ્ત શકતી નબળી પડે છે. વીચારવા, બોલવા, ચાલવા, ઇ૦ સર્વ શકતીઓ ધંગધડા વગરની બને છે. વીના કારણે ઉશકેરાઇ, ને તે પછી વીના કારણે ઉદાસ ને નીરાશ થઇ જાય છે. એવા દરદીઓમાં **મોટાઇના ધખારા** સાધારણ હોય છે. દાખલા તરીકે, એવો દરદી જો કોઇ દુકાનપર જાય છે તો પોતાને જોઇતી ચીજો ઉપરાંત **બીજી** ચીજોની ખરીદી કરે છે, ને કોઇ કોઇ તો અરધી કે આખી દુકાનનો માલ પોતાને ઘેરે મોકલાવાનો હુકમ આપે છે. એજ પ્રમાણે જો હોટલમાં જાય છે તો એકને બદલે સો ભાણાનો હુકમ આપે છે. પોતાના ઓળખીતાઓમાં તેમજ પારકામાં પોતાને રાજા, બાદશાહ, યા લખપતી, યા મહાત્મા તરીકે ઓળખાવે

છે. યા તો મશહુર થઇ ગયલા મહાન નરોને નામે પોતાને ઓળખાવે છે. **એવી ઘેલછા આસ્તે આસ્તે વધે છે. ને આખા શરીરનો લકવો યા તો અશકતી થાય છે, ને ઘણાએક દાખલાઓમાં એવા દરદીઓને ખહી, અતેસાર, ઇ૦ રોગો લાગુ પડે છે ને એના પરીણામે કમોતે મરે છે.** જુદી જુદી જાતની ઘેલછાના તથા હીસ્ટીરીયાના જુદા જુદા દરદીઓ ભોગ થાય છે. કેટલાકો છેડાઇને મારફાડ કરે છે. તો વળી બીજાઓ રૂસાઇને ખુણામાં પડી રહે છે. એ સર્વનું ધ્યાન અત્રે આપવાની જરૂર નથી. આ ઘેલછાનું કારણ પણ છુપો કપટી ગરમીનો ચેપ છે.

## આ દેશના વહેમી અજ્ઞાન વૈદો ને હકીમોના, ગરમીના કપટી પરીણામો વીષેના, વાહીયાત વહેમો.

આ દેશના વહેમી ઘેલા લોકો તો ઉપર જણાવેલા ગરમીના આવાં કપટી ને કાતીલ પરીણામો વીશે **હજાર જાતના વેહેમો** ધરાવે છે, ખાસ કરી, દેવતાનો કોપ, ગયા ભવની બદમાશી, શરીરમાં ભુતનું ભરાવું, ચાંદ તથા તારાની અસર, એવાં એવાં વાહીયાત કારણો ગરમીથી ઉપજતાં ગ) કમોતો તથા ચ) લકવા તથા છ) ઘેલછા માટે આપવમાં આવે છે. સાયન્ટીફીક ડોકટરો એવા વાહીયાત વહેમો બીલકુલ માનતા નથી. ગ) એકાએક મરણ પામેલાઓના **મુરદાં ચીરી**, તેમજ ચ) લકવા ને છ) ઘેલછાથી પીડાતાઓના **લોહીની તપાસ કરી**, તેઓ ખાત્રીથી પુરવાર કરે છે કે, એ કાતીલ પરીણામોનું **મુળ** કાંઇજ નહી પણ ગરમીનો ચેપ છે. હમારે આ તકે ઉમેરવાની જરૂર નથી કે, જેવા આ દેશના લોકો વેહેમી અજ્ઞાન છે, તેવાજ તેઓના વઇદો, ને હકીમો, વેહેમી ને અજ્ઞાન છે. **પોતાનું અજ્ઞાન ઢાંકવા સારૂં**, એ ટુંક ભંડોળયાઓ તારા, ને ચાંદ ને ભુતની તપાસ કરવા બેસે છે. તેના કરતાં તબીબી કોલેજમાં જઇ સાયન્ટીફીક ચીકીત્સા તથા સારવાર શીખે, તોજ તેઓ દરદીને ખરેખર ફાયદો કરી શકે.

## ભેજાંની ગરમીની બીમારીની ચીકીત્સા—ભેજાં ઉપરાંત ભેજાંની જ્ઞાનતંતુઓપર દબાણ.

બીજાં ચીત્રમાં ભેજાંની (૧૨) જોડી નર્વઝ યા તારની દોરીઓ યા જ્ઞાનતંતુઓ, બહાર નીકળતાં, ટુંકી કાપી નાંખેલી દેખાડવામાં આવી છે. જ્યારે ભેજાંના જુદા જુદા ભાગોમાં ગરમીના ચેપને લીધે સોજો થાય છે,

ત્યારે એવા સોજાથી ભેજાં ઉપરાંત ભેજાંમાંથી નીકળતા જુદી જુદી જ્ઞાનતંતુઓપર દબાણ થાય છે, ને ચોક્કસ ચીન્હો ઉત્પન થાય છે, કારણકે એવી રીતે જ્ઞાનતંતુઓના કાર્યમાં ખલલ પડે છે. એવા કાર્યના ફેરફારને લીધે ભેજાંના કયા ચોકકસ ભાગમાં ગરમીનો સોજો ઉત્પન થયો છે, તેની ચીકીત્સા કરી શકાય છે. સાયન્ટીફીક ચીકીત્સામાં કેટલી સંભાળ લેવી પડે છે. તે ઉપલાં ટુંક બ્યાન ઉપરથી સમજ પડશે.

## માથાંથી પગ સુધીના ગરમીના સોજાઓની સાયન્ટીફીક ચીકીત્સા માટેનાં ખાસ ઓજારો.

માથાંથી પગ સુધીના અવ્યવોની સાયન્ટીફીક તપાસ માટે ખાસ ઇનસ્તરૂમેન્ટસ યા ઓજારો વાપડવા પડે છે, તેનું ટુંક સરવાયુ અત્રે આપીશું.

ચીત્ર પહેલાનાં નંબરો (૩૧–૪૮) જુઓ.

૩૧) ભેજાંની તપાસ માટે ધણાં ખાસ ઓજારો આવે છે. જેનું વર્ણન ટુંકમાં અપાય એમ નથી. વધુ માટે ઉપર આપેલું બ્યાન છે.

૩૨) આંખનાં અંદરના ભાગોની તપાસ માટે, **ઓફથાલમોસ્કોપ.**

૩૩) કાનના અંદરના ભાગોની તપાસ માટે, **ઓટોસ્કોપ.**

૩૪) નાખની અંદરના ભાગોની તપાસ માટે, **રાહીનોસ્કોપ..**

૩૫) મોંહના અંદરના ભાગોની તપાસ માટે, **ફેરીન્ગોસ્કોપ..**

૩૮) કંઠના અંદરના ભાગોની તપાસ માટે, **લેરીન્ગોસ્કોપ.**

૩૯) હૃદયની તપાસ **સ્ટેથોસ્કોપ,** ૪૦ તથા લોહીની નળીઓની તપાસ માટે જુદાં ઓજારો આવે છે.

૪૦) ફેફસાની નળીની તપાસ માટે, **બ્રોન્કોસ્કોપ.**

૪૧) હોજરીની તપાસ માટે, **ગેસ્ટ્રોસ્કોપ.**

૪૧–ક) આંતરડાંની તપાસ માટે, **એન્ટરોસ્કોપ.**

૪૧–ખ) સફરા ને તેની ઉપરના આંતરડાંની તપાસ માકે, **રેકટોસ્કોપ** તથા **સીગમોઇડોસ્કોપ.**

૪૪) ગુરદાના તથા ૪૫) યુરેટર—ગુરદાથી ફુકકા સુધીની પીશાબની નળીની તપાસ માટે, **યુરીટરો—સીસ્ટોસ્કોપ.**

૪૬) પીશાબના ધુકકાની તપાસ માટે, **સીસ્ટોસ્કોપ.**
આ માટે જુઓ ચીત્ર **એકત્રીસમું.**

૪૮) મરદની પીશાબની નળીની તપાસ માટે, **યુરીથ્રોસ્કોપ.**

૪૮-ક) સ્ત્રીની યોનીની તપાસ માટે, **વેજાઇનોસ્કોપ.**

૪૮-ખ) સ્ત્રીનાં ગર્ભસ્થાનની તપાસ માટે, **હીસ્ટરોસ્કોપ.**

આ જુદાં જુદાં ઓજારોને **સ્કોપ** કહે છે, કારણ કે એ ઓજારોની મદદે. એ અવ્યવોમાં વીજળીની બતી દાખલ કરી, તેઓની ખાત્રી પુર્વક તપાસ કરી શકાય છે. એ ઉપરાંત, બીજાં ઘણા ઓજારો, સ્પેશીયાલીસ્ટ ડાકટરો સયન્ટીફીક ચીકીત્સા કરવા ઉપયોગમાં લે છે.

## દરદ ખરેખર ગરમીનું છે કે પરાયું છે, તેની ડીફરેન-સીયલ ડાએગનોસીસ—ખાત્રી પુર્વક ચીકીત્સા.

આ જુદા જુદા સ્કોપ શીવાય બીજાં અનેક જાતનાં ઓજારો, સાયન્ટીફીક ડાએગનોસીસ યા ચીકીત્સા કરવા માટે, ઉપયોગમાં લેવાય છે. એ ઓજારો વાપરવાનો ખાસ અનુભવ તો સ્પેશીયાલીસ્ટો ધરાવે છે. જેથી કરી માથાંથી પગ સુધી ઉપજતા સોજા ખરેખર ગરમીના ચેપને લીધે થયા છે, કે બીજાં કોઇ અલફાતુ કારણને લીધે થયા છે, તેની ખાત્રી થઇ શકે. આપણે ગરમીના દરદને **"નકલી દરદ"** ની ઉપમા આપી છે તેથી એની ચીકીતસામાં ઘણીજ સંભાળ લેવી પડે છે. સ્પેશીયાલીસ્ટો એવ, હજારો દરદીઓ તથા દરદોના અનુભવ ઉપરથી, ચોકકસ અનુમાન બાંધી ખાત્રી પુર્વક ચીકીત્સા કરે છે.

## ગરમીના દરદની ૧-૬) ખાસ કસોટીઓ, ખાત્રીપુરવક ચીકીત્સા, તેમજ સારવારની અસર જાણવા માટે, વપરાય છે.

## ૧) ગરમીના જંતુઓ (સ્પાઇરોકીટ પૅલીડા) ની હાજરી.

આપણે આગળ જોયું કે, ગરમીનાં દરદના ખાસ જંતુઓને સ્પાઇરો-કીટ પલીડા કહે છે. જુઓ ચીત્ર ચોવીસમું. હવે, ગરમીની કઠણ ચાંદીમાંથી વહેતી રસીને સંભાળ ભરી રીતે લઇ, સુક્ષમદર્શક યંત્ર નીચે તપાસતાં, એ જંતુઓ માલમ પડે છે. ચાંદી ઉપરાંત, લોહી તથા જુદા જુદા પ્રવાહીઓ, (૧-૮) જુઓ પાંનું ૨૧૨) માં પણ એ જંતુઓ આવે છે. ને એ ઉપા-

રાંત, શરીરના જુદા જુદા ભાગો ને અવયવોમાંના પોચા સોજાઓમાંની રસીમાં પણ એ જંતુઓ માલમ પડે છે. ગરમીના કેટલાક દરદીઓમાં, તેમજ ચોકકસ તબકકાઓમાં, આ જંતુઓ માલમ નથી પડતા. પણ બીજી કસોટીઓ માલમ પડે છે. ત્યારે ચોકકસ ચીન્હોની હાજરીને લીધે ગરમીના દરદની ચીકીત્સા કરી શકાય છે. સારવારની અસર જાણવા માટે પણ આ કસોટી કામ લાગે છે.

## ૨) લોહીની ખાસ કસોટી—વાસરમાન ટેસ્ટ.

ગરમીના દરદીના લોહીની તપાસ ઉપરથી, તેનું લોહી ચેપી છે કે સ્વચ્છ છે તે માલમ પડે છે. કેટલાક ગરમીના દરદીઓમાં, ચેપ હોવા છતાં, આ કસોટી માલમ નથી પડતી, એટલે કે લોહી સ્વચ્છ માલમ પડે છે; પણ ચોકકસ ચીન્હોની હાજરીને લીધે, ગરમીના દરદની ચીકીત્સા કરી શકાય છે, તથા બીજી કસોટીઓ મલે છે. સારવારની અસર જાણવા માટે પણ આ કસોટી કામ લાગે છે.

## ૩) પ્રેસીપીટેશન ટેસ્ટસ—લોહીની રસાયણીક તપાસ.

૨) વાસરમાનટેસ્ટ સીવાય, લોહીની બીજી ખાસ રસાયણીક કસોટીઓ કરવામાં આવે છે, જેનાથી પણ લોહી ચેપી છે કે સ્વચ્છ છે તે પારખી શકાય. ઉપલી કસોટીઓ માફક, આ પણ કેટલાક દરદીઓમાં નથી મળતી.

## ૪) સેરીબ્રો—સ્પાઇનલ ફ્લુઇડ—ભેજાં ને જ્ઞાનરજજુમાં વહેતા પ્રવાહીની કસોટી.

બીજું ચીત્ર જોતાં માલમ પડશે કે ભેજાં ને જ્ઞાનરજજુ ઉપરથી તે નીચે સુધી ચાલુ સંબંધ ધરાવે છે. હવે એ ભાગોને ભીનાં રાખવા માટે એ ભાગોની આસપાસ પ્રવાહી ફરતો રહે છે, જેને સેરીબ્રો—સ્પાઇનલ ફ્લુઇડ કહે છે. તેથી એ ભાગોમા ગરમીના સોજા હોય છે તો એ પ્રવાહી સોયા વડે કમ્મરમાંથી બહાર કહાડવામાં આવે છે. જે માટે સોયો કમ્મરનાં કાંહાની નીચલી હદે દાખલ કરવામાં આવે છે, ને એ પ્રવાહી વહેવા માંડે છે જેને, એકઠો કરી, ચોકકસ કસોટી કરવામાં આવે છે.

આગલી કસોટીઓ માફક, આ પણ કેટલાક દાખલામાં નથી મળતી, સારવારની અસર જાણવા માટે પણ આ કસોટી કામ લાગે છે.

## ૫) ચામડીની કસોટી—ક્યુએટીન ટેસ્ટ.

ચામડીની અંદર ચોકકસ પદાર્થ દાખલ કરવામાં આવે છે તો કેટલાક કલાક પછી ચામડીપર ચોકકસ જાતની ગરમી ફુટી નીકળે છે. જે ઉપરથી ગરમીની હાજરી માલમ પડે છે. આ કસોટી ચોકકસ તબકકાઓમાંજ કામ લાગે છે. સારવારની અસર જાણવા માટે પણ આ કસોટી કામ લાગે છે.

## ૬) પીશાબની કસોટી.

દરેક ગરમીના દરદીની પીશાબની કસોટી કરવાનું અવષ્યનું છે. કારણ કે તેથી ગરમીના દરદની ચીકીત્સા, તેમજ સારવાર કરવામાં મદદ મળે છે. ચોકકસ દવાઓ આપવી કે નહી, તથા શું પ્રમાણમાં આપવી તે પીસાબની કસોટી ઉપરથી માલમ પડે છે. એ ઉપરાંત, દવાઓ શરીરમાં ફરી પીશાબને રસ્તે બહાર નીકળે છે, તે શું પ્રમાણમાં કેટલા દીવસ સુધી નીકળવાનું ચાલુ રહે છે, તે પણ એ કસોટી ઉપરથી માલમ પડે છે.

## તેજા ગરમીની સાયન્ટીફીક ચીકીત્સા માટે અનેક ઓજારો તથા કસોટીઓ, સ્પેશીયાલીસ્ટો વાપરે છે.

સમજુ વાંચકો આટલા ઉપરથી જોઇ શકશે કે ગરમીના દરદની સાયન્ટીફીક ચીકીત્સા ખાતર, તથા સાયન્ટીફીક સારવારનું ખાત્રી પુર્વક પરીણામ જાણવા ખાતર, સ્પેશીયાલીસ્ટ ડોકટરો કેટલી સંભાળ લે છે. ને ગરમીના માથાંથી પગ સુધીના સોજાઓની ચોકકસ તપાસ માટે અનેક જાતના ઓજારો રાખે છે. એ ઉપરાંત ગરમીના જંતુઓની તપાસ માટે સુક્ષ્મદર્શક યંત્ર રાખે છે. તથા દરદીના ચેપી લોહી ઇ૦ ની જુદી જુદી કસોટીઓ માટે જુદાં જુદાં ઓજારો રાખે છે. એ ઓજારો કેમ વાપરવા તથા કસોટીઓ કેમ કરવી, એનું જ્ઞાન ધરાવવા ઉપરાંત, પોતાની વરસોની મેંહેનતે મેળવેલો અનુભવ ઉપયોગમાં લે છે. એવો અનુભવ મેળવવા માટે યુરોપ ઇ૦ સુધરેલા દેશોમાં ખાસ ખાતાંઓ તથા હોસ્પીટલો સ્થપાયલી છે. હવે એટલું યાદ રાખવું કે અનુભવી સ્પેશીયાલીસ્ટો પોતાના આવા અનુભવ ઉપરથી ગરમીના દરદોની ચીકીત્સા વાજબી રીતે કરી શકે છે, જયારે બીન અનુભવીઓ ખોટી ચીકીત્સા કરી સારવાર પણ ખોટી કરે છે.

## નાડી તપાસપરથી ઘણું જુજ જાણવાનુ મળે છે. ફક્ત નાડી તપાસપરથી ગરમોનાં દરદની ચીકીત્સા કરવી, વાહીયાત લેખાય.

આ દેશમાં કહેવાતા નાડી વૈદો ને હકીમો એવો બેવકુફાઇ ભર્યો ને ઘેલો દાવો કરે છે કે નાડી પરીક્ષાથી ગમે એવું દરદ એ લોકો પારખી શકે છે. એવો વાહીયાત દાવો કોઇ પણ ભણેલો યા સમજુ આદમી માની ન શકે. એનુ કારણ ખુલ્લું છે. નાડી પરીક્ષાથી ખરેખર તો ઘણુંજ થોડુ જાણવાનું મળે છે દાખલા તરીકે નાડી પરીક્ષાથી (૧) લોહીની નળીની સ્થીતી કેવી છે તે માલમ પડે છે. (૨) નળીની અંદર લોહીની સ્થીતી તથા ગતી કેવી છે તે માલમ પડે છે. તથા (૩) હૃદયના ધબકારા નળીમાં માલમ પડે છે, જેને અંગ્રેજીમાં પલ્સ કહે છે. હૃદયના ચોકકસ દરદો પણ માલમ પડે છે. **આ સીવાય બીજું જાણવાજોગ કાંઇ પણ નાડી તપાસ ઉપરથી માલમ નથી પડી શકતું.** નાડી વૈદોનો દાવો ઘેલો છે, એટલુંજ નહી, પણ નાડી કેમ તપાસવી એટલી પણ એ લોકને શુદ્ધી નથી. દાખલા તરીકે પાંચમાં ચીત્રની જમણી બાજુએ જમણા હાથમાં દેખાડેલી લોહીની નળીઓ જોવાથી માલમ પડશે કે, જમણા હાથની બહારની બાજુએ જે એક મોટી લોહીની ધોરી નસ છે, તે પહોંચાના ભાગપર આવતા માંસની અંદરથી નીકળી ચામડીની નીચે આવે છે, તે જીવતા આદમીમાં ધબકારા મારતી માલમ પડે છે. ને શીખેલા ડાકટરો એના ઉપર આંગળી મુકી નાડી તપાસે છે. **જયારે એક નીયમ તરીકે નાડી વૈદો ને હકીમો પોતાની આંગળી પહોંચાંની વચ્ચેજ મુકે છે કે જયાં નાડીહોતીજ નથી, ને એવી રીતે પોતાનું અજ્ઞાન દેખાડે છે.** ને દરદીઓને ઉલ્લુ બનાવે છે. વધુ પાંચમું ચીત્ર જોવા ઉપરથી ખુલ્લે ખુલ્લું દેખાશે કે, એ જમણા હાથની નાડીને હાથ સીવાય બીજા ભાગ સાથે **સીધો સંબંધ નથી,** તો પછી કોઇ પણ એમ દાવો કરે કે હાથની નાડી પકડવાથી ભેજાંનો યા ફેફસાનો સોજો માલમ પડે, તો તેવા ઢોંગી તથા અભણને શું ઉપમાં આપવી જોઇયે? કયાં પાશ્ચીમાત્ય સયંટીફીક વીદયા ને કયાં નાડી પરીક્ષાનું ધતીંગ?

## નાડી તપાસ કે ગાંડા તપાસ ?

નાડી પરીક્ષાની સરખામણી તો આવી રીતે થઇ શકે, ધારો કે એક હવેલીને પાંચમે માળે ચોર ભરાઇને નુકશાન કરી રહયો છે, ત્યારે તે ચોરને પકડવા પોલીસ ભોંયતળીયે તપાસ કરી ચાલી જાય ને રીપોરટ કરે કે ચોર તો હવેલીમાં છેજ નહી, એમાં જેટલી અકકલ પોલીસ વાપરે તેટલીજ અકકલ નાડી તપાસવાવાલા વૈદો ને હકીમો રોજબરોજ વાપરે છે. દરદ હોય ભેજામાં, તો હાથ પકડીને નાડી તપાસી ચીકીત્સા કરવી, એને વાહીયાત નહી તો શું લેખીએ ?

નાડી મોર કે તીતરની ચાલે, યાતો ગધેડાં કે ખચ્ચરની ચાલે ૪૦ જુદાં જુદાં પ્રાણીઓની ચાલે ચાલે છે ! એવી એવી હસવા સરખી રીતે **નાડી તપાસ** થાય છે, એજ નાડી વૈદો ને હકીમોનું અજ્ઞાન પુરવાર કરે છે. એ નાડી તપાસ કે ગાંડી તપાસ લેખાય ?

## આયુરવેદમાં તેજા ગરમીનું કાંઇપણ વીવેચન નથી, કારણકે તે જમાનામાં એ દરદ હસ્તીમાં નહોતું.

વધુ આપણે ૧૯૨) મે પાને જોઇ ગયા કે તેજાં ગરમીના દરદ વીશે અસલી લોકો અંજાણ હતા. તેથી કરી આયુરવેદમાં આ રોગની ચીકીત્સા વીશે કાંઇ પણ આપ્યું હેય એમ કહેવું વાહીયાત લેખાય. જો આયુરવેદીક વખતમાં એ રોગની હસ્તીજ નહોતી, તો એ રોગની ચીકીત્સા યા સારવારનો કેવી રીતે આયુરવેદમાં સમાવેશ થઇ શકે ?

એજ પ્રમાણે અસલ યુનાનીઓને પણ એ દરદ માલમ નહોતું, તો યુનાની ગ્રથોમા એ રોગની ચીકીત્સા તથા સારવારનો કેમ સમાવેશ થઇ શકે ? આ સર્વ ઉપરથી સમજુઓ જોઇ શકશે કે ગરમીના દરદના જ્ઞાન વીશેનો વૈદો ને હકીમોનો દાવો **બીલકુલ** ખોટો છે. તથા એ દરદ વીશે જાહેર છાપાઓમાં જે **જાહેર ખબરો આવે છે તે બીલકુલ જુઠી છે.**

## ગંભીર પરીણામો તથા કમોતો ઉપજાવતાં ગરમીના દરદની સાયન્ટીફીક ચીકીત્સા કરાવવાની આવશ્યકતા.

હવે આ ઠેકાણે ગરમીના દરદીની ચીકીત્સા વીશે જાસ્તી બોલવાની જરૂર નથી. પણ સમજુઓને બે બોલ કહેવાની જરૂર જોઇએ છે. ગરમી જેવા કનીષ્ટ રોગના ગંભીર પરીણામો આવે છે, માથાંથી પગ સુધીના

તરેહવાર સોજાઓ ઉપજાવે છે, તથા કમોતો નીપજાવે છે. તો એ જાણી એવા હાનીકારક દરદની વાજબી સાયન્ટીક ચીકીત્સા એકદમ કરાવવી જોઇયે. તથા એવી ચીકીત્સા નકકી થતાનેવાર તુરતજ સાયન્ટીફીક સારવાર કરાવવી જોઇએ. આ નીયમ પ્રમાણે વર્તવાથી, જેમ દરદી સાજો થશે, તે પ્રમાણે પોતાના કુટુંબ, કોમ, તથા દેશમાં આ સડેલા દરદનો ફેલાવો કરતો અટકાવી શકશે. એજ નીયમ પ્રમાણે સુધરેલા દેશોના લોકો વર્તે છે.

## પોચી ને કઠણ ચાંદીની ચીકીત્સા. બદી, નાસુર ઇ. નો ગલ્બો.

૧૮૭) થી ૧૮૯) પાના વાંચવા ઉપરથી, પોચી ને કઠણ ચાંદીના મીશ્ર ઇ. તથા ચીકીત્સા વીષે લખ્યું છે તેપર પાછું ધ્યાન ખેંચવાનો જરૂર છે. ને હાલ જાસ્તી બોલવાની જરૂર નથી.

બદી, નાસુર, ઇ. દરદો ગરમીના દરદીપર સહેલાઇથી ગલ્બો કરે છે. તો એ દરદોની વાજબી ચીકીત્સા કરવાથીજ, વાજબી સારવાર થઇ શકે.

——:o:——

## પ્રકરણ ૩૨ મું.

--(:o:)--

### તેજા ગરમીની સંપુરણ સાયન્ટીફીક સારવાર માટે ૬૦૬) યાતો ૯૧૪) તથા બીજી ચોકકસ દવાઓનો ઉપ્યોગ. જેથી ગરમીના ચેપી જંતુઓ ને ઝહેરનો નાશ થાય છે, ને દરદીઓ સાજા થાય છે.

તેજા ગરમીના દરદની સારવાર વીષે બોલતાં જે પોચી ચાંદીને વીષે કહયું હતું તે પાછું હીઆં કહેવું પડે છે. એટલે કે "આ જગાએ સારવાર ઉપર લંબાણ વીવેચન કરવાની જરૂર નથી, કારણ કે અનુભવીઓ તો સારવાર સમજે છે, તથા બીન અનુભવીઓ કોઇપણ દરદીની સારવાર કરવા માટે નાલાયક છે. તેથી દરદીઓએ જો જલદી સારૂં થવું હોય તો અનુભવી સ્પેશીયાલીસ્ટ ડાકટરની સલાહ લેવી જોઇએ, ને પોતાના તથા બીનઅનુભવીઓના હાથે પોતાના દરદમાં વધારો ને બીગાડો ન કરવો જોઇએ." આટલું છતાં, તેજા ગરમી જેવાં "નકલી" ને "કપટી" રોગના પરીણામો ઘણા ભયંકર ને પ્રાણઘાતક હોવાથી, એ દરદની સાયન્ટીફીક સારવાર વીષે ટુંક વીવેચન કરવાની જરૂર જોઇયે છીયે. ખાસ કરી, પેલી જગજાણીતી થયલી ૬૦૬) નમ્બરવાળી દવા વીષે આપણે બોલીશું.

### ૬૦૬) તથા ૯૧૪) નમ્બરવાળી દવાઓની બનાવટ—રસાયણીક, તેથી કોઇ રીતે એની સામે ધર્મ બાધ ન હોઇ શકે.

૬૦૬) તથા ૯૧૪) નમ્બરવાળી દવાઓ શાની બનેલી છે? એ દવા ચોકકસ રસાયણીક પદાર્થમાંથી બનાવવામાં આવે છે. એને જો કે લોકો સાધારણ રીતે "રસી" કહે છે, પણ એમાં કોઇપણ જાતના જીવતાં યા મુવેલાં પ્રાણી અથવા તો જંતુનો કાંઇપણ અંશ આવતો નથી. એટલે કે એ દવા રસાયણીક હોવાથી, હીંદુ ધર્મ બાધ એ સામે ન હોઇ શકે. અભણ હીંદુઓ વખતે એમ ધારે છે કે, કેટલીક બીજી "રસી" ઓ માફક એમાં પણ જાનવરી પદાર્થ આવે છે, તેથી ધર્મભ્રષ્ટ થાય. પણ એ

રસાયણીક પદાર્થ હોવાને લીધે, એવી ખોટી માન્યતા કોઇપણ ધાર્મીક હીંદુએ ધરાવી ન જોઇએ, ને તેથી વગર ફીકરે, ગરમીના દરદની સારવાર માટે, ૬૦૬) તથા ૯૧૪) દવા ઉપ્યોગમાં લેવી જોઇએ.

## ૬૦૬) તથા ૯૧૪) નમ્બર શા માટે એ દવાઓને આપવામાં આવ્યા છે?

૬૦૩) નું નમ્બર આ દવાને શા માટે આપવામાં આવ્યું? એ દવાના જગમશહુર જરમન શોધકે અનેક અખતરાઓ કરી, ૬૦૫) જાતની દવાઓ ગરમીના ચેપનો નાશ કરવા માટે શોધી કહાડી, પણ તે સર્વ કેટલેક દરજજે નીશફળ નીવડી, ને આખરે, ૬૦૬) થી દવા ગરમીનો ચેપ મારવામાં અકસીર માલમ પડી. એટલેથી એ શોધક બેસી ન રહયો, પણ પોતાની શોધ તથા અખતરાઓ ચાલુ રાખ્યા, ને આખરે, ગરમીના ચેપનો નાશ કરવા માટે ૯૧૪) નમ્બરવાળી દવા શોધી. ગયે વર્ષે એ જરમન વીદવાન ગુજરી ગયો. તોપણ બીજા વીદવાનોએ, એજ કીસમના અખતરા કરવા ચાલુ રાખ્યા છે. ને વળી નવી શોધો થાય તો આપણે અજાયબ ન થવું જોઇએ.

## ૬૦૬) ને ૯૧૪) દવાઓ, ૧-૭) રીતે દરદીના શરીરમાં દાખલ કરી શકાય છે.

એ ૬૦૬) ને ૯૧૪) નમ્બરવાળી દવાઓ ઘણી રીતે દરદીના શરીરમાં દાખલ કરી શકાય છે. દાખલા તરીકે,

૧) પીચકારી વાટે, કાળી શીરામાં ઇન્જેકશન આપવામાં આવે છે.

૨) પીચકારી વાટે, માંસમાં ઇન્જેકેશન આપવામાં આવે છે.

૩) પીચકારી વાટે, ચામડીની નીચે ઇન્જેકટ કરાય છે.

૪) પીચકારી વાટે, જ્ઞાનરજજુના તથા ભેજાનાં ગરમીના દરદ માટે, જ્ઞાનરજજુમાં ઇન્જેકટ કરવામાં આવે છે.

૫) પીચકારી વાટે, ભેજાનાં ગરમીનાં દરદો માટે ખોપરીમાં ઓપરેશનથી બાકોરૂં પાડી, ભેજામાં ઇન્જેકટ કરવામાં આવે છે.

૬) સફરાને રસ્તે, સપોઝીટરી તરીકે દાખલ કરવામાં આવે છે.

૭) મોંહને રસ્તે, સાધારણ દવા માફક આપવામાં આવે છે. ૬) તથા ૭) ની પીચકારી કરતાં અસર ઘણી કમી થાય છે.

## પીચકારીથી મારેલી દવા, હવાઇ વીમાનની ઝડપે, તથા મોંહ યા સફરેથી આપેલી દવા ખટારાની માફક આસ્તે, શરીરમાં ફેલાય છે.

પીચકારી વાટે આપેલી દવા, આખા શરીરમાં લોહીને રસ્તે તુરતજ ફરવા માંડે છે. સરખામણી સારૂં એમ કહીએ કે, પીચકારી વાટે દવા આખાં શરીરમાં હવાઇ વીમાનની ઝડપે ફરવા લાગે છે, જયારે મોંહ યા સફરાને રસ્તે આપેલી દવા ખટારાની માફક આસ્તે આસ્તે લાંબી મુદતે શરીરમાં ફરવા લાગે છે. ને કમી અસરકારક નીવડે છે. એથી કરી ગરમીના દરદની સારવાર માટે, એક નીયમ તરીકે, દવા પીચકારી વાટેજ આપવામાં આવે છે. તેથી ચેપ ઉપર અસર ઝડપી અને પ્રબળ થાય છે ને દરદ ઝટ સાજુ થાય છે.

## ૬૦૬) યા ૯૧૪) ની દવાની કેટલી પીચકારીઓથી ગરમીનું દરદ બીલકુલ સાજું થાય? કમમા કમ ૬) થી ૭) પીચકારીઓનો કોર્સ લેવો જોઇયે.

૬૦૬) યા ૯૧૪) ની કેટલીક પીચકારી મારવી જોઇએ કે જેથી દરદ **બીલકુલ સાજું થાય?** સમજુઓ તો કબુલશે કે, શરીરમાં ગરમીનો ચેપ દાખલ થતાંને વાર, જો પીચકારીથી સારવાર શરૂ કરવામાં આવે તો, ખુદરતી રીતે થોડી પીચકારી મારવી પડે, ને **વખતના વહેવા સાથે ચેપનું જોર વધે, તેથી વધુ પીચકારી મારવી જોઇએ.** દાખલા તરીકે, આપણે ૨૮) માં પ્રકરણમાં જોયું કે "સાધારણ જન્તુઓની વસ્તી એવી રીતે વધે છે કે ૨૪) કલાકમાં, ફકત એક એ જંતુ લાખો જન્તુઓ પેદા કરી શકે છે" હવે એટલું યાદ રાખવું કે **એકી વખતે એક પીચકારીથી ચોકસ પ્રમાણમાંજ** ૬૦૬) યા ૯૧૪) ની દવા આપી શકાય. તેથી કરી જો કમમાં કમ, ગરમીના શરૂઆતના તબક્કામાં ૬) થી ૭) પીચકારીઓ મારવામાં આવે તોજ, ગરમીનો ચેપ સદંતર નાબુદ કરી શકાય.

## એક, બે, યા ત્રણ પીચકારીઓથી દેખીતાં ચીન્હો નાબુદ થાય છે, પણ લોહીમાં ચેપ તો છુપાઇ રહે છે.

લોકોમાં એવી મોટી માન્યતા હસ્તી ધરાવે છે કે ૧) યા ૨) પીચકારીથી આ દરદ બીલકુલ સાજુ થઇ શકે છે, તે માન્યતા ખોટી છે, ૧) યા ૨) થી ગરમીના ચોકક્સ દેખીતાં ચીન્હો નાબુદ થાય છે ખરાં. પણ ગરમીનો ચેપ તો લોહીમાં યા શરીરનાં જુદા જુદા ભાગોમાં છુપાઇ રહે છે. તથા એ કપટી દરદ એક બે યા ત્રણ પીચકારી પછી પાછું વેહેલે યા મોડે ફુટી નીકળે છે. એમાં વાંક દવાનો નથી પણ દરદીનો તથા તેના ડાકટરનો છે. ઘણા દરદીઓને ચમતકાર જોઇયે છે, ને તેથી એવા ઘેલાઓ ફકત બહારના ચીન્હો દપટ પડવાથી બેદરકાર બને છે, તથા મોડેથી, જ્યારે વધારે ગંભીર પ્રકારમાં દરદ ફુટી નીકળે છે ત્યારે એઓની સુધ્ધી ઉંઘડે છે, ને ફોકટનો પસ્તાવો કરે છે. ઘણા ડાકટરો દરદીને સમજાવે છે કે એક બે યા ત્રણ પીચકારીમાં ગરમીનું દરદ બીલકુલ સાજુ થાય છે. પણ એમ કહેવું તેઓનું અજ્ઞાન તથા આ દરદના તથા દવાઓના લાંબા અનુભવની કોતાહી દેખાડે છે. હમારે ત્યાં એવા નીરાશ થયલા ઘણા દરદીઓ આવી ગયા છે ને આવે છે, કે જેઓ એવી ફરીયાદ કરે છે, કે પોતાના ડાકટરોએ એક, બે, યા ત્રણ પીચકારીથી દરદ સદંતર સારૂં કરવાની ખાત્રી આપવા છતાં, ફકત ચીન્હો કેટલોક વખત દપટ પડી, તે પછી દરદ પાછું ઉભરી નીકયું હતું. તેથી અમે સર્વ દરદીઓને ભલામણ કરીશું કે જેઓએ ફકત ૨, ૩, પીચકારી લીધી હોય તેઓએ આખો કોર્સ અનુભવીને હાથે બનતી ઝડપે લેવો. એવી ખાત્રી આપનારા ડાકટરોનો આ દરદ તથા દવાઓ બાબેનો અનુભવ બહુ જુજ હોવો જોઇએ. દુનીયાના બધા જાણીતા સ્પેશીયાલીસ્ટો પોતાના દરદીઓને એવી સલાહ આપે છે કે ગરમીના દરદનું એક પણ ચીન્હ માલમ પડતાં, તુરતજ યા બનતી ઝડપે ૬૦૬) યા ૯૧૪) ની કમમાં કમ ૬)–૭) **પીચકારીઓનો કોર્સ લેવો જોઇયે, તથા તેની સાથે સાથે ને પછી બીજી ચોકક્સ દવાઓ પણ લેવી જોઇએ, તો ગરમીનો ચેપ ખાત્રીથી મારી શકાય**, તથા એવીજ સલાહ હમે પણ હમારા દરદીઓને આપીયે છે. જ્યારે કમમાં કમ હદ ૬) થી ૭) માં આવી રહી છે, ત્યારે દરદ જેમ જુનું થતું જાય છે તેમ, ૧૦), ૧૪), ૨૧), થી ૩૦) યા વધુ પણ પીચકારીઓ, સ્પેશીયાલીસ્ટો જરૂર પડવે આપે છે. જેમ દરદ જુનું ને

**વધારે પ્રબળ થાય છે, તેમ દવા વધારે પ્રમાણમાં આપવી પડે છે એમાં તો કાંઇ નવાઈ નહી.** પીચકારીથી દવા શું પ્રમાણમાં, તથા કેટલા દીવસને આંતરે આપવી, તથા કેવા દરદીઓને કેવા સંજોગોમાં નહી આપવી, એ ઇ૦ બીજી બારીકીઓ સ્પેશીયાલીસ્ટોજ નકકી કરી શકે.

## મરદ, સ્ત્રી, તથા બાળક માટે દવાના જુદાં જુદાં પ્રમાણ.

મરદો, સ્ત્રીઓ, તથા બાળકો કે જેઓને વારસે ગરમીનો ચેપ ઉતરેલો હોય છે, તેઓ સર્વ માટે જુદુ જુદુ દવાનું પ્રમાણ પીચકારીથી ઇન્જેકટ કરવામાં આવે છે. સ્ત્રીઓને મરદ કરતાં, ને બાળકોને સ્ત્રીઓ કરતાં ઓછાં પ્રમાણમાં, દવા ઇન્જેકટ કરવામાં આવે છે. **ગર્ભવંતી સ્ત્રીઓને દવા ઇન્જેકટ કીધાથી, જેમ ગર્ભપાત થતો અટકે છે, તેમ વળી ગર્ભમાં ગરમીના ચેપનો નાશ થાય છે. તેથી બાળક તનદરૂસ્ત જન્મે છે. એજ પ્રમાણે ધવાડનારી ચેપી માતાને પણ ઇન્જેકટ કીધાથી માતા તેમજ બાળકની તનદુરૂસ્તી જળવાય છે.**

## ૬૦૬) માં ૯૧૪) ઉપરાંત, બીજી દવા આપી ગરમીના ચેપનો સંપુરણ નાશ.

૬૦૬) યા ૯૧૪) ઉપરાંત, બીજી ચોકકસ દવાઓ પણ ગરમીના ચેપનો નાશ કરવા અપાય છે. એનું કારણ એ કે, ૬૦૬) **યા ૯૧૪) ની સાથે આ બીજી દવાઓ મળીને એક એકને મદદ કરે છે, ને જંતુઓ તથા સોજાઓનો નાશ કરવામાં ફતેહમંદ નીવડે છે,** તેથી, એક નીયમ તરીકે, જગમશહુર સ્પેશીયાલીસ્ટો ૬૦૬) યા ૯૧૪) ઉપરાંત, આ બીજી દવાઓ પણ પોતાના દરદીઓને આપે છે. એવીજ સલાહ હમારા દરદીઓને હમેશ આપીયે છીએ. હવે આ બીજી દવાઓ પણ, **પીચકારી યા મોંહ વાટે આપી શકાય છે.** જે દરદીઓથી પીચકારી લેવા માટે વખત ફાલતુ ન પડે તો, તેઓને માટે, મોંહથી પીવાની દવા, ગોળી, ઇ૦ આપવામાં આવે છે, કે જેથી ગરમીના ચેપનો સંપુરણ નાશ થાય છે. આ સર્વ દવાઓની અસર કેટલી થઇ છે, તે માટે આગળ જણાવેલી કસોટીઓ સ્પેશીયાલીસ્ટો કરે છે, તે ખાત્રી કરે છે કે દરદ નાબુદ થયું છે યા નહી.

## ચેપ મારનારી દવાઓ સીવાય, તેજા ગરમીના માથાંથી પગ સુધીના પરીણામોની વાજબી સાયન્ટીફીક સારવાર માટે ઉપયોગમાં લેવાતા અનેક ઉપાયો ને સાધનો.

અત્યાર સુધી, આપણે તેજા ગરમીની સારવાર માટે ચોકકસ દવાઓ વીષે બોલ્યા છીએ. પણ એ દરદના ભયંકર પરીણામો જે માથાંથી પગ સુધી શરીરના કોઇપણ ભાગને હેરાન કરે છે, એ સર્વેની સારવાર માટે, અનેક જાતનાં ઓજારો વાપરવમાં આવે છે તથા અનેક જાતના ઓપરેશન્સ યા વહાડકાપ કરવામાં આવે છે. દાખલા તરીકે ૧) ચીત્ર અઠાવીસમાં ઉપલા જડબામાં બાકોરૂં પડેલું છે તેવા દરદીનો અવાજ ગુંગળો બને છે, ત્યારે તે માટે શું કરવું જોઇયે ? એ માટે ખાસ ઓબ્ટયુરેટર યા પરદો બનાવવામાં આવે છે, કે જે એ બાકોરૂં ઢાંકી નાખે છે, ને અવાજ લગભગ અસલ જેવો બનાવે છે. ૨) ચીત્રો સતાવીસ તથા અઠાવીસમાં નાખનાં હાડકાંઓનો નાશ થયો છે, તો તે માટે શું કરવું ? આજની સાયન્ટીફીક કળા એટલી આગળ વધી છે કે જુનાં કરતાં ફાંકડું નવું નાખ બનાવી શકાય છે, તે એવું કે સાધારણ લોકો તે પારખી નથી શકતા. ગઇ ખુન ખાર લડાઇને લીધે, હજારો લડવૈયાઓનાં ચેહેરા, નાખ, જડબાં, ૪૦ નો દારૂગોળાથી નાશ થયો હતો. તેઓને ચેહેરા, નાખ, જડબાં, નવાં મુકવામા આવ્યાં છે, જે અસલ કરતાં પણ બહેતર લાગે છે. ૩) ઘણાક દાખલાઓમાં, વહાડકાપ કરી સડી ગયલા ભાગોને છુટા કરવા પડે છે, નહી તો સડો વધ્યા કરે. ૪) માથાંથી પગ સુધીના સોજાના જુદાં જુદાં પરીણામોની યોગ્ય સારવાર માટે અનેક જાતના ઓજારો તથા સાધનો દરદીઓને આપવાં પડે છે. આ સર્વ તો સ્પેશીયાલીસ્ટ ડાકટરોને માલુમ હોવાથી અત્રે વર્ણવાની જરૂર નથી. ફક્ત સમજુ વાંચકોનું ધ્યાંન ખેંચવાની જરૂર છે કે ફકત દવામાં, સાયન્ટીફીક સારવાર નથી સમાઇ ગઇ. ઘણા દરદીઓ બનતી ઝડપે સંપુર્ણ સાયન્ટીફીક સારવાર નથી કરાવતા, તેઓને વેહેલા યા મોડે, ગરમીના ગંભીર પરીણામો સહન કરવાં પડે છે. એવા પરીણામોની વાજબી સારવાર માટે, દવા ઉપરાંત હજાર જાતનાં યોગય સાધનો ઉપયોગમાં લેવા પડે છે.

## કેટલાક દરદીઓને ૬૦૬) યા ૯૧૪) ની દવા નથી આપી શકાતી, તેઓની સારવાર માટે બીજી દવાઓ વપરાય છે.

કેટલાક દરદીઓના હૃદય ઇ૦ અવ્યવોનાં ચોકકસ બગાડાને લીધે ૬૦૬) યા ૯૧૪) વાળી દવાઓ નથી આપી શકાતી, ત્યારે એવા દરદીઓની એ વગર બીજી દવાઓથી સારવાર કરવી પડે છે. પણ આ દવાઓ **ઘણો લાંબો વખત સુધી** ચાલુ રાખવી પડે છે, જેથી આખરે દરદી સાજો થઇ શકે છે. સાયન્ટીફીક સારવાર, હરેક જાતની હરકત છતાં, દરદીને સાજો કરી શકે છે.

## આ દેશના બેદરકાર દરદીઓ માટે હવાઇ વીમાન જેવી ઝડપથી શરીરમાં ફેલાતી પીચકારીની દવા—૬૦૬) તથા ૯૧૪) ની ભલામણ.

છેલ્લે, એટલું ઉમેરવું જોઇયે કે આ દેશના લોકો પોતાની તનદુરસ્તી તરફ ઘણા બેદરકાર રહે છે તથા કમોતે મરે છે. તેથી એવા બેદરકાર દરદીઓને માટે તો સર્વોતમ ઇલાજ તો હવાઇ વીમાન જેવી ઝડપથી શરીરમાં ફેલાતી પીચકારીની દવા ૬૦૬) તથા ૯૧૪) છે. કે જે થોડા વખતમાં દરદ ઉપર અસર કરી શકે છે. જયારે મોંહડેથી પીવાની દવા લાંબો વખત સુધી ચાલુ રાખવાની સબુરી યા દરકાર, આ દેશના લોકોમાં ન હોવાથી, એઓ કંટાળે છે, તેથી તેઓ માટે પીચકારીની દવાનીજ ભલામણ કરી શકાય. હાલમાં લોકો સુધરવા લાગા છે ને પીચકારીના 'સુયા' મુકાવાના ફાયદા સમજવા લાગા છે, જેથી આયંદે દરદીઓને ફાયદોજ થાય છે. બેદરકાર દરદીઓએ પોતાની આસપાસનાઓના ભલાં માટે, ગરમીના સોજાની રસી વહેતી હોય, યાતો એકપણ ખુલ્લો ઘા હોય, તે સર્વ રૂઝાય ત્યાં સુધી તો, પીચકારીની દવા લેવીજ જોઇયે. નહી તો નીરદોષેને, દરદીઓના પાપને માટે ખમવું પડે છે. એજ પ્રમાણે પોતાનાં પાપો માટે નીરદોષ બાળકોને ખમવું પડે છે, તેટલા માટે સર્વ પરણેલાં સ્ત્રી પુરૂષોએ પોતાના દરદની સંપુરણ સારવાર બનતી ઝડપે કરાવવી જોઇએ ને નીરદોષ કુટુંબ તથા બાળકોને ચેપથી બચાવવાં જોઇએ.

## ૬૦૬) તથા ૯૧૪) ની જરમન ઉપરાંત પરાઇ બનાવટો— અસરમાં કેટલીક તફાવત હોય છે.

૬૦૬) તથા ૯૧૪) વાળી દવાઓ જરમન ઉપરાંત ઇંગલીશ, ફ્રેન્ચ, ઇટાલીયન, જાપાનીઝ, અમેરીકન, ઇ૦ ઘણી બનાવટોની આવે છે, એટલું તો દેખીતું છે કે સર્વની અસર બીલકુલ સરખી તો નહીજ હોય શકે. એમાંની કેટલીક ઓછી અસરકારક હોય છે, તેથી છ થી વધુ સંખ્યાની પીચકારી મારવી પડે છે. આ સર્વ જાતની દવાઓના ગુણદોષો સ્પેશીયાલીસ્ટ ડાકટરો તો જાણે છે, તેથી વધુ વીવેચન કરવાની જરૂર નથી—એ ઉપરાંત, **લેભાગુઓને ધુતારાઓ બીલકુલ નકલી ને નકામી બીન અસરકારક દવાઓ બજારમાં વેચે છે, કે જેની સામે ચેતવણી આપવાની જરૂર હમે જોઇએ છે.** ખાત્રી પુરવક દવાઓ માટે તેની કસોટી કરનારા સ્પેશીયાલીસ્ટોની સલાહ તથા સારવાર લેવામાંજ ફાયદો છે.

## ગરમીનાં "કપટી" દરદના પેહેલા ને બીજા તબકકા કેટલાક દાખલામાં આપ મેળે દપટ પડે છે—પાછળથી વધુ જોરમાં ફુટે છે.

આપણે ગરમીનાં દરદ ને "કપટી" તરીકે ઓળખાવ્યું છે, તથા જેયું છે કે, એના પેહેલા ને બીજા તબકકા, કેટલાક દાખલાઓમાં, આપ મેળે નાબુદ થાય છે. તેથી કરી અજ્ઞાન દરદીઓ તેમજ તેઓનાજ જેવા અજ્ઞાન વૈદો ને હકીમો એમ સમજે છે કે દરદ બીલકુલ સાજું થયું. વધુ યાદ રાખવું કે, આવા આપમેળે સાજા થતા તબકકામાં જો અજ્ઞાન વૈદો ને હકીમોએ **બીનઅસરકારક દવા** આપી હોય છે, તોપણ દરદ આપમેળે નબુદ થવા છતાં, વૈદો ને હકીમો તેમજ તેઓના દરદીઓ **ખોટી રીતે** સમજે છે ને સમજાવે છે, કે **એ પરીણામ એઓની "ચમત્કારીક" દવાનું છે,** એટલે ખુદરતની કરામત માટે, કીરતીનો ખોટો દાવો એ અભણો કરે છે. એમાં "ચમત્કાર" જેવું કાંઇજ નથી. ખુદરતી રીતે પેહેલે દપટ પડી **વેહેલે યા મોડે—થોડા મહીના યા વર્ષમાં પાછું વધુ જોરથી એ કપટી દરદ ફુટી નીકળે છે.** ત્યારે વળી એવા દરદીઓ એમ માને છે કે એતો નવું દરદ થયું. ખરેખર તો જુનું કપટી દરદ પાછું ફુટી નીકળ્યું, એમ એઓએ સમજવું જોઇએ. આટલા સારૂ હરેક દરદીએ સ્પેશીયાલીસ્ટ ડાકટરની સલાહ લઇ, તેની પાસે સંપુરણ સાયન્ટીફીક સારવાર કરાવવી, નહીતો નકકી એ કપટી દરદ પાછળથી ફુટી નીકળશે.

## દેશી વૈદો ને હકીમોની કહેવાતી ચમતકારીક દવાઓના પરીણામો—ગરમીના દરદનો વધારો યાતો કમોત.

આપણે આગળ જોયું કે દેશી વૈદો ને હકીમો, મુળમાં ચીકીત્સાજ નથી કરી શકતા, કારણકે એઓ પાસે નાડી તપાસ જેવી વાહીયાત તપાસ સીવાય, કોઇ જાતની ખાત્રીપુર્વક કસોટીઓ તથા સાધનો નથી, તેથી એઓની સારવાર પણ એવીજ નકામી નીવડે છે. એટલુંજ નહી પણ હાનીકારક નીવડે છે, એટલે કે, દરદમાં વધારો થાય છે, તથા ઘણા દાખલાઓમાં દરદીઓ કમોતે મરે છે. વધુ આયુરવેદમાં યા યુનાની ગ્રંથોમાં ગરમીના દરદ વીષે કાંઇપણ વરણન નથી, તેતો આપણે આગળ જોયું છે. એ લોકો મુખ્ય કરી, પારાની દવા "મોંહ આવે" ત્યાં સુધી આપે છે. "મોંહ આવવું" એમાંજ એ લોકો સમજે છે કે, ગરમીની સારવાર મોટે ભાગે સમાઇ જાય છે. એમાંતો કાંઇ શક નથી કે પારાની દવા વાજબી પ્રમાણમાં ગુણકારક છે, પણ **જે ગેરવાજબી પ્રમાણમાં વૈદો ને હકીમો આપે છે, તે પ્રમાણમાં તો દરદ કરતાં દવાના પરીણામ વધારે હાની-કારક આવે છે**, તથા સર્વ ડાકટરોને તો માલમ છે કે રોજીંદા વૈદો ને હકીમોના અનેક દરદીઓ આવી સારવારથી રીબે છે ને કમોતે મરે છે. આપણે ૧૯૨) મે પાને જોયું કે "પારાની દવા તો યુરોપમાં આ રોગ ફાટીઓ ત્યારથી વપરાય છે, તેથી આયુરવેદ યા યુનાનીઓની ખાસ દવા તરીકે પારો ન લેખાય. પારાની દવાતો સર્વેને માલમ છે, પણ તેનું શુ પ્રમાણ લેવું કેવા દાખલાઓમાં વાપરવો યા નહીં ઇ૦ તેતો **અનુભવી-ઓનેજ માલમ છે**" ડાકટરો સીવાય સાધારણ લોકોને પણ પારાના ગેર-વાજબી ઉપ્યોગનાં હાનીકારક પરીણામો રોજીંદા જોવાં પડે છે.

## પારા ઉપરાંત, સોના ઇ૦ કીમતી પણ નીરગુણ દવાઓ.

પારા ઉપરાંત, સોના ઇ૦ કીમતી ધાતુઓનો ઉપયોગ વૈદો ને હકીમો કરે છે. ને એમ ધારે છે કે, સોનાની કીમત મોટી તેથી તેની અસર પણ ગરમીના ચેપપર મોટી હોવી જોઇયે? આને તો આપણે ઘેલી માન્યતા લેખીશું. દવાની અસર તેની કીમતથી તો નથી થતી, પણ તેમાં સમાયલા ચેપોના હાનીકારક રસાયણીક ગુણોથી થાય છે. હમે તો એવા અનેક દર-દીઓ જોયા છે કે જેઓને પારા સોના ઇ૦ મહીનાઓ ને વરસો સુધી આપવા છતાં, આ દેશના કહેવાતા પંકાયલા ને મશહુર વૈદરાજો ને હકીમો

સારા નથી કરી શકયા, એટલુંજ નહી પણ તેઓના દરદમાંતો વધારોજ થયલો, ને કેટલાકો તો એવા નકામાઓ પાછળ હજારો રૂપીઆ ખરચી કમોતે મારીયા ગયા છે. **વધુ એક પણ વૈદ યા હકીમ પછી તે ગમે એવો પંકાયલો હોય તો શું થયું, તેની પાસે એવી એક પણ સાયન્ટીફીક કસોટી નથી, કે જેથી, ગરમીનું કપટી દરદ ખરેખર સાજું થયું છે કે નહી તે ખાત્રીથી કહી શકે.** ગમે એવા વૈદ યા હકીમ ખાત્રી આપે, તે વગર કસોટીની હોવાને લીધે, ફકત તેના **ભેજાંમાંથી ઉપજાવી કાઢેલી લેખાય, ને તેની કીંમત સાયન્સની નજરે જોતાં, કાંઇ નહી લેખાય.** સમજુ દરદીઓએ આ ઉપરથી ધડો લેવાનો છે કે, સાયન્ટીફીક ચીકીત્સા ને સારવાર વગર, અજ્ઞાન વૈદો ને હકીમોની દવા કીધાથી, પોતાની તનદરૂસ્તી ને જીંદગી જોખમમાં આવે છે, ને તેથી સંપુરણ સાયન્ટીફીક સારવાર કરાવી, પોતાની તનદુરસ્તી જાળવવી તથા જીંદગી લંબાવવી.

## જાહેર છાપામાં આવતી રોજીંદી ખોટી ને હાનીકારક જાહેર ખબરો ને સરટીફીકેટો—કસોટી વગરની તેથી કીમત વગરની ને જુઠી. સુધરેલા દેશોમા છાપનાર તથા છપાવનારને સખત સજા.

જાહેર છાપામાં રોજીંદી જાહેર ખબરો આવે છે જેમાં ધુતારા વૈદો ને હકીમો તથા પેટન્ટ દવાવાળાઓ લોકોને સમજાવે છે, કે તેઓ પાસે ગરમીના દરદ માટે ચમતકારીક દવા છે. તથા તેના પુરાવા તરીકે કમઅકલી દરદીઓની નાપાયદાર ને વાહીયાત સરટીફીકેટો આપે છે, ને તેઓનું દરદ સાજું થયું એમ જણાવે છે. આપણે ઉપર જોયું તે પ્રમાણે તો જેવો વૈદ યા હકીમ સાયન્ટીફીક ચીકીત્સા તથા સારવારથી અજ્ઞાન તેવોજ દરદી અજ્ઞાન હોય છે. **ખરેખર દરદ તેજ ગરમીનું છે કે, તથા તે સાજું થયું છે કે નહી, તેની કસોટી અજ્ઞાન વૈદ, હકીમ, યા દરદી કેવી રીતે કરી શકે?** તેથી એવી સાયન્ટીફીક **કસોટી વગર,** એવા એકને બદલે હજાર દરદીઓ જાહેર ખબર આપનારા વૈદો ને હકીમો ને સરટીફીકેટો આપે તોએ એની **કીમત કાંઇ પણ નહી લેખાય.** તેથી સમજુ વાંચકોએ એવી વાહીયાત ભલામણો તથા સરટીફીકેટોથી દોરવાઇ નહી જવું જોઇએ. ને એવી હરેક

**જાહેર ખબર હાનીકારક ને ખોટી સમજવી, તથા સરટીફીકેટ નકામી સમજવી,** નહી તો પોતાના પૈસાની તથા જાનની ખુવારી નકી **થશે.** સુધરેલા દેશોમાં તો એવી જાહેર ખબર છપાવનાર તેમજ છાપનારને સખત સજા થાય છે.

## અણસમજુ દરદીઓને ચેતવણી—સાયન્ટીફીક સારવાર વગર કદી ગરમીના દરદીઓ સાજા થતા નથી.

કેટલાક અણસમજુ દરદીઓ એમ ધારે છે કે ડાકટરને ત્યાં જવાથી પોતાના ઓળખીતાઓનું યા સગાંઓનું ધ્યાન ખેંચાશે, તેથી એઓ આવી ખોટી જાહેર ખબર આપનાર વૈદો, હકીમો, તથા પેટન્ટ દવાવાલાઓના ભોગો બને છે. આપણે આગળ જોયું કે ગરમીનું કપટી દરદ પહેલે છુપું રહી વહેલે યા મોડે, સાયન્ટીફીક સારવારની ગેરહાજરીમાં, નકી જાહેર થાય છે. તેથી કરી **એવા અણસમજુ દરદીઓને આખરે તો ડાકટરની સલાહ લેવીજ પડે છે કારણ કે જાહેર ખબરોમાં આવતી દવાઓમાં એક પણ એવી નથી કે જેથી ગરમીના દરદનો નાશ થઇ શકે.** વખતના વહેવા સાથે ચેપનું જોર વધતું જાય છે, તેના પ્રમાણમાં દવાની પીચકારીઓ વધારે મારવી પડે છે. એટલા વાસ્તે જાહેર ખબરોમાં આવતી બીન અસરકારક દવાઓ પાછળ પૈસા બરબાદ કરવાને બદલે, શરૂઆતથીજ જો સાયન્ટીફીક સારવાર કરાવે તો, બહુ અસરકારક ફાયદો થઈ શકે. વધુ, વળી કેટલાક દરદીઓ એમ સમજે છે કે, ગલી ગુંચીમાં આવેલી વૈદો હકીમોની કંગાલ દુકાનોપર જતાં તેઓને કોઇ જોઇ નહી શકે ને તેથી તેઓ પોતાના દરદની દવા છુપી રીતે કરાવી શકે. **ગરમીનો એક પણ દરદી, એવા ૧) ગલી ગુંચી વાલા, યાતો ૨) સ્વદેશી તથા વીદેશી છુપી ને પેટન્ટ દવાની ખોટી જાહેર ખબર આપનારા યા તો ૩) કહેવાતા પંકાયલા વૈદો ને હકીમોની દવાથી, તેમજ ૪) દવા વગરના ડાકટરો, ઈ૦ ની સારવારથી બીલકુલ સાજો થવાનો સંભવ નથી તેમ વળી બીલકુલ સાજો થયો પણ નથી.** કારણ કે એ સર્વે સાયન્ટીફીક કસોટીઓથી **અજ્ઞાન** છે, ને દરદ બીલકુલ સાજું થયું કે નહી તેની ખાત્રી નહી આપી શકે. વધુ એટલું યાદ રાખવું કે, ૨૪) ને ૪૮) કલાકમાં ચમતકાર કરનારી દવાઓ લેનારા હજારો દરદીઓ હમે જોયા છે કે, જેઓને એટલાજ દીવસ, મહીના, યા વરસો પાછળથી દરદ પાછું બહુજ ગંભીર સ્થીતીમાં

ફોટી નીકળી, દરદીઓની જીંદગી જોખમમાં નાખી છે. એવા ખોટાને મેલા દાવા કરનારાઓને તો જેલમા જીંદગી સુધી નાખવા જોઇયે, ને જેમ હાલ સુધરેલા દેશોમાં કાયદાની રૂએ કરવામાં આવે છે તેમ, આ દેશમાં પણ કરવું જોઇયે. તોજ બીચારા દરદીઓ તથા તેઓના કુટુંબોને મીત્ર મંડળો ગરમી જેવા હાનીકારક ચેપથી બચાવી શકાશે.

## કહેવાતી "હીમાલયની 'ચોખી' વનસ્પતી" કયાંથી આવે છે? હરેક વનસ્પતીમાં રસાયણીક મુળ તત્વો આવે છે, એમ રસાયણીક પ્રથકરણ પુરવાર કરે છે. લોકોની ખોટી માન્યતાનો સાયન્ટીફીક રદીયો.

વળી કેટલાક દોઢચતુર ઢોંગીઓ એમ જાહેર ખબર આપે છે કે તેઓ ખાસ ૧) હીમાલયના પરવત ઉપરથી ચોખી વનસ્પતીની દવા મંગાવે છે, ને તેથી તેની કીમત પણ પરવત જેટલી ઉંચી લેય છે. હમારી જાણ પ્રમાણે તો એ હીમાલયની વનસ્પતીઓ મુંબઇ આસપાસના મહાન પરવતો (!) પરથીજ આવે છે, ને સાધારણ જડી બુટ્ટી ને હીમાલયની ઠોકી બેસાડી દરદી લોકોને લુટવામાં આવે છે. (૨) બીજું એ કે શું હીમાલય ઉપરથી વનસ્પતી આવે છે, તે "ચોખી" યાને "રસાયણીક તત્વો વગરની" હોય છે કે? જેઓ બોટની યા વનસ્પતી વીદ્યા શીખેલા છે તેઓ સાયન્ટીફીક પ્રથકરણ પરથી ખાત્રીથી જાણે છે કે, હરેક જીવતી પેદાયશ–જાનવર યા વનસ્પતી–માં રસાયણક મુળ તત્વો–કેમીકલ બેસીસ ઓફ લાઇફ–હોવાંજ જોઇયે. તેથી કરી અજ્ઞાનો ને અભણો સીવાય કોઇ પણ સમજુ આદમી વનસ્પતીને "ચોખી" યાને "રસાયણીક તત્વો વગરની" નહી લેખે. ને તેથી લોકોની આવી ખોટી માન્યતાનો રદીયો સાયન્ટીફીક પ્રથકરણ આપે છે. ત્રીજો (૩) સવાલ એ ઉભો થાયે છે કે ચોકસ વનસ્પતી હીમાલયપર ઉગે, તેથીજ તેમાં તેજાગરમી નાશકારક તત્વો હોવાંજ જોઇયે કે? અનુભવી સ્પેશીયાલીસ્ટો પાસે જે રોજીંદી દરદીઓની ફરીયાદો આવે છે કે તેઓએ હીમાલયની વનસ્પતી લીધા છતાં, તથા એવીજ ઉંચી કીમત આપવા છતાં, તેઓના દરદમાં ઘટાડાને બદલે વધારોજ થયો છે, તે પુરવાર કરે છે કે હીમાલયની દવામાં કાંઇ પણ ગરમી નાશકારક તત્વ નથી આવતું.

આ (૧-૨-૩) નો સાર સમજુઓ એજ ખેંચે કે "હીમાલયની ચોખ્ખી' વનસ્પતી" વીષેની લોકોની માન્યતા બીલકુલ ખોટી છે. ને હરેક વનસ્પતીમા રસાયણીક મુળ તત્વો આવતાં હોવાથી, ધારમીક લોકોએ જો રસાયણીક તત્વો પોતાના શરીરમાં બીલકુલ ન દાખલ કરવાં હોય તો, તેઓએ કોઇ પણ દવા નહી લેવી, એટલુંજ નહી, પણ દમમા હવા યા તો ખાવામાં ખોરાક તથા પાણી પણ ન લેવાં-એ સર્વમાં રસાયણીક મુળ તત્વો તો છે, ને તેથી તેઓ અભડાઇ જાય ? આવી ખોટી માન્યતા હવે લોકોએ સુધરી ને તજવી જોઇયે, ને તેજ ગરમીના દરદ માટે તેની નાશકારક રસાયણીક દવાઓ, ધર્મભ્રષ્ટ થવાના ડર વગર લેવી જોઇયે, કે જેથી કરી દરદ સાજું થઇ શકે.

## સાયન્ટીફીક સારવારથી ચેપના નાશ ઉપરાંત, બીજા ફાયદા-ટોનીક અસર-અશકત ને શકતીમાન બનાવે છે. દવા ઉપરાંત, ખાધ ખોરાકી, પીણા, ઇ. પર આપવું જોઇતું ધ્યાંન.

છેલે, આપણે સાયન્ટીફીક સારવારના કેટલાક ફાયદા વીષે બોલીશું. આપણે આગળ જોયું કે એવી સારવારથી ગરમીના જંતુઓ તથા ઝહેરનો નાશ થાય છે. એ સીવ.ય, ૬૦૬, યા ૯૧૪, ઇ. પીચકારી પછી, બેથી આઠ દીવસમાં, દરદી ૧) થી ૮) યા વધુ પૌંડ વજનમાં વધે છે. તેનુ લોહી સ્વચ્છ થવાને લીધે, ફીકો મારી ગયલો ચહેરો, ભરેલો ને તનદુરસ્ત દેખાય છે, દરદીના હાથ પગ ઇ. માં એટલું જોર આવે છે કે આગળ કોઇ પણ કામ કરતાં થાક લાગતી તો હવે પછી, થાક નથી લાગતી. ટુંકમાં કહીયે તો આ દવાની ટોનીક અસર શરીરપર થાય છે, જેથી દુરબળ શરીર સબળ બને છે, ને અશકત શકતીમાન બને છે.

દવા ઉપરાંત, ખાધ ખોરાકી, પીણાં, વ્યસનો-જેવાં કે દારૂ, અફીણ, ઇ; અંગોળ, કસરત, કામનો બોજો, એ સર્વપર ધ્યાન આપવું પડે છે, કે જેથી કરી બન્ની ઝડપે દરદી સાજો થઇ શકે. આ વીષે જાસ્તી બોલવાની જરૂર નથી.

## ૬૦૬, ૯૧૪ દવાઓના ગેરઉપયોગ સામે ચેતવણી.

બીન અનુભવી લેભાગુઓ જેઓ આ દવાઓનો જાતી અનુભવ નથી ધરાવતા તેઓ, એ દવાઓનો ગેરઉપયોગ કરે છે–દાખલા તરીકે, વાજબીને બદલે ગેરવાજબી પ્રમાણ, પીચકારીઓ વચ્ચે રાખવો જોઇતો આંતરો, દરદીની ખાસ તપાસ, ઇ. સર્વ હકીકતો તરફ બેદરકાર રહે છે, તેથી કેટલાક દાખલાઓમાં નુકસાન થાય છે, તેમાં નવાઇ નહી. એ ઉપરાંત, ગરમી સીવાય ભલતાંજ દરદોમાં એ દવાઓનો ગેરઉપયોગ કરી પણ નુકશાન કરે છે. એવા લેભાગુઓને લીધે દવાની સામે કેટલાક લોકો ખોટો અભાવ ધરાવે છે. ગેરઉપયોગ કીધાથી તો સાધારણ ખોરાક પણ ઝહેર સમાન શરીરમાં વરતે છે.

## ગરમી ઉપરાંત બીજાં દરદો, જેવાં કે પોચી ચાંદી, ખહી ૯૦ના મીશ્ર ચેપથી પીડાતા દરદીઓ.

છેલ્લે, એટલું યાદ રાખવું જોઇયે કે, ગરમીના દરદીને બીજાં દરદો પણ લાગુ પડે છે, જેના મીશ્ર ચેપથી એઓ પીડાય છે. દાખલા તરીકે તેજાગરમીના દરદીને પોચી ચાંદી, પરમો, ચામડીના દરદ, ઉપરાંત ખહી, તાઢીયો તાવ, મીઠી પીશાબ, ઇ., ના રોગો લાગુ પડયા હોય છે, ત્યારે એવા દરદીની સયન્ટીફીક સારવાર બહુ બીકટ બને છે. કારણ કે એવા દરદીના જુદા જુદા રોગો માટે જુદી જુદી દવાઓ આપવી પડે છે. વળી એવા દરદીઓને ચોકસ દવાઓ બીલકુલ માફક નથી આવતી, જેથી તેઓને ખાસ દવાઓ આપવી પડે છે. આવા દાખલાઓમાં ફકત સ્પેશીયાલીસ્ટો પોતાના અનુભવ ઉપરથી વાજબી સારવાર કરી શકે છે.

——:o:——

# ચીત્ર ઓગણત્રીસમું.




પરમા (ગોનોરીઆ) ના ચેપી દરદના જંતુઓ જેને ગોનો કોકાય કહે છે, તેની સુક્ષ્મદર્શક તપાસ. એ અર્ધ ગોળાકાર હોવાથી એને કોકાય કહે છે.

૧) ગોનો કોકાય-પરમાના જંતુ બબેની જોડમાં માલમ પડે છે.

૨) લોહીમાં જે સફેદ જીવતાં ચકો હોય છે, (વ્હાઇટ બ્લડ કોરપસકલ્સ ય સેલ્સ) તેનો દેખાવ.

બારીકીથી આ ચીત્ર જોતાં માલમ પડશે કે, જયારે કેટલાક જંતુઓ આ સફેદ ચકોની અન્દર છે, ત્યારે બીજાં જંતુઓએ ચકોની બહાર છે.

ઉપર દેખાડેલા જંતુઓ, દરદીના કોઇ પણ અવયવની લાળ ચામડીમાં દાખલ થયા પછી, લોહીમાં જાય છે. તે પછી શરીરના ચોક્કસ ભાગો, જેવા કે, સાંધા, તથા હૃદયમાં, એઓનું જોર વિશેષ હોય છે, તો તે ભાગોનો સોજો ઉત્પન કરે છે.

લોહી ઉપરાંત, જો આંખ, નાંખ, મ્હો, સફરા ઇ. નો સોજો હોય છે, તેમાંથી વહેતી રસી, તથા મરદના વીર્ય, અને બને જાતીમાં પીશાબ, તથા સ્ત્રીના પ્રદરમાં આ જંતુઓ હોવાથી, એ સર્વ પ્રવાહીઓ ચેપ ફેલાવનારા હોય છે.

તેન્નગરમીના સ્ક્રુ જેવા જંતુથી (ચીત્ર ચોત્રીસમું) પરમાનાં જંતુ બીલકુલ જુદા છે, તેથી એ જંતુઓથી ઉપજતાં દરદો પણ બીલકુલ જુદાં છે, ને જો કે શરીરના સઘળા ભાગોને બને દરદ લાગુ પડે છે, તોપણ ચીકીત્સા તથા સારવાર જુદી છે.

## પ્રકરણ ૩૩ મું.

——(:૦:)——

## પરમાનો રોગ અસલી લોકોમાં જાણીતો હતો-પરમાના જંતુઓ (યાને ગોનો કોકાય) શરીરના અવયવોની લાલ ચામડી (મ્યુકસ મેમબ્રેન) માં દાખલ થઇ લોહી ઇ. માં ફેલાય છે.

અત્યાર સુધી આપણે ૧) પોચી ચાંદી યા ટાંકી ૨) કઠણુ ચાંદી ને તેજાગરમી મળી બે જાતના છુપાં ચેપી દરદોનું બ્યાન આપ્યું છે હવે ૩) પ્રમેહ યા પરમાના દરદનું વીવેચન કરીશું (પાનું ૧૭૨).

## અસલી લોકોમાં પ્રમેહનો રોગ જાણીતો હતો, પણ તેની ચીકીત્સા ને સારવારથી તેઓ અજાણુ હતા.

૧૯૪) નું મે પાંને આપણે જોઇ ગયા કે, જયારે તેજાગરમી (સીફીલીસ) નો રોગ તો **પંદરમી સદી** પછી ફાટી નીકળ્યો, ત્યારે પોચી ચાંદી, તથા પ્રમેહના ચેપી રોગો તો **પ્રાચીન** કાળમાં **અસલી લોકોમાં હતા.** તો પણ એ પાછલા બે રોગોની અસરકારક દવા તે વખતના તબીબોને માલમ નહીં હતી, તેથી દરદીઓ ઘણા હેરાન થતા હતા યાહુદી લોકોના પેગમ્બર મુસાએ પરમાના દરદ અટકાવવા માટે ચોકકસ સુખશાંતીના કાયદાઓ બાંધ્યા હતા. યુનાની તેમજ રૂમી લોકોના વખતમાં પણ એ દરદ જાણીતું હતું. તો પણ એ દરદ ઉપજાવનારા **જંતુઓની શોધ ૧૮૮૯) ના સાલમાં થઇ** હતી. કે જયારે એક જર્મન સ્પેશ્યાલીસ્ટે ઇન્દ્રી તેમજ આંખની લાલ ચામડીના પરમાના સોજાને લીધે વહેતી રસીઓમાંથી એ જંતુઓ—ગોનો કોકાય શોધી કાઢયા હતા. ત્યાર પછી આ દરદની સાયન્ટીફીક ચીકીત્સા તથા સારવાર મકકમ પાયાપર મુકવામાં આવી છે. આ જંતુઓ ૨૯) માં ચીત્રમાં સ્પષ્ટ દેખાડવામાં આવ્યા છે.

## પરમાની, ચેપી જંતુ દાખલ થવાથી, ઉત્પતી—ગોનો કોકાય નામના જંતુઓ.

આપણે આગળ જોયું કે પાશ્ચીમાત્ય જંતુ વીદયા પ્રમાણે, હરેક ચેપી દરદની ઉત્પતી તથા ફેલાવા માટે, બે મુખ્ય સાધનોની જરૂર છે. ૧) ચેપના જંતુઓ તથા એ જંતુઓમાંથી પેદા થતાં ઝહેરો અથવા વીષો તથા ૨) એવાં ચેપી જંતુઓનુ ઝહેર ફેલાવનારા દરદીઓ, કે જેઓને અંગ્રેજીમાં કેરીઅર્સ કહે છે.

## ગોનોકોકાય—પરમો ઉપજાવનારા જંતુઓ.

૨૯) માં ચીત્ર તરફ જોતા માલુમ પડશે કે એ ૧) જંતુઓ અર્ધ ગોળાકારના છે, તેથી એને કોકાય કહે છે, ને સામસામાં બબેની જોડમાં છે. જયારે એ જંતુઓમાના થોડા ૨) વ્હાઇટ બ્લડ કૉરપસકલ્સ યાને લોહીના સફેદ જીવતાં ચક્કોની અંદર છે, ત્યારે બીજા બહાર છે. જો જંતુઓ કરતાં દરદીનાં લોહીનાં સફેદ જીવતાં ચક્કો પ્રબળ હોય છે તો તેઓ જંતુઓને ગળી જાય છે ને મારી નાંખે છે. પણ જો જંતુઓ પ્રબળ હોય છે તો, તેઓ ચક્કોને મારી નાખે છે. તથા પરમાની રસી વહે છે, તે મોટે ભાગે મુવેલાં ચક્કો તથા મુવેલા યા જીવતાં જંતુઓની બનેલી હોય છે. ૨૪) માં ચીત્રમાં તેજા ગરમીના જંતુઓ સ્ક્રુ જેવા છે, જયારે આ જંતુઓ અર્ધ ગોળાકાર છે, એ બંને દરદોના જંતુઓનો ફરક સ્પષ્ટ દેખાય છે.

## પરમાના જંતુઓ શરીરમાં કેવી રીતે દાખલ થાય છે.

આપણે ૧૮૨) મે પાંને જોઇ ગયા કે જંતુઓ શરીરમાં ત્રણ રીતે દાખલ થઇ શકે છે.

ક) પરમાના ચેપી દરદી સ્ત્રી યા પુરૂષના સંગમથી. ખ) પરમાનો ચેપ વારસે ઉતરતો નથી. ૧) પણ બાળકો દુરબળ જનમે છે. દરદી ચેપી માતાના છુપા ભાગોમાં એ ચેપ હોવાથી જયારે બાળક જન્મે છે, તે વખતે તેની ૨) આંખોમાં જો એ ચેપ દાખલ થાય છે, તો તે આંધળું બને છે. તથા એવો ચેપી અંધાપો અટકાવવા ખાતર શુ ઉપાય લેવા જોઇએ, તેતો આપણે ૧૧૨) મે પાને જોઇ ગયા છીએ.

બાળકના ૨) અંધાપા ઉપરાંત, તેના ૩) નાકમાં જો માતાનો ચેપ જાય છે, તો નાકનો સોજો ઉત્પન થાય છે ને તેમાંથી ચેપી પરમાની

રસી વહે છે. તથા એ ચેપી રસી બીજા ભાગોને લાગવાથી, ત્યાં સોજા ઉત્પન કરે છે.

ગ) પરમાના ચેપી દરદી સ્ત્રી યા પુરૂષના શરીરના ભાગોના સોજામાંથી વહેતી રસીને અડકવાથી, યાતો એ રસીથી બગડેલાં કપડાં વાસણ ઇ૦ ને અડકવાથી, આ દરદનો ચેપ ફેલાય છે.

## ક) પરમાના ચેપી દરદી સ્ત્રી યા પુરૂષના સંગમથી, એ જોડમાના તનદુરૂસ્ત સાથીને ચેપ કેવી રીતે લાગે છે.

સગમ કરનાર જોડાંમાંથી ધારોકે **અનીતીમાન સ્ત્રીને પરમાનો ચેપ લાગુ પડયો છે,** પણ પુરૂષ તનદરૂસ્ત છે. **એથી** કરી સ્ત્રીના છુપા ભાગોમાંની ( મ્યુકસમેમબ્રેન ) લાલ ચામડીમાંથી ચેપી રસી વહેતી હોય છે, જેને અજ્ઞાન લોકો **પ્રદર** તરીકે લેખે છે. તથા જો પ્રદર નથી હોતો, તો પણ સ્ત્રીનાં બહારના છુપાં ભાગોમાં રસીની **અણદીઠ ફોડી હોય છે,** કે જે સંગમ દરમ્યાન દબાયાથી ફુટે છે, જેમાંથી રસી નીકળે છે. હવે આ રસી સંગમ દરમ્યાન, જો પુરૂષની ઇન્દ્રીના મોંહની અંદર દાખલ થાય છે, તો તેને પરમાનો ચેપી રોગ લાગુ પડે છે. **એટલે કે આ ચેપના ફેલાવા માટે ઇન્દ્રી અંદરની લાલ ચામડી ( મ્યુકસ મેમબ્રેન ) નો ચેપ લાગવાથી સોજો થવો જોઇયે.** ચેપ લાગ્યા પછી, સાધારણ રીતે એથી પાંચ દીવસમાં, પણ અપવાદ તરીકે એથી ત્રણ અઠવાડયાંમાં, પરમાનો સોજો ઉત્પન થાય છે.

## છકેલ હવસી પરણેલા મરદો, અનીતીમાન સ્ત્રીઓનો પરમાનો ચેપ પોતાની સ્વચ્છ સ્ત્રીઓમાં કેમ દાખલ કરે છે?

હવે ધારો કે ઉપર જણાવેલો મરદ પોતે પરણેલો હોય, ( યા પરણવાનો હોય, ) તથા એની પરણેતર સ્ત્રી તદન સ્વચ્છ હોય, ત્યારે જો એ મરદ પરમો થયા પછી પોતાની સ્વચ્છ સ્ત્રી સાથે સંગમ કરે તો, પોતાની સ્ત્રીના છુપા ભાગોમાં ચેપી રસી દાખલ કરે છે, ને એવી રીતે પોતાની સ્વચ્છ નીરદોષ સ્ત્રીને પોતે ચેપ આપે છે. કે જેવાં પાપી, ધાતકી, કુકર્મના ગંભીર પરીણામો, સારવારની ગેરહાજરીમાં, તેને તેમજ તેની સ્ત્રીને તથા બાળકને જીંદગી સુધી વેઠવાં પડે છે.

એકજ અનીતીમાન ધંધાદારી સ્ત્રી સાથે જો કે, છ યા વધુ મરદો એક પછી એક સંગમ કરે છે, તો પણ, એ છમાંથી એક યા વધુનેજ ચેપ લાગે છે. જ્યારે બીજાઓ બચી જાય છે. તેનું કારણ શું? એમાં

નસીબ, કર્મ ઇ૦ ઉપર દોષ મુકવો વ્યર્થ છે, એટલે કે નસીબ, કર્મ ઇ૦ ને એ સાથે સ્નાન સુતક નથી. પણ એનું કારણ એ કે, એ ૭ હવસી મરદોમાંથી જેની ઇન્દ્રીના મ્હોંની અન્દર રસી જાય છે, તેનેજ એ ચેપ લાગુ પડે છે. બીજું એ કે સંગમ પછી તુરતજ પીશાબ કરવાથી, ઇન્દ્રીના મ્હોંમાનો ચેપ કેટલાક દાખલાઓમાં ધોવાઇ જાય છે. વળી બીજા દાખલા ઓમાં ઇન્દ્રીના મ્હોંપર ચામડી એવી રીતે આવેલી હોય છે, યા તો કાણું એવું ઝીણું હોય છે કે ચેપને અન્દર જવાનો સીધો રસ્તો નથી મળતો. વધુ એટલુ યાદ રાખવું કે હરેક ચેપી સ્ત્રીના છુપા ભાગોમાંથી આખો વખત રસી વહેતી રહેવાને બદલે, કોઇ કોઇ વખત વહે છે. તેથી જે શખસ જયારે રસી વહેતી નહી હોય ત્યારે સંગમ કરે, ત્યારે તેને ચેપ લાગુ ન પડે. એથી ઉલટું, જો મરદ ચેપી હોય ને તે સ્વચ્છ સ્ત્રીઓ સાથે સંગમ કરે તો પણ એક યા એનેજ લાગુ પડે છે. તેનું કારણ પણ એજ છે કે, એવા દરેક ચેપી મરદની ઇન્દ્રીમાંથી રસી ચાલુ વહેતી નથી. તેથી જયારે રસી નહી વહેતી હોય ત્યારે સ્વચ્છ સ્ત્રીની સાથે સંગમ કરે, ત્યારે ખુદરતી રીતે સ્ત્રીને ચેપ લાગુ નથી પડતો. તો પણ એટલું યાદ રાખવું કે, કોઇ પણ ખાત્રીથી જાણી નહી શકે કે રસી વહેતી કયારે અટકે છે, કારણ કે અટકેલી રસી પણ સંગમના ઘસારાને લીધે પાછી વહેવા માંડે છે. જો કે ચોકકસ હવસી સ્ત્રી પુરૂષો કેટલોક વખત સુધી ચેપમાંથી બચી જાય છે, તો પણ વહેલે યા મોંડે હરેક હવસી સ્ત્રી યા પુરૂષને પોતાના ચેપી સાથીનો પરમાનો ચેપ લાગુ પડવાનો. તથા પડે છે. આપણે આગળ ચાલતાં જોઇશું કે, પરમાના દરદના પરીણામે ઘણાએક મરદો નામરદ તથા વાંઝીયા બને છે. તેમ વળી તેઓની સ્ત્રીઓને વાંઝીયાપણું લાગુ પાડે છે. ને એવી રીતે સંસારીક દુખ દરદોનો અગણીત વધારો થાય છે.

## ખ) પરમાનો ચેપ વારસે નથી ઉતરતો, પણ બને જાતીના દરદીઓને વાંઝીયા બનાવી, વારસોની ઉત્પતી અટકાવે છે. માતાનાં દરદથી ઉપજતી બાળકની હેરાનગતીઓ ૧) દુરબળતા ૨) અંધાપા ૩) નાખનો સોજો.

આપણે જાણયે છીએ ત્યાં સુધી, તેજા ગરમીનું દરદ દરદી માબાપોના બાળકોમાં વારસે ઉતરે છે. પણ પરમાના દરદી માબાપોના બાળકોમાં પરમાનું દરદ વારસે ઉતરતું નથી. આપણે આગળ ચાલતા જોઇશું તે પ્રમાણે સ્ત્રી તેમજ મરદના જાતીના ભાગોના સોજા ઉપજાવી,

પરમો ઘણા દરદીઓમાં વાંઝીયાપણું ઉપજાવે છે યાને વારસોની ઉત્પતી અટકાવે છે. તોપણ, જે માબાપોને બાળકો થાય છે, તેવા માબાપો ૧) નાદુરૂસ્ત હોવાને લીધે, તેઓનાં બાળકો નબળાં અવતરે, તેમાં કાંઇ નવાઇ નહી. એમાં ખાસ કરી. ચેપી માતાનું લોહી બીગડેલું હોવાથી, તથા શરીર તવાયલું હોવાથી, ટેનું દુધ બાળક માટે પુષ્ટીકારક નથી હોતું, ને બાળકનો યોગ્ય ઉધરભાવ તે કારણસર નથી થતો.

## ૨) સુવાવડ વખતે બાળકની આંખોમાં ચેપ જવાથી થતો અંધાપો.

૨) સુવાવડની વખતે, જો માતાનો ચેપ બાળકની આંખમાં જાય છે. તો બાળકની આંખોમાં ચેપી સોજો થાય છે, જેની સારવાર તુરતજ સાયન્ટીફીક રીતે નહી થવાથી, બાળક આંધળું બને છે. આ દેશમાં જે **લાખો આંધળાઓ છે તેઓમાના ૫૦) થી ૭૫) ટકા જેટલાઓ,** યાને મોટો ભાગ આંધળા બન્યા છે તથા બને છે, **તેનો દોષ તેઓની ચેપી માતાઓ તથા તેઓના પાપી બાપો કે જેઓ એ પરમાનો ચેપ પોતાની બાયડીઓને આપે છે તેથી, તેઓને માથે છે.** એમાં પરમ કૃપાલુ ઇશ્વરનો તો કાંઇ પણ દોષ નથી હોતો, ને એમ કહેવુ કે ઇશ્વરે સજા તર્રીકે કોઇપણ માણસને આંધળો બનાવ્યો તે બીલકુલ ખોટું લેખાય. એમાં વાંક ચેપી દુષ્ટ અજ્ઞાણ માબાપોનો, **તથા તેઓના જેવાજ અજ્ઞાણ વૈદો, હકીમો, ને દાયણોનો છે,** કે જેઓ પરમાના ચેપની વાજબી ચીકીત્સા તથા સારવાર કરી નથી શકતા, ને તેઓના પાપ બીચારા નીરદોષ બાળકોને વેઠવાં પડે છે. ટુંકમાં, ચેપી માબાપો ને તેઓની ગેર સારવાર કરનારા વૈદો, દાયણો ઇ૦ નીરદોષ બાળકોને આંધલાં બનાવે છે, ને તેથી કરી એ સર્વ આંધળાઓનાં કીટટા દુષ્મન લેખાય. અંધાપાના અકસીર અટકાવ વ.ષે જુઓ પાનું ૧૧૨).

## ૩) બાળકોનાં નાંખના સોજાની રસીથી ફેલાતો ચેપ.

૩) બાળકના નાંખમાં પણ એવી રીતે ચેપ લાગવાથી, નાખનો સોજો ઉત્પન થાય છે, ને એ નાખમાથી વહેતી રસી જો બીજા ભાગોને લાગે છે, તો એ ભાગોના સોજા ઉત્પન થાય છે. **બાળકની આવી ૧-૩) દુરદશા થતી અટકાવવા ખાતર, હરેક સ્ત્રી તેમજ મરદ દરદીએ, પોતાના દરદની સાયન્ટીફીક ચીકીત્સા તથા સારવાર કરાવવી જોઇયે.** નહી તો હાલની માફક દુનીયાંમાં સોથી પાપી કુકર્મ,

એટલે પોતાનાં નીરદોષ બાળકોને આંધળા બનાવવાના શ્રાપનો અટકાવ નજ થઈ શકે. સુધરેલા દેશોમાં એવા કુકર્મી ઘાતકી માબાપો તથા તેઓના અજ્ઞાન તબીબી સલાહકારો સખત સજાને પાત્ર થાય છે.

## ગ) પરમાના ચેપી દરદી સ્ત્રી યા પુરૂષના શરીરના ભાગોની લાલ ચામડીમાંથી વહેતી, યા કપડાં ઇ૦ ને લાગેલી, રસીને અડકવાથી ફેલાતો ચેપ.

એક નીયમ તરીકે, પરમાને લીધે શરીરની લાલ ચામડી (મ્યુકસ મેમબ્રેન) ના સોજા થાય છે, તેમાંથી રસી વહે છે. દાખલા તરીકે, જયારે તેજાગરમીના દરદમાં વીષફોટક યાને આખાં દીલની ચામડીપર ફોડીઓ થાય છે, તેમ પરમાના દરદમાં નથી થતું. પણ પરમાના દરદને લીધે મુખ્યત્વે કરી, **લાલ ચામડીવાલા ભાગોના** સોજા સાધારણ રીતે થાય છે. જેમ કે, ૧) સ્ત્રીને મરદના જાતીના તથા પીશાબના છુપાં ભાગોના અન્તરગાડ લાલ ચામડીના હોય છે, ૨) આંખની અન્દરની લાલ ચામડી, ૩) નાંખની, ૪) મ્હોની, તથા ૫) સફરાની લાલ ચામડીઓના સોજા થાય છે, તેમાંથી રસી વહે છે. હવે ધારો કે આવા દરદીઓ પુવડ હેય. ને પીશાબ ઇ૦ કીધા પછી, હાથે ધોયા વગર **પોતાની આંખોને** પુવડ હાથ લગાડે, તો પોતાની આંખોમાં સોજો થાય છે. તથા જો પારકા સાથે હાથ મીલાવે, ને **પારકો પોતાની આંખને એવો ચેપવાલો** હાથ લગાવે તો, તેની આંખોમાં સોજો તથા અંધાપો થાય છે. એજ પ્રમાણે, નાખ ને મહોમાંથી રસી વહેતી હોય ને પારકાંને **ચુંમી** કરે, તો પારકાના મ્હોમાં સોજો થાય. એજ પ્રમાણે, **એકજ બીછાંનામાં** ચેપી ને તનદુરૂસ્ત આસામીઓ સુએ, તો એકની રસી બીજાને લાગે.

રસીથી અભડાયલાં લુગડાં ઇ૦ થી નીરદોષોમાં સોજા થાય છે. દાખલા તરીકે, **અજ્ઞાણ** માબાપો, પોતાના ચેપી ભાગો **લુગલાં અભડાયલા કપડાંથી** પોતાના બાળકોને લુછે, તો નીરદોષ બાળકોની લાલ ચામડીને ચેપ લાગે છે. ખાસ કરી. નાની બાળકીઓનાં જાતીના ભાગોમાં પરમાનો ચેપ તેઓની **માતાઓ પોતાના રસીથી ભરેલા લુગડાંથી બાળકીઓના છુપા ભાગો સાફ કરી ચેપ ફેલાવ છે. અજ્ઞાન દાયણો** પણ એમ ચેપ ફેલાવે છે. ચેપી દરદીના સંડાસમાં ચેપની રસી પડેલી હોવાથી, એ રસી જો તનદુરસ્ત આસામીને લાગે છે, તો તેને ચેપનો સોજો થાય છે.

ત્યારે આ સર્વ રીતે ચેપ ફેલાતો હોવાથી, એનો **અકસીર અટકાવ દેખીતો છે.** ક) ચેપી દરદીઓ સાથ સંગમ ન કરવે ખ) ચેપી દરદીએએ સાયન્ટીફીક સારવાર બનતી ઝડપે કરવવી ગ) ચેપી દરદીઓ તેમજ તેઓનાં લુગડાં ઇ૦ અડકવાથી પરહેજ રહેવું.

# ચીત્ર ત્રીસમું.




( ચીત્રની સમજ માટે જુઓ પાનું ૨૭૧ ).

મરદની ઇન્દ્રીમાં, પરમાના સોજાના પરીણામે, થયલાં બે **સ્રીકચર** **યાને બે જગાએ નળીનું સંકોચાણું.** કે જેની અન્દર ઝીણી સળીઆ દેખાડવા માટે મુકવામાં આવી છે.

૧) ઇન્દ્રીનું મોંહ.

૨) પહેલું સ્રીકચર—અન્દર સળી છે. સ્પનજી યુરીથ્રા.

૩) બીજું સ્રીકચર—અન્દર સળી છે. મેમબ્રેનસ યુરીથ્રા.

૪) પ્રોસ્ટેટીક યુરીથ્રા.

૫) પીશાબના ફુકકાના અન્તરપડના સોજાને લીધે, એ અન્તરપડ, દશમાં ચીત્રના ૭) ની માફક સુવાળું હોવાને બદલે, કદમાં મોટું તથા ખરબચડું થયું છે. તે એટલે સુધી કે, એ પડની અંદર, **નાની નાની કોથળીઓ બની છે, જેમાં જો પીશાબના જુદી જુદી જાતના ખાર એકઠા થાય છે તો પથરી બંધાય છે.** એટલે કે ગેરવાજબી સારવારને લીધે પરમો જુનો થાય છે, તેથી પીશાબના ફુકકાનો સોજો થાય છે, તેથી એમાં નાની કોથળીઓ બને છે, જેમાં પીશાબનો ખાર એકઠો થયાથી પથરી બંધાય છે.

નવમાં ચીત્રમાં તીરો દેખાડે છે, તે પ્રમાણે ફુંકકાનો સોજો પાછળ ને ઉપર ચઢે છે તો ગુરદાનો સોજો ઉત્પન કરે છે.

| **ચીત્ર ત્રીસમું.** | **ચીત્ર નવમું.** | **ચીત્ર દશમું.** |
|---|---|---|
| ૧) ઇન્દ્રીનું મોંહ. | ૨) | ૧) |
| ૨) સ્પનજી યુરીથ્રા | ૩) | ૩) |
| ૩) મેમબ્રેનસ યુરીથ્રા | ૪) | ૪–૫) |
| ૪) પોસ્ટ્રેટીક યુરીથ્રા | ૫) | ૬) |
| ૫) પીશાબનો ફુકકો. | ૧૧) | ૭) |

## પ્રકરણ ૩૪ મું.

——(:o:)——

### પરમાના બે તબક્કા—પહેલો તબક્કો, તીક્ષણ પરમો-ઇન્દ્રોના સોજામાંથી વહેતી પરૂની રસી—૧-૫) પરી જુઓ. ચેપ પાછળને ઉપર વધી ક) પીશાબના ભાગોમાં, તથા ખ) વીર્યના ભાગોમાં ફેલાય છે. જેથી કમોત, નામરદાની, ને વાંઝીયાપણું નીપજે છે.

પરમાના દરદના વખત અનુસાર બે તબકકા લેખાય છે. ૧) એકયુટ યા તીક્ષણ અથવા નવો, તથા ૨) ક્રોનીક યા જુનો; બે મહીના પછી પરમો જુનો લેખાય છે. જો કે કેટલાક અનુભવીઓ પહેલા તબક્કાના બે વીભાગ પાડે છે. ઘણો ને થોડો તીક્ષણ. પણ આપણે આ દરદનું બ્યાન બે તબક્કામાંજ આપીશું. એટલું યાદ રાખવું કે, હરેક દરદીમાં બંને તબક્કા માલમ પડવા જોઇયે એવું કાંઈ નથી. કારણ કે જો પહેલા તબક્કાની યોગ્ય સારવાર કરવામાં આવે, તો બીજો તબક્કો માલમ પડતો નથી. આ દરદ માલમ પડતાં, તુરતજ સાયન્ટીફીક સારવાર કરવામાં આવે છે તો, દરદ વધતું અટકે છે, તથા બીલકુલ સાજું થાય છે. જો સારવાર કરાવવામાં વીલંબ થાય છે તો તે પ્રમાણમાં, દરદ જુનું થવાથી સાજું થતાં વધુ વખત લાગે છે.

### પરમાનો પહેલો તબક્કો—મરદની ઇન્દ્રીમાંના સોજામાંથી વહેતી પરૂની રસી, તથા કેટલાક દાખલાઓમાં રસી સાથ લોહી પણ પડે છે.

ચેપી સ્ત્રી સાથે સંગમ કીધા પછી, સાધારણ રીતે બેથી પાંચ દીવસમાં, પણ અપવાદ તરીકે બેથી ત્રણ અથવાડયાં, મરદના ઇન્દ્રીના અન્નર પડની લાલ ચામડીમાં સોજો ને ધ્રુમડું ઉત્પન થાય છે. જુઓ ચીત્ર ત્રીસમું, ૨) ને ૩). જેના પરીણામે શરૂઆતમાં ઇન્દ્રીમા જળણ, તથા પીશાબ કરતી વખતે જળણ થાય છે. તે પછી થોડા કલાકમાં ઇન્દ્રીમાંથી પીળી **પીપ યા પરૂની** રસી વહેવા માડે છે. કેટલાક દાખલાઓમાં, રસી સાથે લોહી

પણ જાય છે. જયારે કેટલાક દરદીઓમાં એ રસી નળ છોડી મુકયો હોય તે પ્રમાણે ચાલુ વહે છે. ત્યારે બીજા દાખલાઓમાં રસી જુજ વહે છે. કેટલાક દરદીઓમાં આખો વખત યાતો પીશાબ કરતી વખત અત્યંત દરદ (પેન) થાય છે. તથા રસી સાથે લોહી પણ જાય છે. ત્યારે બીજા દાખલાઓમાં દરદ ઘણું નજીવું હોય છે, યાતો બીલકુલ હોતુ નથી. ટુંકમાં કહીયે તો, જયારે કેટલાક દાખલાઓમાં આ દરદના ચીન્હો ઘણા સખત પ્રકારનાં હોય છે. ત્યારે બીજા દાખલાઓમાં ઘણા નરમ પ્રકારના હોય છે. તો પણ એટલું યાદ રાખવું કે ચીન્હો ગમે એવાં નરમ હોય તો પણ, ચેપના પરીણામ તો એક સરખાં ખરાબ આવે છે. ને બંને નરમ તેમજ સખત ચીન્હોની સારવારની તાકીદની જરૂર એક સરખી છે, જો કે સાજાં થવાની મુદતમાં ઘણો ફરક પડે છે.

## પરમાની બદ, તથા ઇન્દ્રીના મ્હોં આસપાસની ચામડીનો સોજો—પોચો યા સખત.

પોચી ને કઠણ ચાંદીના પરીણામે, જેમ કાતરામાં ગાંઠો સુજે છે, તે પ્રમાણે પરમાના જંતુઓ કાતરાની ગાંઠોમાં ફેલાઇ ઘણા દાખલાઓમાં બદ ઉત્પન કરે છે. એ બદો પહેલે સુકી ને કઠણ હોય છે, ને કેટલાક દાખલામાં પાછળથી પોચી બને છે. એટલું યાદ રાખવુ કે હરેક દરદીમાં કાંઇ બદ થતી નથી

કેટલાક દાખલાઓમાં ઇન્દ્રીના મ્હોં આસપાસ સુનતની ચામડીનો સોજો થાય છે. તે એટલી હદ સુધી કે ઇન્દ્રી કરતાં ત્રણ ચાર ઘણું મોટુ કદ તેનું થાય છે. તથા કેટલાક દાખલાઓમાં પોચાં હાડકાં જેવું સખત થાય છે, ને ઇન્દ્રીનું મ્હોં બીલકુલ દેખાતું નથી.

## પરમાની તાવ—સખત તાવ પરમાના જંતુનો નાશ કરે છે.

કેટલાક દરદીઓમાં રસી વહેવા સાથે, ટંડી લાગીને શરીરમાં તાવ ચહડે છે, ને જો તાવ ઘણી હોય છે તો રસી વહેતી અટકી જાય છે. ને કેટલાક દાખલામાં તો સખત તાપને લીધે પરમાના જંતુઓનો નાશ થાય છે, ને દરદી સાજો થાય છે. એવી તાવ થવાનું એક કારણ, લોહીમાં પ્રસરેલા જંતુઓ તથા ઝહેરો છે. જયારે બીજા કારણોમાં, બીજી જાતના ચેપી તાવો લાગુ પડે છે, જેની શારીરીક ગરમી પરમાના જંતુઓનો નાશ કરે છે.

## તીક્ષણ પરમાના ૧-૫) પરીણામો, યોગ્ય સાયન્ટીફીક સારવારથી દરદ બીલકુલ સાજું થાય છે. તે સીવાય, બીજો તબક્કો શરૂ થાય છે.

૧ (ક-ખ) ખુદરતી રીતે પરમો સાથે થાય છે.

૧ક) કેટલાક દાખલાઓમાં, જેમ શરીરના બીજા ભાગપર થયલું ધુમડું થોડા દીવસમાં આપ મેળે સુકાઇ જાઇ સાજું થાય છે, તેજ પ્રમાણે ઇન્દ્રીમાંનો પરમાનો સોજો ને ધુમડું થોડા દીવસમાં આપ મેળે સુકાઈ જાય છે, ને દરદ સાજુ થાય છે.

૧ખ) આપણે ઉપર જોયુ તે પ્રમાણે, બીજા કેટલાક દાખલાઓમાં ઉંચી તાવને લીધે, પરમાના જંતુનો નાશ થાય છે.

૨ ઘણા દાખલાઓમાં, પરમાની રસી વહેતી આપ મેળે અટકે છે; પણ દરદ તો ઇન્દ્રીની અંદર છુપું રહી, ઇન્દ્રીની નળી તે ચાલુ સોજાને લીધે સંકોચાવે છે, જેને સ્ટ્રીકચર કહે છે, જેના પરીણામે કેટલાક દાખલાઓમાં કમોતો ઇ. ગંભીર પરીણામો નીપજે છે.

૩ પરમો જુનો બને છે, ને રસી પીશાબ કરતી વખતે વહેવાને બદલે, સહવારના પહેલી પીશાબ આગળ એકાદ ટીપું નીકળે છે જેને "સવારના ટીપાં"ની ઉપમાં મળી છે.

૪ તીક્ષણ તેમજ જુના પરમાનો ચેપ પાછળ ને ઉપર વધે છે, ને નવમાં ચીત્રમાં તીરો દેખાડે છે તે પ્રમાણે, પીશાબ તથા જનતીના ભાગોમાં ફેલાય છે.

૫ સાયન્ટીફીક ઉતાવળી સારવારનાં પરીણામે કેટલાક દીવસોમાં, દરદના જંતુઓનો નાશ થાય છે, ને દરદી સાજો થાય છે. જો સારવાર કરવામાં ઢીલ થાય છે, યાતો અઘટીત સારવાર થાય છે, તો પરમો જુનો ને હાનીકારક ને પ્રાણ ઘાતક બને છે.

## પરમાના પહેલા તબક્કાની ગેરવાજબી સારવાર ઇ. થી થતો ગંભીર બગાડો.

. પરમાના પહેલા તબક્કાની સારવાર જલદી નથી કરવામાં આવતી, યાતો વૈદો હકીમો, યા પેટન્ટ દવાઓથી ગેર સારવાર કરવામાં આવે છે તો આપણે ઉપર, તીક્ષણ પરમાનું ૪ થું પરીણામ જોયું કે, ચેપ પાછળ અને ઉપર વધે છે. નવમાં ચીત્રમાં જોયું તે પ્રમાણે તીરો દેખાડે છે કે પરમાના ચેપનો પ્રવાહ નીચે પ્રમાણે ફેલાય છે.

**(ક) પીશાબને રસ્તે,—ચીત્ર નવમું, ૨, ૩, ૪, ૫, ૧૧, ૧૨. ૧૩).** ૨–૪, પીશાબની નળીમાં થઇ, ૫, પ્રોસ્ટેટની નળીમા થઇ, ૧૧, ફુક્કામાં જાય છે. (આ સાથે ચીત્ર ત્રીસમાંનો મુકાબલો કરો, તેમા આ સ્પષ્ટ માલમ પડશે.) ૧૧) ફુક્કામાંથી ૧૨) ગુરદાની નળી વાટે, ૧૩) ગુરદામાં ચેપ ચઢે છે. આવી રીતે પીશાબનો આખો રસ્તો, ગુરદાથી તે ઇન્દ્રીના મ્હોં સુધી, પરમાના ચેપથી સુજે છે, ને તેમાંથી પીપ, પરૂ યા રસી વહે છે.

એજ પ્રમાણે, **(ખ) વીર્યને રસ્તે, ચીત્ર નવમું, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦** વીર્યના ભાગોમાં વધે છે, તે આગળ ચાલતાં જોઇશું.

## પીશાબના રસ્તાના જુદા જુદા ભાગો—ચીત્ર નવમું ૨, ૩, ૪, ૫, ૧૧, ૧૨, ૧૩, ના પરમાના સોજાના ચીન્હો.

**૨–૩).** જે દાખલાઓમાં પરમાનો સોજો (ચીત્ર નવમું), **૨–૩ જા નંબર સુધી નળીમાં** રહે છે, તે ઘણા ખરા નરમ પ્રકારના હોય છે, ને જલદીથી ઘટીત સારવાર હેઠળ સાજા થાય છે. કેટલાક દાખલાઓમાં આપ મેળે રસી વહેતી અટકે છે.

**૪).** પણ જ્યારે ચેપ પાછળ વધી **૪) નંબરવાલા ભાગમાં જાય** છે, તો તે પછળ ને પાછળ વધતો જાય છે, ને સાજો થવાને બદલે, વધ્યા કરે છે. ચેપ એવી રીતે પાછળ વધવાના ઘણા કારણો આવે છે. તેમા મુખ્ય કરી (એ-ડી)—(એ) શરૂઆતથીજ સોજાનું અત્યંત જોર (બી) ગેરવાજબી સારવાર દાખલા તરીકે, અજ્ઞાન દરદી તથા તેના જેવો અજ્ઞાન વૈદ યા હકીમ ઇન્દ્રીમાં પીચકારી બહુ જોરથી મારે છે અથવા તો એ પીચકારીમાં લીધેલી દવા ઘણી જબદ હોય છે, તેથી કરી ચેપને આગળા ભાગમાંથી પાછલા ભાગમાં ખસેડે છે, સી) દરદ હોવા છતાં, જો દરદી સન્ગમ કરે છે, તો તેના પરીણામે ચેપ પાછળ વધે છે.

ડી) કસરત અથવા બીજી રીતે દીલનું ઘણું જોર કીધાથી.

ઇ) દારૂ ઇ૦ વ્યસનો ને ગરમ ચીજોની ખાણી પીણીથી એના ચીન્હો, પીશાબમાં **વધારે** બળણ, પીપ યા પરૂ, ઇ૦ ઉપજાવે છે.

**૫)** પ્રોસ્ટેટની નળીમાં પરમાનો ચેપ ચહડે છે, તો એ ગ્લાંડનો સોજો ઉત્પન કરે છે. એના પરીણામે દરદ ઘણું થાય છે, ને સફરા તથા બેઠકના ભાગ સુધી દરદ વધે છે. પીશાબ ઘણી વખત થાય છે ને પીશાબ કરતાં દરદ થાય છે. તથા કેટલીક વખત પીશાબ બીલકુલ અટકી જાય છે, કેટલાક દાખલાઓમાં પીશાબમાં લોહી જાય છે. જો સોજો પાકપર ચહડે છે તો ઠંડી ચહડી તાપ આવે છે.

આ રોગમાં કેટલીક વખત **પીશાબનો અટકાવ**, પીશાબમાં લોહી, ઇ૦ માલમ પડે છે.

**ઘણાએક જુના સંધીવાનું મુખ્ય કારણ, આ ભાગનો પરમો** છે ને **ઈલાજ** પણ એ ભાગની વાજબી સારવાર કીધાથી થાય છે. કેટલાક દાખલાઓમાં તાવ હોય છે, તો બીજાઓનું શરીર ઠંડુ રહે છે. આવા તરેહ તરેહના ચીન્હો માલમ પડે છે.

૧૧ **પીશાબના ફુકકામાં** ચેપ ફેલાવાથી ઘણી વખત પીશાબ કરવાની હાજત થાય છે. પીશાબ કરતી વખતે દરદ થાય છે. પીશાબ પુરો થયા પછી લોહી નીકળે છે. ફુકાની અન્દર તેમજ તેની આસપાસના તથા પીડુનાં ભાગોમાં ઘણું દરદ થાય છે, કોઇ વખત દરદ એટલું સખત થાય છે કે પીશાબ અટકી જાય છે. વળી બીજા દાખલાઓમાં, આપમેળે પીશાબ ટપકયા કરે છે, એટલે પીશાબ ઉપર કાબુ નથી રહી શકતો.

ચોકસ નબળા આસામીઓમાં ફુકકાના પરમાના સોજા પછી, **ખહીનો સોજો લાગુ પડે છે. જે ખહીનો ચેપ ગુરદા તરફ વધે છે, ને દરદી જવાન વયે કમોતે મરે છે.**

સાયન્ટીફીક સારવારથી દરદ સાજુ થાય છે. તે વગર દરદ જુનું અથવા ક્રોનીક બને છે.

આગળ જોઇશું તેમ સ્ત્રીકચરનાં પરીણામે, ફુકામાં **કોઠલીઓ** બને છે, જેમાં પીશાબનો ખાર અટકવાથી **પથરીઓ** બંધાય છે. (ચીત્ર ત્રીશમું, ૫)

ગુરદામાંથી **નીકળતી ૧૨) પીશાબની નળી, તથા ૧૩)** ગુરદા પર ચેપ ચહડવાથી એ ભાગો સુજેછે. પરીણામે, ટાઢયા તાપ માફક થંડીલાગી તાપ ચઢેછે, તથા કમરમાં ઘણું દરદ થાયછે ને પીશાબમાં પરૂ, લોહી, ઇ૦ જાય છે.

આ ઉપર આપેલા બ્યાન ઉપરથી સમજુઓ જોઇ શકશે કે પરમાનું દરદ કેવાં કનીષ્ટ પરીણામો ઉપજાવે છે. પીશાબના ભાગો, ફુકકો, ગુરદે ઇ૦ બીગાડી, દરદીની જીંદગી નીબતી ને ટુંકી બનાવે છે. કેટલાક દાખલામાં દરદીઓ અર્ધ ઘેલા બને છે. તો વળી બીજાઓ આપઘાત કરેછે.

## ખ) વીર્યના રસ્તાના જુદા જુદા ભાગોના પરમાના સોજાનાં ચીન્હો (ચીત્ર નવમું ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦.)

## નામરદાની તથા વાંઝીયાપણું.

આપણે આ ભાગોના બ્યાનમાં આગળ જોયું છે કે, નવમાં ચીત્રમાં ૨, ૩, ૪, ૫, નંબરવાળો રસ્તો પીશાબ તેમજ વીર્ય માટે **સામાન્ય છે** ઉપર ૫) સુધીના ભાગોના સોજાઓનું વર્ણન આપ્યું છે તે પાછું આપવાની જરૂર નથી. તેથી ૬ થી વીર્યના રસ્તાના પરમાં વીષે બોલશું.

## ૬) ઇજેકયુલેટરી ડકટ, વીર્યના નાના ફુકકાની નળી, તથા વીર્યની નળી (વાઝડીફરન્સ)ના સંગમનો પરમો.

નવમાં ચીત્રમાં સ્પષ્ટ દેખાય છે તે પ્રમાણે, આ ૬) નંબરવાલી નળી ૫) પ્રોસ્ટેટની નળીમાં ઉઘડે છે. તેથી કરીએ ૫) માંનો ચેપ ૬) માં દાખલ

થાય છે ને ત્યાં સોજો ઉત્પન કરે છે. જે ચાલુ રહેતાં વીર્ય બહાર નીકળ-વાનો રસ્તો બંધ થઇ જાય છે, ને બને બાજુ બંધ થતાં, દરદી વાંઝીયો બને છે. બીજા દાખલાઓમાં, વીર્ય બીલકુલ અટકી જવાને બદલે, સન્ગમ વખતે બહાર નથી નીકળતું, પણ ભળતે વખતે બહાર નીકળે છે. ને એવી એક રીતે દરદી નામરદ બને છે, તથા વીર્ય સ્ખલણથી પીડાય છે,

## ૭) સેમીનલ વીસીકલ–વીર્યના નાના કુકકાનો પરમો.

આ ભાગમાં, ૬) નંબરથી ચેપ ઉપર ચહડે છે, તો સોજો થાય છે. એના પરીણામે **વીર્ય સાથે લોહી** નીકળે છે, કે જેને લીધે દરદીઓમાં ઘણો ગભરાટ થાય છે. વીર્ય સ્ખળણ દીવસમાં ઘણી વખત થાય છે, તથા દરદી નામરદ યા અશકત બને છે. ને પીડુમાં ઘણો દુખાવો થાય છે. એનો સોજો પાકપર ચઢે છે ત્યારે, યા તો પીશાબને રસ્તે બહાર નીકળે છે, યા તો બીજા દાખલાઓમાં પેટની અન્દર ફુટે છે. જે માટે **તુરતજ વાઢ-કાપ કરવામાં નથી આવતું તો, દરદી કમોતે મરે છે.**

## ૮) વાઝડેફરન્સ–વીર્યની નળીનો પરમો.

આ ભાગમાં, ૭) માંનો ચેપ ફેલાતાં, સોજો થાય છે તો ઘણું દરદ થાય છે. જો સોજો પાકપર ચઢે છે તો તે ફુટે છે. સોજાને લીધે વીર્યના રસ્તામાં અડચણ પડે છે. જુના સોજાને લીધે એ નળી સંકોચાય છે તો વીર્યનો રસ્તો થોડો યા તદન બંધ થાય છે, તો દરદી નામરદ, તથા બને બાજુની નળીઓ બંધ થવાથી, વાંઝીયો બને છે.

## ૯) એપીડીડીમીસ—ઉપઅન્ડનો પરમો.

આ ભાગમાં, ૮) નંબરનો ચેપ ફેલાવાથી એનો સોજો થાય છે. સોજો જો પાકપર ચહડે છે તો અન્ડની કોથળી ફોડી બહાર નીકળે છે. આ ભાગના સોજાને લીધે દરદ ઘણું થાય છે, તથા એ દરદ આસપાસના ભાગોમાં ફેલાય છે. એનો સોજો જુનો થવાથી, વીર્ય બહાર નીકળવાનો રસ્તો થોડો યા બીલકુલ બંધ થાય છે, ને દરદી નામરદ, તથા બને બાજુના બંધ થતાં વાંઝીયો બને છે. આ ભાગના સોજાને લીધે અન્ડની આસપાસના ની જે અન્તરપડની કોથળી આવે છે. તેમાં સોજાને લીધે, પાણી ભરાય છે, જેને હાઇડ્રોસીલ કહે છે.

## ૧૦) અન્ડનો પરમો.

ઉપઅન્ડનો ચેપ જૂજ દાખલાઓમાં અન્ડ સુધી ફેલાય છે તથા વીર્ય બન્તું અટકે છે. ને વળી બીજા દાખલાઓમાં, ઉપઅન્ડના સોજાને લીધે વીર્ય બહાર નીકળવાનો રસ્તો નથી રેહતો, તેથી કરી, દરદી નામરદ ને બને બાજુનો સોજો થતાં, વાંઝીયો બને છે.

## ચીત્ર એકત્રીસમું.




સીસ્ટોસ્કોપ—પીશાબના ફુક્કા ઈ૦ ને વીજળીની બતીથી તપાસવાનું ઓજાર. આ ચીત્રની ડાબી બાજુએ જે ટયુબ યા નળી છે, તે જમણી બાજુએ દેખાડેલી મોટી ટયુબ યા નળીમાં દાખલ કીધી છે. તેથી ૧-૫) સુધીના નંબર, બને ચીત્રોમાં, જેનાં તેજ રાખ્યાં છે.

## બને ચીત્રોમાં ૧—૫)

૧) વીજલીની બેટરી યા સ્વીચ સાથેના જોડાણનાં તારો માટે છે, કે જેથી વીજલીનો પાવર ૫) નંબરવલી બતીને સળગાવે છે.

૨) ઓપ્ટીક યા કાચ, કે જેનીપર આંખ રાખી સ્પેશીયાલીસ્ટ, ફુકકો ૯૦ વીજલીથી ચકીત થયલો તપાસે છે.

૩) પોકળ ટયુબ કે જે સ્ત્રી યા પુરૂષની પીશાબની નળી અંદર દાખલ કરવામાં આવે છે, જેથી કરી,

૪) નંબરવાલો આ નળીનો છેડો, પ્રવાહી દવાથી ફુગાવેલા ફુક્કાની અંદર દાખલ થાય છે.

૫) વીજલીનો લેમ્પ યા બતી, જેને લીધે ફુકકો ચકીત બને છે, ને સ્પેશીયાલીસ્ટ ફુક્કામાં દરદ છે યા નહી, તથા દરદ હોય તો શું જાતનું છે, તે જોઇ શકે છે.

**જમણી બાજુવાલાં ચીત્રમાં**—સ્પષ્ટ દેખાય છે તેમ, ડાબી બાજુની નાની નળી, જમણી બાજુના મોટી નળીમાં દાખલ કરવામાં આવી છે, તેનું કારણ આ કે, **ફુકકાની અંદર બને ગુરદાની પીશાબની નળીઓ, ડાબી ને જમણી,** ખુલે છે, જુઓ ચીત્ર આઠમું, ૨, ૨, જે ૩, ફુક્કામાં ખુલ્લે છે. વધુ માટે, જુઓ ચીત્ર નવમું, ૧૨, તથા ચીત્ર ચઉદમું, ૧૦ તથા સાથે બ્યાન વાંચો. હવે, ધારો કે એ ગુરદાની પીશાબની નળીઓમાંથી --એક યા બંનેમાંથી—પરૂ, લોહી, ૯૦ વહે છે, યા તે. એ નળીઓનાં છેડા સુજેલા છે, તો સ્પેશીયાલીસ્ટ વધારે ચોકસ તપાસ કરવા માટે, એ નળીઓમા

૬-૭) યુરેટરલ કેથીટર્સ યા ગુરદાની પીશાબની નળીઓ માટેની રબરની નળીઓ ૯૦, **ગુરદા સુધી** પસાર કરી શકે છે, કારણ કે ફુકકે વીજલીથી ચકીત હોવાથી, સ્પેશીયાલીસ્ટ, પહેલે ૬) એક બાજુની કૅથીટર, ને ત્યર પછી ૭) બીજુ બાજુની કૅથીટર, ગુરદા સુધી પસાર કરે છે. ને તેપરથી બંને બાજુના ગુરદા, તેમજ ગુરદાની નળીએની ચોકસ ચીકીત્સા (ડાએગનોસીસ) કરે છે. એટલેથી નહી અટકતાં, સારવાર માટે એમાં લોશનની દવા ૯૦ દાખલ કરી, એ ભાગેનું પરૂ ધોઇ નાખે છે, ને બહાર કાઢે છે. **જેથી દરદનો ચીકીત્સા ઉપરાંત સારવાર, એકી વખતે, કરી શકાય છે.**

—:o:—

## પ્રકરણ ૮૫ મું.

--—: ० :——

## પરમાનો બીજો તબકકો—ક્રોનીક યા જુના પરમાની (૧-૪) જાતો, ને પરીણામો—સ્ટ્રીકચ્ચર યા પીશાબની નળીનું સકોચાવું, ને તેની પાછળ ભગંદર ઈ૦, તથા પથરીનુ બંધાવું-કમોત, અશકતી, નામરદાની ને વાંઝીયાપણું.

એક નીયમ તરીકે જો, બે મહીનાની અન્દર તીક્ષણ પરમો સાજો નથી થતો, તો પછી એ જુનો પરમો લેખાય છે, એની ચાર જાતો આવે છે,

૧) **સ્ટ્રીકચ્ચર** યા પીશાબની નળીનું સંકોચાવું. આનું બ્યાન વીગતવારે નીચે આપ્યું છે.

૨) રસી નથી વહેતી, પણ **પીશાબમાં જલણ** તથા પીશાબની નળીની આસપાસનાભાગોમાં **ભાર હોવાની લાગણી** તથા દરદ **હમેશ ચાલુ રહેછે.**

૩) **"સહવારનાં ટીપાં"** આ નામ હેઠળ નીચલી જાતના દાખલાઓ આવે છે.

દરદી સહવારના પહોરમાં ઉઠયા પછી, પહેલી વખત પીશાબ કરે છે. ત્યારે આંસુ જેવાં યા તો મ્હોંની થુક જેવાં થોડાક ટીપાં માલમ પડે છે, ને તે પછી આખા દીવસમાં કાંઇ પણ માલમ નથી પડતું. એનું કારણ એજ કે જુના પરમાના સોજામાંથી જે રસી વહે છે તે રાત્રી દરમ્યાન જમે થાય છે,તથા સહવારમાં ઇન્દ્રીના મ્હોં આગળ આવી અટકે છે, ને દરદીને પોતાની હાજરી દેખાડવા સલામ કરે છે. એટલું યાદ રાખવું કે આ ટીપાંઓ **ઘણાંજ ચેપી ને ઝહેરી** આવે છે, તેથી એવા દરદીઓ ની દોષ સ્ત્રીઓ સાથે સન્ગમ કરવાને લીધે નીરદોષોમાં ચેપ ફેલાવે છે.

૪) આ દાખલાઓમાં દરદી **પોતાને સાજો થયલો સમજે છે.** અથવા તો તેના અજ્ઞાન તબીબી સલાહકારો તેને સાજો થયલો **સમજાવે** છે. આવા દરદીઓમાં દારૂ, યાદી વ્યસન, ગરમ ખોરાક, તથા બીજા દાખલાઓમાં **અતીયોગ યાને અણહદ** વ્યભીચારથી, દેખીતો સાજો થયલો પણ **ખરેખર છુપો રહેલો** પરમો પાછો ઉભડી નીકળે છે, જેથી પીશાબમાં રસી યા પરૂં નીકળે છે, તે જુનો પરમો. "તીક્ષણ" પરમાના લીબાસમાં

દેખાવ દે છે. ઉપલી ચાર જાતોવાળા પરમા, **જુના બનવાના ઘણાં કારણો આવે છે, એમાં મુખ્ય** નીચલાં પાંચ છે ૧, અઘટીત સારવાર. ખાસ કરી આ દેશમાં વૈદો હકીમો ઇ. તેમજ સ્વદેશી તથા વીદેશી પેટંટ દવાવાળાઓની **બીનઅસરકારક તથા હાનીકારક દવાઓ** વાપડવાથી ઘણાખરા દરદીઓમાં પરમો જુનો બને છે. ૨, અતીયોગ યા અણહદ વ્યભીચાર. ૩, દારૂ, ચાદી વ્યસનો, તથા ગરમ ખોરાક. ૪, પીશાબની નળીનું સ્ટ્રીકચર, તથા નવમાં ચીત્રમાં દેખાડેલા ૫, ૬, ૭, નંમ્બરવાળા ભાગોનો જુનો સોજો. ૫, દરદીને જો બીજા રોગ થયા હોય છે, તો એવી રીતે નબળી પડેલી દેહ તથા બીગડેલાં લોહીને લીધે, એક દરદમાં બીજા દરદનું ઝહેર વધે છે. દાખલા તરીકે, ખહી, મેલેરીયા યા ટાઢયો તાવ, સરદીનો રોગ, ઇ. લાગુ પડવાથી પરમાનું જોર વધે છે, ને દરદી વધુ હેરાન થાય છે.

## પીશાબની નળીનું સ્ટ્રીકચર, યા રેસાવાલા સ્નાયુઓના બંધનથી સંકોચાવું. પીશાબનું બીલકુલ અટકવું, ને દરદીના લોહીમાં પીશાબનું ઝહેર પેવસ થવાથી કમોત.

મેમબ્રેનસ યુર્થ્રામાં પરમાનો સોજો વધતાં, સાયન્ટીફીક **સારવાર અટકાવી શકે છે** પણ એક નીયમ તરીકે, આ દેશમાં મોટે ભાગે દરદીઓ આવી **અસરકારક સારવાર નથી** કરાવતા, **ને પરીણામે**, દર સોએ **નેવુંથી પંચાનું** દરદીઓમાં **પરમાનું** દરદ **જુનું યા ક્રોનીક** બને **છે.** જેથી કરી એ ભાગમાં જુના સોજાને લીધે ફાઇબ્રસટીસ્યુ યાને ચીવટ રેસાવાલા સ્નાયુ ઉગવા માંડે છે, ને એના રેસાઓ આસ્તે આસ્તે જેમ રબરની ટ્યુબપર ટાઇટ દોરડી બાંધી હોય, તેમ એ ભાગની આસપાસ ટાઇટ રેસાઓ દોરડી બાંધે છે, ને તેથી કરી એ ભાગમાંથી પસાર થતી પીશાબની નળીને સંકોચાવે છે. તેથી કરી, પીસાબની ધાર ઝીણી તથા એવડી બને છે (જુઓ ચીત્ર ત્રીસમું, ૨,૩.) છેવટે એ નળીને એટલી હદ સુધી સંકોચાવે છે કે, એમાંથી પીશાબની ઝીણી ધાર વટીક બહાર નથી નીકળી શકતી, તે વખતે જો **વહાડકાપ કરી** પીશાબ કહાડવામાં નથી આવતી તો, **દરદીનાં લોહીમાં પીશાબનું ઝહેર પેવસ** થાય છે, ને દરદી **કમોતે** મરે છે. આવાં સંકોચાવાને સ્ટ્રીકચર કહે છે.

## પીશાબની નળીનું સ્ત્રીકચર યા પીશાબની નળીનું રેસા-વાળા સ્નાયુથી સંકોચાવું (ચીત્ર ત્રાસમું ૨, ૩,) પહેલે પોચું; પાછળથી કઠણ બને છે. એનાં સત્યાનાશીક ને પ્રાણઘાતક પરીણામો. કુકકો ખરબચડો બને છે; એમાં નાની કોઠળીઓ બને છે, જેમાં પથરી બંધાય છે.

આવાં સ્ત્રીકચરની શરૂઆત, ત્રીજે અઠવાડીયેથી થાય છે, જે વખતે એ પોચું હોય છે, તે વખતના વહેવા સાથે, ત્રીજા મહીનાથી તે દસ, પંદરથી ત્રીસ, યા વધુ વર્ષમાં કઠણ બને છે, ને પીશાબની નળી બીલકુલ બંધ થઇ જાય છે. ખુદરતી રીતે, જો પીશાબની નળીના છેલા ભાગ આસપાસ દોરી બાંધી, તેનું કદ સંકોચાવીયે તો, એ ભાગ પાછળના બીજા ભાગોમાં પીશાબ અટકાવીયાથી, એ ભાગો મોટા ને ખરબચડા થાય છે. કારણકે જો મોટા ન થાય તો પીશાબના અઘટીત જોરથી એ ભાગો ફાટી જાય, ને એવી રીતે પીશાબ બહાર નીકળે. આવી રીતે, નવમાં ચીત્રમાં ધારો કે ૪, ની આસપાસ સ્ત્રીકચર થયું છે, તો એની પાછળના ભાગો ૫, ૧૧, ૧૨, ૧૩ સરવ મોટા થાય છે. એવી રીતે સ્ત્રીકચરથી, ફુકકાથી તે ગુરદા સુધી સરવ ભાગોને ઘણું નુકશાન થાય છે. ત્રીસમાં ચીત્રમાં એવું નુકશાન દેખાડવામાં આવ્યું છે. એ ચીત્રમાં, ૫, તે ફુકકો છે. ને એનું અન્તર પડ જે નવમાં ચીત્રમાં સુંવાળું દેખાય છે, તે આ ચીત્રમાં મોટું ને ખરબચડું બન્યું છે. એટલુંજ નહીં પણ એ પડ એવું ખરબચડું બન્યું છે કે, એમાં નાની કોઠળીઓ બની છે, કે જેમાં પીશાબ એકઠી થવાથી, જો પીશાબમાંના જુદી જુદી જાતના ખાર જમે થાય છે, તો પથરી બંધાય છે. પીશાબનો રસ્તો સ્ત્રીચકરને સબબે ખુલો નહી હોવાને લીધે, પીશાબ કરતી વખતે, સઘળી પીશાબ બહાર નથી નીકળતી, પણ થોડી નીકળે છે, ને બીજો ભાગ ફુકકાને તેની કોઠળીઓમાં જમે થાય છે.

## કુકકાથી તે ગુરદા સુધી પથરીનું બંધાવું—યુરેટરનો સોજો, મોટી બની, પથરીની કોથળી બને છે.

ફુક્કામાં અડચણ હોવાને લીધે, ગુરદાની નળી-યુરેટર-(ચીત્ર નવ, ૧૨) પણ સુજી મોટી થાય છે, ને એના ગુરદા સાથનાં જોડાંણમાં, કોઠળી બની, એમાં પથરી બંધાય છે. તથા ખુદ ૧૩) ગુરદામાં પણ પથરી બંધાય છે. આવી રીતે પરમાંના સ્ત્રીકચરના પરીણામે પથરી થાય છે, તેથી એ ભાગોમાં

પથરીનાં ચીન્હો દેખાવ દે છે. **એટલું યાદ રાખવું કે,** કાંઇ હરેક દરદીમાં પથરી બંધાવી જોઇયે એવો ધારો નથી.

## ઇંદ્રીની પીશાબની નળીથી તે ગુરદા સુધીના કોઇપણ ભાગનું, પીશાબના દબાણને લીધે, મોટા ને પોચા થઇ ફાટવું.

વળી બીજા દાખલાઓમાં, ઇંન્દ્રીની પીશાબની નળીથી તે ગુરદા **સુધીના** ભાગો નાજુક હોય છે તો, ખરબચડા બનવાને બદલે, મોટા થઇ પતલા કાગળ જેવા, જમે થયેલી પીશાબના દબાણને લીધે બને **છે. ખાસ કરી,** ફુકકાથી તે ગુરદા સુધીનો કોઇપણ ભાગ ફુટે છે, તો પીશાબને તેનાં ઝહેરો પેટની અન્દરનાં ભાગોમાં ફેલાય છે, ને જો એ માટે **તુરત વહાડકાપ કરવામાં નથી આવતું,** તો દરદી કમોતે મરે છે.

## સ્ત્રીકચર, એક યા અનેક. સ્ત્રીકચરના પાછલા ભાગમાં ભગંદર-તેની સારવાર.

એટલું યાદ રાખવું કે ખુદ પીશાબની નળીમાં સ્ત્રીકચર **એક** યા અનેક હોય છે, ત્રીસમા ચીત્રમાં ૨) ને ૩) વાલાં બે છે. ત્યારે એ ભાગની પાછળનો ભાગ મોટો બને છે, ને એમાં સોજો, પરૂ, લોહી, પીશાબ ઇ૦ એકઠાં થાય છે, કેટલાક દાખલાઓમાં એ ભાગ ફુટે **છે,** તો **ભગંદર** બને છે, ને એ ભગંદરમાંથી પરૂ, પીશાબ, ઇ૦ વહેવા માંડે છે. એવા ભગંદરની. સારવાર માટે, સ્ત્રીકચરપર તેમજ ભગંદર બંનેપર **વહાડકાપ કરવું** પડે છે.

## સ્ત્રીકચરની વીર્યના ભાગો (ચીત્ર નવમું, ૫-૧૦) પર કાતીલ અસર. મરદ નામરદ ને વાંઝીયો બને છે.

નવમાં ચીત્રમાં ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, તે ૪, પાછળનો વીર્યનો રસ્તો દેખાડે છે. જયારે ૪) નું સ્ત્રીકચર ને સંકોચાવું થાય છે, ત્યારે **વીર્યનો રસ્તો થોડો ઘણો યા બીલકુલ બંધ, સ્ત્રીકચરના પ્રમાણમાં થાય છે.** એ (૫-૧૦) સુધીના ભાગોમાં પરમાના સોજા થાય છે. ને જો ખુદ ૧૦, બંને બાજુનાં અન્ડનો પરમાનો સોજો સખત થાય છે, તો વીર્ય નીકલતુંજ નથી, કારણ કે અન્ડની વીર્ય બનાવનારી નળીઓનો નાશ થાય છે. એટલે કે મરદ નામરદ ને વાંઝીયો બને છે. ધારો કે અન્ડ સુધી પરમો નહી ગયો હોય, ને ૬, ૭, યા ૮, સુધી બંને બાજુ ગયો હોય, તોપણ પરી-

ણામ તો એકજ આવવાનું કે વીર્ય બનવા છતાં, તેને બહાર નીકળવાનો રસ્તો નથી મળતો, એટલે દરદી વાંઝીયો બને છે.

## સ્ત્રીકચ્ચરના પરીણામે સંન્ગમમાં અડચણો-વીર્યનું અટકવું યા ખોટે રસ્તે નીકળવું-નામરદાની.

સ્ત્રીકચ્ચરને લીધે સંન્ગમ દરમયાન અડચણો થાય છે. ૧. વીર્ય એકદમ છુટી જાય, યા ૨, લાંબે વખતે નીકળે; યા ૩, ઇન્દ્રી બરોબર ન ઉભી થાય; યા તો ૪, જલદી બેસી જાય; ૫, વીર્ય સ્ત્રીકચ્ચરને લીધે બહાર નહી નીકળી શકવાથી સંન્ગમ પછીથી ટપકીયા કરે યા તો ૬, ઉલ્ટે રસ્તે ફુકકામાં જાય. આ કારણોની નામરદાનીથી દરદી નીરાશી ને ઉદાસ બને છે, ને કેટલાકો આપઘાત પણ કરે છે. માંથાનો ને કમરનો દુખારો, ઉંઘ નહી આવવી, વજનમાં ઘટાડો ઇ૦ ચીન્હો આવા દાખલાઓમાં દેખાવ દે છે.

——:૦:——

# ચીત્ર બત્રીસમું.




**સ્ત્રીમાં પરમાના ચેપનું પરીણામ—સ્ત્રીની ચાલુ બીમારી, ને કમોત.** તીક્ષ્ણ પરમાનો ચેપ ગર્ભસ્થાનમાંથી ૧) મ્હોને રસ્તે સ્ત્રીઅન્ડની નળીમાં ચઢી, ૧–૪) સ્ત્રીઅન્ડની નળી, ૬) સ્ત્રીઅન્ડ, તથા ૫) એ બને વચેના ઢાંકણનાં સ્નાયુંમાં ફેલાયો છે.

૧) સ્ત્રીઅન્ડની નળીનું ગર્ભસ્થાનમાં ઉઘડતું અન્દરનું મ્હો, પરમાના સોજાથી બંધ થયું છે.

૨–૩) સ્ત્રીઅન્ડની નળી, પરમાના સોજાથી ધુંમડાં માફક મોટી થઇ છે.

૪) સ્ત્રીઅન્ડની નળીનું બહારનું મ્હો, જે પેરીટનીયમ યા પેટમાંના પરદામાં ખુલે છે તેમાંથી

૫) સ્ત્રીઅન્ડની નળી તથા સ્ત્રીઅન્ડ વચેનાં ઢાંકણનાં સ્નાયુમાં ચેપ ફેલાઇ

૬) સ્ત્રીઅન્ડમાં ફેલાઇ છે. પરમો જુનો થતાં, સ્ત્રીઅન્ડનું બહારનું મ્હો બંધ થાયછે.

૧) તથા ૪) નળીનાં બને મ્હોં બંધ થતાં, કુદરતી રીતે નળીમાં ચેપને સોજો વધવાથી નળી ધુમડાં માફક ફુગે છે. જેને પાયો સાલ્ફીંક્સ કહે છે.

બંને બાજુની નળીઓના મ્હો ચેપથી બંધ થતાં, સ્ત્રી વાંઝણી બને છે. ધુમડું ફુટવાના ઘણા કારણો હોય છે. ૧) ભાર ઉંચકવાથી, ૨) જોરમાં કસરત કીધાથી ૩) સુવાવડ વખતેતથા ૪) જુજ દાખલાઓમાં, સંગમના જોરથી ધુમડું પેટમાં એકનીયમ તરીકે ફુટે છે, ને વઢાડકાપ તુરત નથી કરવામાં આવતી તો દરદી નકી મરે છે. અપવાદ તરીકે, સફરામાં ફુટે છે તો પરુ તે રસ્તે બહાર નીકળે છે.

લગન પછી, ગુલાબનાં ફુલો—જેવી હસ્તી રમતી છોકરીઓ કરમાઈ જાય છે, તથા ચાલુ બીમારી ભોગવે છે, તેનું કારણ જાતીના બાગોનો પરમો છે. સ્ત્રીઓના જાતીના છુપા દરદોમાંથી ૭૦–૯૦) ટકા જેટલાં પરમાને લીધે થાય છે.

| ચીત્ર બત્રીસમું. | ચીત્ર ચઉદમું. | ચીત્ર પંદરમું. |
|---|---|---|
| ૧-૨-૩-૪) સ્ત્રીઅંન્ડની નળી. | ૫–૬) | ૬-૭) |
| ૫) ઢાંકણનાં સ્નાયું. | | |
| ૬) સ્ત્રીઅંન્ડ. | ૭) | ૮) |

# પ્રકરણ ૩૬ મું.

—:०:—

## સ્ત્રીના ક) પીશાબના ભાગો, તથા ખ) જાતીના ભાગોના પરમાના પરીણામો. ક્મોત. અશકતી. નાંઝનાની ને વાંઝીયાપણું. બે સમયે પરમાના જોરનો ઉભરો ને પધારો.

આપણે ચોત્રીસમાં પ્રકરણમાં જોયું તે પ્રમાણે ચેપી સ્ત્રીઓ સાથે સંન્ગમ કીધા પછી, મરદની ઇન્દ્રીના અન્તર પડની લાલ ચામડીપર સોજો ને ધુમકું ઉત્પન થાય છે. એજ પ્રમાણે ચેપી મરદ સાથે સંન્ગમ કીધા પછી, સાધારણ રીતે બેથી પાંચ દીવસમાં, પણ અપવાદ તરીકે, બેથી ત્રણ અઠવાડયા પછી, સ્ત્રીના ક) પીશાબના ભાગોના, તથા ખ) જાતીના ભાગોમાં પરમાના ચીન્હો માલમ પડે છે.

### ક) સ્ત્રીના પીશાબના ભાગોનો પરમો.

સ્ત્રીની પીશાબની નળી (ચીત્ર ચઉદ ૮)ની લાલ ચામડીમાં સોજો ને ધુમકું ઉત્પન થાય છે. ચેપ ઉપર વધે છે, તો ૯) ફુક્ણામાં પરમાનો ચેપ ફેલાય છે, ને એ રસ્તે ૧૦) ગુરદાની નળીને ૧૧) ગુરદા સુધી ફેલાય છે.

### ખ) સ્ત્રીના જાતીના ભાગોનો પરમો.

પહેલે વલવા યા સ્ત્રીના બહારના જાતીના ભાગના અન્તર પડની લાલ ચામડીના પરમાનો ચેપ થાય છે (ચીત્ર ૨ ઉદ, ૧,) વલવામાંથી (ચીત્ર ચઉદ, ૨) યોની માં દાખલ થાય છે. ને તે પછી (ચીત્ર ચઉદ ૩) કમળના ફુલની અંન્દર દાખલ થાય છે. ને ત્યાંથી ઉપર ચહડતાં ૪) ગર્ભસ્થાનનું ધડ યા ગાંદુ તે પછી ૫) સ્ત્રીઅન્ડની નળી, ને એ નળીના છેડા ૬) ને રસ્તે, ૭) સ્ત્રીઅન્ડ માં દાખલ થાય છે. તથા ૧૩–૧૪) પેરીટનયમ યા પેટની અન્દરના પરડામાં દાખલ થાય છે. (જુઓ ચીત્ર બત્રીસમું, ૧–૬, ને એનો ચીત્ર ચઉદ સાથનો મુકાબલો.)

હવે એટલું યાદ રાખવું કે હરેક દરદી સ્ત્રીમાં કાંઇ પરમાનો ચેપ આ સઘળા ભાગોમાં વધતો નથી. એટલે કે જ્યારે કેટલીક દરદી સ્ત્રીઓમા ચેપ નીચલાજ ભાગોમાં રહે છે, ત્યારે બીજી સ્ત્રીઓમાં ઉપર વધે છે. એક નીયમ તરીકે, સ્ત્રીઓમાં પરમાનો ચેપ, ચીત્ર ચઉદ, ૩) યાને કમળનાં ફુલ સુધીજ અટકી રહે છે. પણ જે સ્ત્રીઓ ઘણી હવસી આવે છે, ને અત્યંત

વ્યભીચાર ભોગવે છે, અથવા તો ઘરનું કામ ૯૦ માં બદનપર ઘણો બોજો નાખે છે, એવીઓમાં, માસીક તથા સુવાવડ વખતે, ચેપ ઉપર ચહડે છે.

## સ્ત્રીની જીંદગીના બે સમયે–એક, માસીક, ને એક સુવાવડ પછી—પરમાનાં જોરનો ઉભરો ને વધારો.

સ્ત્રીઓની જીંદગીના બે સમયે પરમાનો ચેપ જોર પકડી વધવાનો ખાસ સંભવ રહે છે. એક) રૂતુ યા માસીક વખત, ને બે) સુવાવડ પુરી થયા પછી. એનું કારણ આ છે કે એ બંને સમયે, જાતીના ભાગોમાં લોહીનો વધારો થાય છે તથા આ ભાગોમાં ઝીણા યા મોટા ઘા પડે છે, જેથી ચેપ સાધારણ વખત કરતાં વધારે સહેલાઇથી, ઘાને રસ્તે દાખલ થાય છે. આ બે સમયે, ચેપ એકાએક યા અસ્તે વધવાના ચીન્હો નીચે પ્રમાણે છે. પીડુમાં અત્યંત દુખારો થાય છે. માસીક વખતે લોહી ઘણું જાય છે તથા દરદ ઘણું થાય છે. તથા માસીક અનીયમીત બને છે. સફેદ પાણીના ઝરા વહે છે. પીશાબ તથા ઝાડા કરતી વખતે ઘણું દરદ થાય છે. ને જાતીના થોડા યા સઘળાભાગોમાં પરમાનો ચેપ ચઢે છે ને ફેલાય છે. (ચીત્ર બત્રીસમું) નહી તો પીશાબના ભાગોમાં, ગુરદા સુધી ફેલાય છે. માથા તથા કમરનો દુખારો અત્યંત હોય છે. સાધારણ તબીયત ઘણી બીગડે છે, તથા નબળાઇ વધે છે.

## માસીક વખતે, સ્વચ્છ આસામીઓ સાથે સંગમ કીધાથી, પરમાનો નહી પણ બીજા ૧–૩) જંતુઓનો સોજો.

આ તકે આપણા લોકોમાં એક ઘણોજ હાનીકારક વહેમ હસ્તી ધરાવે છે તે વીશે બોલીશું, આ વહેમ પ્રમાણે કોઇપણ સ્વચ્છ મરદ માસીક દરમ્યાન કોઇપણ સ્વચ્છ સ્ત્રી સાથે સંગમ કરે તો, ખુદરતની સજા તરીકે, તેને પરમો થાય છે! આ વહેમ કેવળ વાહીયાત છે. કારણકે સ્વચ્છ સ્ત્રીમાં કદી પણ પરમાના જંતુઓ હોતા નથી. આપણે આગળ જોયુ તે પ્રમાણે, જંતુમાંથીજ જંતુ પેદા થઇ શકે. તેથી કરી સ્વચ્છ સ્ત્રીમાં પરમાના જંતુ હોતાજ નથી, તો કેમ રીતે પેદા થઇ શકે? સ્વચ્છ સ્ત્રી સાથે માસીક દરમ્યાન સંગમ કીધાથી, મરદને જે દરદ થાય છે તે પરમાનું દરદ નથી થતું, પણ કેટલીક સ્વચ્છ સ્ત્રીઓનાં ૧) દસ્તાનના પ્રવાહીમા ચોકકસ સડેલા પદાર્થો આવે છે. ત્યારે બીજી સ્વચ્છ સ્ત્રીઓમાં, ખાસ

કરી જો સ્ત્રી એવી ફુવડ હોય છે કે, તેની ૨) પીશાબ તેના જાતીના ભાગને અભડવા દે છે, ત્યારે એવી પીશાબમાં જે જંતુઓ હોય છે, તો તેવા જંતુઓ સંગમ દરમ્યાન, મરદની ઇન્દ્રીમાં દાખલ થયાથી, એક જાતનો સોજો ઉત્પન કરે છે, જેમાંથી પરમા માફક રસી વહે છે. **પણ એ રસીમાં પરમાના જંતુ નથી માલમ પડતા.** પણ પીશાબના ચોકકસ જંતુઓ માલમ પડે છે. પીશાબ સીવાય, જો સ્વચ્છ સ્ત્રી ફુવડ હોય છે, ને ૩) **ઝાડાના પ્રવાહી**ના ગદલા હાથે જાતીના ભાગને અડકે છે. તો એ પ્રવાહીમાંના ચોક્કસ જંતુઓ સ્ત્રીના જાતીના ભાગમાં હોવાથી, સંગમ દરમ્યાન મરદની ઇન્દ્રીમાં દાખલ થાય છે.

આવી ૧–૩) રીતે ગમે એવી સ્વચ્છ પણ ફુવડ સ્ત્રી સાથ સંગમ કરતાં મરદની ઇંદ્રીમાં જે સોજો થાય છે ને અન્દરથી પીપ નીકળે છે, તેમાં ખુદ્દ રતી રીતે પરમાના જંતુ નથી હોતા, ને એવાં દરદની ખોટી ચીકીત્સા કરવાથી દરદીને ખોટો ગભરાવી મારવામાં આવે છે. એક નીયમ તરીકે, આવી જાતનો સોજો સાયન્ટીરીક ચીકીત્સા તથા સારવારને લીધે જલદીથી સાજો થાય છે.

## કેટલીક સ્વચ્છ સ્ત્રીઓ સાથે માસીક વખતે સંગમ કીધાથી પરમાનો સોજો થવાનું કારણ–નાની બાળકીઓના પરમાની યોગ્ય સારવાર થતી નથી ?

**ઉપરને અપવાદ તરીકે,** કેટલીક સ્વચ્છ સ્ત્રીઓમાં પરમાના જંતુઓ હોય છે, ત્યારે સવાલ ઉઠે છે કે એવા અપવાદોનું કારણ શું ? આ કારણ આપણે ૨૬૯)મે પાને જોઇ ગયા છીયે, તેપર વાંચકોનું પાછું ધ્યાન ખેંચ્યે છીયે. આપણે જોયું કે "ખાસ કરી **નાની બાળકીઓ**ના જાતીના ભાગોમાં, પરમાનો ચેપ, તેઓની માતાઓ, પોતાની રસીથી ભરેલા લુગડાંથી બાળકીઓના છુપા ભાગો સાફ કરી, ચેપ ફેલાવે છે. અજ્ઞાણ દાયણો પણ એમ ચેપ ફેલાવે છે." એવી **ચેપી બાળકીઓ મોટી ઉમરની થાય છે,** ત્યાં સુધી તેઓના જાતીના ભાગોમાં જે પરમાનો ચેપ હોય છે, તેની સાયન્ટીરીક સરવાર નહી કરાવાથી, **છુપો ભરાઇ રહે છે.** આપણે ઉપર જોયું તે પ્રમાણે રૂતુના તથા સુવાવડ પુરી થયા પછીના સમયે, એનું જોર વીશેશ વધે છે, તેથી કરી એવી દેખીતી સ્વચ્છ પણ **અન્તરના છુપા ચેપવાલી સ્ત્રીઓ,** તેઓના સાથીઓ સાથે સંગમ કરતાં, એ નીર

દોષ સાથીઓને ચેપ આપે તે સમજવું સહેલ છે. આવીજ રીતે આવી **બહારની સ્વચ્છ પણ અન્તરની ચેપી સ્ત્રીઓમાં** સુવાવડ પછી **પરમાના** ચેપનું જોર એકદમ વધી જાય છે, તથા તેઓની જીંદગી ઘણી **જોખમમાં** આવે છે, તે પુરવાર કરે છે કે પરમાના દરદનો ચેપ વરસો સુધી **છુપો** રહી આખરે જાહેર થઇ, કેવાં ગંભખાર પરીણામો નીપજાવે છે. **ને એટલા** સારૂ **સાયન્ટીફીક ચીકીત્સા તથા સારવારની કેટલી જરૂર છે,** તે **સમ** જુઓ જોઇ શકાશે.

ઉપર પ્રમાણે, અજ્ઞાન યા ફુવડ ચેપી માતા યા દાઇ યા વૈદ ૯૦ ના પાપનાં પરીણામ, તેની **નીરદોષ છોકરી,** તથા છોકરી ઉમરે પુગતાં **તેણીનાં ધણીને ખમવાં** પડે છે. ને સુવાવડ પછી, એવી છોકરીની **જીંદગી જોખમ**માં આવી પડે છે. **તથા બાળકને અંધાપો થાય છે.**

મરદની માફક સ્ત્રીમાં પણ પરમાનું દરદ લાગુ પડે છે. ત્યારે દરદના વખત અનુસાર, બે તબકકા માલમ પડે છે. ૧) **એકયુટ યા તીક્ષણ યા નવો ૨)ક્રોનીક યા જુનો.** આ દેશમાં તો સ્ત્રીઓ એક નીયમ તરીકે પોતાના ગમે એવા ખરાબ દરદની સારવાર, ખોટી **સંસારીક** રાહ રસમોને લીધે **નથી કરાવતી,** ને તેના પરીણામે એવા ચેપી સ્ત્રીઓમાં **કહેવાતો પ્રદર,** પણ ખરેખર **પરમાની રસી,** ચાલુ યા આંતરે, આખી જીંદગી સુધી **વેહયા કરે છે.** બીજા શબ્દોમાં કહીયે તો **આ** દેશની **હરેક** પરમાની દરદી **સ્ત્રીમાં, વગર સારવારે, એ દરદ ક્રોનીક યા જુનું બને છે. સ્ત્રીના પરમાના** દરદનાં ચીન્હો (ક--ખ) બે વીભાગમાં તપાસીશું. ક) પીશાબના ભાગો (જુઓ ચીત્ર ઉચ્દમું ૮--૯--૧૦--૧૧. તથા ખ) જાતીના ભાગો (જુઓ ચીત્ર ચઉદ ૧ થી ૭--૧૩--૧૪) આગલાં પ્રકરણમાં મરદના પરમાનાં દરદના ચીન્હો એવીજ રીતે બે વીભાગમાં તપાસ્યાં છે. (પાનું ૨૭૨)

## ક) સ્ત્રીના પીશાબના ભાગો (ચીત્ર ચઉદ, ૮-૧૧) ના પરમાનાં ચીન્હો.

**૮) પીશાબના કુકકાની નળી, (ચીત્ર ચઉદ, ૮).** આ ભાગના સોજાને લીધે, નળી સુજીને રાતી થાય છે, તથા એમાંથી રસી વહે છે, જેની અન્દર પરમાના જંતુઓ માલમ પડે છે. પીશાબ સાથે યા પીશાબ વગર, પણ રસી વહે છે. પીશાબની નળીનો બહારનો ભાગ ફકત સુજે છે, યા આખી નળી સુજે છે. પીશાબ કરતી વખતે ઘણું દરદ તથા જલણ થાય છે.

અપવાદ તરીકે, પીશાબની નળી સંકોચાઇ એનું સ્ટ્રીકચર થાય છે. તથા કેટલાક દાખલાઓમાં એ નળીના સોજાનું ધુમડું ફાટવાથી ભગંદર પડે છે, તો પીશાબ સીધે રસ્તે બહાર નીકવાને બદલે યોનીને રસ્તે નીકળે છે. જુના દાખલાઓમાં એ નળી પોચીને મોટી થયાથી એના નીચલા ભાગમાં કોથળી બને છે, જેની અન્દર પરૂ ભરાય છે. ને જ્યાં સુધી આયન્ટીશ્રીક સારવાર નથી થતી, ત્યાં સુધી એવું પરૂં બનવાનું તથા બાહેર નીકળવાનું ચાલુ રહે છે.

કેટલાક દાખલાઓમાં પીશાબની નળીની અન્દર તથા મ્હોપર નાના નાના મસા થાય છે, ને કેટલાક દાખલાઓમાં એવા મસા ઘણું દરદ ઉત્પન કરે છે. એ મસા સુકા રહે છે, યા એમાંથી ચેપી રસી વહે છે. તથા એ તેમજ એની આસપાસના ભાગોમાં ફીડ ઇ. અતયંત થાય છે.

**૯) પીશાબનો ફુકકો, (ચીત્ર ચઉદમું).**

**૧૦) ગુરદાની પીશાબની નળી, (ચીત્ર ચઉદમું.)**

**૧૧) ગુરદા, (ચીત્ર ચઉદમું.)**

પીશાબના ફુકકાની નળીમાંથી પરમાનો ચેપ ઉપર દેખાડેલા ત્રણ ભાગોમાં વધે છે, તો તેનાં ચીન્હો ને પરીણામ, મરદનાજે ત્રણે ભાગોમાં જેવાં ઉપજે છે, લગભગ તેવાંજ સ્ત્રીમાં પણ ઉપજે છે. તથા આનું વીગતવાર બ્યાન ૨૭૮) મે પાને આપ્યું છે તે વાંચો.

## ખ) સ્ત્રીના બહારના તથા અન્દરના જાતીના ભાગોના પરમાના ચીન્હો.—

### સ્ત્રીના બહારના જાતીના ભાગો (ચીત્ર ચઉદ, ૧; ચીત્ર પંદર, ૧-૨) વલવાનો પરમો.

**૧) વલવા યા સ્ત્રીના બહારના જાતીના ભાગો**—પીશાબની નળી માંનો પરમો નીચે ફેલાવાથી વલવામાં ચેપ ફેલાય છે. સ્ત્રીના બહારની જાતીના ભાગોમાં ખાસ કરી ગ) મોટા તથા ચ) નાના હોઠો, પાનું ૬૮, સુજે છે તથા એ ભાગોમાં ફીડ ઘણી લાગેછે, તેથી કરી ચાલતાં હાલતાં એ તથા પીડુના ભાગોમાં દુખાવો ઘણો થાય છે. એ ભાગોની ચામડીમાં ચાલુ પરૂ વહેવાને લીધે ચીરા પડે છે, તથા એ પરૂ બન્ને બાજુના થાપાની ચામડી સુધી જો વધે છે, તો થાપાની ચામડીમાં પણ સોજો ખરપસુ ને ચીરા ઉત્પન્ન કરે છે. સ્ત્રીના થાપાની ચામડીના સોજા ખરપસાં ને ફીડનુ આ એક મુખ્ય કારણ છે.

## જ) બારથોલીનના ગ્લાન્ડઝનો છુપો પરમો.
## (ચીત્ર ૫ દર, ૨, ૨. તથા પાનું ૬૯).

હોઠોનો ચેપ આ ભાગોમાં ફેલાય છે, તો એ ભાગો સુજે છે. તથા એ ભાગોપર દબાણ કરતાં અન્દરથી પરૂના ટીપાં નીકળે છે. આ ભાગોનો સોજો એક નીયમ તરીકે જુનો બને છે. ખાસ કરી આ દેશમાં દાક્તરો હકીમો તથા વૈદો એટલા અજ્ઞાન છે કે, એ ભાગોની હસ્તી પણ તેમને માલમ નથી, કારણ કે આયુર્વેદ તથા યુનાની પુસ્તકોમાં શરીરના બીજા ભાગો માફક આ ભાગો વીશે કાંઇ પણ ચોકકસ બ્યાન નથી. તેથી કરી દેશની સ્ત્રીઓમાં પ્રદરના ખોટાં નામ નીચે પરમો હોય છે, તેની ચાકત્સા ન થવાથી એવી સ્ત્રીઓનું દરદ કદી સાજું થતું નથી. આપણે મરદના પરમાના બ્યાનમાં જોયું તે પ્રમાણે પરમો છુપો બનવાથી દરદી પોતાને સાજો થયલો સમજે છે. તથા તેના અજ્ઞાન તબીબી સલાહકારો પણ તેને એમજ સમજાવે છે. તથા એવો દરદી નીરદોષ તંદરૂસ્ત સ્ત્રીઓ સાથે સંગમ કરતાં એવો છુપો ચેપ ફેલાવે છે. તેજ પ્રમાણે ચેપી સ્ત્રીઓના બારથોલીનનાં ગ્લાંન્ડઝમાં પરમાનો ચેપ છુપો રહે છે. તથા સંગમ દરમ્યાન ઘસારાને લીધે દબાવાથી નીરદોષ તનદરૂસ્ત મરદોમાં આ ચેપ ફેલાય છે. **દરદીઓ તેમજ વૈદો તથા હકીમોના અજ્ઞાનને લીધે, તથા સાયન્ટીફીક સારવારની ગેરહાજરીને લીધે, આ દેશમાં પરમાનો ચેપ ભયંકર હદે નીરદોષ સ્ત્રી પુરૂષોમાં ફેલાય છે.**

## સ્ત્રીના અન્દરના જાતીના ભાગો.

## ૨) યોની (ચીત્ર ચઉદ, ૨, ક-ખ) નો પરમો.

બહારના ભાગોનો ચેપ અન્દરને ઉપર ચઢે છે, તો યોનીનો સોજો થાય છે, યોનીનું અન્તર પડ સુજે છે ને તેમાંથી પરૂ નીકળે છે. સોજાને લીધે દુખાવો ઘણો થાય છે, ને ચાલવા હાલવામાં ઘણી મુશકેલી પડે છે. કેટલાક દાખલાઓમાં યોનીના સોજાને લીધે મોટું ઘુમડું થાય છે. ત્યારે બીજા દાખલાઓમાં યોનીનું અન્તર પડ જાડું અને ખરબચડું બને છે અને તે ઉપર પરમાને લીધે નવું પડ ચીટકેલું દેખાય છે. એ પરમાનું પડ ચીટકેલું છુંટું પડે છે, તો નાના કટકા બહાર નીકળે છે. આપણે આગળ જોયું તે પ્રમાણે રૂતુને સમયે પરમાનું જોર તથા દુખાવો વધે છે. તે એટલી હદ સુધી કે નરમ પડી ગએલો છુપો પરમો માસીક વખતે

પાછો તીક્ષણ બની જાહેર થાય છે. તેથી કરી ચેપી સ્ત્રી સાથે માસીકના સમય વખતે સંન્ગમ કીધાથી, નીરદોષ પુરૂષોમાં ચેપ ફેલાવાનો વધારે સંભવ રહે છે.

યોનીનો જુનો પરમો–સારવારની ગેરહાજરીમાં યોનીનો પરમો જુનો બને છે. તેથી કરી યોનીનું અન્તર પડ ભીણું ને સુવાળું રહેવાને બદલે, સુકાં ચામડાં જેવું બને છે.

## પ્રદર, સફેદ પાણી ઇ૦નું મુખ્ય કારણ–યોની તથા કમળનાં ફુલનો જોડીયો પરમો.

પ્રદર, સફેદ પાણી ઇ, એક નીયમ તરીકે, સ્ત્રીઓના છુપા ભાગોમાંથી જે પ્રદર, સફેદ પાણી ઇ. વહે છે તેનું મુખ્ય કારણ યોનીનો જુનો પરમો છે. એટલું યાદ રાખવું કે યોનીના જુના પરમાને લીધે યોનીની આસપાસના ભાગોમાં જુનો પરમો થાય છે—ખાસ કરી યોનીનો જુનો પરમો ઉપર ફેલાવાથી, કમળન ફુલના (ચીત્ર ચઉદ, ૩) અન્તરપડનો જુનો પરમો હંમેશ સાથે સાથે હોય છે. આ પરથી સમજુઓ જોઇ શકશે કે સ્ત્રીઓમાં મોટે ભાગે જે પ્રદર હોય છે તેનું મુખ્ય કારણ યોની તથા કમળનાં ફુલોનો જુનો પરમો છે. તેથી કરી એ ભાગોની ચોકકસ ચીકીત્સા તથા સારવાર કરવાનુ અજ્ઞાન દાયણો, વૈદો તથા હકીમો માટે અશકય છે. એટલા કારણસર આ દેશમાં મરદ દરદીઓ માફક સ્ત્રી દરદીઓની આખી જીંદગી રીબતી બને છે, ને ઘણીએક તો આપઘાત કરે છે.

## ૩) કમળનાં ફુલનો પરમો.

આપણે ઉપર જોયું તે પ્રમાણે, યોનીનો પરમો ઉપર ફેલાવાથી કમળના ફુલનો પરમો થાય છે, ને એ બન્ને ભાગોના જોડયા પરમાને લીધે, ચાલુ પ્રદર વહે છે. યા તો પરમો છુપો રહે છે, ને સંન્ગમના ઘસારાને લીધે, છુપો ચેપ બહાર નીકળે છે, ને મરદની ઇન્દ્રીમાં દાખલ થાય છે. આવી સ્ત્રીઓ બહારથી તનદુરસ્ત પણ છુપા ચેપવાલી હોય છે.

## ૪) ગર્ભસ્થાનની ગાંઠ યા ધડનો પરમો.

કમળના ફુલનો પરમો ઉપર ચઢીયાથી, આ ભાગમાં સોજો ઇ૦ થાય છે. એને લીધે પીડુમાં તથા કમ્મરમાં તથા થાપાઓ સુધી દુખાવો માલમ પડે છે. તે એટલે સુધી કે દરદી ચાલતાં દરદ નથી ખમી શકતી, તેથી

**બીછાનામાં સુઈ રહેવું પડે છે.** ગર્ભસ્થાનનો પરમો તીક્ષણ યા જુનો, ક) વાંઝણી, તથા ખ) બચ્ચાંવાલી **સ્ત્રી**માં કેટલાક ચીન્હો જુદી જાતના ઉપજાવે **છે.** તેનું કારણ **એ કે ક)** વાંઝણી **સ્ત્રી**માં કમળના ફુલ તથા ગર્ભ**સ્થાન**ની મધ્યની **નળી** બહુ ઝીણી હોય **છે,** ને તેથી કરી પરમાના સોજાને લીધે જે પરૂ **થાય છે,** તે **સહેલાઇથી** બહાર નીકળી શકતું નથી. **એને** લીધે **એમ બને છે કે** તીક્ષણ પરમામાં કમળના ફુલનું અન્તરપડ સુજીને યોનીમાં લટકતું **દેખાય છે.** જયારે આ તીક્ષણ પરમો જુનો બને છે, ત્યારે કમળનું ફુલી સોજાને લીધે **કદમાં મોટું બને છે. તથા અરધો ઈન્ચથી વધુ લાંબુ બને છે.** એથી ઉલટું ખ) બચરવાલ **સ્ત્રીઓ**માં સુવાવડ પછી ભાગ **મોટા** રહેલા **હોવાને** લીધે એ ભાગ પોચા હોય **છે.** તથા પરમાનું **પરૂ સ્હેલાઇથ બહાર** નીકળી શકે **છે.** વધુ માટે નીચે વાંચો "સુવાવડ પછીના **સમયે** ગર્ભસ્થાનનો પરમો." ઉપલા દાખલાઓમાં કમળના ફુલના જુના **પરમાને લીધે,** એનાં બહારનાં મ્હોંનું **સ્ત્રીકચર** થાય છે, યા સંકોચાય છે. **તેથી** કરી માસીકનો બહાર નીકળવાનો રસ્તો થોડુંકમાં બીલકુલ બંધ થાય **છે.** દરદીને ઘણું ખમવું પડે છે તથા વહાડકાપ **વગર** દરદ **સાજુ** થઇ **શકતું નથી.** તથા **સ્ત્રી** વાંઝણી **બને છે.**

ઘણા દાખલાઓમાં, આ ભાગનો પરમો ઘણો **જુનો ને છુપો** બને **છે.** ત્યારે બીજા દાખલાઓમાં **ચાલુ પ્રદર** નીકળે છે.

**આ** દરદને લીધે ઘણી સ્ત્રીઓની તબીયત બહુ બીગડે **છે.** લોહી **પાણી** જેવું બને છે. નબલાઇ અત્યંત **હોય છે તથા** પાંચનશકતી બીગડે **છે,** તથા જ્ઞાનતંતુની નબળાઇ ને હીસ્ટીરીયા થાય છે, **ને ચાલુ "બીછાનાની સ્ત્રી" બને** છે. અશકતીને નાઝનાનીનું મુખ્ય કારણ આજ છે.

**(એ) માસીકના સમયે આગળ જોયું તે પ્રમાણે આ ભાગોનો પરમો જોર પકડે છે,** તે એટલી હદ સુધી કે લોહી નળ છોડી મુકયો **હોય** તે પ્રમાણે વહે **છે.** ને કેટલાક અપવાદોમાં લોહી છુટી જવાથી દરદીઓ **મરણ** પામે **છે.** માસીક અનીયમીત તથા પીડાકારીક બને **છે**

આ ભાગનો ચેપ **ઉપર વધે** છે **તો** સ્ત્રીઅંન્ડની નળી **(ચીત્ર ચઉદ, ૪–૫–૬) ને તે** પછી, ૭) **સ્ત્રી**અન્ડ, તથા **૧૩** ને ૧૪) **પેરીટનીયમ** યાને **પેટના અન્ત**રના પરદામાં ફેલાય છે. **એનાં** પરીણામ ઘણાજ ગંભીર **આવે છે,** તે **આગળ** ચાલતાં વીગતવારે **આપણે** જોઇશું.

## (બી) સુવાવડ પછીના સમયે ગર્ભસ્થાનની અંદરના પરમાનું વધતું જોર–સુવા રોગનું એક મુખ્ય કારણ.

આપણે આગળ જોયું તે પ્રમાણે, (એ) માસીક વખતે ને (બી) સુવાવડ પછીના સમયે, પરમાનું જોર ઘણું વધે છે. ૧૩૧) મે પાને જોયું કે સુવાવડ પછી માના છુપા ભાગોમાં ઝેર દાખલ થવાથી ઝેરી તાપ ઉપજે છે, જેને સુવા રોગની ઉપમાં આપવામાં આવી છે. અજ્ઞાન અને વહેમી દાઇઓ ૯૦ અસ્વચ્છતાને લીધે જંતુઓ કેમ દાખલ કરે છે તે પણ જોયું. એટલે સુવાવડીના બહારના જાતીના ભાગોનો પરમો, અન્દરના ભાગોમાં એઓ દાખલ કરે છે. આ સીવાય પણ, આપ મેળે, સુવાવડ પછી, ગર્ભસ્થાનના ભાગોમાં ઘણું લોહી હોવાથી, તથા ઓરના છુટા પડવાના ચીરા યા ઘા હોવાથી, સુવાવડમાં ગર્ભસ્થાનનો છુંપો પરમો (જે અઘટીત સારવારને લીધે ચાલુ રહેછે) પાછો તીક્ષણ બને છે, ને એનો ચેપ ઉપર પેરીટની ૫મ સુધી વધે છે, તથા લોહીમાં ચેપ દાખલ થવાથી, સુવારોગની તાવ ૯. ઉપજાવે છે.

## લગ્ન પછીની પહેલી સુવાવડે જાહેર થતો પરમો–એક બાળક અવતરીયા પછીનું વાંઝીયાપણું. (વન ચાઇલ્ડ સ્ટરીલીટી)–તથા ચાલુ બીમારી (ક્રોનીક ઇનવૅલીડીઝમ)

ઘણાક વાંચકોને માલમ હશે કે, ગુલાબનાં ફુલ જેવી હસ્તી રમતી છોકરીઓ, જેઓના ઘાતકી માબાપો તેઓને ગમે એવા દરદી પણ પૈસાવાલાની સાથે પૈસા ખાતર સાટું કરી વેચે છે, ને તેમ કરી આવાં ફુલો લગ્ન પછી, થોડાજ દીવસો યા માસોમાં કરમાવા માંડે છે, ને તે પછી (ક્રોનીક ઇનવૅલીડીઝમ) ચાલુ બીમારીનાં બીછાણે પટકાય છે. યા તો કેટલાક દાખલામાં એક બાળકને જન્મ આપી, (વન ચાઇલ્ડ સ્ટરીલીટી) તે પછી વાંઝણી બની ચાલુ બીમારી ભોગવે છે–તેનું મુખ્ય કારણ, એ નીરદોષોને તેઓના પાપી ચેપી દરદી ધણીઓએ આપેલો તીક્ષણ યા છુપા પરમાનો ચેપ છે. ઉપર જોયું તે પ્રમાણે, સ્ત્રીને મળેલો આવો ચેપ પહેલો તીક્ષણ, ને પછીથી જુનો ને છુપો બને છે, ને સુવાવડ પછી જોર વધવાથી, છુપો પરમો પાછો તીક્ષણ બને છે. જો એક બાળકનો જન્મ આપ્યા પછી, સ્ત્રી વાંઝણી બને છે તેનાં કારણો ત્રણ ક–ખ–ગ છે. ગર્ભ

સ્થાનના અન્તરપડનો પરમાનો સોજાને લીધે ક) પ્રદર વહે છે, તથા ખ) અન્તરપડ ખરબચડું ને સુકાં ચામડાં જેવું સખત બને છે, તથા એવી રીતે ૭૮)મે પાને જોયું તે પ્રમાણે, "જો સ્ત્રીઓમાં ક) પ્રદર...તો તેના પ્રવાહીની નાશકારક અસરને લીધે, મરદનું બીજ મરણ પામે છે ને સ્ત્રી વાંઝણી રહે છે" બીજું ખ) અન્તરપડ ખરબચડું હોવાને લીધે હમેલને ગર્ભસ્થાનમાં ચીટક વાની જોગવાઇ નથી રહેતી, તેથી કસુવાવડ થાય છે, તે સ્ત્રી વાંઝણી રહે છે.

ગ) ગર્ભસ્થાનનું અન્દરનું મ્હો સંકોચાય છે, (તેનું સ્ત્રીકચર થાય છે) ને તેથી મરદ બીજને અન્દર જવાનો રસ્તો મળતો નથી, તેથી વાંઝીયાપણું નીપજે છે.

## ૫-૬) સ્ત્રીઅન્ડોના બંને મ્હો પરમાથી બંધ થવાથી વાંઝીયાપણું. સ્ત્રીઅન્ડનીનળીમાં હમેલ (એક સ્ત્રાયુટેરાઈન પ્રેગનનસી) તથા કમોત.

૫-૬) ગર્ભસ્થાનનો પરમાનો ચેપ, બને બાજુની સ્ત્રીઅન્ડની નળીઓમ (ચીત્ર ચઉદ, ૫, ૬) જવાથી, એ બને નળીઓના મ્હો (ચીત્રો ચઉદ ને પંદર) જે ગભ સ્થાનમાં ખુલ્લે છે, તે બંને મ્હો સકોચાય છે, ને બંધ થાય છે, (તેનાં સ્ત્રીકચર થાય છે). તેથી કરી સ્ત્રીબીજ ગર્ભસ્થાનમાં જઇ શકતાં નથી. તથા કેટલાક દાખલામાં મરદબીજ ગર્ભસ્થાનમાં દાખલ થવા છતાં, સ્ત્રીબીજની આવી ગેરહાજરીને લીધે, મરી જાય છે. તેથી સ્ત્રી વાંઝણી બને છે. આના કેટલાક અપવાદ આવે છે. આવા અપવાદી દાખલાઓમાં મરદબીજ, ચોકસ સંજોગોને લીધે, સ્ત્રીઅન્ડની નળીમાં દાખલ થયા પછી, સ્ત્રીઅન્ડની નળી સંકોચાઇ બંધ થાય છે. ને સ્ત્રાને મરદબાજનાં સંગમનો હમેલ, સ્ત્રીઅન્ડના નળીમાંજ રહી ત્યાં મોટો થાય છે. એને એકસ્ત્રા-યુટેરાઇન પ્રેગનનસી યા ગર્ભસ્થાનની બહારના સુવાવડ કહે છે. આવી સુવાવડ સ્ત્રીની જીંદગીને જોખમમાં નાખે છે. કારણકે સ્ત્રીઅન્ડની નળી ઘણી ઝીણી ને પતલી હોય છે, ને એની રચના, ગર્ભસ્થાનની માફક, હમેલ રાખવાને પોષણ કરવા ખુદરતે નહી બનાવેલી હોવાથી, હમેલ બે ત્રણ યા જાસ્તી મહીનાનો થતાં, એ નળી ફાટે છે, ને જો તુરત વહાડકાપ કરી એનિ સરવાર નથી કરવામાં આવતી તો, પેટમાં લોહીના ચાલુ વહેવાથી તથા ચેપ ફેલાવાથી સ્ત્રી મરણ પામે છે.

## સ્ત્રીઅન્ડની નળીનું ઘુમડું (પાયોસાલપીન્કસ).

બત્રીસમાં ચીત્રમાં, ૧–૪) સ્ત્રીઅન્ડની નળીનો સોજો થવાના પરીણામો દેખાય છે. ૧) ગર્ભસ્થાનની અન્દર ઉઘડતું મ્હો બંધ થઇ ગયું છે. ૨–૩) નળી સુજીને મોટી થઇછે ને અન્દર પરમાના પરૂનું ઘુમડું ભરાયું છે. ૪) અન્ડવાળા મ્હોમાંથી પરૂ ઇ. નીકળતું દેખાય છે. એવા સોજાને લીધે સ્ત્રીની ચાલુ બીમારી, પીડુમાં દુખાવો, જે માસીક વખતે વધે છે. ઇ. ચીન્હો માલમ પડે છે. આવું ઘુમડું ફુટે છે તો તુરત પેટ ચીરી વહાડકાપ કરી, લોહી ઇ. વહેતું અટકાવવું જોઇયે, નહી તો દરદી મરે છે. કેટલાક દાખલાઓમાં, આ ઘુમડું સ્ફુરામાં ફુટે છે ને એવી રીતે પરૂ બહાર નીકળે છે.

## ૭) સ્ત્રીઅન્ડોનો પરમો ને વાંઝીયાપણું, તથા ચાલુ બીમારી ને રીબતી જીંદગી.

૭) **સ્ત્રીઅન્ડની નળીઓનો પરમાનો સોજો**, બંને સ્ત્રીઅન્ડોમાં વધે છે તો, એમાં થતી બીજની ઉત્પતી અટકે છે, ને તેથી સ્ત્રી **વાંઝણી** બને છે. પીડુમાં દુખાવો ઇ. ચીન્હો માલમ પડે છે. વાજબી સારવાર વીના, સ્ત્રી ચાલુ બીમારી ભોગવે છે ને તેની જીંદગી રીબતી બને છે. બત્રીસમાં ચીત્રમાં ૬) સુજેલો અન્ડ દેખાડે છે.

## ૧૩–૧૪) સ્ત્રીઅન્ડોની આસપાસનાં પેરીટનીયમ યા પેટની અન્દરના પરદાના અસ્તરોનો પરમો તથા ચાલુ બીમારી ને રીબતી જીંદગી. વાંઝીયાપણું. કેટલાક દાખલાઓમાં કમોત. જેનરલ પેરીટનાઇટીઝ યા પેટમાંના આખાં અન્તરપડનો સોજો ને કમોત.

**ચીત્ર ચઉદ,૧૩–૧૪) સ્ત્રીઅન્ડોની આસપાસ પેરીટનીયમ પેટની અન્દરના પરદાનાં** અસ્તર આવેછે. તેથી સ્ત્રીઅન્ડોનો પરમો, એ અસ્તરોમાં વધે છે. તેથી એ અસ્તરોનો સોજો થાય છે. તેથી એ એ અસ્તરો બને બાજુના અન્ડોની આસપાસ વીંટલયલા હોવાથી, બને અન્ડોમાંથી બીજનો અન્ડોની નળીમાં જવાનો રસ્તો બંધ કરે છે, તેથી સ્ત્રી **વાંઝણી** બને છે. આ અસ્તરોનો જુનો છુપો સોજો કેટલાક દાખલાઓમાં પાછો તીક્ષણ બને છે તો સ્ત્રીની જીંદગી જોખમમાં નાંખે છે. ને વહાડકાપ વગર સ્ત્રી **કમોતે**

મરે છે. આ અસ્તરોનો સોજો જો આખાં પેટમાંના આખાં અન્તરપડમાં ફેલાય છે તો, **જેનરલ પેરીટનાઇટીઝ** થાય છે, ને વાઢકાપ વગર સ્ત્રી નક્કી મરે છે.

જો આ ભાગોનો સોજો છુપો ચાલુ રહે છે, તો સ્ત્રી ચાલુ બીમારી ભોગવે છે, ને તેની જીંદગી રીબતી બને છે.

## ૧૨) સ્રીના સફરાનો પરમો (ચીત્ર ચઉદ, ૧૨.)

જો પરમાથી પીડાતી સ્ત્રીઓ ફુવડ હોય છે, ને જાતીના ભાગોમાંથી નીકળતી રસી સાફ કરવાને બદલે, પાછળ સફરા સુધી જવા દે છે, તો સફરાનો સેજો થાય છે, ને તેમાંથી પરૂ વહે છે, તથા દરદ થાય છે.

આગળ જોયું તે પ્રમાણે, સ્ત્રીઅન્ડની નળીનું ધુમડું, જુજ દાખલાઓમાં સફરામાં ફુટે છે, તો ચેપ એ રસ્તે લાગે છે ને બહાર નીકળે છે.

અકુદરતી સંન્ગમથી પણ ચેપી મરદ, સ્ત્રીના સફરામાં, ચેપ ફેલાવે છે.

## ગર્ભવંતી સ્રીઓમાં વારંવાર થતી કસુવાવડો ઇ. નું, તેજા ગરમી (પાનું ૨૦૪) ઉપરાંત, બીજું કારણ–ગર્ભસ્થાનનો પરમાનો સોજો–પ્રદર ઇ.

તેજા ગરમીથી ઉપજતા ગર્ભસ્થાનના સોજાને લીધે કસુવવાડો ઇ. થાય છે, તે ૨૦૪) તથા ૨૨૯)મે પાને આપણે જોઇ ગયા. પરમાને લીધે પણ ઉપર જોયું તે પ્રમાણે, ગર્ભસ્થાનનો સોજો થાય છે. એવા સોજાને લીધે ચેપી પ્રદર વહે છે.

એક) ગર્ભસ્થાનના સોજાને લીધે એનું અંન્તરપડ ખરબચડું બને છે, તેથી હમેલને ગર્ભસ્થાનમાં ચીટકવાની જોગવાઇ નથી રહેતી, તથા કસુવાવડો થાય છે.

બે) ચેપી પ્રદરને લીધે સ્રી તેમજ પુરૂષ બીજનો નાશ થાય છે, ને જે દાખલાઓમાં નાશ નથી થતો ને હમેલ બંધાય છે, તો હમેલના વહેલા યા મોડે નાશ થાય છે, તેથી કસુવાવડો થાય છે. ૨૦૪) મે પાને જોયું તે પ્રમાણે, તેજા ગરમીને લીધે પ્લાસેન્ટા યા ઓરમાં ચેપ દાખલ થાય છે, તેમ પરમાનો ચેપ ત્રણ) ઓરમાં દાખલ થાય છે, તેવી રીતે પણ કસુવાવડો થાય છે, તથા સ્રી વાંઝણી બને છે. તથા ચાર) બાળકો નવ મહીને મુવેલાંજન્મેલા અવતરે છે, તેનું એક કારણ પરમાનો ચેપ છે.

## કેસુવાવડ ઇ. નો અકસીર અટકાવ તથા ઇલાજ.

( પાનું ૨૦૪. )

જે તેજન ગરમીને વીષે લખ્યું છે તે પરમાને પણ લાગુ પડે છે. તેથી વાંચો ૨૦૪) મે પાને આપેલું બયાન "પાશ્ચીમાત્ય તબીબી વીદયા પ્રમાણે જો પરમાવાલી સ્ત્રીઓ તથા મરદોની સ્પેશીયાલીસ્ટને હથે સારવાર કરવામાં આવે તો, ગર્ભપાત તેમજ મુવેલાં છોકરાં અવતરવાનો અટકાવ તથા ઇલાજ કરી શકાય. એટલા સારૂ મા તથા બાપ બંનેની સારવાર કરવી જોઇયે કે જેથી ચેપનો નાશ થાય છે, ને ભવીષ્યમાં તંદરૂસ્ત બાળકો અવતરે છે."

——:o:——

# પ્રકરણ ૩૭ મું.

—:o:—

## પરમાના પરીણામોનું, પહેલાં ચીત્રમાં, આકૃતીરૂપે આપેલું સરવાયું ને તેની સમજણ. લોહીમાં ચેપ ફેલાવાથી માંથાથી પગ સુધી થતા સોજાઓ ને ઉપજતાં ચીન્હો (મુકાબલા માટે, જુવો પ્રકરણ ૨૯ મું.)

અત્યાર સુધી પુરૂષ તથા સ્ત્રીના જાતીના ભાગોમાં પરમાનો ચેપ લાગવાથી ઉપજતાં ચીન્હો ને પરીણામોની તપાસ આપણે લીધી છે. હવે આ દરદના જંતુઓ, અથવા તો જંતુનું ઝહેર યા વીષ લોહીમાં દાખલ થવથી, પુરૂષ યા સ્ત્રી દરદીના શરીરમાં માથાથી પગ સુધીના જુદા જુદા ભાગોમાં થતા સોજાઓને ઉપજતાં ચીન્હો બાબેનું વીવેચન કરીશું. હવે એટલું યાદ રાખવું કે તેજા ગરમીના દરદની પહેલી નીશાની તરીકે કઠણ ચાંદી માલમ પડે છે. તે આગમજ એ દરદના જંતુઓ દરદીના લોહીમાં દાખલ થઇ ફેલાયલાં હોય છે એથી ઉલટું, પરમાના દરદમાં **જયારે એની પહેલી નીશાની એટલે કે ઇન્દ્રીમાંથી વહેતી રસી માલમ પડે છે તે વખતે આ દરદના જંતુઓ લોહીમાં દાખલ નથી થયા, પણ કેટલાક દીવસો પછી દાખલ થાય છે.** ટુંકમાં કહીયે તો એક તરફથી, જયારે તેજા ગરમીનું દરદ શરૂઆતથીજ લોહીનું ચેપી દરદ લેખાય, ત્યારે બીજી તરફથી પરમાનું દરદ શરૂઆતમાં ફકત ઇન્દ્રીના ચોક્કસ ભાગનો સાધારણ ધુમડાં જેવો, ચેપી સોજો લેખાય. આ હકીકતપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે, કારણ કે જો આ દરદની સાયન્ટીફીક સારવાર શરૂઆતમાંજ કરવામાં આવે, તો દરદ થોડાજ વખતમાં બીલકુલ સાજુ કરી શકાય. પણ જો વૈદો હકીમો યા તો પેટન્ટ દવાઓથી, અઘટીત સારવાર કરવામાં આવે તો, આ દરદ સાજુ થવાને બદલે જુનું બને છે, તથા ઘણા દાખલાઓમાં એનો ચેપ લોહીમાં દાખલ થાય છે.

ઓગણત્રીસમાં પ્રકરણમાં તેજા ગરમીના પરીણામોનું સરવાયુ આપ્યું છે, તથા માંથાથી પગ સુધીના ઉપજતા સોજાઓ તથા ચીન્હોનું ધ્યાન આપ્યું છે. હવે જો એ દરદની સરખામણી પરમાના દરદ સાથે કરીયે, તો (૧ થી ૨૬) નમ્બર સુધીના જે હાડકા તથા સાંધાના સોજાઓ દેખાડવામાં આવ્યા છે, એમાંથી પરમાના દરદમાં નીચલી ટીપ પ્રમાણે ચોકકસ

હાડકાં તથા સાંધાઓના સોજા યા સંધીવા ઉત્પન થાય છે, તથા એ સીવાય તેજ ગરમીના દરદમાં બીજાં ઘણાં ચીન્હો માલમ પડે છે, તે આ દરદમાં માલમ પડતાં નથી.

**પરમાનો ચેપ લોહીમાં પ્રવેસ થયા પછી, નીચે પ્રમાણે, પહેલાં ચીત્રની જમણી બાજુએ દેખાડેલા હાડકાને સાંધાના સોજાઓ ઉત્પન કરે છે-હાડકાંઓમાં દુખાવો, ને સંધીવા.**

૬) જડબાંના ઉપલા સાંધા તથા હાડકાં.
૮) હાંસડીના હાડકાંના સાંધા.
૯) છાતીના હાડકાને પાંસળીઓ વચેના સાંધા.
૧૦) ખભાંનો સાંધો અને હાડકાં.
૧૨) કોણીનો સાંધો. ... ... ...
૧૫) કાંડીનો સાંધો. ... ... ...
૧૬) અંગોઠાનો સાંધો. ... ... ...
૧૭) નાની આંગળીના સાંધા. ... ...
૧૮) કમરના કાંઠાના સાંધા. ... ...
૧૯) પાહાંનો સાંધો. ... ... ...
૨૧) ગુઠણનો સાંધો. ... ... ...
૨૪) પગની ગુંટીનો સાંધો. ... ...
૨૫) પગના અંગોઠાના સાંધા. ... ...
૨૬) નાની આંગળીના સાંધા. ... ...

**પરમાના સંધીવાના ક—ચ) ચાર સ્વરૂપો.**

આ જુદા જુદા સાંધાઓના સોજા યાને સંધીવા થાય છે, તેના પરીણામે એ સાંધા, જે હાડકાંઓના બનેલા છે, તેમાં પણ ઘણા દાખલાઓમાં સોજો ઉત્પન થાય છે. એટલે કે સાંધાના પોચા ભાગોમાંનો સોજો હાડકાંના કઠણ ભાગોમાં ફેલાય છે. એ ઉપરાંત સાંધા તેમજ હાડકાની આસપાસ જે માંસના તથા જ્ઞાનતંતુનાં દોરડાં આવે છે તેમાં પણ સોજો ફેલાય છે.

પરમાના સંધીવાની ચાર જાતો આવે છે.

ક) આખાં શરીરના સાંધાઓમાં દુખાવો થાય છે. જે સાથે સાંધા આસપાસના માંસ ઇ. ના દોરડાંઓમાં પણ દુખાવો થાય છે.

ખ) એક યા બંન્ને ગુઠણ ઇ. સાંધામાં પાણી ભરાય છે, જેના પરીણામે સાંધા નબલા પડે છે.

ગ) એક યા વધુ સાંધાઓનો સોજો થાય છે. હીલચાલ યા દુખાવો થાય છે, સાથે તાપ આવે છે, સાંધા આસપાસના ભાગો પણ સુજે છે.

ચ) હાથ તથા પગના આંગલાના સાંધાઓના સોજા થાય છે.

## પરમાનો ચેપ, લોહીમાં પ્રવેસ થયા પછી, નીચે પ્રમાણે, પહેલાં ચીત્રની ડાબી બાજુએ દેખાડેલા અવયવોના સોજાઓ ઉત્પન કરે છે.

૩૧) ભેજાંના સોજાને લીધે જુદી જુદી જાતના લકવા થાય છે.

૩૧-ક) ભેજાને ખોપરી વચ્ચેના અસ્તરોના સોજાને લીધે પણ જુદી જુદી જાતના લકવા થાય છે.

૩૧-ખ) જ્ઞાન રજ્જુના સોજાને લીધે પણ જુદી જુદી જાતના લકવા થાય છે. તથા જ્ઞાનતંતુની નબળાઇ ઇ. થાય છે. કમરનો દુખાવો થાય છે.

૩૨) આંખની અન્દરના ભાગો, ખાસ કરી કીકીનો સોજો થાય છે, તેથી, કેટલાક દાખલાઓમાં અંધાપો થાય છે. આપણે આગળ જોયુ કે સુવાવડની વખતે બાળક બહાર નીકળે છે, ત્યારે માનો ચેપ બાળકોની આંખમાં જવાથી, સોજો ઉત્પન કરે છે, તથા ઘણા ખરા દાખલાઓમાં, યોગ્ય સારવાર વગર અંધાપો થાય છે.

૩૪) નાકના અન્દરના ભાગનો સોજો. એનું કારણ પણ સુવાવડ દરમ્યાન માનો ચેપ બાળકના નાકમાં જાય છે તેથી સોજો થાય છે.

૩૫) મ્હોંની અન્દરના ભાગોમાં પણ એવીજ રીતે સુવાવડ દરમ્યાન, ચેપ જવાથી, સોજો થાય છે. આ ઉપરાંત બીજી રીતે પણ ચેપી દરદીની રસી મ્હોંમાં જવાથી સોજો ઉત્પન થાય છે.

૩૯) હૃદય તથા લોહીની નળીઓના સોજા—હૃદયના અન્તર પડનો સોજો થાય છે, જેને લીધે તાપ થાય છે, છાતીમાં દુખાવો થાય છે ધબકારા માલમ પડે છે, તથા દમ ચઢે છે. કેટલાક દાખલામાં કમોત નીપજે છે. કાળી શીરાઓના સોજાને લીધે, થાપા, પગ, ઇ. માં દુખાવો થાય છે. પરમાનો ચેપ લોહીમાં જવાથી લોહીનો બીગાડો-એનીમીયા થાય છે. તથા ઝહેરી તાવ દરદીને લાગુ પડે છે, ને વાજબી સારવાર નથી થતી તો દરદી કમોતે મરે છે.

૪૦) ફેફસાંની આસપસના અસ્તરોનો સોજો થાય છે, તો છાતીમાં પાણી ભરાય છે ને દુખાવો પણ થાય છે.

૪૧) હોજરી ઇ. ના સોજાને લીધે, ભુખ મરી થાય છે. ખોરાક તરફ અભાવ લાગે છે વજનમાં ઘટાડો થાય છે.

૪૪-૪૮) સ્ત્રી પુરૂષના પીશાબના ભાગો, તેમજ બન્ને જાતીના છુપા ભાગોના પરમાના સોજાનું બ્યાન આગલાં પ્રકરણોમાં આપ્યું છે તે વાંચો.

——:o:——

# પ્રકરણ ૩૮ મું.

—–:o:—–

## પરમાની સાયન્ટીફીક ચીકીત્સા, પરમાનું દરદ ૧) "કપટી છુપું દરદ" ૨) "જવાનીનું દરદ" ૩) "લગ્નનું દરદ," ને ભુંડા ભરથારને ખુદરતની સજા ૪) "ગોલાબના ફુલો કરમાવનારૂં દરદ". ચીકીત્સા માટે ખાસ ઓજારો તથા કુસોટીઓ.

અત્યાર સુધીમાં આપણે પરમાના ગમખાર ને કાતીલ પરીણામો, કે જે માંથાથી તે પગ સુધી હરેક જાતના સ્વરૂપો ધારણ કરે છે, તે તપાસ્યાં છે. ગયા પ્રકરણમાં આપણે જોયું તે પ્રમાણે, પરમાના એવાં પરીણામો તેજા ગરમીના પરીણાંમથી કેટલેક દરજજે જુદાં પડે છે. તે એટલી હદ સુધી કે જયારે તેજા ગરમીનું દરદ નકલી દરદ ગણાય છે, ત્યારે પરમાના દરદને એ ઉપમા વાજબી રીતે લાગુ નથી પાડી શકાતી. તેનું કારણ આપણે આગળ જોઇ ગયા છે. તે એ કે પરમાનું દરદ અનેક દરદોની નકલ કરવાને બદલે ખાસ કરીને, સ્ત્રી પુરૂષોની પીશાબ તથા જાતીના ભાગોની લાલ ચામડીવાલા અન્તરપડો અથવા અસ્તરોને સોજો ઉત્પન કરે છે, કે જે સોજો એક નીયમ તરીકે બહારના ભાગોમાંથી દાખલ થઇ ઉપર ફેલાય છે, ને એ ચેપ ફેલાવાના રસ્તા ૯ માં, ૧૪ માં, તથા ૧૫ માં, ચીત્રોમાં તીરો દેખાડે છે, તે દીશામાં ફેલાય છે. એટલા સારૂ પરમાના દરદનું બીજુ નામ સ્ત્રી પુરૂષોના પીશાબ તથા જાતીના ભાગોનું દરદ હોવાથી, તેજા ગરમી માફક, ૧) કપટી છુપાં દરદની ઉપમાં યોગ્ય રીતે એને લાગુ પડેછે.

આગળ જોયું તે પ્રમાણે, સ્ત્રીઓને પીશાબ તથા જાતીના **ભાગોનાં દરદો થાય છે, તેમાંના ૯૦-૯૫) ટકા જેટલાં, પરમાને લીધે થાયછે, તથા, એજ પ્રમાણે, જવાનીઆઓના પીશાબ તથા જાતીના ભાગોના ૯૦-૯૫) ટકા દરદોમાં પરમાના 'દરદનું પ્રમાણ એટલુંજ આવે છે.** તેથી એને, ૨) "જવાનીનું દરદ." એવી ઉપમાં મલી છે. જોકે, ગમે તે ઉમરે લોકો એ દરદ લાવે છે.

### આપણે આ દરદને ૧) કપટી શા માટે લેખયે છીયે?

ક) ઘણાંક દાખલાઓમાં દરદીઓ પોતાને દરદ લાગું છે કે, તથા તે કેમ ને કયારે લાગુ પડયું છે, તે જાણી શકતા નથી, તથા જાણુતા નથી તેથી એને છુપાં કપટી દરદની ઉપમાં મળી છે.

ખ) આપણે એ દરદના તબક્કાઓના બ્યાનમાં જોયું કે, કેટલાક દાખલાઓમાં પરમાનું દરદ આપ મેળે યાને સારવાર વગર, એક ધુમડાં માફક, દપટ પડે છે, ને નાબુદ થાય છે. એવા કેટલાક અપવાદો સીવાય, મોટે ભાગે તો દરદનો ચેપ ઉંડાણમાં ઉતરે છે, તથા સાયન્ટીફીક સારવારની ગેરહાજરીને લીધે, આગળ ચાલતાં એટલે થોડા મહીનામાં, યાતો ૫) ૧૦) થી ૪૦) યા વધુ વરસો પાછળથી, એ વધારે બગડે છે ને ગંભીરને પ્રાણ ઘાતકરૂપ પકડે છે, તથા છુંપું રહેવાને બદલે જાહેર થાયછે.

## ગ) સુવારોગ તથા સુવાવડીઓનાં રોજીંદા ૫૦૦) મરણોનું એક મુખ્ય કારણ–પરમાથી પીડાતા ભરથારો, પોતાની પરણેતરોના ખુન કરી, બાળકોને મા વગરનાં તથા આંધળાં બનાવે છે.

ગ) આ દરદ કેટલી હદે કપટી છે, તે આટલાપરથી સ્પષ્ટ થશે કે, ઘણીક સ્ત્રીઓ માસીક યા રૂતુના સમયે, અથવા તો સુવાવડ પછીના સમયે, એકાએક ગંભીર બીમારીથી પટકાઇ પડે છે ને કેટલીકો કમોતે મરે છે. આપણે અઢારમે પાને જોયું છે કે, બાળ સુવાવડીઓમાં રોજીંદા ૫૦૦) મરણો રેજીસ્ટર્ડ થાય છે, ને તે કરતાં વધુ રેજીસ્ટર્ડ થયા વગરના મરણો થાય છે. તેનું એક મુખ્ય કારણ **આ સમયે પરમાના દરદનો થતો ઉભરો ને વધારો છે.** એટલે કે સુવારોગનું એક મુખ્ય કારણ પરમાના ચેપનો ઉભરો છે. તેથી કરી આવી કમભાગ્યની સુવાવડીઓના કમોતો અટકાવવા સારૂ, તેમનો પોતાના તેમજ તેઓના ભરથારોના રોગની સાયન્ટીફીક ચીકીત્સા તથા સારવાર બન્તી ઝડપે કરાવવી જોઇયે. ચેપ વગર ચેપ થાયજ નહી એ તો નક્કી છે. તેથી કરી ભરથારના ચેપ વગર સ્ત્રીને ચેપ લાગે નહી. તેથી જે પણ પરણેલા મરદો પોતાને પરમાનું દરદ થયલું જાણવા છતાં, દરદની સાયન્ટીફીક ચીકીત્સા તથા સારવાર ન કરાવે, તેઓ પોતાની **પત્નીઓના ખુની લેખાય**, તથા પોતાના **છોકરાંને આંધળાં બનાવનારાને મા વગરના અને ઓરફન બનાવનારા ઘાતકી ગુનેહ-ગારો લેખાય.** એવાઓ કેવી સજાને પાત્ર થાય છે ?

## ૩) "લગ્નનું દરદ"–ભુંડા ભરથારને પોતાના પાપની ખુદરત સજા કરે છે. જુનો છુપો પરમો પાછો તીક્ષ્ણ બને છે.

પરમાના દરદને ૩) "લગ્નનું દરદ" ઘણાઓ લેખે છે. એટલે કે લગ્નને દીવસે, ભુંડો ભરથાર પોતાની સ્ત્રીને પ્રેમને બદલે પ્રમેહ આપે છે,

ને તેની આખી જીંદગી રીબતીને દુખી બનાવે છે. તથા ઘણાક દાખલાઓમાં, ઉપર જોયું તેમ કમોત નીપજાવે છે. ત્યારે આવા ભુંડા ભરથારને એક ઘણીજ ચાનક લાયકને યોગ્ય સજા ખુદરત કરે છે. એવો ભુંડો ભરથાર એમ સમજે છે કે, પોતાનું દરદ છુપું તથા જુનું થવાથી પોતાની સ્ત્રીને કાંઇ હરકત ન પ્હોંચશે.

ને હરકત પ્હોંચે તો પણ, તે એવો ઘાતકી હોય છે કે તેણે તેની દરકાર પણ નથી હોતી. ત્યારે એમ બને છે કે, પોતાનુંજ જુનું દરદ પોતાની સ્વચ્છ સ્ત્રીને આપ્યાથી, એ પોતાના દરદના નરમ પડેલાં જંતુઓની સ્ત્રીના ભાગોમાં ઉત્પન થયલી નવી ઓલાદ પાછી અસલ જેવી સખત પ્રકારના જંતુઓ જેવી બને છે. ને એ જંતુઓ સંગમ વખતે, નીરદોષ સ્ત્રી અંજાણે પોતાના ભરથારના ઘાતકીપણાના બદલામાં તેને પાછા આપે છે. ને એવી રીતે તેનો જુનો નરમ પરમો પાછો તીક્ષણ બને છે, એવી રીતે ખુદરત ભુંડા ભરથારને સજા કરે છે. આવા દાખલાઓમાં ઘણાએક ભરથારો એમ સમજે છે, કે એમાં વાંક સ્ત્રીનોજ હોવો જોઇયે. યાને સ્ત્રીએ પારકા સાથની અનીતીને લીધે લાગુ પડેલો રોગ, ભરથારને આપ્યો. એટલે પોતાના અજ્ઞાણને લીધે દુખપર ડામ દેવા જેવી વાત કરે છે. આટલા પરથી નીરદોષ સ્ત્રીઓએ ધડો લેવાનો છે કે પોતે સ્વચ્છ હોવા છતાં, જો લગ્ન પછી સંગમના થોડા યા વધુ વખતમાં, પોતાને પરમો થાય, તથા ભરથારને બહાર રખડવા વીના, તીક્ષણ પરમો લાગુ પડે, તો સમજવું કે એ ચેપ ભુંડો ભરથાર લગ્ન અગાઉ અનીતીમાન સ્ત્રીના સંગમથી લાવ્યો હોવોજ જોઇયે. તથા જ્યાં સુધી એ પોતાની સયન્ટીફીક સારવાર કરાવી સાજો ન થાય, ત્યાં સુધી તેની સાથે સંગમ નહી કરવો જોઇયે. તથા સ્ત્રીઓએ પોતાની સાયન્ટીફીક સારવાર પણ કરાવવી જોઇયે. આગળ આપણે જોયું તે પ્રમાણે, અનીતીમાન સ્ત્રીઓ નીતીમાન સ્ત્રીઓની કટ્ટી દુશમન લેખાય. હજારે એક પણ એવી જાહેર યા ખાનગી અનીતીમાન સ્ત્રી નથી, કે જેને પરમાનો ચેપ ન લાગુ પડયો હોય, ને એઓનો ચેપ ભરથારો લગ્ન પછી પોતાની સ્વચ્છ સ્ત્રીઓને આપે છે. જે સ્ત્રીઓ એ ભરથારોનો જુનો પરમો તીક્ષણમાં ફેરવે છે એવી રીતે અરસપરસ ચેપ વધે છે.

## ૪) લગ્ન પછી "ગોલાબના ફુલો કરમાવનારૂં દરદ." સ્ત્રી ચાલુ બીમારી ભોગવે છે, "બીછાનાનાં બાઇ" બને છે, તેનું મુળ-ભુંડા ભરથારનો પરમો.

બત્રીસમાં ચીત્રના બ્યાનમાં આપણે જોઇ ગયા કે, ૪) ગોલાબના **ફુલ જેવી હસ્તી રમતી છોકરીઓ, લગ્ન પછી થોડાજ દીવસમાં યા વધુ વખતે, કરમાઈ જાય છે**, ને સુકી સોટી જેવી બને છે, ચાલુ બીમારી ભોગવે છે, દીવસનો મોટો ભાગ બીછાનામાં પડી રહે છે, ને જુવાન બુઢી બને છે, તથા એક છોકરૂં અવતરયા પછી, ફળદુપ સ્ત્રી વાંઝણી બને છે. તો તેના માબાપો તથા સગાં સ્નેહીઓએ સમજવું કે એનું મુખ્ય કારણ એના ભુંડા ભરથારના પરમાનો ચેપ છે. બહારથી સોજા અને અન્દરથી સડેલા એવા લાખો પુરૂષો હસ્તીમાં છે. ને ભોળી નીરદોષ સ્ત્રીઓનો એવા સડેલાઓ ઘાણ કહાડે છે. એટલા સરૂ કેટલાક સુધરેલા દેશોમાં, લગ્ન પહેલાં બન્ને સાથીઓને સ્પેશ્યાલીસ્ટ ડોકટરની સરટીફીકેટ લેવી પડે છે કે તેઓ ગરમી યા પરમાના દરદથી નીરોગી છે.

ઉપર આપેલા ભુંડા ભરથાર તથા કરમાઇ જતાં ફુલોના બ્યાનપરથી સમજુઓ જોઇ શકશે કે પરમાના દરદને "લગ્નના દરદ"ની ઉપમા આપવામાં આવી છે, તે મોટે દરજજે વાસ્તવીક છે. લગ્નને દીવસે પ્રેમને બદલે પ્રમેહ, તથા સંસારીક સુખને બદલે જીંદગી સુધીનું દુખ આપનારાઓની સંખ્યા આ દેશમાં તો અસંખ્ય છે. ને તેજ પ્રમાણમાં સંસારીક દુખદરદોનો પારજ નથી. આપણે ઇનસાફને ખાતર ઉમેરવું જોઇયે કે, લગ્ન પછી જો સારી તનદુરૂસ્તીવાલો મરદ બીજાં કાંઇપણ વાસ્તવીક કારણ વગર, એટલે કે પોતે છુપાં દરદોથી નીરાળો હોય તો પણ, એને પરમો લાગુ પડે, તથા એની દેહ કચડાઇ જાય, તો સમજવું કે એની સ્ત્રીએ એને પરમાનો રોગ આપ્યો હોવો જોઇયે.

## માથાંથી પગ સુધીના પરમાના સોજાઓની સાયન્ટીફીક ચીકીત્સા માટેના ખાસ ઓજારો (પાનું ૨૪૨).

માથાંથી પગ સુધીના અવયવોની સાયન્ટીફીક તપાસ માટે ખાસ ઇનસતરૂમેન્ટસ યા ઓજારો વાપરવાં પડે છે, તેનું ટુંક સરવાળું (૨૪૨)મે પાને આપ્યું છે તે વાંચો. વધુ (૨૭૮)મે પાંને પીશાબનો ફુકડો તપાસવાનાં આવદર સીસ્ટોસ્કોપનું ચીત્ર એકત્રીસમું આપ્યું છે. તથા (૨૭૯)મે

પાને, મુત્રકોથી ગુરદા સુધીના પીશાબના ભાગોના દરદની ચીકીત્સા ઉપરાંત સારવાર કરી શકાય છે, એનું બ્યાન આપવામાં આવ્યું છે. એ ઉપરાંત, બન્ને જાતીની પીશાબની નળીની તપાસ માટે યુરીથ્રોસ્કોપ, તથા સ્ત્રીની યોની તથા ગર્ભસ્થાનની તપાસ માટે વેજાઇનો સ્કોપ તથા હીસ્ટેરોસ્કોપ વપરાય છે (પાનું ૨૪૩) આવી રીતે પીશાબના યા જાતીના રસ્તાના કયા ચોકસ ભાગમાં પરમનો સોજો થયો છે, તે વીજળીની લાઇટથી સ્પેશીયાલીસ્ટ જોઇ શકે છે. આ ઉપરાંત, બીજાં પણ ઓજારો વપરાય છે. દાખલા તરીકે યોનીની તપાસ માટે સ્પેક્યુલમ નામનું ઓજાર યોનીમાં દાખલ કરી, સાધારણ લાઇટથી એ ભાગ જોઇ શકાય છે. તથા ગર્ભસ્થાનની અન્તર તપાસ માટે સાઉન્ડ યાને સળી, સ્પેક્યુલમ દાખલ કીધા પછી, પસાર કરવામાં આવે છે.

પુરૂષની પીશાબની નળીના (સ્ટ્રીકચર) સંકોચાવાની હદ યા સાઇઝ જાણવા માટે સાઉન્ડ યા સળી ઇ. ઓજારો વપરાય છે.

## દરદ ખરેખર પરમાનું છે કે પરાયું છે, તેની ખાત્રીપુર્વક ચીકીત્સા.

આ વીષે ૨૪૩)મે પાને તેજ ગરમી વીષે લખ્યું છે, તેમ આ દરદની બાબદમાં પણ, સ્પેશયાલીસ્ટો ચોકસ અનુમાનપરથી ખાત્રીપુરવક ચીકીત્સા કરે છે. વધુ માટે જુઓ નીચે આપેલી ૧-૬) ખાસ કસોટીઓ.

## પરમાના દરદની ૧-૬) ખાસ કસોટીઓ, ખાત્રીપુરવક ચીકીત્સા તેમજ સારવારની અસર જાણવા માટે, વપરાય છે.

૧) પરમાના જંતુઓ (ગોનોકોકાય)ની હાજરી. ઓગણત્રીસમાં ચીત્રમાં આ જંતુઓ દેખાડયા છે, તથા એનાં બ્યાનમાં, જે જે પ્રવાહીઓમાં એ જંતુઓ માલમ પડે છે, તેના નામ આપ્યાં છે.

૨) લોહીની ખાસ કસોટી.

જે દાખલાઓમાં પરમાનો ચેપ લોહીમાં દાખલ થયો હોય છે, તેવા દરદીઓના લોહીની ખાસ કસોટી કરવાપરથી દરદની હરતી માલમ પડે છે.

૩) ચામડીની ખાસ કસોટી.

કેટલાક દાખલાઓમાં ચામડીની ખાસ કસોટીપરથી દરદની હસ્તી માલમ પડે છે.

૪) પીશાબની કસોટી.

દરેક પરમાના દરદની પીશાબની કસોટી કરવાનું આવશ્યનું છે, પીશાબમાં પરમાનાં જંતુઓ, પરૂ, ઝીણા તાર જેવા પદાર્થો. કેટલાક દાખલાઓમાં લોહી, જુનાં પરમાંના "સવારનાં ટીપાં" ઇ. માલમ પડે છે. એ ઉપરાંત, પીશાબની નળીને લોશનથી ધોયા પછી, કાઢેલી પીશાબની એવીજ કસોટીઓ કરવામા આવે છે.

પીશાબમાં પરમાના જંતુઓ સીવાય, બીજી કેટલીક જાતના જંતુઓ આવે છે. જેની તપાસ સુક્ષમદર્શક યંત્રથી થઇ શકે છે. એનું કારણ એ કે ઘણા દાખલાઓમાં પરમા ઉપરાંત, મીશ્ર ચેપ દરદીઓને લાગુ પડે છે. ખાસ કરી જુના યા ક્રોનીક પરમામાં એમ બને છે. જંતુઓ ઉપરાંત પરૂ, રસી, તથા દોરા યા તારના કટકા પીશાબમાં માલમ પડે છે, કે જે પણ જુના પરમાની નીશાની છે,—જેને "તારમેહ" કહે છે. કપડાંપર પડતા પીળા ઇ. ડાઘો પરમાનો દેખીતો પુરાવો આપે છે. વધુ પીશાબમાંથી તેજી દુરગંધ નીકળે છે. પીશાબની તપાસપરથી ચીકીત્સા ઉપરાંત, સારવારથી દરદ બીલકુલ સાજુ થયું છે કે નહી તે પણ માલમ પડે છે. ને જો નહી સાજુ થયું હોય તો સારવાર ચાલુ રાખી, બીલકુલ સાજુ થાય ત્યાં સુધી પીશાબની તપાસ વારંવાર કરી ખાત્રી કરવી જોઇયે.

## તેલનાં ટીપાંથી પીશાબની ઘેલી તપાસ-આયુરવેદો તથા યુનાનીઓનું અજ્ઞાણુ—આયુરવેદ પ્રમાણે, "૨૦) જાતના (કલ્પીત) પ્રમેહ." તથા, "સ્ત્રીઓને પ્રમેહ થતો નથી."

આપણે આગળ જોઇ ગયા કે, પ્રાચીનકાળમાં અસલી લોકોમાં પ્રમેહનો ચેપી રોગ હતો, પણ આયુરવેદ તથા યુનાની વૈદો ને હકીમો એ રોગની ચીકીત્સા તથા સારવારથી અંજાણ હતા તથા છે. આયુરવેદમાં તો પીશાબની તપાસ માટે ઘણીજ વાહીયાત ને હસવા સરખી રૂઢી ફરમાવેલી છે, કે જે પ્રમાણે, "એક વાસણમાં પીશાબ એકઠો કરી, તેમાં તેલનું બીંદુ ઘાસની સળીયા નાંખવું. તેલનું બીંદુ નાંખતાંજ પ્રસરે તો સાધ્ય, બીંદુ તેમજ રહે તો કષ્ટ સાધ્ય, એજ પ્રમાણે એ બીંદુ ઉપર તરે કે નીચે બેસ; ઉતર, દક્ષીણ, પુર્વ, પશ્ચીમ, જુદી જુદી દીશા તરફ વધે તો જુદા

જુદા રોગોથી દરદી પીડાય છે એમ સમજવું.'' એવી રૂઢીને આપણે ઘેલી લેખી શકશે, કારણ તેલનું ટીપું તો ગમે તેમ તરે યા ફુમે યા દીશા તરફ વળે, તે તો વાસણ સ્થીર રહે છે કે નહી, તથા વૈદની અવલોકન શકતી ઇ. પર આધાર રાખે છે. આપણે જે મુખ્યત્વે જાણવું છે, તે એજ કે પીશાબમાં પરમા અથવા મીશ્ર ચેપના જંતુઓ તથા રસી છે કે નહી, તથા દરદ બીલકુલ સાજું થયું છે કે નહી. તેલના ટીપાંથી એવી ખાત્રી પુરવક કસોટી કરવાનું અશક્ય છે. ને તેલથી પીશાબની તપાસ, તે નાડી તપાસ (પાનું ૨૪૭) માફક ઘેલી તપાસ લેખાય.

પીશાબ તપાસવાની પાશ્ચીમાત્ય તબીબી વીદ્યાની રૂઢી પ્રમાણે, **હુમારી લેબોરેટરીમાં યુરીન એનાલીસીસ યા તપાસ કરવામાં આવે છે, તેમાં પીશાબની જુદી જુદી લગભગ સો જાતની કસોટીઓ કરવામાં આવે છે.** એટલાપરથીજ આયુરવેદનું અજ્ઞાન ને પાશ્ચીમાત્ય વીજ્ઞાન વચ્ચેનો તફાવત માલુમ પડશે.

વધુ, આયુરવેદ પ્રમાણે, "મુત્રવર્ણના ભેદે કરી પ્રમેહના ૨૦) ભેદ કલ્પેલા છે." આમાં કાંઇપણ સત્ય નથી. પીશાબ તથા પ્રદરમાં પરમાના જંતુઓ હોય તોજ પ્રમેહ લેખાય, ને પરમાના તીક્ષણ યા નરમ લક્ષણના રૂપો ને જુદા ભેદો લેખવા વાહીયાત ગણાય. વળી, આયુરવેદ પ્રમાણે **"સ્ત્રીઓને દર માસે દરતાન જાય છે, તેથી કરી શરીર સંબંધી સર્વ દોષ સુધ્ધ થાય છે. એટલે સ્ત્રીઓને પ્રમેહ થતો નથી."** એજ, આયુરવેદના અજ્ઞાનનો પુરાવો છે.

## ૫) પરમાના દરદીઓના પસીનાનો દુરગંધ.

બન્ને જાતીના દરદીઓનો પસીનો ઘણા દાખલાઓમાં એવો દુગંધી હોય છે, કે રસ્તે ચાલતાં યા ટ્રેન ઇ. માં દાખલ થતાં, યા ઘરમાં પગ મુકતાંનેવાર એ દુર્ગંધ દરદીનો રોગ ઉઘાડો પાડે છે. પસીના ઉપરાંત પીશાબમાં ચેપ વહે છે, ને કપડાં બગાડે છે, તેનો પણ એવોજ દુરગંધ નીકળે છે.

## ૬) સ્ત્રી દરદીઓમાં પ્રદર, મોટે ભાગે પરમાની રસી હોયછે—મીશ્ર ચેપના જંતુઓ—સારવારની કસોટી માટે પ્રદરની સાયન્ટીફીક તપાસ.

સ્ત્રી દરદીઓનાં ગુપ્ત ભાગોમાંથી જે પ્રદર વહે છે તેનું કારણ મોટે

ભાગે જુના પરમાની રસી હોય (પાનું ૨૯૨) છે. પરમાના રોગથી ઉપજેલા પ્રદરની તપાસ કીધથી, એમાં પરમાના જંતુઓ તથા પરૂ માલમ પડે છે. તથા ઘણા દાખલાઓમાં, મીશ્ર ચેપ હોવાને લીધે, બીજી જાતના જંતુઓ પણ માલમ પડે છે, જેની તપાસ સુક્ષમદર્શક યંત્રથી થાય છે.

પ્રદરનો દુરગંધ પણ ઘણો તેજી આવે છે, ને દીનપ્રતીદીન એનું જોર વધે છે, એવી ઘણીક સ્ત્રીઓ નજીક જતાં, ગટર જેવો બદબો માલમ પડે છે. કપડાંપર પ્રદરના ડાઘ પડવા ઉપરાંત, કેટલાક દાખલાઓમા એસીડથી બાળ્યાં હોય તેમ બળી જાય છે.

ચીકીત્સા ઉપરાંત, સારવારથી દરદ બીલકુલ સાજુ થયું છે કે નહી, તે ખાત્રીથી જાણવાનું પ્રદરની તપાસપરથી માલમ પડે છે.

## બને જાતીમાં પીશાબની નળીનો સોજો ઉપજાવતા પરમા સીવાય, બીજાં દરદોના જંતુઓની તપાસ.

## ખહી, ઇ., નો ગલ્બો.

પરમાના જંતુઓ ઉપરાંત, બીજી જાતના જંતુઓ પણ બને જાતીમાં પીશાબની નળીનો સોજો ઉત્પન કરે છે. એની ખાત્રી પુર્વક ચીકીત્સા કરવા સારૂ, સોજામાંથી નીકળતી રસીની તપાસ સુક્ષમદર્શક યંત્ર નચે કરવી પડે છે જેથી પરમાના જંતુઓ છે કે નહી તે માલમ પડે, તથા બીજાં દરદો હોય તો તેના જંતુઓ માલમ પડે છે. કેટલાક દાખલાઓમાં ખહી, ઇ. દરદો પરમાના દરદીપર ગલ્બો કરે છે, ને દરદીની નબળાઇ વધારે છે.

——:o:——

# પ્રકરણ ૩૯ મું.

---:o:---

## પરમાના બને તબક્કાની સાયન્ટીફીક સારવાર માટે, ખાસ પીચકારી ઇ. ની ચેપ મારનારી દવાઓ તથા વહાડકાપ, જેથી પરમાના જંતુઓ ને ઝહેરનો નાશ થાય છે, ને દરદીઓ સાજા થાય છે. વૈદો તથા હકીમો તથા ચમતકારી દવાવાલાઓની ખોટી જાહેર ખબરો આપનારાંના અજ્ઞાનથી, દરદીઓ સાજા થવાને બદલે હેરાન થાય છે, તથા ઘણાઓ કમોતે મરે છે.

પરમાના દરદની સારવાર વીષે બોલતાં, જે તેજા ગરમી વીષે કહ્યું હતું, તે પાછું અહીં કહેવું પડે છે. એટલે કે "આ જગાએ સારવાર ઉપર લંબાણ વીવેચન કરવાની જરૂર નથી, કારણકે અનુભવીઓ તો સારવાર સમજે છે, તથા બીન અનુભવીઓ કોઇપણ દરદીની સારવાર કરવા માટે નાલાયક છે. તેથી દરદીએ જો જલ્દી સારૂં થવું હોય, તો અનુભવી સ્પેશ્યાલીસ્ટ ડાકટરની સલાહ લેવી જોઇએ, ને પોતાના તથા બીન અનુભવીઓના હાથે પોતાનાં દરદમાં વધારો ને બીગાડો ન કરવો જોઇએ."

આટલું છતાં પરમા જેવા કપટી રોગનાં પરીણામો ઘણા ભયંકર ને પ્રાણઘાતક હોવાથી, એ દરદની સાયન્ટીફીક સારવાર વીશે ટુંક વીવેચન કરવાની જરૂર જોઇએ છીએ.

## નાની બાળકીઓપર બળાતકારનું મુખ્ય કારણ—પરમા ઇ. છુપાં ચેપી દરદોની સારવાર વષેની દેશીઓની ઘેલી તથા ઘાતકી માન્યતા—"સ્વછ સ્ત્રી સાથ સંગમ યા લગન કીધાથી ચેપી દરદો સાજાં થાય છે"—ખરેખર તો એવાં સંગમ ને લગ્નોથી નીરદોષ સ્ત્રીઓમાં તથા બાળકોમાં ચેપ ફેલાય છે. આયુરવેદીક અજ્ઞાન.

પરમાની સારવાર વીષે લખવા પહેલાં, આ દેશના લોકોમાં એક ઘણી ઘાતકી નીરદય ને અકકલથી ઉલટી માન્યતા હસ્તી ધરાવે છે, તે વીષે બોલીશું. આ ઘેલી માન્યતા પ્રમાણે, જો કોઈ પણ પોચી ચાંદી, તેજા ગરમી યા પરમાના રોગથી પીડાતો મરદ સ્વચ્છ સ્ત્રી સાથે સંગમ કરે, તો આ ચેપી દરદો બીલકુલ સાજાં થય! અત્યાર સુધી એ દરદોનું હમે જે વીગતવાર બ્યાન આપ્યું છે, તેપરથી સમજુ વાંચકોની તો ખાત્રી થઇજ હશે કે, એ માન્યતા ઘેલી તેમજ ઘાતકી છે. ઘેલી, આટલા સારૂ કે,

ચેપી દરદી સારો થવાને બદલે બીનચેપી સાથીને પોતાનું દરદ આપે છે. એટલે કે પોતાનું દરદ સાજુ કરવાને બદલે સ્વચ્છ સ્ત્રીને આપે છે. એટલુંજ નહી પણ, આપણે ૩૦૪) મે પાને જોયું તે પ્રમાણે, મરદનો નરમ ને જુનો પરમો સ્વચ્છ સ્ત્રી સાથે સંગમ કરવાને લીધે, પાછો સખત ને તીક્ષણ બને છે. તેથી કરી આ ઘેલી માન્યતા અકકલથી તેમ સત્યથી ઉલટી છે. આ માન્યતા ઘાતકી એટલા સારૂ લેખાય છે કે, પોતાનો બુરો રોગ નીરદોષ સ્ત્રીને આપીને તે બીચારીની જીંદગી રીબતી ને સબડતી બનાવે છે, ફળદ્રુપને વાંઝણી બનાવે છે, તથા પોતાના પાપને માટે પારકાંને દુખમાં નાંખે છે.

આ ઘેલીને ઘાતકી માન્યતાને લીધે આ દેશમાં ૧) રોજીંદા સેંકડો બળાતકાર—ખાસ કરી નાની બાળકીઓપર—ગુજારવામાં આવે છે.

૨) ઘણાક કમસમજુ માબાપો, તથા વડીલો, તથા મીત્રો, તથા અજ્ઞાન વૈદો, ને હકીમો, આવી ઘેલી માન્યતાને લીધે, જે ચેપી રોગથી પીડાતા મરદો **પરણેલા નથી હોતા**, તેઓને ઘેલી સલાહ આપે છે કે **"પરણવાથી એ ચેપી રોગો બીલકુલ સાજા થશે."** ને એવી રીતે, આપણે આગળ જોયું તે પ્રમાણે, લગ્નને દીવસે આવા રોગીષ્ટ બેવકુફો પોતાની સ્વચ્છ સ્ત્રીઓને પ્રેમને બદલે પ્રમેહ ને સંસારીક સુખને બદલે તેજાગરમીનું દુખ જીંદગી સુધીનું આપે છે. ને બાળકોમાં પણ એ ચેપ ફેલાવે છે.

૩) આયુરવેદીક અજ્ઞાન પ્રમાણે 'સ્ત્રીઓને દર માસે દરતાન જાય છે, તેથી કરી શરીર સંબંધી સર્વ દોષ, શુધ્ધ થાય છે એટલે **સ્ત્રીઓને પ્રમેહ થતો નથી.**" સ્ત્રીઓના પરમાના દરદ વીષે તો આપણે આખુ એક પ્રકરણ રોકયું છે. તે પરથી સમજુઓ જોશે કે, સ્ત્રીઓને પ્રમેહ થાય છે એમા તો કાંઇપણ શક નથી, તથા વૈદો ને હકીમો આ દરદથી કેટલી હદ સુધી અજ્ઞાન છે. જો સ્ત્રીઓને પરમા, તેજાગરમી તથા પોચી ચાંદીનાં દરદો નહી લાગુ પડે, તો અનીતીનો ધંધો હાલના જેવો દુખદાયક હોવાને બદલે સુખવાસી નીવડે, ને દુનીયામાં એકપણ મરદને છુપું દરદ નહી થાય, ટુંકમાં, છુપાં સંસારીક દુખ દરદો હસ્તીમાંજ નહી હોતે, જેથી મામલો ઉલટોજ છે.

આટલા સારૂ આયુરવેદીક અજ્ઞાન ૧) બળાતકારો તેમજ ૨) જુવાનોને ૩) લગ્નનાં દરદો ને ઉત્તેજન આપે છે.

૪) વહેમીઓ કહે છે કે હબસી સ્ત્રીઓ "ઠંડી" આવે છે, તેથી તેઓ સાથે એવા પુરૂષો સંગમ કીધાથી સાજા થાય છે! આ વહેમમાં કાંઇપણ વજુદ નથી.

## પરમાના ૧૦૦) દરદીઓમાંથી ૧૫-૨૫) દરદીઓને તેજા ગરમીનો મીશ્ર ચેપ લાગેલો હોય છે. તેથી તેજા ગરમીની સારવાર માટે ૬૦૬), ૯૧૪), ઇ. દવાઓ વપરાય છે. તથા પરમાની સારવાર માટે બીજી નીચે વર્ણવેલી દવાઓ વપરાય છે.

આજના લોકોમાં ચોકકસ બીજો ખોટો ખ્યાલ હસ્તી ધરાવે છે કે, ૬૦૬) તથા ૯૧૪) નમ્બરવાળી દવાઓ સર્વ જાતના છુપા રોગો માટે અસરકારક છે. આપણે આગળ જોયું તે પ્રમાણે તેજા ગરમી તથા પરમાના રોગોના જંતુઓ બીલકુલ જુદા છે, ચીન્હો જુદાં છે, ચીકીત્સા તથા સારવાર જુદી છે. **પરમાના જંતુઓપર ૬૦૬) તથા ૯૧૪) નંબરવાળી દવાઓ કાંઇ અસર કરી શકતી નથી**, પણ પરમાના દર ૧૦૦) દરદીએ, ૧૫-૨૫) દરદીઓને ક) તેજા ગરમીનો ચેપ લાગેલો હોય છે. ત્યારે એવા મીશ્ર ચેપવાળા દરદીએ માટે બેવડી (ક-ખ) સારવાર કરવી પડે છે. યાને ક) તેજા ગરમી માટે ૬૦૬) તથા ૯૧૪) નમ્બરવાળી તથા બીજી દવાઓ વાપરવામાં આવે છે, જેનું બ્યાન આગળ આપી ગયા છીએ. તથા ખ) પરમાના રોગની નીચે આપેલાં બ્યાન પ્રમાણે, સારવાર થાય છે.

## તીક્ષણ પરમાની સારવાર માટે ૧-૩) ચેપ મારનારી દવાઓ તથા ૪) ખાસ ઓજારો.

પરમાના બે તબકકા અનુસાર સારવારમાં ફરક પડે છે. આપણે આગળ જોયુ કે તીક્ષણ પરમાના બે વીભાગ પાડી શકાય, એક સખત ને બીજો નરમ, તથા આપણે વધુ જોયું કે કેટલાક દાખલાઓમાં નરમ પરમાનો ચેપ પીશાબની નળીમાંજ રહે છે ને લોહીમાં પેવસ થતો નથી. તેથી કરી આવા દાખલાઓમાં સારવાર સહેલ થાય છે.

નીચે આપેલી દવા ઇ. ઉપરાંત, ખાધ ખોરાકી, આરામ, દારૂ ઇ. વ્યસનોથી પરહેજ રહેવાનું, ઇ.પર ધ્યાન આપવું પડે છે, જે વીષે જાસ્તી બોલવાની જરૂર નથી.

## પીશાબના ભાગોના તીક્ષ્ણ પરમાની સારવાર માટે, શરીરના ત્રણ રસ્તે જુદી જાતની દવાઓ, તથા ઓજારો વપરાય છે.

૧) ચામડીમાં યા લોહીમાં, સોયાની પીચકારી વાટે

૨) મ્હોંવાટે, દવા યા ગોળી.

૩) પીશાબ તથા જાતીના ભાગોમાં, પીચકારી યા ઇરીગેટરવાટે લોશનની દવા.

૪) આ ત્રણ દવાની સારવાર સીવાય, સકશન ઓજારો, ઇ. થી પણ સારવાર થાય છે.

**૧) ચામડીમાં તથા લોહીમાં પીચકારીથી** આપવાની ચેપ મારનારી દવા ક) ને ખ) બે જાતની હોય છે, જેને લોકો સાધારણ રીતે "રસી" કહે છે.

**ક) રસાયણીક, તેથી કોઈ રીતે એની સામે ધર્મબાધ ન હોઈ શકે.** એમાં કોઇપણ જાતના જીવતાં યા મુવેલા પ્રાણી અથવા તો જંતુનો કાંઇપણ અંશ આવતો નથી.

ખ) **વૅકસીન** ઇ. જંતુ યા જંતુના રસાયણીક પદાર્થમાંથી બનાવેલી.

ઉપરની ક) અથવા ખ) એમાંથી એક જાતની દવાની પીચકારીઓ શું પ્રમાણમાં, તથા કેટલી વખત, આપવી તે તો અનુભવી સ્પેશીયાલીસ્ટો જાણે છે તેથી અહીયાં લાંબુ વરણન આપવાની જરૂર નથી. પણ જ્યાં સુધી જંતુઓ અને ઝહેરનો સંપુરણ નાશ થાય, ત્યાં સુધી ચાલુ રાખવી

૨) ઉપર જણાવેલી ચેપ મારનારી દવાઓની પીચકારી સીવાય, મ્હોંથી **પીવાના મીક્ષચર અથવા ગોળીઓ** આપવામાં આવે છે, કે જેથી કરી પીશાબમાં જલણ, ઇન્દ્રીમાં દરદ, ઇ. નરમ પાડી શકાય છે.

## ૩) પીશાબનાં ભાગોના પરમા માટે ચેપ મારનારાં લોશનની પીચકારી તથા ઇરીગેટર.

આપણે આગળ જોયું કે, તીક્ષ્ણ પરમ ને લીધે સ્ત્રી તેમજ પુરૂષની પીશાબની નળીમાં ધુમડું ને સોજો થાય છે, જેમાથી રસી વહે છે. ત્યારે એવા ધુમડાંનાં સોજાનો ચેપ મારવા માટે, ઇંદ્રીના મ્હોંમાં **પીચકારીની** નળી દાખલ કરી, ચોકસ જાતની ચેપ મારનારી દવાઓના લોશન ઇંદ્રીની નળીમાં દાખલ કરવામાં આવે છે. દરરોજ એવી રીતે બે ત્રણ યા વધુ વખત લોશનની પીચકારી મારવામાં આવે છે, તથા દરદ **બીલકુલ સાજુ થાય ત્યાં સુધી ચાલુ રાખવામાં આવે છે.**

પીચકારી ઉપરાંત, ચેપ મારનારી દવાઓનાં લોશન ઇંદ્રીની નળીમાં દાખલ કરવા ઈરીગેટર પણ વપરાય છે, પીચકારીમાં જ્યારે થોડું લોશન વપરાય છે, ત્યારે ઈરીગેટરમાં પાંઇન્ટ યા વધુ લોશન વપરાય છે.

એ ચેપ-મારનારી દવાઓ જુદી જાતોની આવે છે, તથા જુદાં પ્રમાણમાં વપરાય છે.

## અજ્ઞાનો અણઘટતી રીતે લોશનની પીચકારી મારી, પરમાનો ચેપ ઉપર ફેલાવે છે-તે સામે ચેતવણી.

આ ઠેકાણે એક ચેતવણી આપવાની જરૂર જોઇયે છે કે, અજ્ઞાન વૈદો, હકીમો. તથા પેટંટ દવાવાળાઓ, વગર સમજે પોતાની હુશયારી દેખાડવા, એઓ પાસે જતા કમનસીબ દરદીઓને પીચકારીની દવા પોતે જાતે મારે છે, અથવા તો દરદીઓને ઘરે જઇને મારવાની સલાહ આપે છે. એ અજ્ઞાનોને માલમ નથી કે શું પ્રમાણમાં દવા આપવી, તથા પીચ-કારી મારવામાં કેટલી સભાળ લેવી. એનું પરીણામ એ આવે છે કે, જે પરમાનો ચેપ ઇંદ્રીના આગલા ભાગમાં હોય છે, તે એઓ સાજો કરવાને બદલે પાછલા ભાગમાં ફેલાવે છે. ને એવી રીતે દરદ કરતાં સારવાર વધારે દુખદાયક થઇ પડે છે. નવમાં ચીત્રમાં તીરો દેખાડે છે તે પ્રમાણે, પીશાબને રસ્તે તથા વીર્યને રસ્તે, પરમાનો ચેપ ઉપર ફેલાય છે,તેમજ આવી અણઘડ પીચકારી મારવાની રૂઢીથી ચેપ ઉપર ફેલાય છે, જુઓ પાનું ૨૭૪). સ્ત્રીઓમાં પણ આવીજ રીતે અઘટીત સારવારથી ચીત્રો ૧૪) અને ૧૫) માં જે તીરો દેખાડે છે તે પ્રમાણે ચેપ ઉપર ફેલાય છે. ચેપ ઉપર ફેલાવાનાં સઘળાં પરીણામો, આગલાં પ્રકરણમાં વીગતવારે આપી ગયા છીએ, એટલે આ ઠેકાણે વધુ બોલવાની જરૂર નથી. સમજુઓ તો જોઇ શકશે કે **આ દરદની યોગ્ય સારવાર માટે સ્પેશીયાલીસ્ટ ડોકટરની સલાહ લેવાની કેટલી જરૂર છે,** ને ઉપર જણાવેલાં અજ્ઞાન ધુતારાઓથી દુર રહેવાની કેટલી જરૂર છે.

## જુના પરમાની સારવાર માટે, તીક્ષણ પરમાની સારવારના ચાર ઇલાજો ઉપરાંત બીજા ૧-૫) પાંચ ઇલાજો.

૨૮૧) મે પાને, ચાર જાતોવાલા પરમા જુના બનવાના ઘણાં કારણો માહેલાં મુખ્ય પાંચ આપ્યાં છે. એની સારવાર માટે, તીક્ષણ પરમાના

બ્યાનમાં જે ચાર જાતના ઇલાજોનું બ્યાન આપ્યું છે, તે વાપરવાથી જુનો પરમો જો સાજો નહી થાય, તો નીચે પ્રમાણે બીજા ઇલાજો (૧-૫) વાપરવા પડે છે.

૧) ઇનસ્ટીલેશન-સાધારણ પીચકારી યા ઇરીગેટરથી આખી પીશાબની નળીમાં લોશન પેવસ થાય છે, તેને બદલે ખાસ પીચકારી વાપરવામાં આવે છે, કે જેને નળી જોડવામાં આવે છે. આવી નળીવાલી પીચકારીથી આખી પીશાબની નળીને બદલે જે ચોકસ ભાગમાં જુના પરમાનો સોજો-હોય છે, તેપરજ દવા મારવામાં આવે છે.

૨) ડાઇલેટેશન-સ્ત્રીકચર યા પીશાબની નળીના સંકોચાત્રા માટે તેને પાછી મોટી કરવા, સળી ઇ. પસાર કરવામાં આવે છે.

૨૮૧) મે પાને આપણે જોયું કે, કેવી રીતે પીશાબની નળીનું સંકોચાવું યા સ્ત્રીકચર થાય છે. આવાં સ્ત્રીકચરની શરૂઆત, ત્રીજે અઠવાડયેથી થાય છે. જે વખતે એ પોચું હોય છે, ને વખતના વહેવા સાથે, ત્રીજા મહીનાથી તે દશ પંદરથી ત્રીસ યા વધુ વર્ષમાં કઠણ બને છે. ને પીશાબની નળી બીલકુલ બંધ થઇ જાય છે, વધુ આવાં સ્ત્રીકચરના કેવાં ગમખાર પરીણામો આવે છે--દાખલા તરીકે, પથરીનું બંધાવું, તે પણ આપણે જોયું.

ત્યારે સ્ત્રીકચરની સારવાર માટે, જુદા જુદા કદની રબર યા લોખંડની સળીઓ વાપરવામાં આવે છે, ને એવી રીતે આસ્તે આસ્તે પીશાબની નળીના સંકોચાયલા ભાગના કદને અસલ જેવું મોટું બનાવવામાં આવે છે. સળી ઉપરાંત, ડાઇલેટર નામનાં ખાસ ઓજારો પણ એજ કારણસર વપરાય છે.

૩) યુરીથ્રોસ્કોપી-વીજલીની બતીથી પીશાબની નળીના સુજેલા ભાગો તથા સ્ત્રીકચરો જોઇ, ઘટતી સારવાર કરવામાં આવે છે.

૩૧) માં ચીત્રમાં, વીજળીની બતીથી ફુકકો તપાસવાનું ઓજાર દેખાડવામાં આવ્યું છે. તેજ પ્રમાણે પીશાબની નળી તપાસવા માટે યુરીથ્રોસ્કોપ નામનું વીજળીની બતીનું ઓજાર વપરાય છે. એવી રીતે પીશાબની નળીના જે ભાગ યા ભાગોમાં સોજો યા સ્ત્રીકચર હોય, તે વીજલીની લાઇટથી જોઇને, સ્પેશીયાલીસ્ટ ડાકટર યોગ્ય દવા ઇ. તે ભાગને ખાસ સળીઓથી લગાડે છે. તથા જો તે ભાગપર વહાડકાપ કરવાની જરૂર હોય છે તો, તે પણ એજ વીજલીક લાઇટથી જોઇ ખાસ હથીયાર વડે કરે છે.

૪) **સીસ્ટોસ્કોપી**-વીજળીની બતીથી પીશાબનો ફુકો, ગુરદાની પીશાબની નળી, ઇ. જોઇ ધરતી સારવાર કરવામાં આવે છે.

સીસ્ટોસ્કોપ નામના ઓજારનાં ચીત્ર એકત્રીસમાં સાથે, ૨૭૯) મે પાને એના વપરાસનું બ્યાન આપ્યું છે, તે વાંચો. પરમાનો ચેપ ફુકકા તથા તે ઉપરના ભાગોમાં ફેલાય છે, ત્યારે, એ ઓજાર ચીકીત્સા તથા સારવાર માટે વપરાય છે.

## ૫) વહાડકાપની ત્રણ ક-ખ-ગ) જુદી જુદી રીતો.

૩) યુરીથ્રોસ્કોપનાં બ્યાનમાં ઉપર આપણે જોયું કે, જો પીશાબની નળીના સ્ટ્રીક્ચર પર વહાડકાપ કરવાની જરૂર હોય તો, તે પણ ક) એ ઓજારની વીજલીક લાઇટથી જોઇ, સ્પેશીયાલીસ્ટ ખાસ હથીયાર વડે કરે છે.

ખ) ઉપલાં ઓજાર વાપરીયા વીના, ખાસ કાપવાનાં હથીયાર આવે છે તે પીશાબની નળીમાં પસાર કરી, સ્ટ્રીકચર **અન્દરથી** કાપવામાં આવે છે.

ગ) જો આવી રીતે ખ) વાલાં ખાસ હથીયારથી સ્ટ્રીચકર અન્દરથી નથી કપાઇ શકતું, તો સ્ટ્રીકચરને **બહારથી** છરી વડે કાપવામાં આવે છે.

## બંને જાતીના ભાગોના પરમાના સોજાની સારવાર,—નામરદાની, નાઝનાની, તથા વાંઝીયાપણાનો ઇલાજ.

બંને જાતીના ભાગોના પરમાના બંને તબક્કા માટે, ખુદરતી રીતે, જે **પીશાબના ભાગોના** પરમાના બંને તબક્કાઓ માટે સારવારનું બ્યાન ઉપર આપ્યું છે, તે સારવાર કરવા **ઉપરાંત, બંને જાતીના ભાગોની ખાસ** સારવાર કરવી પડે છે. તથી પહેલે મરદના જાતીના ભાગોની સારવારનું બ્યાન આપીશું.

## મરદના જાતીના ભાગોના પરમાની સારવાર,—વહાડકાપથી નામરદાની ને વાંઝીયાપણાનો ઇલાજ.

આપણે ૨૭૫) મે પાને જોયું કે વીર્યના રસ્તાનાં જુદા જુદા ભાગોનાં પરમાના સોજાના ચીન્હો શું આવે છે, ને તેનું આખરી પરીણામ, વીર્યસ્ખલન નામરદાની તથા વાંઝયાપણુમાં આવે છે, ત્યારે એવા લાખો નામરદો તથા વાંઝયાઓને પાછા મરદ અને ફળદ્રુપ બનાવવા માટે, વીર્યના રસ્તાના ભાગોના સોજાની વારતવીક સારવાર કરવી જોઇયે. એ ભાગોની સારવાર માટે આગળ વરણવેલા પીચકારી, લોશન, ઉપરાંત, જુદી જુદી જાતન

ઓપરેશનશ પીપેશ્યાલીસ્ટ ડોકટરો સીવાય બીજાથી કરી શકાતાં નથી. વીર્યના રસ્તાના હરેક ભાગ માટે જુદી જુદી જાતના વહાડકાપ કરવા પડે છે કે જેનું વીગતવાર બ્યાન આપવાની જરૂર નથી.

## સ્ત્રીકચર સાજું કરવાથી, એનાં પરીણામો—નામરદાની, વાંઝીયાપણું ઇ૦ સાજા થાય છે.

૨૮૩-૪) મે પાને આપણે જોયું કે સ્ત્રીકચરના પરીણામે સંગમમાં અડચણો-વીર્યનુ અટકવું યા ખોટે રસ્તે નીકળવું નામરદાની તથા વાંઝીયા પણુ થાય છે. તેથી કરી આગળ દેખાડેલી રીતે સ્ત્રીકચરની સાયન્ટીફીક સારવાર કરવામાં આવે તો તેના પરીણામો નાબુદ કરી શકાય, ટુંકમાં કહીયે તો ઘણાએક દાખલાઓમાં સ્ત્રીકચર સાજુ કીધાથી, નામરદાની તથા વાંઝીયા પણું સાજુ થાય છે.

## સ્ત્રીના જાતીના ભાગોના પરમાની સારવાર—પ્રદર, નાઝનાની, વાંઝીયાપણું તથા કસુવાવડો, તથા કમોતોનો ઇલાજ.

### ૧) સ્ત્રીના જાતીના બહાર ભાગોના પરમાની સારવાર.

ઉપર જોયું તેમ પુરૂષના પીશાબના ભાગોના પરમા માટે જે સારવારનું બ્યાન આપ્યું છે તે **બંને જાતીને** લાગુ પડે છે.

સ્ત્રીના જાતીના **બહારના ભાગો-વલ્વા-ના પરમા માટે,** લોશનની દવાની પીચકારીઓ વાપરવામાં આવે છે, તથા એ ભાગો ચેપમારનારી દવાથી સ્વચ્છ રાખવામાં આવે છે. ૨૯૧) મે પાને જ) **બારથોલીનના ગ્લાન્ડઝના છુપા પરમાનું બ્યાન આપ્યું** છે, તેમાં આપણે જોયું કે વૈદો, હકીમોથી એની ચીકીત્સા ન થવાથી એઓથી એવી રીતે પીડાતી સ્ત્રીઓનું દરદ **કદી સાજુ થતું નથી**. તથા સન્ગમ દરમ્યાન નીરદોષ તંનદરૂસ્ત મરદમાં ચેપ ફેલાવાનું એક મુખ્ય કારણ છે એની સાયન્ટીફીક સારવાર ખાતર, જો એનુ ધુમડું થયું હોય તો, તે ચીરી ચેપ મારનારી દવા લગાડવી જોઇયે. તથા એમ કીધાથી જો એનો પરમો બીલકુલ સાજો ન થાય, તો એ આખુંને આખું ચીરીને કહાડી નાખવું પડે છે.

આ ભાગમાંથી જે પરૂની રસી વહે છે, જેને લોકો **પ્રદર** કહે છે, તે, આ ગ્લાન્ડના પરમાની ઉપલી સારવાર કીધાથી બંધ થાય છે.

## સ્ત્રીના જાતીના અંદરના ભાગોનાં પરમાની સારવાર-યોની ઇ માં પીચકારી યા ડુશ બેદરકારીથી મારવા સામે ચેતવણી.

૨) યોની તથા ૩) કમળના ફુલના જોડયા પરમાનાં પરીણામ, પ્રદર, સફેદ પાણી, ઇ. ની સારવાર માટે, ચેપ મારનારી દવાની પીચકારી યા ડુશ આપવામાં આવે છે. તેથી આ ભાગોના પરમાની સારવાર માટે, ચેપ મારનારી દવાની પીચકારી, યા ડુશ આપવામાં આવે છે, તે સામે **એક ખાસ ચેતવણી** આપવાની જરૂર જોઇએ છે, કારણ કે જો ઘણી સંભાળથી પીચકારી અથવા ડુશ લેવામાં ન આવે, તો ૧૪) માં તથા ૧૫) માં ચીત્રમાં દેખાડેલા **તીરોની દીશામાં ચેપ ફેલાય છે.** ને એવી રીતે દરદ કરતાં સારવાર વધારે દુખદાયક નીવડે છે. તે એટલી હદ સુધી કે કેટલાક દાખલાઓમાં **કમોત** પણ નીપજે છે. ઘણા દાખલાઓમાં ચેપ મારનારી દવાની પીચકારી અથવા ડુશથી આ ભાગોનો પરમો સાજો થતો નથી. તેથી કરી દરદીઓએ એવાં પોતાને હાથે ફાંફાં મારવાના વધુ વખત ચલુ ન રાખવું જોઇએ, પણ સ્પેશીયાલીસ્ટ ડાકટર પાસ, એ ભાગોની પુરતી તપાસ કરવી, ખાસ સારવાર કરાવવી જોઇએ.

કેટલાક દાખલાઓમાં, **કમળના ફુલનું મ્હોં સળી મુકી મોટું કરવું** પડે છે, ને તે પછી સ્પેશ્યાલીસ્ટ ડોકટર દવા લગાડી શકે છે. જ્યારે બીજા દાખલાઓમાં **વહાઢકાપ કરવી** પડે છે, ને તેમ કીધાથી સુજેલાં અન્તર પડનો ઇલાજ થાય છે.

આ ભાગોની યોગ્ય સારવાર કીધાથી, પ્રદર, ઇ. ની પણ સાથે સાથે સારવાર થાય છે.

## ૪) ગર્ભસ્થાન, તથા એની પાછલના ભાગો-૫-૬-૭-૧૩-૧૪ ના પરમાની સારવાર-દરદી પોતાને હાથે નહી કરી શકે.

૪) **ગર્ભસ્થાનના** પરમા માટે ચેપ મારવાની દવા વાપરવામાં આવે છે. કે જે **દરદીથી પોતાને હાથે નહી વાપરી શકાય.** તેથી સ્પેશ્યાલીસ્ટ ડોકટર પાસે ચાલુ સારવાર કરાવવી જોઇયે. કેટલાક દાખલાઓમાં કમળના ફુલની માફક ગર્ભસ્થાનની અંદર **સળી** મુકવી પડે છે, ને તે પછી દવા લગાડી શકાય છે. જ્યારે બીજા દાખલાંઓમાં **વહાઢકાપ કરવી** પડે છે, ને તેમ કીધાથી સુજેલાં અન્તર પડનો ઇલાજ થાય છે.

આ ભાગોની યોગ્ય સારવાર કીધાથી, પ્રદર, ઇ. ની પણ સાથે સાથે સારવાર થાય છે.

**૫-૬) સ્ત્રી અન્ડની નળીનાં** ધુમડાં પર **ચેની દવારે** વહાડકાપ કરી પરૂં બહાર કહાડવામાં આવે છે. જે દાખલાઓમાં એવી રીતે વહાડકાપ નથી થઇ શકતી, તેમાં **પેટ ચીરી** વહાડકાપ કરવામાં આવે છે

**૭) સ્ત્રી અન્ડના ધુમડાં** તથા સોજા માટે પણ પેટ ચીરી વહાડકાપ કરવામાં આવે છે.

**૧૩-૧૪) સ્ત્રી અન્ડોની** આસપાસના **પેરીટનીયમ** યા પેટની અંદરના પરદાના અસ્તરોના સોજા માટે, તથા **જેનરલ પેરીટનાઈટીઝ** યા પેટમાંનાં આખાં અન્તર પડના સોજા માટે પણ પેટ ચીરી વહાડકાપ કરવામાં આવે છે, ને એવી રીતે ઘણીક સ્ત્રીઓ **કમોતે મરતી બચાવી શકાય છે.**

ઉપલા બયાન ઉપરથી **સમજુઓ** જોઇ શકશે કે સ્ત્રીના અંદરના જાતીના ભાગોનાં પરમાના સોજાની સારવાર માટે ઘણા દાખલાઓમાં વહાડકાપની અવશ્યની **જરૂર** પડે છે. હવે એટલું યાદ રાખવું કે સ્ત્રીના જે ખાસ દરદો માટે વહાડકાપ કરવી પડે છે, તેવાં દરદો ૯૦-૯૫) ટકા જેટલાં પ્રમાણમાં પર માથી થાય છે. તેથી કરી જો સ્ત્રીઓએ એવા વહાડકાપમાંથી બચવું હોય તો, પરમાથી પીડાતા મરદ **સાથે** સન્ગમ કદી પણ નહી કરવો **જોઇયે.**

૨૯૪-૨૯૬) ૪૦ પાંને આપણે જોયું કે સ્ત્રીના અંદરના ભાગોના પરીણામે **નાઝનાની, વાંઝીયાપણું તથા** કસુવાવડો **તથા** કમોતો **નીપજે** છે. ત્યારે ઉપર જણાવેલી સારવાર કીધાથી, એ **પરીણામોની સારવાર** સાથે સાથે થાય છે.

## પરમાના માથાંથી પગ સુધીનાં પરીણામોની સારવાર.

૩૭) માં પ્રકરણમાં પરમાનાં પરીણામે માંથાથી પગ સુધી થતા સોજાઓ ને ઉપજતાં ચીન્હોનું બયાન આપ્યું છે. આ સર્વની સારવાર માટે, પીશાબના યા જાતીના ભાગોમાં જયાં પણ પરમાનો સોજો હોય, તેની **પ્રથમ** ઉપર પ્રમાણે સારવાર કરવી જોઇયે તે સાથે ચામડી, લોહી, ૪૦ માં પીચકારીથી દવા દાખલ કરી સારવાર કરવી જોઇયે.

**પરમાના સંધીવા** માટે જે **"સંધીવાનાં તેલો"** વેચાય છે, તે જો દરદીઓ સંધીવાવાલા સાંધાઓને લગાડવાને બદલે પોતાનાં જોડાને લગાડે, તો અસરતો એક સરખીજ થવની! એવાં ફોકટનાં ફાંફાં મારવાને બદલે, પરમાની **સાયન્ટીફીક સારવાર કરાવીયાથીજ સંધીવા** જાથુકના સારા **થાય છે.**

**આયુરવેદ તથા યુનાની હકીમાંનાં ગ્રંથોનાં અજ્ઞાન પ્રમાણે, તેજાગરમી તથા પરમાના દરદો અસાધ્ય યા નહી સાજા થાય તેવાં લેખાય છે; તો પણ અજ્ઞાન વૈદો ને હકીમો– "પાંખો વગરના ને આંધળાં પક્ષીઓ"—એથી ઉલટું પોતાની ખોટી જાહેર ખબરોમાં લખે છે. ત્યારે ખરૂં કોણ?**

આપણે આગળ કહ્યુ છે કે અસલી લોકોમાં, જો કે પોચી ચાંદી તથા પરમાના રોગો હસ્તીમાં હતા તો પણ એ દરદોની ચીકીત્સા તથા સારવારથી આજે હજારો વરસ થયાં વૈદો તથા હકીમો અજ્ઞાન હતા તથા છે. એ અજ્ઞાનના વધુ પુરાવા તરીકે આપણે જોયું, કે આયુરવેદ તથા હકીમાં પ્રમાણે "**સ્ત્રીઓને પરમો થતો નથી.**" વધુ આપણે જોયું કે 'પ્રદર" તો ખરેખર પરમાની રસી મોટે ભાગે હોય છે. આયુરવેદ પ્રમાણે "**શ્વેત પ્રદર**" તથા "**સોમરોગ' નહી સાંજો થાય તેવાં યા અસાધ્ય** લેખાય છે. એ ઉપરાંત મરદનો પરમો, બદ, સંધીવા, ઇ૦ પણ આયુરવેદ તથા યુનાની હકીમાં **અસાધ્ય** લેખે છે. આયુરવેદ સ્ત્રીમાં પ્રદર–જે ખરેખર પરમો છે, તથા મરદોના પરમાને **અસાધ્ય** લેખે છે, તો પણ આપણાં રોજીંદા છાપામાં વૈદો, હકીમો ઇ૦ની જાહેર ખબરો વાંચશો તો એથી ઉલટુંજ તેઓ લખે છે. ત્યારે ખરૂં કોણ?—આયુરવેદને યુનાની ગ્રંથો યા તો આયુરવેદ તથા યુનાની ગ્રંથો પ્રમાણે ચાલવાના ઢોંગ કતરા વૈદો, હકીમો. **હીમાલયના ચોખી વનસ્પતીની પરમાની દવા માટે,** જે ૨૬૦) મે પાને તથા ગરમીની દવાઓ વીષે લખ્યું છે તે લગુ પડે છે.

**એ વૈદો, હકીમો, પેટન્ટ દવાવાલા ઇ૦ સુખડનું તેલ, ચણક બોળા ઇ૦ પરમાની સારવાર માટે વાપરે છે, જેની અસર મોટે ભાગે કાંઇજ થતી નથી.** દરદીઓ જો સુખડનું તેલ ઇ૦ પોતાના **રૂમાલ પર છાંટે**, તો પણ પરમાપર, **પીવા** સરખીજ અસર થાય! એ તેલથી દરદીઓના પરમો સાજો થવાને બદલે **જુનો બને છે**, સ્ત્રીકચર થાય છે, તથા નામરદાની, નાઉનાનીને **વાંઝીયાપણું નીપજે** છે તથા ગુદા, ઇ. નો સોજો થાય છે.

આપણે ઉપર જોયું કે ઘણા દાખલાએમાં, સ્ત્રી તથા મરદોના પીશાબ તથા જાતીના ભાગોપર **વહાડકાપ કરવાનું અવશ્યનું છે.** ત્યારે આ ઢોંગી તથા અજ્ઞાણ વૈદો ઇ૦ પોતાની ખોટી જાહેર ખબરોમાં લખે છે કે "વહાડકાપ વગર હમે........સાજા કરયે છીએ. **એ સત્યથી**

ઉલટું છે. ને એઓનું શાસ્ત્ર વીધ્યાનું અજ્ઞાન પુરવાર કરે છે. આયુરવેદમાં લખ્યું છે કે, "જે વૈદ વહાડકાપ નહી કરી શકે તેને એક પાંખ વીનાના પક્ષી જેવો ગણવો." પાશ્ચીમાત્ય વીદયા પ્રમાણે તો જે "વૈદ, ઇ., વહાડકાપ ન કરી શકે તથા લોહીમાં પીચકારી નહી મારી શકે, તેને બને પાંખ વગરનાં પક્ષી જેવો, તથા સુક્ષ્મદરશક યંત્ર તથા વીજલોક બતીનાં ઓજારો વાપરી નહી શકે, તેને એ આંખ વીનાના આંધળાં પક્ષી જેવો ગણવો."

૨૪૭) મે પાને જોયું તેમ, તેજ ગરમીની સારવારનું તો અસલ આયુરવેદ તથા યુનાની ગ્રંથોમાં બીયાનજ નથી, ને વૈદો ને હકીમો એ દરદની સારવાર નથી જાણતા તથા નથી કરી શકતા, તેજ પ્રમાણે, પોચી ચાંદીની સારવાર પણ કરી શકતા નથી. તથા પરમાને અસાધ્ય લેખે છે, એટલે કે છુપાં ચેપી દરદોની સારવાર વૈદો તથા હકીમો ઇ. કોઇ પણ જાણતા નથી, પણ ખોટી જાહેર ખબરો આપવાનુંજ જાણે છે. વધુ, આ દરદો ખરેખર સાજા થયાં છે કે નહી તે પારખવાની, એક પણ ખાત્રી પુરવક કસોટી એમને માલમ નથી. જુઓ પાનું ૨૫૯. તેથી કરી જે દરદીઓ,-વૈદો, હકીમો, હોમીઓપાથીસ્ટો, દવા વગરના ડાકટરો, સ્વદેશી તથા વીદેશી ખોટી જાહેર ખબર આપનારા ધુતારાઓની બીન અસરકારક, નકામી ને હાનીકારક દવાઓ વાપરે છે, તેઓ પોતાને હાથેજ પોતાનું દરદ જુનું બનાવે છે. ઘણાઓ કમોતે મરે છે, પોતાની સ્ત્રીને ચેપ આપે છે, પોતાનાં બાળકને ચેપ આપી આંધળું ઇ બનાવે છે, ને એવી રીતે, સંસારીક દુખ દરદો વધારે છે. આખરે તો, એવા દરદીઓને સ્પેસ્યાલીસ્ટ ડાકટરોની સલાહ ને સારવાર લેયા વગર છુટકો નથી. સર્વ સમજુ વાંચકો આ ઉપરથી જોશે કે પાશ્ચીમાત્ય-વીધ્યા પ્રમાણે, આ ચેપી દરદો સાજાં થઈ શકે છે, તથા આયુરવેદ ને યુનાની હકીમાં પ્રમાણે, આ દરદો અસાધ્ય લેખાય છે, સાજાં થવાને બદલે વધારે બીગડે છે, ને તેથી પ્રાણઘાતક પરીણામ નીપજે છે.

———:o:———

# પ્રકરણ ૪૦ મું.

—:o:—

**કુટેવની ત્રણ જાતો—ક) શારીરીક, ખ) માનસીક, તથા ગ) નૈતીકનો સમાવેશ કુટેવના બે વીભાગોમાં થાય છે. એ) ખુદરતીકુટેવ-જોબનનું જોમ-"જાતીની તાણ"નાં કારણો, તથા ખુદરતી છુટકારો. બી) અખુદરતી કુટેવનાં કારણો. માથાંથી પગ સુધીના ભાગોની નબળાઇ ઇ૦. ચોરી (સા,-૨૦-૩૦) ટકામાં અંતીમ; તથા ૭૦-૮૦) ટકામાં નરમ પ્રકારની, ને તેની નાબુદી, 'જોબનનું જોમ લુટનારાં' કુટેવના દરદની સારવાર.**

**૧૭૨)** મે પાને આપેલા છુપા સંસારીક દુખ દરદોના ત્રણ વીભાગમાના, બીજા બીન ચેપી વીભાગમાં, ચાર જાતનાં દરદો સમાઇ જાય છે. આ ચાર દરદોમાંનું પહેલું કુટેવ યા હાથરસ (માસ્તર બેશન) છે.

હવે એટલું ધ્યાનમાં રાખવું કે **૧)** કુટેવનાં પરીણામે, આખરે આ વીભાગમાં સમાયલાં બીજાં ત્રણ દરદો થાય છે, યાને ૨) વીર્ય સ્ખલન, ૩) મનશકતીની નબળાઇ; કમશકતી યા અશકતી, નામરદાની ને નાઝનાની ૪) વાંઝીયાપણું થાય છે, તે ઉપરથી આ ૧-૪) દરદોનો અતલગનો સંબંધ સ્પષ્ટ થશે, આપણે હાલ તુરત તો કુટેવ વીષે બોલીશું.

## કુટેવની ત્રણ જાતો—ક) શારીરીક-હસ્તકર્મ ખ) માનસીક, ને ગ) નૈતીક, કુટેવના બે વીભાગો એ) ખુદરતી ને બી) અખુદરતીમાં સમાઇ જાય છે.

કુટેવ—સાધારણ રીતે હસ્તક્રીયા યા હાથરસ લેખાય છે. બને ૦તી યાને છોકરાઓ તેમજ છોકરીઓ એને આધીન થાય છે. એટલુંજ નહી પણ. ઘોડા, ગધેડાં, વાંદર, ઇ૦ જાનવરોબી એને આધીન થાય છે. કુટેવમાં ફકત હસ્તક્રીયાનો સમાવેશ નથી થતો, યાને ફકત ક) શારીરીક યા હાથે ઇન્દ્રી સાથે રમવા ઉપરાંત, કુટેવમાં ખ) માનસીક, તથા ગ) નૈતીક શકતીઓનો ગેર ઉપયોગ યા કુટેવ પણ સમાઇ જાય છે. દાખલા તરીકે, ઘણાં એક છોકરાઓ હવસી નવલકથાઓ વાંચીયાથી યા હવસી સોબતીઓની ભાંડ વાતો સાંભળવાથી, યા નાટક યા સીનેમા ઇ૦ માં થતી લાગણી ઉશકેરનારા નીરલજ દેખાવો જોવાથી, પોતાપર સ્વકાબુ નથી રાખી શકતા, ને છુટી

જાય છે, તેથી વીર્ય સ્ખલન થાય છે. એજ કારણસર છોકરીઓમાં પણ પ્રદર સ્ખલન થાય છે. આવી ખ) માનસીક કુટેવમાં ઇન્દ્રીઓને હાથ બીલકુલ લગાડવામાં નથી આવતો, તેથી એને મેન્ટલ યા સાઇકીક માસ્ટરબેશન કહે છે. માનસીકમાં ગ) નૈતીક કુટેવ સમાઇ જાય છે, કારણ કે સ્વકાબુની ગેરહાજરી અનીતીનું મુળ લેખાય છે. ત્યારે આ સવાલ ઉભો થાય છે કે જો માણસ જાતમાં તેમ જાનવરોમાં કુટેવ હસ્તી ધરાવે છે, ત્યારે કુટેવ ખુદરતી લેખાય કે અખુદરતી? તથા જો ખુદરતી હોય તો એનાં કાંઇ ખુદરતી કારણો છે કે? એનો ટુંકમાં જવાબ એ કે, કુટેવ કેટલેક દરજજે એ) ખુદરતી લેખાય ને તેનાં કારણો નીચે પ્રમાણે છે, પણ મોટે ભાગે તો કુટેવ બી) અખુદરતી લેખાય ને તેનાં કારણો માણસ જાતનું હવસી વાતાવરણ લેખાય, કે જેવું હવસી વાતાવરણ જાનવરો આસપાસ નથી હોતું.

## એ) ખુદરતી કુટેવ "જાતીની તાણ"-જવાનીના બહાર ને જોબનનાં જોમના શરૂઆત-નાં કારણો તથા ખુદરતી છુટકારો-રાતે વીર્ય યા પ્રદર સ્ખલન.

એ) ખુદરતી કુટેવના કારણો આ છે. છોકરા છોકરીઓમાં ઉમરે પુગતાં, "જાતીની તાણ" સેકસુઅલ ટેનશન યા જોબનનું જોમ ખુદરતી રીતે થાય છે, કારણ કે એ સમયે, શરીર ભેગા જાતીના ભાગો ખીલે છે, ને પુરૂષ તથા સ્ત્રી અંન્ડોની શકતી ખીલવાની શરૂઆતથી બંને જાતીનાં બીજોની ઉત્પતી થાય છે. યાને જવાનીના બહારને જોબનનાં જોમની શરૂઆત થાય છે. એ બીજો લાખોની સંખ્યામાં ઉગે છે, પણ આપણે આગળ જોયું તે પ્રમાણે [જુઓ ૮૮) મું પાનું] ફકત થોડાંજ નસીબવંત નીવડી, નવીન પ્રજાના ઉત્પતી માટે કામે લાગે છે, ને બીજા લાખો બીજોનો નાશ થાય છે. એજ પ્રમાણે વનસ્પતીના લાખો બીજોનો નાશ થાય છે, ને થોડાંજ નસીબવંત બીજો વનસ્પતીની સંખ્યા વધારવામાં કામ લાગે છે. ત્યારે ખુદરતના આ નીયમ પ્રમાણે, મરદ તથા સ્ત્રીનાં બીજોનો લાખોની સંખ્યામાં નાશ થવોજ જોઇએ, ને શરીરની બહાર નીકળવાંજ જોઇએ, નહી તો શરીરપર એ નકામાં બીજોમાંથી નીકળતા પદાર્થનો લોહીમાં પ્રવેશ થયાથી ઝહેરી અસર થાય. એટલા સારૂ, સ્ત્રીઓમાં માસીકના તથા બીજા જાતીની ઉશકેરણીના સમયોએ બીજો બહાર નીકલી શકે છે, તેમજ મરદમાં વીર્ય સ્ખલન થયાથી બીજો બાહેર નીકળી શકે છે. હવે જો આવી રીતે બંને

જાતીમાં કોઇ પણ કારણને લીધે બીજે તથા આસપાસનો પ્રવાહી વખતસર બહાર નથી નીકલતાં તો "જાતીની તાણ" "સેક્સુઅલ ટેનશન" થાય છે યાને ૧) એ બીજોમાંથી ઝહેરી પદાર્થ લોહીમાં જાય છે ને જાતીના જ્ઞાન રજજુ, તથા ભેજામાં આવેલાં સેન્ટર્સોને ઉશકેરે છે, (જુઓ પાનું ૫૬ મું,) ને તેના પરીણામે જો સ્ત્રી યા મરદમાં પ્રદર યા વીર્ય સ્ખલન આપમેલે જલદી નથી થતું, તો એવાં ઉશકેરાયલાં સ્ત્રી મરદોને હાથ રસ વ૦ રીતે સ્ખલન કરવાની ફરજ પડે છે.

૨) ૬૩) વ૦ મે પાને અંન્ડોના તથા બીજાં ગ્લાંન્ડોના અન્તર પ્રવાહીની અરસપરસ અસરનું બયાન આપ્યું છે, તથા અન્તર પ્રવાહીઓ પણ આવીજ અસર ભેજાને જ્ઞાન રજજુના સેન્ટર્સોપર ઉશકેરણી કરા, પ્રદર યા વીર્ય સ્ખલન નીપજાવે છે. આવી ૧) ને ૨) રીતે સ્ખલન ઉશકેરાયાથી "જાતીની તાણ" ખુદરતી રીતે નાબુદ થાય છે.

૩) ઉપલી ૧–૨) ઉપરાંત, ત્રીજી રીતે પણ "જાતીની તાણ" થાય છે. તેનું કારણ એ કે, વીર્યનો ફુકકો વ૦ વીર્યથી તથા પીશાબનો ફુકકો પીશાબથી ભરાઇ જાય છે, ને ફુલે છે, ત્યારે એના જ્ઞાનતંતુઓને ઉશકેરે છે, કે જે જ્ઞાન રજજુને ભેજાનાં સેન્ટર્સને ઉશકેરે છે, કે જેથી ફુલેલો ફુકો ખાલી થાય.

ઉપલી ૧–૩) રીતો એ "જાતીની તાણ" ખુદરતી નીયમ પ્રમાણે સ્ખલન ઉશકેરી, પોતાને નાબુદ કરે છે. પણ મોટે ભાગે છોકરા છોકરીઓ એવી "જાતીની તાણ"થી ઉશકેરાઇ, આકલાં થઇ, ખુદરતને તાણના છુટકારાનું કામ રાત્રી ને વખતે કરવા દેવાને બદલે, યાને વીર્ય ને પ્રદર સ્ખલન થવી દેવાને બદલે, પોતાને હાથે યા મને યાને ક, ખ, ગ, ત્રણમાંથી એક કુટેવે સ્ખલન કરે છે. એટલું તો નકી છે કે "જાતીની તાણ" ચાલુ તો નહીજ રહી શકે. ત્યારે ખુદરતીની સામે થાઇ, જે પણ આસામીઓ કુટેવની શરૂઆત કરે છે, તેઓને કુટેવ ચાલુ રાખવી પડે છે, ને તેના ગંભીર પરીણામો ખમવાં પડે છે.

## જાતીની તાણ યા જોબનનું જોમ–વીર્ય ને પ્રદર સ્ખલનથી થતો ખુદરતી છુટકારો.

કોઇ સવાલ કરશે કે "જાતીની તાણ" એટલે શું? ઉપર જોયું તે પ્રમાણે જો વીર્યને પ્રદર સ્ખલન નથી થતું, તો ૧–૨) તેનાં ઝહેર. તથા ૩) ફુકકાના ફુગવાને લીધે, મન તેમજ શરીરપર કામ વીકારની ઉશકેરણીની

અસર થાય છે, જેને જોબનનું જોમ યા 'જાતીનો તણુ' કહે છે. દાખલા તરીકે, "જાતીની તાણુ"ને લીધે માણસ અકારૂં, ખરાબ સ્વભાવનું, આકળુ બને છે. માથાંનો દુખાવો થાય છે. સુરત ને ઉદશી બને છે, રાતે ઉંઘ નથી આવતીને બેચેન બને છે. અભ્યાસીનું ધ્યાન અભ્યાસપર નથી લાગતું, ને ધંધાદારીનું ધ્યાન ધંધાપર નથી લાગતુ, ને ખુદરતી રીતે, રાતે વીર્ય યા પ્રદર સ્ખલન થતાં, બીજી સવારે, આ તાણુ નાબુદ થયાથી, આ ચીન્હો નાબુદ થય છે.

સાધારણુ રીતે, જુદા જુદા લોકોમાં, રાતને વખતે હર અઠવાડીયે, યા પખવાડીયે, યા મહીને, એક યા વધુ વખત વીર્ય યા પ્રદર સ્ખલન થાય છે, કે જેમ થયાથી "જાતીની તાણુ" આપ મેળે નાબુદ થય છે. જો દરરોજ યા અઠવાડીયામાં ઘણીવાર, વીર્ય જાય તો તેને **વીર્ય સ્ખલનનું દરદ યા સ્પરમેટોરીયા** કહે છે, જે વીષે વધુ આગળ જોઇશું.

## બી) અખુદરતી યા હવસી કુટેવનાં ૧-૮) મુખ્ય કારણોની વીગતવાર તપાસ.

ઉપર, એ) ખુદરતી કુટેવ તથા તેનો ખુદરતી ઉપાય જોયો. હવે, બી) અખુદરતી કુટેવ, તેનો ઉપાય અને અટકાવ જોઇશું.

**બી) અખુદરતી યા હવસી યા અણહદ કુટેવનાં ૧-૮) મુખ્ય** કારણો નીચે પ્રમાણે છે.

૧) જાતીના તથા તેની આસપાસનાં ભાગોના દરદોથી થતી ઉશકેરણી.

૨) જ્ઞાનરજ્જુ યા ભેજાની બીમારી-ઘેલછા, ઇ.

૩) વારસે ઉતરેલી કુટેવ.

૪) કુટેવી બદ ચાલવાલાઓની, ખાસ કરી, નીશાળોમાં ખરાબ સોબત, હલકા વર્ગના નોકરો આયા દાયાઓની ઘરમાં ખરાબ સોબત.

૫) સ્વકાબુની ગેરહાજરી, દુર વ્યસનોનો લખ. હવસ ઉશકેરનારા બીજા કારણો (જુઓ પાનુ ૧૭૬)

૬) વૈદો, હકીમો, પેટન્ટ દવાવાલાઓ-વીદેશી તથા પરદેશી-નીઅનીતીના રહે દોરવનારી ખોટી લાલચ આપનારી જુઠી જાહેર ખબરો, જે આપણા છાપાવાલાઓ પૈસાની પુજાને ખાતર ચાપી, જનસમાજની ઉઘરતી ઓલાદોનું નખોદ વાળે છે. વધુ (જુઓ પાનાં ૧૨ ને ૧૭૫)

૭) મોટી ઉમર સુધીનું કુંવારાપણું.

૯) આ દેશનાં લોકોમાં બાળ લગ્નોની રસમને લીધે નાની વયથી વ્યભીચારી વાતાવરણમાં છોકરા છોકરીઓ ઉછરે છે તેથી બ્રહ્મચાર્યનો ભંગ નાનપણથીજ છોકરાઓના માબાપો સગાં સ્નેહીઓ ને મીત્રો નાશ કરે છે (જુઓ પાનાં ૧૦ ને ૧૭૬) આ ઉપરાંત પરદા ને ઝનાનાની ઘેલી રૂઢીને લીધે, બને જાતીને એકમેકથી એલાહેદા રાખવાથી, ખુદરતી લાગણીઓ અખુદરતી બને છે.

## ૧) જાતીના તથા આસપાસના ભાગોનાં દરદોની ઉશકેરણી

ક) પીશાબનાં દરદ, જેવાં કે પીશાબમાં એસીડીટી, મીઠાશ, જાતીના ભાગોના સોજાને લીધે વહેતી રસી.

ખ) સુનતની ચામડીનો સોજો, કીડ, ઇ.

ગ) ઝાડાની કબજીઆત, સફરાનો સોજો, પેટમાં કરમ.

ચ) ટાઇટ કપડાં સાથે ઇંદ્રીનો ઘસારો, કસરત, સાઇકલના સેડલનો ઘસારો ઇ.

છ) સ્ત્રીઓના છુપા ભાગોની ચામડીની કીડ યા પ્રદર, યા રસ.

## ૨) જ્ઞાન રજજુ યા ભેજાંની બીમારી–ઘેલછા, માનસીક કુટેવનુ એક મુખ્ય કારણ

સ્ત્રીઓમાં હીસ્ટીરીયા, તથા મરદોમાં સેકસુઅલ ન્યુરએસ્થીનીયા નબળી પડેલી મનશકતીનું એક મુખ્ય કારણ કુટેવ છે. એટલુંજ નહી પણ આવાં સ્ત્રી મરદો ઘેલાં બને છે તેનું પણ એક કારણ છે. શારીરીક ને માનસીક ટેકુવ ઘેલછા નીપજાવે છે, ને ઘેલછાને લીધે ઘેલાઓની શારીરીક ને માનસીક કુટેવમાં વધારો થાય છે. કોઇ દાખલાઓમાં તો આખો દીવસ ઘેલાઓ છુપા ભાગ આગળથી હાથ ખોસાડતા નથી ઘણા ઘેલાઓના દાખલાઓમાં, ઘેલછાનું પહેલુ ચીન્હ કુટેવ હોય છે.

ફીફરાં, ૭૦ ના દરદીઓમાં પણ કુટેવ સાધારણ હોય છે. ખાસ કરી, તેજ ગરમીવાલા દરદીઓના બાળકો ભેજાંની નબલાઇવાળાં હોવાથી, અઓમાં કુટેવ સાધારણ હોય છે. માનસીક કુટેવનું આ એક મુખ્ય કારણ છે આવાઓને મોરલ ઇમબેસીલ યા જનમેલા અનીતીમાન કહે છે, કારણ કે તેઓને નીતી તથા બદી ને અનીતી વચ્ચેનો તફાવત સમજવાની ભેજાંની શકતી નથી ધરાવતા, કહો કે, એઓની નીતી દ્રષ્ટી આંધળી છે, તેથી નીતીના આંધળાઓ છે.

## ૩) વારસે ઉતરેલી કુટેવ.

ઘણાં નાના બાળકો તેમ વળી ઉમરે પુગેલાંઓ પણ, કોઇ જાતની ઉશકેરણી વગર, કુટેવમાં પડે છે, તેનું કારણ વારસે ઉતરેલું કમશકત ભેજું ને તેથી ખુદરતી સ્વભાવની ગેરહાજરી છે ને ઉપર જોયું તેમ વેલછા માફક, ભેજાંની નબલાઈની પહેલી નીશાની છે. આવાઓને મોરલ ઇમબેસીલ કહે છે.

## ૪) મોરલ ઇમબેસીલ યા જનમથી અનીતીમાન બાળકો જનસમાજમાં તથા નીશાળોમાં કુટેવનો ચેપ ફેલાવે છે, કુટેવીઓની સોબતમાં કુટેવ શીખવાનું મુળ કારણ-છોકરા છોકરીઓનું જાતીને લગતુ અજ્ઞાણ.

નાંનાં બાળકો એકમેક સાથે રમતાં રમતાં, પોતાની છુપી ઇંદ્રીઓ સાથે વગર વીચારે રમે છે, ને તેથી જે મજાહની લાગણી પેદા થાય છે, તેને લીધે એમ રમવાનું ચાલુ રાખે છે. મોટાં બાળકો એક યા વધુ કુટેવવાલા ખરાબ સોબતીઓના શીખવવાથી તથા ખોટી લાલચથી ગેર રીતીએ દોરવાઇ જાય છે, ને કુટેવના ભોગ બને છે. ત્યારે આવી રીતે ખરાબ સોબતની અસરે બીગડતા છોકરાઓ કુટેવના ભોગ થવાનું મુખ્ય કારણ તેઓનું જાતીના ભાગોની રચના કાર્ય ને ભેદભર્મોનું **અજ્ઞાણ** છે. એવા **અજ્ઞાણીઓમાં** કુટેવે જડ ઘાલ્યાથી, **પાછળથી,** એઓ **હવસી** બને છે, ઘણા દાખલામાં અનીતીમાન સ્ત્રીઓની સોબતમાં **ગરમીના દરદોના ભોગો** બને છે, તેથી એવું અજ્ઞાણ દુર કરવાનો **એકલો** ઉપાય જાતીને લગતું જ્ઞાણ **છે, જે નેમ આ પુસ્તક પુરી પાડે છે.** છોકરા તેમજ છોકરી વીદયાર્થીઓમાં કુટેવનો અનીતીમાન ચેપ ફેલાવનારાં **કાલા મેંઢા** સંખ્યામાં થોડાં હોય છે તો પણ આખી સ્કુલોના વીદયાર્થીઓમાં તેઓ ચેપ ફેલાવે છે. કુટેવનો ચેપ મારનારનો **એકલો ઇલાજ જાતીનું ને નીતીનું જ્ઞાન છે.**

આપણે ઇનસાફને ખાતર ઉમેરવું જોઇએ કે, આવા કાલાં મેંઢાંઓ તો ઘણા દાખલાઓમાં **મોરલ ઇમબેસીલ યાને અનીતીમાન જનમથી હોવાને લીધે,** આપણે ઉપર જોયું તેમ, વળી બીજાંઓ વારસે ઉતરેલી મગજની નબળાઇવાલાં, ને વધુ, બીજાંઓ [illegible] નાં ભોગો જનમથીજ

હોવાને લીધે,—એઓ પોતે તો જવાબદાર નહી લેખાય, પણ એઓના **માબાપો** જવાબદાર લેખાય. જો એવાં બાળકો જનમથી અનીતીમાન હોય તો, એવાંઓની ખબર સ્કુલના સત્તાવાળાઓને પડતાં, કેવાં બાળકોને **સ્કુલમાંથી** કાઢી મુકવાં જોઇએ, તથા એવાં સઘળાં અનીતીમાન બાળકો માટે ખાસ સ્કુલ રાખવી જોઇએ.

એજ રૂઢી પ્રમાણે, ઘણા સુધરેલા દેશોમાં ધારા બાંધવામાં આવ્યા છે. જેમ જંતુઓના ચેપી દરદો ફેલાતાં વાર નથી લાગતો, તેમજ અનીતીના ચેપી દરદોને ફેલાતાં કાંઇવાર નથી લાગતો આ માટે હરેક સ્કુલમાં સમજુ ને કાબેલ શીક્ષકોને "મોરલ ડીટેકટીવઝ' યા "નીતીના જાસુસો" તરીકે રાખવા જોઇએ, કે જેઓ કુટેવનો ચેપ ફેલાતો ઝટ અટકાવી શકે.

પ-૮) કુટેવનાં બીજાં કારણો વીષે, આગળ વીવેચન કીધું છે તેથી તે વાંચો

## અણહદ યા અંતીમ કુટેવનાં પરીણામો—પહેલાં ચીત્રમાં દેખાડેલા માથાથી પગ સુધીના ભાગોની નબળાઇ ઇ૦ નું સરવાયુ–કમશકતી–અશકતી–નામરદાની–નાઝનાની– વાંઝીયાપણું–કમોત–આપઘાત.

૧–૨૬) આખાં શરીરનાં હાડકાં ને સાંધાઓ, **માથાં**, કમર, છાતી, ઇ૦ સર્વમાં નબળાઇ તથા દુખાવો માલમ પડે છે. ચાલવા હાલવાની શકતી કમી થાય છે, ને હાંફ ચઢે છે. જવાન સ્ત્રીઓ ને પુરૂષો બુઢા ડોસાંઓ જેવા કમતાકાત બને છે. હાથ પગો દંડા બરફ જેવા રહે છે.

## ૩૧) ભેજાંની લાગણીઓ તથા શકતીઓની નબળાઇ.

ભેજાની નબળાઇ અણહદ થાય છે તો ઘેલછા - **માસ્ટરબેટરી ઇન સેનીટી** નીપજે છે. પુરૂષોમાં ન્યુરએસ્થીનીયા, ને સ્ત્રીઓમાં **હીસ્ટીરીયા** થાય છે. વીચારશકતી તથા યદદાસ્ત શકતી નબળી પડે છે. ભેજાંનું ખાલી થઇ જવુ. તથા હમેશ બેચેની રહે છે. **સર્વ જાતની લાગણીઓ તથા શકતીઓ** મંદ રહે છે. કામવીકારને ઠેકાણે કામધીક્કાર ઉત્પન થાય છે. જાતીની લાગણી એટલી હદ સુધી મંન્દ પડે છે કે **સામીજાતી** માટે સખત અભાવ પેદા થાય છે. દાખલા તરીકે, પુરૂષ સ્ત્રીની સોબત, સ્ત્રીની હાજરી વગૈરે ખમી શકતો નથી, ને સ્ત્રીથી દુરજ નાસે છે. સ્ત્રી

જાતી મારેની લાગણી એટલી મંદ પડે છે, કે તે સ્ત્રી સાથ સંગમ કરી શકતો નથી. એજ પ્રમાણે સ્ત્રીનો મરદ સામે સખત અભાવ પેદા થાય છે. તેની જાતીની લાગણી બીલકુલ મન્દ પડે છે. આવી રીતે, બને જાતીમાં સામી જાતી માટે અણુહદ શરમ તથા અભાવ પેદા થવાથી, તથા કામ શકતી મંન્દ પડવાથી, એવા દરદીઓ નામરદ, નાઝનીન, તથા વાંઝીયા બને છે. એવાઓ સગા મીત્રમંડલ ઇ૦ થી દુર રહે છે, ને પોતાની એકાંત જીંદગીમાં મજાહ માને છે. આવા દરદીઓ રોજીંદા કામકાજ ધંધાધાપા પર ધ્યાન દઇ નથી શકતા. આખો વખત એકનો એકજ વીચાર કરવાથી, નીરાશી બને છે, ને કેટલાકો આપઘાત કરી દુનીયાથી છુટે છે.

ભેજામાં સર્વ જાતની લાગણીઓ તથા શકતીઓ હોવાથી, ભેજાંની નબળાઇથી ખુદરતી આ સર્વ નબળી બને છે ને મંન્દ પડે છે, તેથી વધુ વીવેચન કરવાની જરૂર નથી.

૩૧- ખ) જ્ઞાનરજ્જુની નબળાઇને લીધે એમાં આવેલાં નર્વસેન્ટર્સોની નબળાઇ થાય છે, તેથી વીર્યસ્ખલન ઇ૦ થાય છે. જુઓ પાનું પ૬) મું.

૩૨) **આંખની નબળાઇ**–આંખે ઝાંખ ને ચીત્રો આવવી. નજર ટુંકી થવી, આંખના પાપણનો સોજો, અથવા આંખમાં ખાડા પડવાં, વા આંખના પોપચાનું ઢળી પડવું. આંખોમાં તનદુરસ્તીના ચળકાટને બદલે કુદરતની મંન્દી માલમ પડે છે. કેટલાક દાખલાઓમાં, અંધાપાની શરૂઆત એનેથી થાય છે.

૩૩) **કાનની સાંભળવાની શક્તીની નબળાઈ**, તથા વાતચીત તથા સંગીતથી કંટાળો ને ક્રોધ ઉપજે છે.

**ચહેરાની બદસુરતી**–સોજો અથવા ફીકાસ–ગાલમાં ખાડા. "કુટેવીનો ચહેરો" એવો પ્રદરશાટ હોય છે કે જોતાંનેવાર દરદી કુટેવથી પીડાતો પારખી શકાય છે, ને જોબનનું જોમ લુટાયલું દેખાય છે.

૩૫-૩૬) **હોઠ ફીકા પડી ગયલા હોય છે.** મ્હોં ખુલ્લું રહે છે, ને બંધ કરવાની શકતી ગુમાઇ હોય તેવું માલમ પડે છે. આ મંન્દ બુધ્ધીની એક નીશાની લેખાય છે.

૩૮) કન્ઠની અંદરના ભાગોની નબળાઇથી અવાજ ધાડો યા ખોખરો બને છે, તથા સ્વર ને બદલે સામી જાતીના જેવો બને છે.

૪૦) ફેફસાંનાં સાધારણ કાર્યમાં ખલલ થાય છે, ને જરાકમ હાંફ ચડે છે.

## ३९) हृदय ने लोहीनी नळीओनी नबळाइ.

हृदयपर एटली खराब असर थाय छे के, "मास्टरबेटर्स हार्ट" याने "कुटेवोनुं हृदय" भुंगळी या स्टेथेस्कोपनी तपास उपरथी मालम पडे छे. एने लीधे छातीनी डाबी बाजुए दुखावो, धमकरा, तथा दबाणु मालम पडे छे. तथा नाडी अनीयमीत अने झडपी मालम पडे छे. आ सर्वने लीधे शरीरमां लोहीनी गतीने नुकशान पहोंचे छे. तथा लोहीनो बीगाडो थाय छे.

४१) अजीरण—खानीपीनी सामे अभाव, अरुची, अने कबजीयात वि० उत्पन थाय छे. तेथी खुदरती रीते वजनमां घटाडो थाय छे. केटलाक दाखलाओमां, पीत ने ओकारी पडे छे.

## पीशाबना भागोनी नबळाइ.

४४) गुरदाने नुकशान थवाथी, कमरनी बंने बाजुए दुखावो, पीशाबमां जळणु वि० थाय छे.

४६) पीशाबना फुक्कानी नबलाइने लीधे वारेघडीए पीशाब थाय छे. पीशाबपर काबु नथी रहेतो, ने केटलाक दाखलाओमां आपमेले टपकीया करे छे.

४८) पीशाबनी नळीमां थता फेरफारो—मरदमां, पीशाबनी नळीना कदमां फरक पडे छे. एनी अंदर झीणा फोल्ल या पोची या सखत गांठो थाय छे केटलाक दाखलाओमां जेम परमानां दरदथी स्ट्रीकचर थाय छे, तेम कुटेवना परीणामे पण नळीमां स्ट्रीकचर या संकोचावुं थाय छे. ने पीशाब करवामां हरकत तथा बळणु वि० थाय छे. केटलाक दाखला ओमां, लोहीना खराबाथी, नळीनो सोजो थाय छे. मंन्द्री उपरनी सुनतनी चामडी (प्रेप्युस) लांबी, लटकती, सुजेली वि० होय छे.

स्त्रीमां, कुटेव एवां वीचीत्र रुपो ले छे, के तेनुं ब्यान बहु लंबाणु थाय तेथी अहीं नथी आप्युं. पण स्त्रीना पीशाबनी नळी टुंकी होवाथी, कुटेवने लीधे पीशाबनी नळी करतां वधारे नुकशान पीशाबना फुक्काने पहोंचे छे.

## ૪૮) કુટેવથી બંને જાતીના ભાગોમાં થતા ફેરફારો—
## મરદના જાતીના ભાગોમાં થતા ફેરફારો.

૫) પ્રોસ્ટોટગ્લાંન્ડ (ચીત્ર નવ, ૫), ને પાનું ૫૨) માં લોહી ભરાવાથી સુજે છે. ને અંદરથી પ્રવાહી વહે છે તેને પ્રોસ્ટેટોરીયા કહે છે. જે પ્રવાહીને અણુસમજુઓ વીર્ય લેખે છે.

૬) ઇજેક્યુલેટરીડકટ (ચીત્ર ૯, ૬,) કુટેવથી આ નળી ઢીલી પડે છે, ને વીર્યપર જે એનો કાબુ રહે છે તે જતો રહેવાથી, વીર્ય સ્ખલન ચાલુ યા ગમે તે વખતે થાય છે.

૭) વીર્યનો નાનો કુકડો પણ કેટલાક દાખલઓમાં લોહી ભરવાથી સુજે છે.

૮) વીર્યની નળીમાં કેટલાક દાખલાઓમાં નાની પેચી યા કઠણ ગાંઠો થાય છે.

૯-૧૦) ઉપઅંડ ને અંડમાં લોહી ભરાવાથી સુજન થાય છે, ને-એનાં પરીણામો, બીજી રીતે ઉપજતા સોજાઓ જેવાં, આવે છે, જેનું બ્યાન આગળ આપી ગયા છીએ તે વાંચો. આ સર્વ (૯-૧૦) ના આખરી પરિણામે, સ્ત્રી જાતી સામે અભાવ, વીર્ય સ્ખલન, નામરદાની ને વાંઝીયાપણું, કમોત, આપઘાત ઇ૦ નીપજે છે.

## કુટેવથી સ્ત્રીના જાતીના ભાગોમાં થતા ફેરફારો—સ્ત્રીના બહારના જાતીના ભાગોમાં થતા ફેરફારો.

સ્ત્રીના બહારના જાતીના ભાગોમાં લોહી ભરાવાથી સુજન થાય છે, ને તેથી પ્રવાહી ચાલુ યા આપમેળે વખતો વખત વહે છે,

## સ્ત્રીના અન્દરના જાતીના ભાગોમાં ફેરફારો.

લોહીના ભરાવા ને સુજનને લીધે, પ્રદર ચાલુ યા વખતો વખત આપમેલે વહે છે. રૂતુ યા દસ્તાન અનીયમીત બને છે તે વખતે દુખાવો અતયંન્ત થાય છે. કોઇ દાખલાઓમાં લોહીનું વહેવું એ સમય પુરો થવા પછી થોડા દીવસ સુધી ચાલુ રહે છે. ત્યારે બીજા દાખલાઓમાં, મહીનામાં બે ત્રણ વખત લોહી જાય છે. ત્યારે વળી કેટલાક દાખલાઓમાં ચાલુ લોહી વહે છે.

કમળનું કુલ, તથા ગર્ભસ્થાન, સ્ત્રીઅન્ડની નળી, તથા સ્ત્રી અન્ડ—આ સર્વ ભાગોમાં 'લોહી' ભરાવાથી સોજો થાય છે, ને ઉપલાં ચીન્હો ઇ૦ માલમ પડે છે. જુઓ આ ભાગોના સોજાઓના વર્ણન માટે આગલાં પ્રકરણો.

**આ સર્વના આખરી પરીણામે, પુરૂષ જાતી સામે અભાવ, નાલાયકી, વાંઝીયાપણું, કમોત, આપઘાત ઇ૦ નીપજે છે. કુટેવનાં દરદની ચીકીત્સા તથા ભવીષ્ય—આ દરદ "જવાનીનાં જોબનનું જોમ લુટનારૂં દરદ" લેખાય છે. આ દરદનાં ૧) ૨૦–૩૦) ટકા અંતીમ દરદીઓ. આ દરદ ૨) બીજાં દરદો—તેજા ગરમી ઇ૦, તથા ખહી ઇ૦ ના દરદોને ઉત્તેજન આપે છે. ૩) ૭૦–૮૦) ટકા દરદના નરમ પ્રકારનાં દાખલાઓમાં આપમેલે નાબુદ થાય છે, ને દરદી સાજો થાય છે; યા તો ગરમી ઇ૦ દરદોનો ભોગ બને છે.**

અત્યાર સુધીમાં કુટેવના દરદના કારણો તથા કુટેવથી નીપજતાં ગમખ્વારને કાતીલ પરીણામો કે જે માથાંથી તે પગ સુધી હરેક જાતની નબ) લાઇ, કમશક્તી ઇ૦ નીપજાવે છે, તે તપરથા છે. દર ૧૦૦) એ ૨૦–૩૦ અંતીમ યા અણુહદ કુટેવી ૧) દરદીનું ચીત્ર નીચે પ્રમાણે દેરી શકાય આ દરદને "જવાનીનાં જોબનનુ જોમ લુટનારા દરદ" ની ઉપમા આપી છે. ને એ ઉપમા સમજુઓ તો વાજબીજ લેખશે. ગુલાબના ફુલો જેવાં ખીલતાં છોકરાં છોકરીઓ, ચોકકસ ઉમરે આવી, કાંઇ પણ દેખીતા વ્રસ્તવીક કારણવીના કરમાવા માડે છે. તેઓના હરતા રમતા સુખી ચહેરાઓ આસ્તે આરતે રડતા ને દુખી બને છે. જુવાનીના ભરેલા ચેહેરા બુઢાપાના જેવા કરચલીવાલા બને છે, ભરેલા હોવાને બદલે અંદર ખાડાઓ પડે છે, માણસાઇ સ્વરૂપને બદલે વાંદરાની સીકલ જેવા બને છે. સામા માણસની સામે આંખો સ્થીર રાખવાને બદલે, અસ્થીરને શરમાળ ઝાડની માફક બાજુએ યા નીચે જોતી હોવ છે. જવાનીના જોમને બદલે, બુઢાપાની અશક્તી આખાં શરીરમાં માલમ પડે છે,—ડોકું સ્થીર રહેતું નથી, હાથો પગો ધ્રુજે છે, ચાલુ હદયના ધબકારા, ચાલતાં હાલતાં હાંફ અને દમ ચહડે

છે, ખાવાપીવાની લેહઝત મરી જાય છે. સામી જાતી તરફ જોતાં શરમ-ધીક્કાર ને ક્રેધ લાગે છે. પ્રેમ નાબુદ થાય છે. તથા માણુસ જાત અને દુન્યાં દુશમન જેવી લાગે છે. આખી દુન્યાની ચીન્તા પોતાને માથે આવી પડી હોય એવો દેખાવ માલમ પડે છે. માણુસાઇ લાગણી ખોવાઇ જઇ, ફાડી-ખાનારા હેવાનો જેવી ઉત્પન થાય છે. ધરમ, નીતી, સત્ય, સદ્‌ગુણુ, સર્વે અકારા લાગે છે. ને હલકી જાતની ઘેલછા એવી રીતે ઉત્પન થાય છે, તેની ઉશકેરણી હેઠળ ઘણાંકો તો આપઘાત કરે છે. અભ્યાસ, કામ, ધંધા, સર્વપરથી ધ્યાન ઉઠી જાય છે. રવમાનથી ગુજરાન કરનારો આદમી નાચાર અને બેકાર બને છે, ને પૈસાટકાવાલો ભીખારી બને છે.

ટુંકમાં કહીએ તો ખુબસુરત બદસુરત બને છે, જોરેમંદ નાતવાન બને છે, બુધ્ધીવાળો બેવકુફ બને છે, સદગુણી દુરગુણી બને છે, પૈસાવાલો ભીખારી બને છે, ધંધા ધાપાવાલો બેકાર બને છે. તથા પોતાની સાથે પોતાનાં નીરદોષ કુંટુંબીઓને પણુ ખુવાર કરે છે. કમશકતી, અશકતી, નામરદાની, નાઝનાની ને વાઝીયાપણું, ને કેટલાક દાખલાઓમાં, આપઘ ત-આખરી પરીણામો નીપજે છે.

### સાયન્ટીફીક ચીકીત્સા માટે ખાસ ઓજારો ઇ૦ નો ઉપ્યોગ.

માથાથી પગ સુધીના ભાગોની નબલાઇ, લોહીનું ઝરાવું તથા સોજા, આ સર્વ માટે, જેમ બીજાં દરદો માટે ખાસ ઓજારો ઇ૦ વપરાય છે, તેમ સાયન્ટીફીક ચીકીત્સા માટે એ ઓજારો ઇ૦ સ્પેશીયાલીસ્ટ ડાકટર વાપરે છે, જેથી કયા ચોકસ ભાગ યા ભાગોપર દરદની કાતીલ અસર થઇ છે, તે ખાત્રીથી માલમ પડે.

### ૨) તેજા ગરમી ઇ૦, તથા ખહી ઇ૦, દરદોના ભોગો અંતીમ કુટેવના દરદીઓ બને છે.

ઉપર જેવા અણુહદ અંતીમ કુટેવના દરદીઓનાં કેટલાકોમાં, કુટેવથી આસ્તે આસ્તે હવસને સંતોસ મલતો કમી થવાથી, તેઓ અનીતીમાન સ્ત્રીઓની સોબતમાં પડે છે, ને પેચી ચાંદી, તેજા ગરમી, યા પરમાનાં દરદોના ભોગો બને છે.

ઉપલા ગરમીનાં દરદો સાથે સાથે, યા વગર, અંતીમ કુટેવના દરદીઓ પર ખહી, ઇ., દરદો સહેલાઇથી ગટ્ઠઓ કરે છે, કારણ કે, આવા દરદીઓમાં શારીરીક નબલાઇ તથા લોહી બીગડેલું હોવાથી દરદોની સામે ટકવાની જીવન શકતી એઓ ખોહી બેસે છે.

## ૭) નરમ પ્રકારની કુટેવ તરફ અભાવ, યા ફીકર પેદા થવાથી, કુટેવ (એ) આપમેલે નાબુદ થાય છે. યાતો, (બી) એવા દરદીઓ ગરમી ઇ. દરદોનાં ભોગો બને છે.

(એ) એટલું તો આપણે જાણીયે છે કે ઘણાએક છોકરા છોકરીએ અજ્ઞાણ, ખરાબ સોબત, ઇ૦ ને લીધે કુટેવના ભોગો બને છે. ત્યારે એવાઓ ના મોટા ભાગમાં કુટેવ ચાલુ રહે છે કે નહીં તે સવાલ ઉભો થાય છે. હવે, એ વીષેનાં સંભવીત અડસટા પ્રમાણે, દર ૧૦૦) એ ૨૦–૩૦ યા વધુમાં કુટેવ અંતીમ રૂપ ધારણ કરે છે, ને એવાઓ મોટે ભાગે નમરદ યા નાઝનાન બને છે, અને બીજા ૭૦–૮૦) યા ઓછામાં તો કુટેવ જુદાં જુદાં કારણોને લીધે નબુદ થાય છે. ટુંકમાં, **કુટેવીઓનો મોટો ભાગ** અભાવ યા ફીકરને લીધે **સુધરે છે.** કુટેવ સામે અભાવ ખુદરત પોતેજ પેદા કરે છે, કારણ કે થોડો વખત સુધી કુટેવથી જો કે આનંદની લાગણી ઉત્પન થાય છે, પણ તે પાછળથી આનન્દને બદલે **દુખાવામાં બદલાઈ જાય છે** કુંવારાઓમાં **લગ્ન પછી**, કુટેવ **સામે અભાવ** પ્રદરશીત થાય છે. કુટેવ સામે ફીકર ઉત્પન થવાનાં કારણો આ છે. સારા સોબતીઓની શીખામણ યા ખરાબ સોબતીઓની હાનીકારક સ્થીતી જોવાથી, યા બીજી રીતે કુટેવનાં હાનીકારક પરીણામો સામેની ચેતવણી મલવાથી, અશકત બનવાની ફીકર પેદા થાય છે.

**(બી)** જયારે ઉપર પ્રમાણે, ઘણાક દાખલાઓમાં કુટેવીઓની કુટેવ નાબુદ થાય છે, ત્યારે બીજા દાખલાઓમાં કુટેવીઓ અનીતીના ભોગો બને છે, ને અનીતીમાન સ્ત્રીઓ સાથના સંગમથી તેજા ગરમી ઇ૦ દરદોનો ચેપ લાવે છે, ને એક દરદમાંથી છુટવાને બદલે, એ દરદ કરતાં પણ વધુ હાનીકારક દરદોમાં સપડાય છે.

## કુટેવની સાયન્ટીફીક સારવાર—એ) ખુદરતી કુટેવની ખુદરતી સારવાર, બી) અખુદરતી કુટેવની ૧–૮) કારણો અનુસાર સારવાર.

કુટેવની ત્રણ જાતો ક) શારીરીક, ખ) માનસીક, તથા ગ) નૈતીક, તથા બે વીભાગો એ) ખુદરતી ને બી) અખુદરતી–સર્વનાં સ્વરૂપોનું તથા પરાણામો જુદાં છે, તેમ સારવારમાં પણ ફરક પડે છે.

**એ) ખુદરતી કુટેવની ખુદરતી સારવાર** વીષે તો આપણે આગળ જોયું કે, ખુદરતનાં ધારા પ્રમાણે રાતને વખતે પુરૂષમાં વીર્ય સ્ખલન, તથા સ્ત્રીમાં પ્રદર સ્ખલન થાય છે, ને એવી રીતે "જાતીની તાણ" યા જોબનનું જોમ નરમ પડે છે. તેથી કરી એવી તાણથી કુંવારા લોકોએ આકલાવીકલા પડવાને બદલે, સ્વકાબુ ને સબુરી રાખવી, ને ખુદરતને તેનું કામ કરવા દેવું. નીર દોષ અજ્ઞાણોને એક ચેતવણી આપવાની જરૂર છે કે, દર અઠવાડીયે, યા પખવાડીયે, એક યા વધુ વખત, વીર્ય યા પ્રદર સ્ખલન થાય તો બીલકુલ ગભરાવું નહી, કારણ કે ઘણાએક પુસ્તકમાં એવા લોકોને ગભરાવી નાંખી પોતાની દવાઓ ખપાવવા સારૂં, ધુતારા વૈદો ને હકીમો ને પેટન્ટ દવાવા લાઓ ખોટાં લખાણો આપે છે.

## બી) અખુદરતી યા હવસી કુટેવના આઠ કારણો અનુસાર સાયન્ટીફીક સારવાર.

## ધુતારા વૈદો, હકીમો, તથા પેન્ટંટ દવાવાળાઓની જુઠી લલચાવ નારી જાહેર ખબરોથી થતી જનસમાજની ખુવારી, સામે ચેતવણી.

અખુદરતી કુટેવની સાયન્ટીફીક સારવાર, તેનાં ૧–૮) કારણો અનુ સાર થાય છે. (જુઓ પાના ૩૨૫–૬)

**૧) જાતીના તથા તેની આસપાસના ભાગોના દરદોથી થતી ઉશકેરણી**ની સારવાર માટે એ દરદોની વાજબી સારવાર કરવી જોઇયે, દવા, વહાડકાપ ઇ૦,—જેથી કરી, કુટેવ નાબુદ થશે.

**૨) જ્ઞાન રજજુ યા ભેજાંની બીમારી,** ઘેલ્છા, ઇ. ની સાર વાર યોગ્ય રીતે કરવાથી, કુટેવ નાબુદ થશે. ઘેલ્છા ઘણી સખત પ્રકારની હોય છે તો તેની સારવાર મુશકેલ યા અશકય છે, જેમકે દીવાનશાળાઓમાં દરદીઓ રાત દીવસ હાથરસ કર્તા માલમ પડે છે.

**૩) વારસે ઉતરેલી કુટેવની યોગ્ય સારવાર** કરવી ઉપર માફક મુશકેલ, યા ઘેલ્છા સખત પ્રકારની હોય છે, તો અશકય છે.

સુધરેલા દેશોમાં, ફીબલ–માઇન્ડેડયા નબલી ભેજાં શકતીવાલાઓને જન સમાજમાં ભેલાઇ, તેનું નખોદ વાલતાં અટકાવવા ખાતર, જીંદગી સુધી ચોકસ સંસ્થાઓમાં પરહેજ રાખવામાં આવે છે. તેમ આ દેશમાં પણ કરવું જોઇયે.

### ૪) મોરલ ઇમબેસીલ યા જનમથી અનીતીમાન બાળકો જનસમાજમાં તથા નીશાળોમાં કુટેવનો ચેપ ફેલાવે છે. કુટેવીઓની સોબતમાં કુટેવ શીખવાનું મુળ કારણ, છોકરા છોકરીઓનું જાતીને લગતું અજ્ઞાન–તેનો ઉપાય, જાતીને લગતાં જ્ઞાનનો ફેલાવો. હલકા વર્ગના બદચાલી ચાકરો આયાદાયાઓથી બાળકોને દુર રાખવાની માબાપોની ફરજ.

એટલું તો ચોકસ છે કે જેમ ગરમીના ચેપી દરદોનું મુળ ચેપી જંતુઓ છે, તે પ્રમાણે કુટેવની અનીતીના ચેપનું મુળ મોરલઇમબે સીલ યા જનમથી અનીતીમાન બાળકો છે, કે જેઓ અનીતી નીરદોષ બાળકોમાં તેઓનાં અજ્ઞાનને લીધે ફેલાવે છે. ત્યારે એક તરફથી એવાં જન્મથી અનીતીમાન બાળકોને અલાહેદાં પરહેજ રાખવાં જોઇયે, તેમ બીજી તરફથી, સાધારણ બાળકોને જાતીને લગતા ભાગોની રચના, કાર્ય, ને ભેદ ભરમોનું જ્ઞાન આપવું જોઇયે. એવી રીતે કુટેવનાં ભયભીત પરીણામો જાણીયાથી, સાધારણ બાળકો કુટેવ તરફ અભાવ ને ફીકરની નજરથી જોતાં થશે, ને ગમે એવી ખરાબ સોબતમાં કુટેવમાં ફસતાં બચશે. માબાપોએ પોતાના ચાકરો ઇ૦ બદચાલવાલા નહી હોય તેની સંભાલ રાખવી જોઇયે.

### ૫) સ્વકાબુની ગેરહાજરી, દુરવ્યસનનો લખ ઇ.

(પાનું ૧૭૬).

સ્વકાબુની ખીલવણી ઘરમાં, તેમજ નીશાળમાં થવાને બદલે, આપણે જાણીયે છીએ તેમ આ દેશમાં સ્વકાબુનો નાશજ કરવામાં આવે છે, દુરવ્યસનો, ગરમ ખોરાક, ઇ૦ નો લખ અટકાવવનો એકલો ઇલાજ સ્વકાબુની ખીલવણી છે.

### ૬) વૈદો, હકીમો, પેટન્ટ દવાવાળાઓની અનીતીને રાહે દોરવનારી ખોટી લાલચ આપનારી, જુઠી જાહેર ખબરો, જે આપણા છાપાવાળાઓ પૈસા ને પેટની પુંજાને ખાતર છાપી, જનસમાજનું નખોદ વાળે છે, તેનો ઉપાય, સરકાર તેમજ છાપાવાળાઓનાં હાથમાં છે.

આપણે આગલ જોયું છે કે એવી જુઠી જાહેર ખબરો આપનારા

## સેકસુઅલ ન્યુરએસ્થોનીઆ-નબલી પડી ગયલી મનશકતી ઇ૦, ને તેનાં પરીણામો.

૧૭૨) મે પાને ૩) જુ ંદ દ, સેકસુઅલ ન્યુરએસ્થીનીઆ છે, યા નબળી પડેલી ભેજાંની યા મનશકતી, ઇ૦ થી, જાતીની લાગણીઓ ઉપરનાં કાબુની નબલાઇ, તથા આખરી નાબુદી થાય છે.

## જાતીની લાગણીઓપરના કાબુની નબલાઇનાં ત્રણ તબકકા આવે છે.

૧) જાતીનાં ભાગોનાં જ્ઞાનતંતુઓની નબલાઇ, જેને લીધે રાત્રે વારંવાર વીર્ય સ્ખલન થાય છે, તથા સંગમ વખતે બહુ ઝડપે વીર્ય છુટી જાય છે.

૨) જ્ઞાન રજજુના કેટલાક ભાગોમાંથી, જાતીના ભાગોનાં જ્ઞાનતંતુઓ નીકળે છે, તેની નબલાઇ, જેને લીધે રાત્રે તેમજ દીવસે વીર્ય સ્ખલન થાય છે, કામશકતી કમી થાય છે, તથા જાતીના ભાગો, ને પીઠ, પીડુ, તથા માથામાં દુખાવો થાય છે. આ ૨) નું મુખ્ય કારણ **અતી ભોગ યા અણહદ વ્યભીચાર છે.**

૩) ભેજાની એકલી, યા જ્ઞાનરજજુ સાથની જોડી, નબલાઇ, જેને લીધે જુદાં જુદાં ચીન્હો માલમ પડે છે, આનું મુખ્ય કારણ **અંતીમ અખુદરતી કુટેવ છે.**

સેકસુઅલ ન્યુરએસ્થીનીઆનાં ચીન્હો, ઉપલા તબકકાઓ અનુસાર ૧-૩) ત્રણ જાતનાં, ને તે ઉપરાંત, એક ચોથી ૪) જાતનાં આવે છે.

### ૧) ક) પીશાબ, તથા ખ) જાતીના ભાગોનાં જ્ઞાનતંતુઓની નંબલાઇ.

ક) પીશાબના ભાગેનાં જ્ઞાનતંતુઓની નબલાઇ.

પીશાબની હાજત ઘણી તેજી થાય છે. પીશાબ ટપકયા કરે છે. પીશાબ કરવા આગળને પાછળથી પીશાબના ફુકકાવાલા પીડુનાં ભાગમાં દુખાવો.

ખ) જાતીના ભાગોનાં જ્ઞાનતંતુઓની નબલાઇ.

ઇન્દ્રીની સોપારી યા છેડા યા ગ્લાંન્સની અતી ઉશકેરણી, કપડું ઇ. લાગતાં ઇન્દ્રી ઉભી થાય છે. અંન્ડ તથા ઉપઅંન્ડમાં દુખાવો. તથા અંન્ડનું કુદવું યા ઉપર નીચે ભુસકા મારવા, તથા વીર્ય સ્ખલન.

**૨) જ્ઞાન રજજુના હેઠલા ભાગ—જેમાથી જાતીના ભાગોના જ્ઞાન તંતુઓ નીકળે છે—ની નબળાઇ** એનાં ચીન્હો આ છે. ચાલવા હાલવાની અશકતી ને થાક, કમર, બાજુ, તથા હાથ પગોમાં દુખાવો, તથા એ ભાગોમાં કીડી ચાલતી હોય તેવી લાગણી, તથા થંડા ને મંન્દ હાથ પગો. કોઇ વખતે, વીજલીક ચમકારા જેવા હાથ પગોમાં ચસ્કા, તથા એ ભાગોમાં ને આંગળીઓમાં ધ્રુજણી.

**૩) ભેજાંની એકલી, યા જ્ઞાનરજજુ સાથની જોડી, નબળાઇ,** એનાં ચીન્હો આ છે.

માંથાંમાં દુખાવો, ચકર, ફેર, ઇ., આગળ માફક, પોતાનાં કામ ધંધાપર ધ્યાન નથી લાગતું, તથા આગળ માફક, જાસ્તી કામ કરવાની શકતી કમી થાય છે, તથા ઉંઘ ઉડી જાય છે, ને સ્વભાવ ચીરડાઉ બને છે, દરદીઓ આવી કમા થતી શકતી જાણીને ગભરાય છે, ને ઉદાસી જે નીરાશી બને છે, યાદદાશત શકતી નબળી પડે છે. નજરની નબલાઇ, લાઇટ જોતાં ચકરી ઇ., કાનમાં અવાજો, તથા વાચાની અસ્થીરતા.

**૪) ક) હૃદય તથા નાડી, ને ખ) પાચનશકતીઓની નબળાઇ**

ક) હૃદયની નબલાઇ—ધબકારામાં વધારો, છાતીનાં ડાબા ભાગમાં દુખાવો, કે જે પાછળ ખભાં સુધી વધે છે, છાતીને ટાઇટ બાંધી કસી નાંખતું હોય તેવી લાગણી.

ખ) પાચનશકતીની નબલાઇ—હરવખત, ખાધા પછી પેટમાં ભાર ને દુખાવો, ઉલ્ટી, પેટમાં આંકડા, પેટનું ફુંગવું, કબજીયાત, કોઇ વખત થોડું પણ ખાવાની રૂચી નહીં, ને બીજી વખત, ઘણી ભુખ ને રૂચી, આને લીધે, શરીરનાં વજનમાં ઘટાડો, નબલાઇ, ઇ.

## સેકસુઅલ નયુરએસ્થીનીઆની સાનટીફીક ચીકીત્સા ઉપલાં ચીન્હો ઇ. પરથી, કારણો અનુસાર થાય છે.

## સેકસુઅલ ન્યુરએસ્થીનીઆની સારવાર.

આ દરદની સારવાર, કારણો (પાનું ૩૪૪) અનુસાર થાય છે, દાખલા તરીકે ૧) કુટેવની કારણો અનુસાર ૪૦) માં પ્રકરણમાં વરણુવી છે, તેજ પ્રમાણે, ૨), ૩), ને ૪), ૬), કારણોની સારવાર આગલાં પ્રકરણોમાં વરવણુવી છે.
૫) ની સારવાર, આવતાં પ્રકરણમાં જોઇશું.

૭) ભેજાં પર કામનો બોજો ઇ. કમી કરવા, બીલકુલ આરામ આસાયશ થોડો વખત લેવી જોઇયે.

**સાજા થવાની નીરાશી**–આવા દરદીઓ, સ્વદેશી વૈદો હકીમો તેમજ વીદેશી પેટન્ટ દવાવાલાઓની ખોટે રસ્તે દોરવનારી છાપામાં આવતી જાહેર ખબરો, તથા એવી જાહેર ખબરોવાલી નાની ચોપડીઓ વાંચી ધ્રભરાય છે, ને એમજ માને છે કે, એવા ઢોંગીઓની કહેવાની અસરકારક દવા, ગોળી ઇ.,થી એમાં લખ્યા પ્રમાણે ફાયદો થવાને બદલે ગેરફાયદો થાય છે, તેથી દુનીયામાં એવા ઢોંગ ધતુરા સીવાય બીજા કાંઇ ઉપાય છેજ નહી! એ માન્યતાબી બીલકુલ **ખોટી છે**, વાજબી સાયન્ટીફીક તથા માનસીક સારવારથી, આવા દરદીઓ **સાજા થઇ શકે છે.**

આ દરદની સામાન્ય સારવાર, માટે ખાવાપીવામાં મરયાદા, ખાસ દવાઓ, વ્યસનોથી પરહેજી, કસરત, ચંપી, હવા ફેર, આસાયશ ને આરમ ઇ. માં સમાઇ જાય છે.



# પ્રકરણ ૪૩ મું.

---:o:---

## ૬) નામરદાઈની–અશકતીની (એ-ઈ) પાંચ જાતો.

**શકતીના બે વીભાગો અનુસાર, અશકતીનાં ક-ખ) બે વીભાગો. કામ ઇચ્છા યા જાતીની ભુખ, તથા કામશકતી] વચ્ચેનો તફાવત. ક) સંન્ગમ કરવાની અશકતીના સર્વ જાતોની સાયન્ટીફીક ચીકીત્સા તથા સારવાર. તેજા ગરમી તથા પરમાની યોગ્ય સાર વારથી ૫૦–૭૦ ટકા, બને જાતીનાં દરદીઓમાં, અશકતી અટકાવી શકાય. વૈદો, હકીમો, તથા પેટન્ટ દવાવાલાઓની હાણીકારક કહેવાની શકતીની દવા, ગોળી, ચાકુતી, લેપ, ઈ. થી નીપજતી અશકતી.**

કામશકતી–સાધારણ રીતે, કામ શકતીવાળો મરદ ક) ખુદરતી સન્ગમ કરવાને, તથા, તેનાં પરાણામે, ખ) સ્રીમાં પોતાનાં મરદબીજ રોપી, હમેલની ઉત્પતી કરવાને શકતીમાન હોય છે. આ માટે કામશકતીનાં બે વીભાગ પાડવામાં આવે છે.

### ક) મરદાની–સંન્ગમ કરવાની શકતી, તથા ખ) સ્રીને ફળદ્રુપ કરવાની શકતી.

વધુ, યાદ રાખવું કે, કામ વીકાર યા ઇચ્છા, ને કામશકતી બે જુદી બાબદો છે. દાખલા તરીકે સાધારણ કામશકતીમાન પુરૂષમાં, સન્ગમ વાસ્તે પહેલે તો કામ ઇચ્છા જાગ્રત થવા જોઇયે. જેનાં પરીણામે ઇન્દ્રી ઉભી થવી જોઇયે, ને જ્યાં સુધી સન્ગમ દરમ્યાન વીર્ય છુટે ત્યાં સુધી, ઈન્દ્રી ઉભી રહેવી જોઇયે, તથા વીર્ય છુટયા પછી, આનંદની લાગણી પેદા થવી જોઇએ. આપણે કામ વીકાર યા ઇચ્છા યા ભુખની સાધારણ ખોરાકની ભુખ સાથે સરખામણી કરીએ, તથા કામ શકતીની પાચન શકતી સાથે સરખામણી કરીએ, તો સમજવું સહેલ થશે કે, ઘણાએક દરદીઓને ખોરાકની ભુખ ઘણી લાગે છે પણ તેઓની પાચનશકતી એટલી મંન્દ યા નાબુદ થઇ હોય છે કે તેઓ ખોરાક લઇ શકતા નથી, તેજ પ્રમાણે ઘણા નામરદોમાં કામ ઇચ્છા બહુજ તેજી હોય છે, પણ કામશકતી મંન્દ યા નાબુદ હોવાથી, તેઓ સંન્ગમ કરી શકતા નથી. **તેથી અખુદરતી રીતે,** પોતાની જાતીની ભુખ યા કામ વીકાર કોઇ પણ રીતે ઉશકેરી તૃપ્ત કરવાનાં ફાંફાં મારે છે.

## કામશકતીની ખીલવણી તથા મંન્દીની ઉમર.

સાધારણ રીતે, કામશકતીની સંપુરણ ખીલવણી ૨૫) મે વરસે થાય છે, જોકે ૧૩–૧૪) ની ઉમરે, કામશકતીની ખીલવણીની શરૂઆત થાય છે. તથા કામશકતીની મંન્દીની શરૂઆત ૪૦) માં વરસ પછી થાય છે. આને ઘણા અપવાદો આવે છે. ને ખાસ કરી, આ દેશમાં તો, છોકરાઓ મોટે ભાગે ૧૨) મે વરસે કુટેવ ને હવસમાં પડે છે, ને **૧૮) યા ૨૦) મે વરસે તો બીલકુલ અશકત ને નામરદ બને છે.** બાળલગ્નની ઘેલી રૂઢીને લીધે, કામશકતીની નબલાઇ નાની ઉમરે શરૂ થાય છે, ને "એવા નાપુરૂપ બળદયાઓની સંખ્યા ત્રણ કરોડની થાય છે" (પાનું ૧૧) માણસ માફક તેઓની શકતી વધુ યા ઓછી હોય છે. કોઇ કોઇ રોજીંદા સંન્ગમ કરી, શકે છે, ત્યારે બીજાઓ અઠવાડીયે કે પખવાડયે યા વધુ આંતરે, એક વખત સંન્ગમ કરી શકે છે. હરેક મરદ પોતાની હદ, થાક, ઇ થી જાણી શકે છે.

## અશકતીના બે વીભાગો, ક) નામરદાની યા સંન્ગમ કરવાની અશકતી, તથા ખ) વાંઝીયાપણું.

ઉપર આપેલા કામશકતીના બે વીભાગ અનુસાર, અશકતીના બે વીભાગ હોય છે.

ક) સન્ગમ કરવાની અશકતી.

ખ) સ્ત્રીને ફળદ્રુપ કરવાની અશકતી—યા વાંઝીયાપણું આપણે પહેલે, ક) સંન્ગમ કરવાની અશકતીનું વીવેચન આપીશું.

## ક) સંન્ગમ કરવાની અશકતીની (એ–ઇ) પાંચ જાતો—એ) શારીરીક, બી) મનકલ્પીત, સી) ચીરડાઉ, ડી) લકવાઇ, ઇ) કમતાકાતીક.

સંન્ગમ કરવાની અશકતીનાં પાંચ કારણો અનુસાર (એ–ઇ) પાંચ જાતો આવે છે.

એ) ઓરગૅનીક, બી) સાઇકીક, સી) નરવસ, ડી) પેરાલીટીક, ને ઇ) એટૉનીક.

## એ) ઓરગૅનીક–યા શારીરીક યા જાતીના ભાગો તથા આસપાસના ભાગોની ખામીઓ યા દરદોથી નીપજતી અશકતીના ૧–૫ કારણો.

૧) મરદની ઇન્દ્રી ઉગીજ ન હોય, યા ઘણી નાની હોય. ઇન્દ્રી કુટેવ યા અણુહદ વ્યભીચારને લીધે સંકોચાઇ હોય.

૨) ઇન્દ્રીના ઉપલા યા નીચલા ભાગમાં જન્મથી ભગંદર હોય, યા ફેજેડીના, નાસુર, પરમાનાં ધ્રુમડાંનાં ફાટવાથા ભગંદર પડે છે.

૩) ઇન્દ્રીના કદમાં જંન્ગી વધારો—દાખલા તરીકે, હાથીયારસને લીધે, યા પરમા, ચાંદી, નાસુર, ઇ. ને લીધે.

૪) ઇન્દ્રીનું આસપાસના ભાગમાં ગરક થવું–જેમ કે, ઘણી ચરબી-વાલાઓમાં, અન્તરગળ, તથા હાઇડ્રોસીલ, યા અંન્ડની કોથળીમાં ભરાવું યા વધરાવળ.

૫) ઇન્દ્રીનું એક યા બીજી બાજુ યા નીચું વળવું, જેથી ઇન્દ્રી ઉભી થતાં, સીધી રહેવાને બદલે વાંકી ચુંકી રહે છે, ને સંન્ગમ કરવાનું અશક્ય બને છે. આવી સ્થીતીનું મુળ એ છે કે, નીચલાં કારણો ને લીધે, ઇન્દ્રીના એક યા બીજા ભાગમાં, યા તો આખી ઇન્દ્રીમાં ગાંઠો બંધાય છે, જે ઓકચરનાં બીયાનમાં જોયું તેમ, ફાઇબ્રસ સ્નાયુની બનેલી હોય છે. એટલું તો દેખીતું છે કે, એક રબરની નળીમાં એક બાજુ ગાંઠ મારશો તો સામની બાજુ તરફ વળશે, ને નળી વાંકી બનશે, એમજ, એકથી વધુ ગાંઠે મારશો, તો આખી નળી વાંકી ચુકી બનશે. એજ પ્રમાણે ઇંન્દ્રીની હાલત નીચલાં દરદોમાં થાય છે, પહેલા આ ગાંઠો પોચી હોય છે, ને પાછળથી સખત બને છે. તે કેટલાક દાખલાઓમાં, તો પોચી ઇંન્દ્રી બદલાઇ, "ઇંન્દ્રીનું શીંગડું" બને છે.

### ઇન્દ્રીમાં ગાંઠો થવાથી વાંકી ચુકી બને છે તેનાં મુખ્ય છ કારણો.

૧) અખુદરતી અણુહદ કુટેવ.

૨) અતી યોગ યા અણુહદ વ્યભીચાર.

૩) તેજા ગરમી.

૪) પરમો.

૫) મીઠી પીશાબ.

૬) કોઇ પણ કારણુસરનાં સોજા પછીના ચીરાનાં જખમ.

જાતીના ભાગોની શારીરીક અશકતીની સારવાર, ઉપલાં કારણો અનુસાર થાય છે. ઇન્દ્રીમાં ગાંઠો થાય છે તેને માટે, ઘણા દાખલાઓમાં વહાડકાપ સ્પેશીયાલીસ્ટ ડાકટર કરે છે તોજ ફાયદો થાય છે.

## બી) સાઇકીક યા મનકલ્પીત (જાતીની ઘેલછાવાળી) અશકતી એની ૧-૬ જાતો.

સાઇકીક યા મનકલ્પીત અશકતી એવી હોય છે કે દરદીનાં મનની સ્થીતી અસ્થીર હોય છે, ને તે કલ્પીત ધખારાઓનો એટલે એક જાતની ઘેલછાનો ભોગ બને છે. અશકતીનાં સર્વ વીભાગોમાં આ સૌથી અગત્યનો છે. ને એની જાતો ઘણી આવે છે. તથા અશકતી કોઇ વખત ઓછી, તો કોઇ વખત. વધતી હોય છે એટલે કે, શકતીની બાબદમાં માણુસ માણુસમાં ફરક હોય છે, તેમ વળી, એકજ માણસમાં, જુદે વખતે શકતી ઓછી વધતી હોય છે.

વધુ યાદ રાખવું જોઇયે કે, ચોકસ મરદો ચોકસ સ્ત્રીઓ સાથે સંન્ગમ કરવાને અશકત હોય છે, જયારે બીજી સ્ત્રીઓ સાથે સંન્ગમ કરી શકે છે. ખાસ કરી જો પોતાની પરણેતર સાથે સંન્ગમ કરવાને અશકત હોય છે, તો એવાં જોડઓનો ઘરસંસાર બહુજ દુખદાયક બને છે, ને તેઓ માટે છુટા છેડા સીવાય બીજો કાંઇ ઉપાય હોતો નથી. આવી અશકતીને "રૅલેટીવ અશકતી" કહે છે. આ દેશની ઘેલી રૂઢી કે જેથી, એકમેકની પસંદગી વગર, છોકરા છોકરીનાં લગ્ન કરવામાં આવે છે, તેથી લગ્નો મોટે ભાગે દુખી નીવડે છે, એતો સઉ કોઇ જાણે છે,

### મનકલ્પીત અશકતીની જાતો.

**૧) કામ વીકાર યા ઇચ્છાની ગેરહાજરી** ક) કેટલાક મરદો જન્મથીજ કામવીકાર યા ઇચ્છા વીનાના હોય છે. જયારે, ખ) બીજાઓમાં, કામ ધંધાનાં-ખાસ કરી, માનસીક કામનાં બોજાને લીધે, યા તો જંજાલ ઇ૦ ને લીધે, કેટલોક વખત યા જાથુક સુધી, કામવીકાર યા ઇચ્છા નબલી પડે છે, યા નાબુદ થાય છે, ને એવો બોજો ઉંચકાતા, કામ ઇચ્છા પાછી સજીવન થાય છે.

૨) **પહેલી સંગમ વખતની નીશફળતા.** ખાસ કરી, લગ્નની રાતે, પહેલીજવાર સંગમ કરવાની કોશેષ નીશફળ નીવડે છે, ને ઇન્દ્રી ઉભી થઇ શકતી નથી. આવા દાખલાઓમાં દરદીઓ કલ્પીત **ગભરાટ તથા નીરાશીમાં** પડે છે કે એવી પહેલી કોશેષ નીશફળ નીવડી, તેથી બીજી હરેક કોશેષ નીશફળજ નીવડશે. આવા દરદીઓમાં અશકતી કલ્પીત હોવાને લીધે. એવાઓની સારવાર માટે **આશા** સર્વોતમ ઉપાય છે, ને સાયન્ટીફીક સારવાર હેઠળ, એવા દરદીઓ જલદી સાજા થાય છે. આવા દરદીઓ પોતાનાં ધંધાધાપાપર લક્ષ આપી શકતા નથી.

૩) **અણહદ વ્યભીચારીઓની ધાસ્તી કે, પોતાની વ્યભીચારની સજા તરીકે અશકતી થવીજ જોઈએ.** એવી સજાની ધાસ્તીથી એવા હવસીઓ એટલા ગભરાય છે કે અસલ માફક સંગમ વખતે ઇન્દ્રી ઉભી થઇ નથી શકતી, તે તેથી ધાસ્તીમાં વધારો કરે છે. એટલું તો દેખીતું છે કે, **ખુદરતી હદ ઉપરાંત** શરીરના કોઇપણ ભાગનો ઉપ્યોગ કીધાથી, તેની ખુદરતી સજા તરીકે, કેટલોક વખત યા જાથુક સુધી તે ભાગ નીરોપ્યોગી બને છે

૪) **પરણેલા મરદોમાં "રૅલેટીવ અશકતી"**—ઘણા પરણેલા પુરૂષો પોતાની પરણેતર સાથ સન્ગમ નથી કરી શકતા, જ્યારે પરાઇ સ્ત્રી સાથે કરી શકે છે. એનું કારણ, અભાવ, ઉમર સાથે સ્ત્રીની ખુબસુરતીમાં ઘટાડો, ઇ હોય છે. આ દેશની ઘેલી લગ્નની રસમો કે જેથી કજોડાંઓ મરજી વીરૂધ જોડાય છે.

૫) ક) **અખુદરતી જાતીની લાગણી**—તથા (ખ) અખુદરતી સન્ગમ માટેની ઇચ્છા—સેકસુઅલ પરવરઝન્સ.

ક) અખુદરતી જાતીની લાગણી—કામ વીકારને નીર્દયતાનું મીશ્ર.

ક) આવા દરદીઓ, જેઓને **'સડીસ્ટ'** કહે છે તેઓ સ્ત્રી તરફ પ્રેમને બદલે નીર્દયતા બતલાવે છે. તેઓને ચાબકે યા લાકડીએ માર મારે છે, ને લોહી લોહાન કરે છે, તથા કેટલાક દાખલાઓમાં, ખુન કરે છે, તોજ તેઓની જાતીની લાગણી ઉશકેરાય છે. એથી ઉલ્ટા, બીજા દરદીઓ, જેઓને **'માસોકીસ્ટ'** કહે છે, તેઓ સ્ત્રીના હાથનો માર ખાય છે, તોજ તેઓની જાતીની લાગણી ઉશકેરાય છે. વળી, બીજા દરદીઓ, **'ફેટીશીષ્ટ'**માં, સ્ત્રીનાં ચોકસ કપડાં, બુટ, ઇ. જોયાથીજ, જાતીની લાગણી ઉશકેરાય છે.

બ) આવા દરદીઓ, ખુદરતથી ઉલટી રીતે, સામી જાતી સાથને બદલે, સ્વજાતીવાલા યને મરદ મરદ તથા સ્ત્રી સ્ત્રી સાથ અખુદરતી સંન્ગમ કરે છે.

આવા દરદીઓ ખાસ કરી, "માનસીક" કુટેવથી (જુઓ પાનું ૩૨૬) પીડાય છે. એવાંઓની ભેજાની નબલાઇનાં પરીણામે, આ માને અખુદરતી સંન્ગમ માટે મોહીની લાગે છે. આવા દરદીઓને અંગ્રેજીમાં "ઇરનીંન્ગ" કહે છે. હીંદુસ્તાનીમાં, આવી સ્ત્રીઓને "ચપટબાઝ" ને મરદોને "હીજરા" યા "ખોજા" કહે છે.

૬) કામી ઘેલ્છા–મરદમાં "સેટીરીયાસીસ"–ને સ્ત્રીમાં "નીમ ફોમેનીયા". બને જાતીના દરદીઓમાં કામી ઘેલ્છા એવી હદે ઉભરે છે કે, રસ્તે ચાલતાં યા ઘરે બેઠાં, સામા જાતીવાલાને જોતાંનેવ૨ તેના સાથે જોરજબરીથી સન્ગમ કરવાના ઘેલ્છા લાગે છે. આવી રીતે મરદો સ્ત્રીઓપર બળાત્કાર ને સ્ત્રીઓ મરદોપર બળાત્કાર ગુજારે છે.

**સી) નરવસ યા સહેલાઇથી ઉશકેરાતી યા ચીરડાઉ અશકતી.**

આવા ચીરડાઉ દરદીઓની જાતી લાગણી એટલી જલદી ઉશકેરાય છે, કે સંન્ગમ કરવા આગળ યા સંન્ગમ વખતે થોડીજ પળમાં છુટી જાય છે, ને જેમ જેમ એઓની જાતીની લાગણી ઉશકેરાય છે, તેમ તેમ એવા દરદીઓ વધારે ચીરડાઉ બને છે.

એવા દરદીઓની ઇન્દ્રીની નળીમાં ગીલીની લાગણી પેદા થાય છે, જે લાગણીને લીધે રીફ્લેકસ એકશનથી વીર્ય જલદી છુટી જાય છે.

**ડી) પેરાલીટીક યા લકવાની અશકતી–ઇંન્દ્રી ઉભી થઇ નથી શકતી–(પાના ૫૫–૫૭)–તેજા ગરમીનાં દરદનુ એક પરીણામ.**

જાતીના ભાગોના લકવાની અશકતીવાલાઓમાં, જાતીના ભાગોના માંસવાલાં સનાયુઓ, યાતો જ્ઞાનતંતુઓ યા નસો, યા બંનેનો લકવો થાય છે, યાને ઢીલાં પડે છે, ને તેથી ઇન્દ્રી ઉભી થઇ શકતી નથી. (જુઓ પાના ૫૫–૫૭.)

આવા દરદીઓમાં, ભેજાં તથા જ્ઞાન રજજુનાં સોજા, દાખલા તરીકે, તેજા ગરમી ઇ. ને લીધે થયા હોય છે, ત્યારે, જો તેજા ગરમીની સારવાર

આપન્ટીફીક રીતે કરવામાં આવે તો આવી અશકતી અટકાવી શકાય, પણ જો સે.જાને વધવા દેવામાં આવે તો, આખરી પરીણામ, ઈન્દ્રીના જ્ઞાનતંતુઓ તથા સેન્ટર્સને લકવો થવાથી, જથુકની અશકતી થાય છે.

આ સીવાય, અંતીમ કુટેવ તથા અણુહદ વ્યભીચારનાં પરીણામે પણ કેટલાક દાખલાઓમાં, ભેજાં તથ જ્ઞાન રજાુનું ડી જનરેશન યા બીગાડો થાય છે, જેથી લકવો થાય છે.

આવા દાખલાઓમાં, કામ વીકાર યા ઇચ્છા નાબુદ થાય છે, તથા અંન્ડની કોથળી લટકતી માલમ પડે છે.

## ઇ.) એટોનીક યા કમતાકાતીની અશકતી—ચાર કારણો—વ્યસનોની ગમખાર અસરના બે તબકકા.

કમતાકાતીની અશકતી થોડા વખતની યા જાથુકની હોય છે. આના મુખ્ય કારણો.

૧) અંતીમ કુટેવ.

૨) અણુહદ વ્યભીચાર.

૩) શારીરીક કમતાકાતી ઉપજાવનારાં, દરદો, ખાસ કરી, આ દેશમાં,

ટાઢીઓ તાવ યા મલેરીયા—લોકોમાં અશકતી તથા વાંઝીયાપણા માટે મોટે ભાગે જવાબદાર છે. એજ પ્રમાણે, તેજા ગરમી, સંધીવા, તથા પરમાનાં દરદો જવાબદાર છે.

મીઠી પીશાબ, ગુરદા ઇ. નાં જુનાં દરદો, ન્યુમોનીયા, એનીમીયા યા લોહીનો બીગાડો, ખઇી, ઇનફલુએન્ઝા, તથા હોજરીને આતરડાંનાં દરદો આ સર્વે દરદોમાં થોડા વખત યા જાથુક માટેની અશકતી પેદા થાય છે.

૪) વ્યસનો, વૈદો હકીમો ને પેટન્ટ દવાવાલાઓની કહેવતી શકતીની પણ ખરેખર અશકતી પેદા કરનારી દવાઓ, લેપ, તેલ, ઇ—વ્યસનો, દારૂ, અફીણ, ભાંગ ચરસ, તબકુ ચાહ, કફી બ્રોમાઇડ, ધતુરો, કસ્તુરી, અબ્રક, સોનું ઇ. તથા ચાહ કફી ઇ. મોટાં પ્રમાણમાં લેવાથી અશકતી થાય છે.

## વ્યસનોની ગમખાર અસરનાં બે તબકકા-૧) ઉશકેરણી ને ૨) મંન્દી.

દારૂ, અફીણ, ઇ. વ્યસનોની ગમખાર અસરનાં બે તબકકાઓ આવે છે, ૧) કામચલાઉ ઉશકેરણી ને ૨) કામચલાઉ યા જાથુકની મંન્દી. ૧) પહેલા તબકકામાં, કામચલાઉ યાને થોડો વખત ઉશકેરણી પેદા થાય છે, જેથી દરદી એમ સમજે છે કે તેની શકતી સજીવન થઇ ગઇ. પણ ખરેખર તો, ચાલુ દારૂ, અફીણ, ઇ. લીધાથી ભેજા તેમજ જ્ઞાન રજજુ તથા જ્ઞાનતંતુ ઉપર બહુજ કાતીલ અસર થાય છે, ને આખરે આ સર્વ ભાગોનાં કાર્યમાં એટલો ખલલ પડે છે કે તેઓ મરી જાય છે, ને એવી રીતે, થોડા વખતની ઉશકેરણી પછી, એક નીયમ તરીકે ૨) જાથુકની મંન્દી લાગુ પડે છે, એનું કારણ એ કે, એક વખત વ્યસનનો લખ લાગો તે છોડવાનું દરદીઓ માટે લગભગ અશકય છે. જયારે કેટલાક દાખલાઓમાં પરતાવો કરી, દરદીઓ લખ છોડી શકે છે, ને સાયન્ટીફીક સારવાર હેઠળ, તેઓની શકતી સજીવન થઇ શકે છે.

આપણે ૧૧) મે પાને જોયું કે "અઢાર ને વીશ વર્ષે ઘણાંએક છોકરાઓ અશકતને નામરદ બને છે, ને એવા નાપુરૂષ બળદયાઓની સંખ્યા ત્રણ કરોડની થાય છે, ને એવા નાપુરૂષો ઢોંગીધુતારા હકીમો તથા વૈદોના ભોગ બને છે." ૧૨) મે પાને જોયું કે, "એવાઓની સડેલી, દવાઓથી, અશકતી તો ઓછી થવાને બદલે વધે છે,ને નાપુરૂષો દોઢીયાં ખર્ચી ગધેડા બને છે."

આ દેશમાં વેચાતી હરેક જાતની શકતીની ગોળી, યાકુતી, ઇ. સર્વ દુર વ્યસનેવાલાં ઝહેરી દવાને વસાણાઓની બનેલી છે, ને એવાં વ્યસનોના લખથી, કરોડો મરદો નામરદ બને છે.

## અંતીમ કુટેવ, તથા અણહદ વ્યભીચાર, તથા વીર્ય સ્ખલન ઇ. તથા અશકતીનાં મીશ્રનાં માથાંથી પગ સુધીના સોજાઓ, નબલાઇ, ઇ. ની સાયન્ટીફીક સારવારથી, આપઘાત ને કમોતનો અટકાવ.

એટલું યાદ રાખવું કે, અંતીમ કુટેવ, યા અણહદ વ્યભીચાર, વીર્ય સ્ખલન, ઇ. કારણોને લીધે અશકતી પેદા થઇ હોય તેવા દાખલાઓમાં

જે માથાંથી પગ સુધી પરીણામો કુટેવ તથા વ્યભીચારથી થાય છે, તે પણ એવી અશક્તીમાં માલમ પડશે, એટલે, આ જગાએ એવાં પરીણામો પાછાં વરણવાની કાંઇ જરૂર નથી. એ માટે આગલાં પ્રકરણો વાંચો.

આ સર્વ એકમેક સાથ નીકટનો સંબંધ ધરાવે છે, તેથી એક યા વધુ દરદ એકજ દર્દીમાં માલમ પડે છે. તેથી, કોઇ પણ નામરદનાં દરદની ઘટતી ચીકીત્સા કરવા સારૂ, તેનાં આખાં શરીરની તપાસ કરવી પડે છે, કારણ કે માથાંથી પગ સુધીનાં સર્વ ભાગોના સોજાઓ નબળાઇ, ઇ., થાય છે, તે સર્વની યોગ્ય સારવાર થવીજ જોઇએ.

વધુ, આવા દરદીઓને કમોતે યા આપઘાત કરી મરતા અટકાવવાનુ એકલું સાધન તેઓનાં દરદોની સાયન્ટીફીક ચીકીત્સા તથા સારવાર છે.

## નામરદાનીની પાંચે જાતોની અશક્તીના જુદાં જુદાં કારણો અનુસાર જુદી જુદી સાયન્ટીફીક ચીકીત્સા તથા સારવાર થાય છે.

ઉપર આપેલાં બ્યાનપરથી, તેમજ બીજી અનેક કસોટીઓપરથી અશકતીની જુદી જુદી જાતોની સાયન્ટીફીક ચીકીત્સા સ્પેશીયાલીસ્ટ ડાકટર કરે છે.

## પાંચ જાતોની અશક્તીનાં કારણો અનુસાર સારવાર.

એ) ઑરગેનીક યા શારીરીક ખામીવાલી અશકતી માટે વાઢાડકાપ, ઇન્દ્રીની નળીનું ડાઇલેટેશન ઇ. કરવાં પડે છે.

**બી) સાઇકીક યા મનકલ્પીત યા ઘેલછાવાલી અશકતી માટે** સાઇકીક સારવાર યા ભેજાંમાથી ધખારા દુર કરવાની માનસીક સારવાર થાય છે. એ ઉપરાંત, દરદીનું ધ્યાન પોતાનાં અશકતીનાં ધખારપરથી ખીસેડવા, તેને હવફેર, કસરત, નીયમીત ખાનીપીની, ઉંઘ, ઇ. તથા કેટલોક વખત સુધી સંગમથી બીલકુલ પરહેજ રહેવાનું ફરમાવવામાં આવે છે, કેટલાક દાખલાઓમાં કમર, ઇન્દ્રી તથા અન્ડનાં કોઠળીન વીજલી લગાડવામાં આવે છે, જેથી દરદીનાં ભેજાંપરથી ધખારો નાબુદ થઇ શકે છે,

## સી) નરવસ યા ચીરહાઉ અશક્તી.

આવા દરદીઓમાં ખાસ કરી ઇંદ્રીની નળી ઘણી જલ્દીથી ઉશકેરાય છે, ને અંદર ગીલીની લાગણી થાય છે. તેટલા સારૂ, સાઉન્ડ યા સળીને ચોકસ દવા લગાડી ઈંદ્રીમાં પસાર કરવામાં આવે છે. તથા નળી મોટી ને ઓછી લાગણીવાળી કરવા માટે ડાઇલેટર પસાર કરી એનું કદ મોટું બનાવામાં આવે છે. દવા સીવાય, ગરમ યા ઠંડું પાણી ઇ. પસાર કરવામાં આવે છે, જેથી કરી ઉશકેરણી કમી થાય છે, ને ઇન્દ્રીની નળી સાધારણ લાગણીવાલી બને છે. ચોકસ પીવાની દવાઓથી પણ ઉશકેરણી કમી થાય છે.

## ડી) પેરાલીટીક યા લકુવાની અશકતી.

આવી અશકતીનું મુખ્ય કારણ તેજા ગરમી, ઇ. થી નીપજતા ભેજા ગ્નાન રજ્જુ યા તંતુના લકવા હોવાને લીધે, એરોગોની સાયન્ટીફીક સારવારથીજ આવી અશકતી દુર થઇ શકે.

## ઇ) એટૉનીક યા કમતાકાતીની અશકતી.

આવી અશકતીનાં ચાર કારણો અનુસાર સારવાર થાય છે.

૧) અંતીમ કુટેવની સારવાર આગળ આપી ગયા છીએ.

૨) અણુહદ વ્યભીચાર—ખુદરતી રીતે, અશકતી માલમ પડતાં, દરદી અણુહદ વ્યભીચાર કરી શકતો નથી, તેથી કેટલાકો કુટેવમાં પડે છે, જેથી પણ થાકી, આખરે, એ પણ છોડે છે.

આવાઓમાં, સંન્ગમથી પરહેજ રહેવાની મોટી અગત્ય છે. એ ઉપરાંત, હવાફેર, કસરત, હદમાં ખાનીપીની, મ્હોંની દવા, તથા ચામડી ને લોહીમાં પીચકારીથી દવા, વીજળી, ઇ., ઉપ્યોગમાં આવે છે.

૩) દરદોથી નીપજતી અશકતી માટે તે દરદોની યોગ્ય સારવાર કરવી જોઇયે.

આ દેશમાં ગુરદાનાં દરદો, તથા મીઠી પીશાબ, તથા ટાઢીઓ તાવ ઘણા સાધારણ છે, ને એ દરદોની યોગ્ય સારવાર નહી થતી હોવાથી, એવા દરદીઓની અશકતી સાયન્ટીફીક સારવારથીજ નાબુદ થઇ શકે.

૪) વ્યસનો, વેદો હકીમો ઇ. ની સડેલી વ્યસનોવાલી પેટન્ટ દવાઓનો લખ છોડવા વીના એવી અશકતી નાબુદ નહી થઇ શકે, લખ છોડવા ઉપરાંત, લખથી જે શારીરીક નુકશાન થાય છે તેની પણ સારવાર કરવી જોઈયે. વધુ આવા ઢોંગીઓનાં ભોપાલાં આગળ જોઇશું.

# પ્રકરણ ૪૪ મું.

——:०:——

## ખ) વાંઝીયાપણું યા સ્ત્રીને ફળદ્રુપ કરવાની મરદની અશક્તી. વાંઝીયાપણાનાં કારણો અનુસાર એ)–બી)–સી) ત્રણ વીભાગો, તથા ચીકીત્સા અને સારવાર. બન્ને જાતીમાં, પરમા ઇ. ની યોગ્ય સારવારથી, ૫૦–૭૦) ટકા, જેતલી અશકતી તથા વાંઝીયાંપણું અટકાવી શકાય. જોડાં સ્ત્રી પુરૂષોના ૧૦૦) લગ્નોએ ૨૦) વાંઝીયાં નીવડે છે. માઠી પીશાબ, તાઢીઓ તાવ, ખડી, તથા વ્યસનો–ખાસ કરી, અફીણ, તથા વૈદો, હકીમોની કહેવાતો "ટોનીક" પણ ખરેખર અશકતી નીપજાવનારી યાકુતી, દવા, ગોળી ઇ. થી જનસમાજને થતું નુકશાન. એ ધુતારાઓના ઘેલા ને જુઠા દાવા.

અત્યાર સુધી ક) મરદની સન્ગમ કરવાની અશકતીનુ વીવેચન આપ્યું છે, હવે ખ) સ્ત્રીને ફળદ્રુપ કરવાની મરદની અશકતી યા મરદનાં વાંઝીયાપણાંનું વીવેચન આપીશું. હવે એટલું યાદ રાખવું કે, જો ક) મરદની સંગમ કરવાની અશકતી હોય તો પછી, ખુદરતી રીતે, ખ) વાંઝીયાપણું તે હોવુંજ જોઇયે. કારણ કે, એક નીયમ તરીકે, સંન્ગમ વગર સ્ત્રીને ફળદ્રુપ નહીજ બનાવી શકાય. હવે, આ નીયમને એક અપવાદ છે, વગર સન્ગમે જો મરદનું વીર્ય પીચકારીમાં ચુસી લઇ, તે પીચકારી સ્ત્રીનાં કમળનાં ફુલમાં દાખલ કરી, તેની અંદર મરદનું વીર્ય દાખલ કરે તો, તે વીર્યમાં જો **મરદનાં જીવતાં બીજો** હોય તો, સ્ત્રી આવી રીતે વગર સન્ગમે, ફળદુપ કરી શકાય.

આટલા ઉપરથી સ્પષ્ટ થશે કે, ક) સંન્ગમની અશકતીનાં જે કારણો હોય છે, તેજ કારણો એવા અશકતી પેદા કીધાથી આખરી પરીણામ તરીકે, ખ) વાંઝીયાપણું ઉપજાવે છે, તેથી કરી ક) પહેલી અશકતી, બીજી ખ) અશકતી પેદા કરે છે. ને જો ક) ની વાજબી સાયનટીફીક સારવાર થાય, તો ખ) ની સાથે સાથેજ સારવાર થાય, ને એવી રીતે વાંઝીયાપણું નાબુદ થાય.

**મરદનાં વાંઝીયાપણાંના (એ-બી-સી) કારણો અનુસાર વીભાગો.**
**વીર્યના એ) જથ્થામાં વધઘટના, તથા**
**વીર્યના બી) ગુણ દોષના ફેરફારો, તથા**
**વીર્યના સી) મરદ બીજોના ફેરફારો.**

૬૨) મે પાને, એક નીયમ તરીકે યાને તનદુરસ્તીમાં વીર્યનો કેટલો જથ્થો નીકળે છે, તથા એના ગુણોની સુક્ષ્મદર્શક તપાસ ૪. વરણવીયાં છે. તથા

૫૮–૬૨) માં પાનાં સુધી, વીર્ય પાંચ કયા ભાગોનાં પ્રવાહીઓના મીશ્રણનો બનેલું છે, તે જોયું.

હવે, તનદુરસ્તીને બદલે નાદુરસ્તી યા દરદોને લીધે વીર્યના એ) જથ્થામાં, તથા બી) ગુણોમાં, તથા સી) મરદ બીજોમાં, જે ફેરફારો પડે છે, કે જે કારણોએ વાંઝીયાપણું નીપજે છે, તે તપાસીશું

## એ) વીર્યના જથ્થામાં વધઘટનાં ફેરફારો-૧) વીર્યનો વધારો ૨) વીર્યનો ઘટાડો ૩) વીર્યની નાબુદી ને વાંઝીયાપણું.

### ૧) વીર્યનો વધારો.

કેટલાક દર્દીઓમાં, વીર્ય સ્ખલનનાં દરદ વગર, વીર્યનાં જથ્થાનો વધારો થાય છે, તેનું કારણ, જેમ કેટલાકોમાં શુક વધુ પેદા થઇ લબ વહે છે, તેજ પ્રમાણે પ્રોસ્ટેટ યા વીર્યનાં ફુકકા યા ઇન્દ્રીના યુરીર્થલગ્લાન્ડઝમ વધારે પ્રવાહી પેદા થાય છે, ને બહાર નીકળે છે.

### ૨) વીર્યનો ઘટાડો.

વીર્યનો ઘટાડો, ખુદરતી રીતે, બુઢાપામાં, તથા અણહદ વ્યભીચાર યા અંતીમ કુટેવથી થાય છે.

પરમાના યા બીજા કારણ સર થતા પ્રોસ્ટેટ ગ્લાન્ડના સોજા યા એના સંકોચાઇ સુકાવાથી, એમાંથી નીકલતો વીર્યનો ત્રીજો ભાગ (પાનું ૬૧) બંધ થાય છે. ઉપર ૧) પ્રમાણેની સરખામણી માટે, ચોકસ કારણો સર શુકનું બંધ થવું ને મ્હોના સુકાવા સાથે મુકાબલો કરી શકીએ.

## ૩) વીર્યની નાબુદીની ત્રણ જાતોને પરીણામે વાંઝીયાપણું- કામ ચલાઉ યા જાથુકનું.

**ક) જનમથી વીર્યની નાબુદી**–આવા દરદીઓમાં, જે ભાગોમાંથી

વીર્ય નીકળે છે, તે ભાગો ખાંમીવાલા હોવાથી, ઉમરે પુગતાં, એવા મરદોમાં વીર્ય પેદા નથી થતું, તેથી જનમથીજ નાણુદ હોય છે.

ખ) રૅલેટીવ વીર્યની નાણુદી—આવા દરદીઓમાં કોઇ વખત વીર્ય નીકળે છે, તો ઘણી વખત સંગમ સાથે યા વીના વીર્ય નથી નીકળતું.

## ગ) વીર્યની રેગીષ્ટ નાણુદી—કામ ચલાઉ યા જાથુકની. પરમાના સોજા, સ્ત્રીકચર, ઇ. નાં પરીણામ.

આવા દરદીઓમાં, વીર્ય પેદા થાય છે, પણ બહાર નથી નીકળી શકતું; ને ઘણા દાખલાઓમાં, બહાર નીકળવાને બદલે, ઉલ્ટે રસ્તે પીશાબના ફુકકામાં જાય છે. આનાં કારણો નીચે પ્રમાણે છે.

પરમા ઇ. ને લીધે પ્રોસ્ટેટનો સોજો (પાનું ૨૭૫) થાય છે તો એ પાછળથી સંકોચાઈને સુકાય છે, તેથી કરી, ચીત્ર નવમાં, ૫) એના સંકોચાવાથી, ૬) ઇજેકયુલેટરી ડકટ, એમાં ઉઘડે છે, તે પણ સંકોચાવામાં સીકડાયાથી બંધ થાય છે, ને વીર્ય બહાર નહી નીકળી શકે, તથા ઉપર જોયું તેમ, ઉલ્ટે રસ્તે ૧૧) પીશાબના ફુકકામાં દાખલ થાય છે.

એજ પ્રમાણે, જો ચીત્ર ૧૫, ૫, તથા ૬) માં પથરી બંધાય યા ભરાય તો એ ૬) બંધ થાય, ને વીર્ય બહાર નહી નીકળી શકે. વધુ જો નવમાં ચીત્રમાં ૫) પર યા ૩) ૪) વાલા ભાગોપર-વહાડકાપ કરવામાં આવે તો ૬) ને ઇજા થવાથી, વીર્ય બહાર નહી નીકળી શકે.

આ ઉપરાંત, જો યુરીથ્રા યા પીશાબની નળીનાં ચીત્ર નવ, ૪) પાછલા ભાગનાં પરમાનું સ્ત્રીકચર યા સંકોચાણું હોય, તો એ ૬) વાળો ભાગ યાતો એની આગલનો ૪) વાળો ભાગ સંકોચાયાથી વીર્ય બહાર નહી નીકળી શકે.

ચીત્ર નવ ૧) પ્રેપ્યુસ યા સુનતની ચામડી ઢીલી ફરતી હોવાને બદલે, ઇન્દ્રીનાં મ્હો સાથ ચીટકી હોય ને મ્હોના રસ્તાનું બંધન કરે, તથા જો સુનતની ચામડીમાં પથરી બંધાય, તો વીર્ય બહાર નહી નીકળી શકે. એજ પ્રમાણે, ઇન્દ્રીની નળીમાં ભગંદર હોય તો, વીર્ય આડે રસ્તે બહાર નીકલે. યોગ્ય સારવારથી, ઉપરના ૪, ૫, ૬, ભાગોના સોજા થાય છે તો વીર્ય

પેદા થઇ, બહાર નીકળી શકે છે. અણુહદ વ્યભીચાર. અંતીમ કુટેવ, ઇ. ને લીધે, કામ ચલાઉ યાને થોડા વખત સુધી વીર્ય પેદા નહી થાય, તેથી બહાર નહી નીકળે, પાનું ૬૨.

**ભેજાની નબલાઈ તથા ચીરડાઉ ભેજાંવાલાઓમાં** માનસીક ધખારાને લીધે વીર્ય પેદા થયું હોવા છતાં બહાર નથી નીકળી શકતું.

કેટલાક દાખલાઓમાં, ઇન્દ્રીનાં મ્હોં તથા સુનતની ચામડીની ઉશકેરાવાની **લાગણી** નાબુદ થાય છે, તેથી વીર્યનાં સેન્ટરની ઉશકેરણી નથી થતી, ને વીર્ય બહાર નથી નીકળતું.

## બી) વીર્યનાં ગુણોમાં ફેરફારો—લોહી ને પરૂનું મીશ્ર, ને વાંઝીયાપણું.

### ૧) ઘાડો વીર્ય.

કેટલાક દાખલાઓમાં, વીર્ય વધારે ઘટ બને છે, તેનું કારણ કે વીર્ય બનાવનારા ભાગોમાંના એકનો સોજો હોય છે.

### ૧) પાતલો પાણી જેવો વીર્ય

બીજા દાખલાઓમાં ઉપર માફકના કારણસર, ઘટ બનવાને બદલે પાતલો બને છે, ખાસ કરી અંતીમ કુટેવ તથા અણુહદ વ્યભીચારનાં પરીણામે વીર્ય પાણી જેવો બને છે. કુટેવ તથા વ્યભીચારથી પરહેજ રહેવાથી વીર્ય પાછું ઘટ બને છે.

### ૩) લોહીવાલો વીર્ય-પરમા ઇ૦ ના સોજાનું પરીણામ.

જાતીનાં ભાગોના પરમાનાં યા ખહીનો સોજો, પ્રોસ્ટ્રેટનું બુઢાપામાં મોટું થયું, અંતીમ કુટેવ યા અણુહદ વ્યભીચારનાં પરીણામે વીર્ય સાથે લોહીનું મીશ્ર નીકળે છે, ને એવાં વીર્યમાં મરદ **બીજો મરી ગયલાં હોવાથી** મરદ વાંઝીયો બને છે.

### ૪) લોહીમાં પરૂ—પરમા ઈ૦ નાં સોજાનું પરીણામ.

જાતીના પરમાના સોજાને લીધે વીર્ય પરૂ, યા પરૂ તથા લોહીના મીશ્રવાલો નીકળે છે. એવા ઘણાખરા દાખલાઓમાં મરદ **બીજો મરી ગયલાં હોવાથી,** મરદ વાંઝીયો બને છે.

## સી) વીર્યના મરદ બીજોમાં ફેરફારો.

## સી) વીર્યના મરદ બીજોમાં ત્રણ જાતનાં ફેરફારો થાય છે. મરદ બીજો ૧) મરે છે, ૨) સંખ્યામાં કમી થાય છે, યા ૩) નાબુદ થાય છે.

**૧) મુવેલા મરદ બીજો**—પરમા ૯૦ નું પરીણામ.

આપણે ઉપર જોયું કે પરમાના સોજાને લીધે વીર્ય સાથ લોહી યા પરનું મીશ્ર થાય છે તો, તેને લીધે મરદ બીજો મરી જાય છે, તેથી વાંઝીયાપણું નીપજે છે.

### ૨) સંખ્યામાં કમી થયલાં મરદ બીજો—પરમા, તાઢીયા તાવ, તથા ખહી ઇ૦ રોગોનાં પરીણામ.

આ તથા બીજા અનેક કાતીલ રોગોનાં પરીણામે લોહીમાં બીગાડો થાય છે, આખાં શરીરમાં કમતાકાતો થાય છે તથા મરદ બીજોની સંખ્યા કમી થાય છે, તેથી એવા દરદીઓમાં વાંઝીયપણાના સંભવ વધે છે.

### ૩) મરદ બીજોની નાબુદી—ક) જનમની, ને ખ) રોગીષ્ટ યા વ્યસની.

### ક) જન્મથી મરદ બીજોની નાબુદી.

કેટલાક મરદોમાં અન્ડ હોતા નથી, યાતો પેટમાં વા તો કાતરામાં રહે છે, ને અંન્ડની કોથલી ખાલી રહે છે. એટલે ખુદરતી વાંઝીયાપણું નીપજે છે.

### ખ) રોગો વ્યસનો, ઇ૦ ને લીધે મરદબીજની નાબુદી—પરમા ઇ૦ ના સોજાનું પરીણામ.

૧) ૨૭૭) મે પાને, વીર્યના રસ્તાના જુદા જુદા ભાગોના ૧) **પરમાના સોજાના** પરીણામે દરદી નામરદ બને છે તે જોયું છે. એ નામરદાની તથા વાંઝીયાપણુનું એક મુખ્ય કારણ એ છે કે મરદ બીજો એવા સોજાને લીધે મરી જાય છે.

૨) ૨૨૮) મે પાને, **તેજા ગરમીનાં પરીણામે** જાતીના ભાગોના સોજાથી પણ મરદ બીજો મરે છે, તે જોયું છે.

ઉપલાં ૧–૨) દરદો સીવાય, નીચલાં ૩–૧૬) દરદોમાં પણ મરદ બીજો મરે છે.

૩) ખહી, ૪) મમ્પસ, ૫) ઇનફ્લુએન્ઝા, ૬) શીતલા, ૭) તાઢીયો તાવ.

૮) અંન્તરગળ, તથા ૯) વધાંવળ તથા ૧૦) હાર્થીયારસનાં ભારને લીધે અંન્ડો સુકાય છે, તેથી મરદ બીજો મરે છે. એમજ ૧૧) વેરીકોસીલ યા ઇન્દ્રીની કાળી સીરાંઓના સુજનમાં બને છે.

૧૨) અંન્ડ ૪૦ પર અકસ્માત માર પડતાં, યા ૧૩) એકસરેઝ લાગતાં.

૧૪) ઘણી ચરબીવલા મરદોમાં, કારણ કે ચરબીથી મરદ બીજો ચરબીયાત બની મરે છે. આવાં દર ૧૦૦) લગ્ને ૨૦) વાંઝીયાં નીવડે છે.

૧૫) વ્યસનોનાં પરીણામે મરદ બીજો મરે છે. દારૂ, અફીણ, ભાંગ, ધતુરો, ૪૦ તથા વૈદો, હકીમો ૪૦ ની કહેવાતી શકતીની દવાઓ વધુ માટે જુઓ પાનું ૬૩).

૧૬) ખોરાક, હવાની ગરમી, ૪૦ માફક નહી હોવાથી પણ મરદ બીજો મરે છે.

## વાંઝીયાપણાની, એ-બી-સી) વીભાગોનાં કારણો અનુસાર સાયન્ટીફીક સારવાર.

જન્મનુ વાંઝીણાપણું, એટલે કે, જે દરદીઓમાં અંન્ડ, ૪૦, હોયજ નહી તેવાઓની સારવાર કરવી અશકય લેખાય છે. તો પણ, આ જમાનાના જ્ઞાન પ્રમાણે, એવાઓમાં પારકાના અંન્ડ, વહાડકાપ કરી, દાખલ કરી શકાય ને એવી રીતે, કેટલાક દાખલાઓમાં જનમના વાંઝીયાપણાની સારવાર થઇ શકે.

એ-બી-સી) વીભાગોનાં વાંઝીયાપણાના કારણોમાં મુખ્ય, અંતીમ કુટેવ, અણહદ વ્યભીચાર, છે, જેની સારવાર માટે બનેછોડવાં જોઇયે. તથા જો તેજા ગરમી તથા પરમાની સાયન્ટીફીક સારવાર કરવામાં આવતી હોય તો, અશક્તી તથા વાંઝીયાપણું માણસ જાતમાંથી મોટે ભાગે નાબુદ થાય. સતાવાર અડસટા પ્રમાણે, સ્ત્રી પુરૂષોનાં વાંઝીયાપણાંના હર ૧૦૦) એ ૫૦-૭૦) તેજા ગરમી તથા પરમાનાં પરીણામે નીપજતા બને જાતીના ભાગોનો સોજાને આભારી છે. બીજા શબ્દોમાં કહીયે તો, જો તીક્ષણ ગરમી તથા પરમાની યોગ્યા સારવાર થાય તો એ દરદો જુના નહી થાય, ને તેથી કરી ૫૦-૭૦) ટકા દરદીઓમાં અશકતી તથા વાંઝીયાપણું નહી પેદા થાય. એજ દેખાડે છે કે, તેજા ગરમી તથા પરમાની સાયન્ટીફીક સારવાર સ્પેશીયાલીસ્ટ ડાકટર કરે તોજ એ દરદો સાજા થયાથી બને જાતીનાં દરદીઓમાં, અશકતી તથા વાંઝીયાપણું નહી થાય.

ચરબીદાર યા જાડાસ્ત્રી પુરૂષો અશક્ત તથા વાંઝીયા હોય છે, કારણ કે એઓનાં બીજો નબલાં બને છે યાતો મરી જાય છે. તેથી કરી ૧૦૦ જાડાં સ્ત્રીપુરૂષોનાં લગનોમાં ૨૦ ટકા જેટલાનાં વાંઝીયા નીવડે છે. કસરત ઇ. થી ચરબી ઓછી કીધાથી, કેટલાક દાખલામાં વાંઝીયાપણું નાબુદ કરી શકાય છે.

મીઠી પીસાબ, તાઢીયોતાવ, તથા બહુ ૪૦ રોગો આ દેશમાં એટલા મોટાં પ્રમાણમાં લોકોમાં પ્રસરી રહયા છે, ત્યારે જો એ રોગોની યોગ્ય સારવાર થાય તો સાથે સાથે અશક્તી તથા વાંઝીયાપણાંની સારવાર થાય.

વ્યસનોમાં દારૂ આ દેશમાં જેટલી હદે પીવાતો નથી, તેટલી હદે અફીણ, ગાંજો, ચરસ, ધતુરો, કોકેન ઇ., તથા વૈદો, હકીમો, ને પેટન્ટ દવાવાલાઓની કહેવાતી "ટોનીક" શકતીની દવાઓ યાકુતી, ગોળાઓ, ઇ.- કે જેની બનાવટમાં આ એક યા વધુ ઝહેરો આવે છે, તેનો ખપ થાય છે. કે જેનાં આખરી પરીણામો અશકતી તથા વાંઝીયાપણાં નીપજે છે, પાનું ૬૩) ત્યારે આ ઠેકાણે આવી શકતીની દવાઓની જાહેર ખબરો છપાવનારાંઓનાં ઘેલાપણા, તથા ઢોંગ ધતુરા વીષે કાંઇક વીવેચન પ્રસંગોપાત થઇ પડશે.

## ઢોંગી ધુતારા વૈદો, હકીમો, પેટન્ટ દવાવાલાઓ ઇ૦ જુઠી જાહેર ખબરો આપનારાઓનાં ભોપાલાં. ૧) ઘેલા, ૨) જુઠા ૩) આયુરવેદ ને યુનાની ગ્રંથો પ્રમાણે ગરમી ઇ૦ના દરદો અસાધ્ય, તો તેના પરીણામો—અશકતી વાંઝીયાપણું સાધ્ય કેમ હોય શકે? ૪) અનેક રોગોની એકજ–શકતીની દવા! ૫) વીર્ય વર્ધક! દવાઓ ૬) શકતીની દવાથી ત્રણ કુગેડ નામરદો. ૭) કેમીકલ એનેલાઇઝરની સરટીફીકેટની ખરી કીમત શું? ૮) કંત્રાકટથી દરદો સાજાં કરવાના ઢોંગ.

સમજુઓએ તો કુટેવ, અશક્તી, વીર્ય સ્ખલન તથા વાંઝીયાપણાંમાં બ્યાનો ઉપરથી જોયું હશે કે, અનેક કારણોને લીધે આ સર્વ દરદો પેદા થાય છે તો પછી એટલું તો સત્ય છે કે અનેક કારણોને લીધે નીપજતાં

**અનેક** દરદો માટે **એકજ** જાતની દવા કાર્યસાધક નહીંજ નીવડે. તેથી જે પણ આસામીઓ એવો દેખીતો જુઠો દાવો કરે કે "ગમે તે **કારણોથી** લાગુ પડેલી અશકતી ઇ...... હમારી દવા યાકુતી, ગોળી...ઇ. થી થોડાજ કલાકમાં યા દીવસમાં સાજી થશે, એટલુંજ નહી, પણ અસલ કરતાં પણ વધારે શકતીની પ્રાપ્તી થશે," એવો દાવો હરેક જાહેર ખબર આપનાર રોજીંદા પત્રદવારે પોતાની જુઠી જાહેર ખબરોમાં કરે છે. ત્યારે એવા આસામીઓને સમજુઓ ૧) ઘેલા તથા ૨) જુઠા લેખે—૧) ઘેલા એટલા માટે કે આ વીદયાનાં જમાનામાં આવી અકલથી ઉલ્ટી યા ઘેલી વાત કરવી કે **હજાર** કારણોથી નીપજતી અશકતી ઇ. **એકજ** જાતની દવાથી સાજી થઇ શકે, તે તો કોઇની પણ સમજમાં નહીંજ ઉતરી શકે, ૨) જુઠા એટલા માટે કે, એ જાહેરખબર આપનારાઓ પોતે જાણે છે કે પોતાની સડેલી દવાઓમાં **એવો કાંઇ પણ ગુણ નથી** કે જેથી અનેક કારણોએ નીપજેલી અશકતી સાજી થઇ શકે.

હમારે ત્યાં તેમજ બીજા શીખેલા ડાકટરોને ત્યાં, દર સાલ હજારો અશકતીથી પીડાતા દરદીઓ આવીને **ફરીયાદ કરતા રહયા છે કે**, એવી ઘેલી જુઠી જાહેર ખબરોથી **લલચાઈ, પોતાની મુર્ખાઇને લીધે**, સેંકડોથી હજારો રૂપીયાની અનેક જાતની શકતીની યાકુતી, ગોળી, ઇ૰ લેવા છતાં પોતાની અશકતી કમી થવાને બદલે, **અણહદ વધી ગઇ, ને આખરે તો એઓને સ્પેશીયાલીસ્ટ ડાકટરની સલાહ લેવાની ફરજ પડી.** કહેવત છે કે, "વારેલા નહી વરે, તે હારેલા વરે." તે પ્રમાણે એવાં હમબગનો જાતી અનુભવ મેળવ્યા પછી એ ભોલાઓ ઠેકાણે આવે છે. **ફકત મુંબઇજ નહી પણ દેશાવરના કહેવાતા મશહુર વૈદો ને હકીમો** પાછળ હજારો રૂપીયા ખરચ્યા પછી, દરદીઓની ખાત્રી થાય છે કે, **આયુરવેદ યા યુનાની હકીમો પાસે અશકતીની દવા જેવું કાંઇજ નથી,** પણ ફકટ **ઘેલો ને જુઠો દાવો** કરનારી જાહેર ખબરો આપવાના પૈસા છે, જેનાં જોરે કમબખ્ત અશકતીમાનોને એઓ ધોળે દીવસે લુટે છે.

## ૩) ગરમી ઇ૦નાં દરદો આયુરવેદને યુનાની ગ્રંથો પ્રમાણે અસાધ્ય, તો એ દરદોના પરીણામે નીપજતા અશકતી તથા વાંઝીયાપણુ સાધ્ય કેમ હોઇ શકે?

સમજુઓ હવે વીચાર કરો કે, આપણે જોયું તેમ અશકતી તથા વાંઝીયાપણાંવાલા હર ૧૦૦) દરદીઓએ, ૫૦-૭૦) તેજા **ગરમી યા પરમાનાં પરીણામે** એવાં બને છે. જયારે ૩૨૧) મે પાને જોયું તેમ તેજા ગરમી તથા પરમાના દરદો તો આયુર વૈદીક ને યુનાની ગ્રથો અસાધ્ય લેખે છે, ત્યારે જો એ **દરદો અસાધ્ય** હોય, તો પછી એ દરદોના **પરીણામો સાધ્ય** કેમ હોઇ શકે? તેથી વૈદો, હકીમોનો દાવો દેખાઇતો અક્કલથી ઉલ્ટો લેખાય. વળી પરમાથી **સ્ટ્રીક્ચર** યા સંકોચાવું થાય છે તેનો એકલો ઉપાય, ડાઇલેટેશન લેખાય, જે વગર અશકતી ચાલુજ રહે, તે તો વૈદો, હકીમો સમજતા નથી, તથા જ્યાં વહાડકાપની જરૂર હોય ત્યાં વ્હાડકાપ નથી કરી શકતા કે જે વગર અશકતી તો ચાલુજ રહે.

વધુ આપણે જોયું કે, ૧૦૦) જાડાં ચરબીવાલા જોડાંઓના લગ્નોએ ૨૦) વાંઝીયા નીવડે છે, તો પછી, ગમે એવી શકતીની દવા, ચરબી કેવી રીતે ઓછી કરે છે?

## ૪) અનેક રોગોની એકજ શકતીની દવા!

વધુ, મીઠીપીશાબ. તાઢીયો તાવ, ખસી ઇ. રોગોનાં પરીણામે અશકતી ઇ૦ થાય છે; તો જો કહેવાતી શકતીની દવાથી એ રોગોના પરીણામો સારાં થાય છે, તો ખુદ એ રોગો પહેલે સારા થવા જોઇયે. એકએકથી જુદા રોગો કોઇ દીવસે પણ એકજ દવાથી સારા થયા પણ નથી અને થઇ શકે પણ નહી એ તો દેખીતું છે.

## ૫) વીર્ય વર્ધકના ઢોંગ.

વીર્ય વર્ધક દવાઓનુ ભોપાલું આ ઉપરથી સ્પષ્ટ થશે કે, જો જુદા રોગોને લીધે, અન્ડો સુજીને મરી ગયા હોય તો પછી, વીર્ય પેદા થવાનું અશકય છે, ને વીર્ય વર્ધક દવા ગટરમાં નાખવાથી જેટલો ફાયદો થાય તેટલોજ ફાયદો એ નકામી દવાઓ ગલવાથી થાય. કોઇપણ દવાથી વીય

વધવું અશક્ય છે ખુદરતી ધારા પ્રમાણેજ વીર્ય પેદા થઇ શકે. તથા વીર્ય સ્ખલનતાં દરદને લીધે, યા તે વગર, વધે છે તે ૩૫૯) મે પાને જોયું.

વધુ, વ્યસનોની અસરના બે તબકકામાં આપણે જોયું કે, પહેલે ઉશ્કેરણી, તે પછી મન્દી થાય છે, યાને આખરી પરીણામ તો અશક્તીના વધારામાંજ આવે છે. આ દેશમાં લગભગ ૬) ત્રણ કરોડ નામરદો નીરાશી જીંદગી ગુજારે છે, તેનું એક કારણ આવા વ્યસનોવાલી સડેલી દવા લેવાનું પરીણામ છે.

સમજુઓની આ સર્વ ઉપરથી ખાત્રી થવી જોઇયે કે, અનેક કારણો અનુસાર અનેક જાતની સારવાર થાય તોજ અશક્તી તથા વાંઝીયાપણાંની ઉપાય થાય, તથા ખુદ વૈદો, હકીમો, ઇ૦ની જાહેર ખબરો પોતેજ એઓનાં અજ્ઞાણ, ઘેલાપણા, તથા જુઠાઇનો પુરાવો આપણી સનમુખ રજુ કરે છે.

## ૭) કેમીકલ એનેલાઈઝરની સરટીફીકેટનું ભોપાલું.

ભોલાઓને ગધેડા બનાવવા ધુતારા વૈદો, હકીમો, ઇ. જાહેર ખબરમાં કહે છે કે 'સરકારના કેમીકલ એનેલાઇઝરે દવા તપાસી સરટીફીકેટ આપેલી છે" હવે, કેમીકલ એનેલાઇઝરનું કામ તો ફક્ત રસાયણીક પર્થકરણ કરવાનું છે. ત્યારે જો આ ધુતારાઓ લોકને મનાવવા માંગે છે તેમ, હીમાલય ઇ-ની "છુપી" વનસ્પતીની દવાઓ તે માટે વાપરે છે, તો શું એ "છુપી" વનસ્પતીઓનું "જાહેર" પર્થકરણ કરી શકાય કે? ને એમજ હોય તો એ દવા "છુપી" મુની રૂશીઓ સીવાય બીજાઓને અજાણી કેમ લેખી શકાય? વધુ, કેમીકલ એનેલાઇઝર કોઇ દીવસે પણ પોતે એ દવાઓનો દરદીઓ ઉપર અખતરા અજમાવતો નથી, કારણ કે તેની એ ફરજ નથી તેથી કરી એ કદીપણ એમ મત નહી આપે કે પર્થકરણ કીધેલી દવા ચોક્સ દરદોપર અકસીર છે. ત્યારે એવી સરટીફીકેટ દરદપર અસરની બાબદમાં કાંઇ પણ સતા નથી ધરાવતી, ને લોકને ગધેડા બનાવે છે.

## ૮) કંત્રાકટથી દરદો સાજાં કરવાનાં ઢોંગ.

વધુ, આ ધુતારાઓ "કંત્રાકટથી દવા કરવામાં આવે છે" એવી ખોટી ગેરંટી યા ખાત્રી આપે છે. તેમજ "હમારી દવા ગુણકારીક નથી એમ સાબીત કરનારને હજાર યા તેથી વધારે રૂપીયાનું ઇનામ (હવાઇ યા કલ્પીત) આપવાની હીંમત કર્યે છીએ." એવા ઢોંગથી કાંઇએક કમ અક-

અકલીઓ અંજાઇ જાય છે, તથા જેઓને એવા ઢોંગીઓનો અનુભવ મલ્યો છે, તેઓની ખાત્રી થઇ છે કે આ ઢોંગીઓને કેદખાનામાં મોકલવા જોઇયે.

સમજુઓને તો માલમ છે તેમ, કમઅકલી દરદીઓ પાસે ધમકી આપી થોડાજ વખતમાં કહેવાતા કંત્રાકટના બધા પૈસા કહડાવી, દર્દ વધારે બીગાડી, દરદીઓને હેરાન કરે છે, તેથી જો કોર્ટમાં લઇ જઇ એવાઓને દંડાવીયા હોય તોજ નીરદોશોનો ઘાણ નીકલતો અટકશે. હમારે ત્યાં દર વરસ, હજારો દરદીઓ પોતાની મુરખાઇનો એકરાર કરે છે, ને ફક્ત પોતાની લાજ શરમને ખાતર, કોર્ટમાં એવા ધુતારા તરકટી કંત્રાકટીઓને લઈ નથી જતા. જો આવા દરદીઓ હીમત કરી કોર્ટમાં જાય તો નકકી તેઓને પેલાં "હજાર રૂપીયાનાં ઇનામ" મલે, ને બીજા નીરદોશો લુટાતા બચે, ને એ કંત્રાકટી ધુતારાઓનો ઠગાઇના ધંધા પર કાયદા પુરવક આંકોશ રખાય.



# પ્રકરણ ૫૫ મું.

—:૦:—

## ક) નાઝનાની. સ્ત્રીની સંન્ગમ કરવાની અશકતીની એ-ઇ.) પાંચ જાતો અનુસાર ચીકીત્સા તથા સારવાર. બને જાતીમાં, પરમા, તેજા ગરમી ઇ. ની યોગ્ય સારવારથી, ૫૦-૭૦) ટકા જેટલી અશકતી તથા વાંઝીયાપણું અટકાવી શકાય. જ્યાહાં સ્ત્રી પુરૂષોના ૧૦૦) લગ્નોએ ૨૦) વાંઝીયાં નીવડે છે. જુદા જુદા રોગો, વ્યસનો, વૈદો, હકીમો, ઇ. ની કહેવાતી "શકતીની દવાઓ"થી નીપજતી અશકતી.

આગલાં પ્રકરણોમાં મરદમાં અશકતી વીષે વીવેચન કીધું છે તે કેટલેક દરજ્જે સ્ત્રીને પણ લાગુ પડે છે. કારણ કે જો ફકત ઇન્દ્રીની રચના તથા કાર્ય બાદ કરીયે, તો માથાંથી પગ સુધીની નબલાઇ, ઇ., પરીણામો તો બન્ને જાતીમાં એકસરખાં યા સમાન આવે છે.

સાધારણ કામ શકતીમાન સ્ત્રીમાં, સંન્ગમ વાસ્તે પહેલે તો કામ ઇચ્છા જાગ્રત થવી જોઇયે, જેનાં પરીણામે ઇન્દ્રીના બહારના ભાગો, કલીટોરીસ, ઇ., તેમજ અંન્દરના ભાગોમાં લોહીનો વધારો થવો જોઇએ, ને એ ભાગો ઉપસી ઉભા થયા હોય એવી લાગણી થવી જોઇયે, તથા ૭૮ મે પાને જોયું તેમ, કમળનું ફુલ મરદની ઇન્દ્રીના મ્હોને પકડે છે, કે જેમ કરી વીર્ય ચુશી લે છે, તથા સંન્ગમ સંપુરણ રીતે પુરી થતાં, સ્ત્રીમાં પ્રદર સ્ખલનથી છુટકારાની તથા આનંદની લાગણી પેદા થવી જોઇયે.

## કામશકતીની લાગણીની ખીલવણી ને મન્દીની ઉમર.

સાધારણ રીતે, કામ શકતીની સંપુરણ ખીલવણી ૧૮ માં વર્ષ પછી થાય છે, તથા મન્દીની શરૂઆત ૪૦ માં વર્ષ પછી થાય છે, કે જ્યારે રૂતુ યા દસ્તાન અનીયમીત બને છે, ને ૪૫ ની ઉમરે રૂતુ બંધ થાય છે.

## નાઝનાની. સંન્ગમ કરવાની અશકતીનાં કારણો અનુસાર જાતો.

એ) ઓરગેનીક યા શારીરીક ખામીઓ ઇ. ને લીધે અશકતી (જુઓ પાનું ૩૫૦).

૧) સ્ત્રીના બહારના તથા અન્દરના જાતીના ભાગો હોતાજ નથી, પણ કોઇવાર, ફકત નાના ચાંમડીની કોથલી એ ભાગોની જગા લે છે.

૨) બહારના જાતીના ભાગોના કદમાં વધારો–હાથીઓ રસ, નાસુર, ગરમી ઇ. નાં સોજાઓ, ઇ.

૩) વલવા યા બહારના ભાગ તથા યોનીનું નાનું કદ.

૪) વલવા તથા યોનીનાં તથા આસપાસનાં મસલ્સ યા માંસોની આંકડી આવવાથી, મરદની ઇન્દ્રી, યોનીમાં દાખલ થઇજ નથી શકતી. એવી આંકડી સાથે દુખાવો એવો થાય છે કે, એ ભાગોને હાથ લગાડવાથી પણ ચમકીને સ્ત્રી કુદે છે.

૫) સ્ત્રીના બહારના ભાગોનું આસપાસનાં ભાગોમાં ગરક થવું—ચરબી, અન્તર ગળ, હાથીયારસ ઇ. ને લીધે.

૬) રૂતુનો દુખાવો– ઇ. તથા રૂતુનો અટકાવ ઇ.

૭) યોની, ગર્ભસ્થાન—ઇ. ની ગાંઠો. ગર્ભસ્થાનનું હમેષની જગાએથી ખસીને નીચે યા બાજુએ ખસી જવું ઇ.

**બી) સાઇકીક યા મનકલ્પીત અશક્તી**— મનકલ્પીત અશક્તીની જાતો (જુઓ પાનુ ૩૫૧)

૧) કામવીકાર યા ઇચ્છાની ગેરહાજરી—ક) જન્મથીજ યા ખ) પાછળથી અણગમો—ક્રોધ ઇ. થી નીપજતી.

૨) મરદની પહેલી સંન્ગમ વખતની નીશફળતા, માટે તે પોતાની સ્ત્રીને માથેજ દોષ મુકે છે, ને એવી રીતે, તથા પહેલી સન્ગમમા દુખાવો ઘણો થાય છે તો, સ્ત્રીમાં ગભરાટ ને અભાવ લગ્નની રાતેજ પેદા કરે છે.

૩) અણુહદ વ્યભીચારથી લાગણી મંન્દ પડે છે.

૪) પરણેલી સ્ત્રીઓમાં "રૅલેટીવ અશક્તી." ચોકકસ મરદ સાથે સ્ત્રીને બીલકુલ લાગણી થતી નથી, જયારે બીજા મરદ સાથે જતાંવાર લાગણી તેજી થાય છે. મરજી વીરૂધ લગ્નનો નતીજો આ છે.

૫) અખુદરતી જાતીની લાગણી—મરદની માફક સ્ત્રીઓમાં પણ ક) 'સાદીસ્ટ,' 'માસોકીસ્ટ' તથા 'ફેટાશીષ્ટ' આવે છે. ખ) 'ચપટબાઝ' સ્ત્રીજાત સાથેજ સ્વજ સંબંધ રાખે છે.

ૄ) કામી ઘેલછા—'નીમફોમેનીયા', જનમથીજ, આવી સ્ત્રીઓ જાતીની
ભાગોપર ભેજાના કાબુની નબલાઇને લીધે, અનીતીમાન હોય છે બચપણથી એઓ હવસી કાર્યમાં પડે છે, ને મોટી થતાં ધંધાદારી વેશ્યાઓ બને છે. એમાં વાંક માબાપોનો છે, જેઓનો હવસ ને ભેજાની નબલાઇ—ખાસ કરી તેજા ગરમીના દરદમાં, વારસે ઉતરે છે.

સી) નરવસ યા ચીરડાઉ અશકતી—આવી સ્ત્રીઓમાં કામ ઇચ્છા પ્રબળ હોવાથી, યોની તથા વલ્વાના મસલ યા માંસમાં આંકડી આવે છે, તેથી આવી સ્ત્રીઓ સન્ગમ કરી નથી શકતી, યાતો તે વખતે બહુ દુખાવો થાય છે, તેથી ચીરડાઉ બને છે.

ડી) પેરાલીટીક યા લકવાવાળી સ્ત્રીઓમાં ઇચ્છા મંદ થઇ મરી જાય છે.

ઇ) એટાનીક કમતાકાતીની અશકતી—પાને ૩૫૩) જે કારણો મરદની કમતાકાતી માટે આપ્યાં છે, તેજ કારણો સ્ત્રીને પણ ઘણાં ખરાં લાગુ પડે છે.

## નાઝનાનીની પાંચે જાતોની અશકતીનાં જુદાં જુદાં કારણો અનુસાર જુદી જુદી સાયન્ટીફીક ચીકીત્સા તથા સારવાર થાય છે.

સારવાર.૫૦–૭૦) ટકા માટે પરમા તથા તેજા ગરમીની સારવાર.

નાના કદનાં વલવા તથા યોનીને ઓજારો વડે મોટાં કરવાં પડે છે કેટલાક દાખલાઓમાં વહાડકાપની જરૂર પડે છે.

પીવાની દવા, ચામડી તથા લોહીમાં પીચકારીની દવા, વહાડકાપ, વીજલી, હવા ફેર, કસરત, યોગ્ય ખોરાક ઇ. ફરમાવવામાં આવે છે.

અંતીમ કુટેવ તથા અણહદ વ્યભીચારથી પરહેજ રહેવું જોઇયે.



# પ્રકરણુ ૪૬ મું.

——:o:——

## બ) સ્ત્રીનાં વાંઝીયાપણુાંની જાતો—એ) જન્મથી, ૧૦-૧૫ ટકા. બી-ડી) પાછલી જીંદગીમાં વાંઝીયાપણુ.

**તેજા ગરમી, પરમા, ઈ. ની યોગ્ય સારવારથી ૫૦-૭૦) ટકા જેટલું વાંઝીયાપણું અટકાવી શકાય. જાડાં સ્ત્રી પુરૂષોના ૧૦૦) જણોએ, ૨૦) વાંઝીયા નીવડે છે. રોગો, વ્યસનો, તથા કહેવાતી "શકતીની દવાઓ"થી નીપજતું વાંઝીયાપણું.**

સ્ત્રીમાં વાંઝીયાપણાના બે કારણો અનુસાર બે મુખ્ય જાતો લેખાય છે.

એ) જન્મથી વાંઝીયાપણું હોય છે. દર ૧૦૦) એ ૧૦-૧૫) સ્ત્રીઓ જનમથીજ વાંઝણી હોય છે. એઓમાં જન્મથીજ ખાસ કરી, સ્ત્રી અંન્ડો હોતાજ નથી, યાતો એઓમાંથી સ્ત્રી બીજો નથી પેદા થતાં.

**બી-ડી) પાછલી જીંદગીનું વાંઝીયાપણુ—સ્ત્રીની શકતીની તપાસ આગળ તેનાં ખાવીંદની શકતીની તપાસ કરવાની આવશ્યકતા.**

હવે એટલું યાદ રાખવું કે, કોઇપણ પરણેલી સ્ત્રીપર વાંઝીયાપણાંનો દોષ મુકવા પહેલાં, આપણે ખાત્રી કરવી જોઇયે કે, તેનો ખાવીંદ પોતે નામરદ, અશકત યા વાંઝીયો નથી. આ દેશના મરદોમાંના જનમથીજ, દર ૧૦૦) એ ૨૦) નારમદ હોય છે, તથા પાછલી જીંદગીમાં, ગરમીના દરદીઓ ને વ્યસનીઓમાં દર ૧૦૦) એ ૫૦-૭૦) નામરદ તથા વાંઝીયા બને છે. તેથી કરી, પહેલે ખાત્રી કરવી જોઇયે કે પરણેલાં જોડામાંનો મરદ શકતીમાન છે, તે પછી સ્ત્રીની શકતીની સાયન્ટીફીક તપાસ કરવી જોઇયે.

**બી) લગ્ન વખતની ઉમર પ્રમાણેનું વાંઝીયાપણું—લગ્ન પછી ત્રણ વરસ વહી ગયાથી વાંઝીયાપણાની એક કસોટી.**

ખુદરતી રીતે, ચોકસ ઉમર સુધી ફળદુપ્તા ઘણી હોય છે ને તે પછી ઘટે છે.

૨૦) માં વરસ અગાઉ ફળદુપ્તાની ખીલવણી કમી હોય છે.

૨૦-૨૪) માં વરસોમાં ફળદુપ્તાની ખીલવણી સંપુરણ થાય છે.

૨૫–૪૫) માં વરસ સુધી ફળદુપ્તા ઘટતી જાય છે.

ઉપર દેખાડેલી, ઉમર પ્રમાણેની ફળદુપ્તાનાં આંકડા તથા અડસટા, થંડા દેશો માટે નકી કીધા છે. આપણા ગરમ દેશમાં ૧૮) મે વરસથી ફળદુપ્તાની ખીલવણી થાય છે–યાને ઉપલા આંકડાઓમાંથી બે વરસ બાદ કરવાં (પાનું ૮૩.)

**લગ્ન પછી ત્રણ વરસ સુધી** જો પરણેલાં જોડાંને ત્યાં બાળકની વૃધ્ધી નહી થાય, તથા જો મરદ શકતીમાન હોય તો, સ્ત્રીના વાંઝીયા પણાની આ એક કસોટી લેખાય છે. એટલે કે, એવી સ્ત્રી હંમેશની વાંઝણી રહેશે. એમ કહી શકાય. હવે, ચોકસ **અપવાદો** યાદ રાખવા–જેવા કે, ક) જોડાંમાં એકમેક તરફનો અભાવ ને 'રેલેટીવ અશકતી', કે જેઓ છુટાં પડતાં પારકાંઓ સાથે ફળદુપ બની શકે. ખ) આજ ને કાલ તો, હમેલ અટકાવવાના અનેક ઓજારો ઈ. આવે છે, જે વાપરવાથી બાળવૃધ્ધી નથી થતી.

**સી) સ્ત્રીના જાતીના ભાગો (પાનાં ૬૭–૬૯) ની ખામીઓ યા દરદોથી નીપજતું વાંઝીયાપણું.**

નાઝનાનીનાં કારણો પણ વાંઝીયાપણાંના કારણોજ લેખાય.

## પહેલો વીભાગ—સ્ત્રીના બહારના જાતીના ભાગોની ખામીઓ યા દરદો.

આ ભાગોની ખામીઓ, નાનું કદ, ભગંદર ઇ., સોજાને લીધે હોઠોનું ચીટકી જવું, સોજામાં વહેતાં પ્રદરની અસર, તથા આ ભાગોની આંકડીના અસર.

## બીજો વીભાગ—સ્ત્રીના અંદરના જાતીના ભાગો–ત-થ-દ-ધ (પાનાં ૬૯–૭૫)—ની ખામીઓ યા દરદો.

**ત) યોનીની** ખામીઓ યા દરદો—ઝહેરી પ્રદર, યોનીની આંકડી, યોની કદમાં નાની હોય છે યા દરદને લીધે થાય છે, તો સંગમ મુશકેલ યા અશકય બને છે. યોનીમાંથી દરદને લીધે–ખાસ કરી પરમાના—ઝહેરી પ્રદરની રસી વહે છે ને મરદ બીજોનો નાશ કરે છે.

**૪) ગર્ભસ્થાન ને કમળનું ફુલ—** જન્મથી યા દરદથી કમળનાં ફુલનું મ્હોં બહુ નાનું હોય છે, તો મરદ બીજોનો ઉપર જવાનો રસ્તો બંધ થાય છે.

એના પરમાના સોજાને લીધે ઝહેરી પ્રદર વહે છે, તે મરદ બીજોનો નાશ કરે છે.

૧) જન્મથી યા દરદથી ગર્ભસ્થાનનાં ધડનું કદ નાનું હોય છે તો મરદ બીજોનો નાશ થાય છે.

૨) ગર્ભસ્થાનનું લચકાવું. આગળ–પાછળ–નીચે, ગર્ભસ્થાન ખુદરતી જગાએ રહેવાને બદલે, એના ટેકા આપતાં સ્નાયુઓ ઢીલાં થવાથી, આગળ, પાછળ લચકે છે તો કમળનાં ફુલનું મ્હોં સીધુ રહેવાને બદલે, ઉંધું ચતું રહે છે, તેથી એમાં મરદબીજો દાખલ થઇ શકતાં નથી.

વળી કેટલાક દાખલાઓમાં ખાસ કરી સુવાવડીઓમાં ગર્ભસ્થાન છેક નીચે લચકાઇ પડે છે, ને યોનીની બહાર દેખાવ દે છે. ત્યારે પણ મરદ બીજો અન્દર દાખલ નથી થઇ શકતા.

૩) ગર્ભસ્થાનના સોજા–પરમા ઇ. થી થયલા—સોજા ને લીધે ઝહેરી પ્રદર વહે છે, જે મરદ બીજોનો નાશ કરે છે. યાતો એનાં અન્તર પડનો સોજો ઉપજાવી ખરબચડું બનાવી, મરદ બીજોને ચીટકવા નથી દેતું.

ગર્ભસ્થાનના તેજા ગરમીના સોજા (પાનું ૨૦૪), તથા પરમાના સોજા (પાનું ૨૯૮), ને લીધે, કસુવાવડો, ગર્ભપાત, ઇ. થાય છે, એટલે આખરી પરીણામે તો સ્ત્રી વાંઝણી બને છે.

**૬) સ્ત્રી અંન્ડની નળી.**

જન્મથીજ હોતી નથી તો, સ્ત્રી બીજો ગર્ભસ્થાનમાં દાખલ થઇ નથી શકતાં.

પરમાના સોજાને લીધે, એનો જે હાલ થાય છે તે બત્રીસમાં ચીત્રમાં દેખાડીયો છે. ઝહેરી ચેપથી સ્ત્રી બીજો, તેમજ મરદ બીજોનો નાશ થાય છે.

**૭) સ્ત્રી અન્ડો.**

૧) જન્મથીજ સ્ત્રી અન્ડો નથી હોતા, તો સ્ત્રી બીજો પેદા નથી થઇ શકતાં.

૨) સ્ત્રી અન્ડોના ટેકાનાં સ્નાયુઓ ઢીલાં પડતાં, અંન્ડો લચકાય છે, તો સ્ત્રી બીજોને બહાર નીકળવાનો રસ્તો નથી મલતો.

સી) સ્ત્રી અન્ડોના સોજા-(ચીત્ર બત્રીસમું)-તેજા ગરમી તથા પરમા ઇ.-ને લીધે સ્ત્રી બીજોનો નાશ થાય છે.

**ડી) સ્ત્રી બીજોની રોગો તથા વ્યસનોને લીધે નાબુદી (જુઓ પાનું ૩૬૨)**

પાનાં ૩૬૨-૩) પર જે મરદ બીજોના ઉપલાં કારણોસર નાબુદી વીષે લખ્યું છે, તે સ્ત્રીઓને પણ લાગુ પડે છે.

પરમા, તેજા ગરમી, ખસી, મમ્પસ, ઇનફ્લુએન્ઝા, શીતળા, ટાઢીઓ તાવ, ઇ. રોગોમાં સ્ત્રી બીજો મરે છે.

ઘણી ચરબીવાળી સ્ત્રીમાં, સ્ત્રી બીજો ચરબીયાત બની મરે છે. દર ૧૦૦) લગ્ને ૨૦) વાંઝીયા નીવડે છે.

વ્યસનોનાં પરીણામે સ્ત્રી બીજો મરે છે:—દારૂ અફીણ, ઇ., તથા વૈદો, હકીમોની કહેવાતી શકતીની દવાઓ, બીજ નાશકારીક હોય છે. વધુ માટે જુઓ પાનાં (૪) તથા ૩૬૪-૫).

**વાંઝીયાપણાંની બી-ડી) જાતોની કારણો અનુસાર ચીકીત્સા તથા સારવાર થાય છે.**

**સારવાર.**

## વાંઝીયાપણાંને લગતા દેશીઓના વહેમો, ને ફળદ્રુપ બનવાનાં ફોકટનાં ફાંફાં. યોગ્ય સાયન્ટીફીક સારવારથીજ ફાયદો થાય.

આ દેશમાં, હજાર જાતનાં વહેમો, વાંઝીયાપણાં વીષે લોકોમાં હસ્તી ધરાવે છે.

દેવ દહેરાં સંન્ત સાધુ દરગા પીરો ઇ. સર્વની મદદ માંગવામાં આવે છે. ને એઓની તથા જાત્રા પાછળ હજારો યા લાખો રૂપીયા નાંખવામાં આવે છે. જોશીઓ તરા ચાંદ જોય છે. વૈદો

હકીમો ખાસ (!) દવાઓ આપે છે. ને વાંઝીયાપણાના ઉપાયો સુચવે છે. પણ સમજુઓના વહેવારૂ અનુભવ પ્રમાણે, આ બધું ફોકટજ જાય છે. એનું કારણ તો આપણે જોયું તે એ કે દર ૧૦૦ એ ૧૦-૧૫) સ્ત્રીઓ વાંઝણી જનમે છે, ત્યારે ઉપલા ફાંફાંઓ શું કરી શકે?

બીજીઓમાં, ૧૦૦) ચરબીવાલાં જોડાંઓ ૨૦) વાંઝીયાં નીવડે છે, તેઓ આવાં ફાંફાંથી તો ફળદ્રુપ નહીજ બની શકે.

બીજીઓમાં, ૫૦-૭૦) ટકામાં, તેજા ગરમી, પરમા ઇ. ના દરદોની યોગ્ય **સારવારથી** ફાયદો થઇ શકે, પણ ઉપલાં ફાંફાંથી નહી.

બીજીઓમાં, બ્યસનો, શકતીની ને વાંઝીયાપણાની બ્યસની દવાઓને લખ છોડયા વગર, તથા યોગ્ય સારવાર વગર ફાયદો નહી થાય.

બીજીઓમાં, અણહદ બ્યભીચાર, અંતીમ કુટેવ ઇ. છોડયા વગર, ઉપલાં ફાંફાં ફોકટનાં છે.

વધુ, નાઝનાનીની સારવારથી વાંઝીયાપણાંની સાથે સાથે સરવર થાય છે. (પાનું ૩૭૧) ઘણા દાખલાઓમાં, પેસટી તથા વહાડકાપની જરૂર પડે છે



# પ્રકરણુ ૪૭ મું.

—:o:—

## પીશાબ તથ જાતીના ભાગોનાં, આગલા બે વીભાગોમાં આવેલાં સીવાય, બીજાં દરદો (પાનું ૧૭૨).

આ પુસ્તકની નેમ "છુપાં સંસારીક દુખ દરદો" વીષેનું જનસમાજનું અજ્ઞાન દુર કરવાનું છે. તેટલા ખાતર અત્યાર સુધીમાં, એ દરદોનું વીગત વાર બ્યાન આપ્યું છે. પીશાબ તથા જાતીના ભાગોનાં બીજાં દરદો વીષેનુ લંબાણુ વીવેચન આપવાની જરૂર નથી. ફકત ત્રણુ સાધારણુ દરદો વીષે બોલીશું.

## એ) પથરી ને રેતી, બી) પીશાબમાં લોહી, (બીલહારઝીયા હીમેટોબીયા) સી) મીઠી પીશાબ.

### એ) પીશાબના ભાગોમાં પથરી તથા રેતી.

**૧) ગુરદામાં પથરી.**

સાધારણુ રીતે, પીશાબના ભાગોમાં પથરી બંધાય છે તેનું મુળ આ હોય છે. ખોરાકમાં ચોકસ ખારો આવે છે, જે લોહીમાં જાય છે, ને લોહીમાંથી ગુરદામાં જાય છે, (૪૧ મું પાનું), ને ગુરદામાંથી ફુકકામાં જાઇ પીશાબમાં બહાર નીકળે છે. હવે, કેટલાક ખારો આવી રીતે બહાર નીકળવાને બદલે, ગુરદામાં જમે થાય છે, ને કદમાં વધે છે, તથા કોઇ એમ ગુરદામાંજ રહે છે, ત્યારે બીજા પીશાબના ફુકકામાં ઉતરી ત્યાં જમે થાય છે, યા તો પીશાબમાં બહાર નીકળે છે. આવા જમે થતા ખારને પથરી કહે છે. **પથરી જમે થવાના કારણો**—ગુરદાનો કોઇપણ જાતનો સોજો, ગુરદામાં લોહીનું અટકવું, ઇ. હોય છે, જેથી સોજાના પરૂ-લોહી ઇ. સાથે ખારો બંધાઇ પથરી બને છે.

## વધુ, પરમાના સ્ટ્રીકચરને પરીણામે, પથરી બંધાય છે, (પાનું ૧૮૨).

**૨) ફુકકામાં પથરી.**

ક) ઉપર જોયું તેમ ગુરદામાં બધાયલી પથરી નીચે ઉતરે છે, ને ફુકકામાં જમે થાય છે, તો ફૂકકામાં પથરી બંધાય છે.

ખ) પરમાના સ્ટ્રીકચર પાછળ થતી પથરીનું બીયાંન ૧૮૨) મે પાને આપ્યુ છે, એજ પ્રમાણે, પીશાબની નળીનાં (ચીત્ર નમ્બર, ૨–૬) ભાગોમાં કોઇપણ બીજા કારણસર, સોજા અટકાવ યા બંધણ થાય છે, તો તે ભાગ પાછળ તથા ફુકકામાં પથરી બંધાય છે.

**૩) પીશાબની નળીમાં પથરી.**

પરમાનાં પરીણામે પથરી બંધાય છે, તે ૧૮૨) મે પાને જોયુ. એજ પ્રમાણે, બીજી કોઇપણ જાતના પીશાબની નળીના અટકાવ પાછળ પથરી બંધાય છે.

**ખોરાક**

ભાજી ખાઉઓમાં એક જાતની પથરી, ત્યારે માંસ ખાઉઓમાં બીજી જાતની પથરી બંધાવ છે. એજ પ્રમાણે, દારૂ ઇ. વ્યસનો પીનારાઓમાં જુદી જાતની પથરી બંધાય છે.

**જાત તથા વારસો.**

ચોકસ દેશોની ચોકસ જાતોમાં પથરીનું દરદ સાધારણ હોય છે.

ચોકસ કુટુંબોમાં, પથરી તથા રેતીનું દરદ વારસે ઉતરે છે. પથરી મોટી, ને રેતી નાની ઝીણી હોય છે. પણ જો રેતી ઘણી જમે થાય યા બીજા ખારો સાથ મીશ્રીત થાય તો પથરી બંધાય છે.

**પથરી ને રેતીની ચીકીત્સા.**

એનાં ચીન્હો વરણવાની કાંઇ અગત નથી. ચીકીત્સા માટે, પીશાબની સાયન્ટીફીક એનાલીસીસ કરવી જોઇયે, તથા પીશાબના ભાગોની, જુદાં જુદાં ઓજારો, વીજલીક ઓજારો, એકસરેઝ, ઇ. થી તપાસ કરવી જોઇયે.

**પથરી ને રેતાની સારવાર.**

જે ચોકસ ખોરાકથી એ બંધાઇ હોય, તે અટકાવવો જોઇયે. જો

પરમાના ઓીકચર, ઇ. થી પીશાબનો અટકાવ થયો હોય, તો તે માટે ડાઇલેટેશન, વહાડકાપ ઇ. કરવું જોઇયે.

૧) ફુકકામાં ખાસ ઓજારો દાખલ કરી પથરી કચાવામાં આવે છે, પછી એવીકચડેલી પથરી બહાર કાઢવામાં આવે છે.

૨) ચોકસ લોશનોથી ફુકકામાંની ચોકસ જાતોની પથરી પીગલાવવામાં આવે છે.

૧) ને ૨) નીશફળ નીવડતાં, પથરી કહાડવા માટે,
જુદી જુદી જાતનાં વહાડકાપ કરવામાં આવે છે.

આ દેશનાં વઇદો, હકીમો દાવો કરે છે કે તેઓ પાસ પથરી પીગલાવવાની દવાઓ છે, જેમાં કાંઇ પણ સત્ય નથી. રેતી તો આપમેળે યા જાણીતી દવાઓથી પીશાબમાં બહાર નીકળે છે.

## બી) પીશાબમાં લોહી. (બીલહારઝીયા હીમેટોમીયા)

મીસર યા ઇજીપ્ત દેશમાં આજે હજારો વર્ષ થયાં પીશાબમાં લોહી જવાનું દરદ જાણીતું છે. તથા આ દેશમાં પણ એ દરદ જાણીતું છે. એની સાયન્ટીફીક ચીકીત્સા માટે સુક્ષ્મદર્શક યંત્ર ઇ. વપરાય છે.

એની સારવાર, જે હજારો વર્ષ થયાં યુનાની હકીમો તથા આયુર વૈદો નહી કરી શકતા હતા, તે હાલમાં પાશ્ચીમાત્ય વીદયા પ્રમાણે, લોહી ઈ. માં પીચકારીની દવા દાખલ કીધાથી કરવામાં આવે છે. આ જમાનાનું જ્ઞાન, જે અસલ જમાનાનું અજ્ઞાન ન કરી શકતું, તે કરી શકે છે.

## સી) મીઠી પીશાબ.

મીઠી પીશાબનું દરદ ખરેખર તો ફકત પીશાબ ના ભાગોનું દરદ નથી એટલી હદે, આખા શરીરનું દરદ છે. ભેજાં, કાલજાં, ચુસ્દા, લોહી, અન્તર પ્રવાહીના ગ્લાન્ડઝો ઇ. નાં દરદોને લીધે મીઠી પીશાબનું દરદ થાય છે.

અજ્ઞાણ વૈદો ને હકીમો એમ માને છે કે, મીઠાસવાલો ખોરાક લીધાથીજ, મીઠી પીશાબનું દરદ થાય છે. પણ એ માન્યતા ભુલભરેલી છે.

૧) ચોકસ દરદીઓમાં મીઠા ખોરાકથી થાય છે, એ તો ખરૂં છે.

૨) બીજા દરદીઓમાં, એ આખાં શરીરનુ વારસ ઉતરેલું દરદ છે.

૩) બીજા દાખલાઓમાં ભેજાં, કાલજાં, ચુસ્દા, લોહી, અન્તર પ્રવાહીનાં ગ્લાન્ડઝના દરદને લીધે, મીઠી પીશાબ થાય છે.

૪) બીજા દાખલાઓમાં, તેજ ગરમી, (પાનું ૨૧૧,) ઇ. થી થાય છે.

૫) બીજાઓમાં, નરવસનેસ યા ગભરાટને લીધે થોડો વખત પીશાબ મીઠી બને છે.

## મીઠી પીશાબના ઘણા દરદીઓ, ખહી, ચામડીના, ઇ૦ અનેક રોગોના ભોગો બને છે ને કમોતે મરે છે.

**મીઠી પીશાબની ચીકીત્સા**—કારણો અનુસાર થાય છે. એનાં ચીન્હોની વીગત આપવાની જરૂર નથી પીશાબની કેમીકલ એનાલીસીસ-પરથી એનું પ્રમાણ માલમ પડે છે. તેથી દરદ બીલકુલ સાજું થયું છે કે નહી તે પણ માલમ પડે છે.

**મીઠી પીશાબની સારવાર** કારણો અનુસાર થાય છે. ખોરાકમાં ફેરફાર કરવા ઉપરાંત, જે કારણોને આભારી હોય તે કારણોની યોગ્ય સારવાર કરવી જોઇયે. તથા જોઇતી દવાઓ આપ્યાથી ઘણા દરદીઓ સાજા થાય છે. મીઠી પીશાબનાં ધડ, ઇ., પર વહાડકાપ કરવાનો, આગલા દીવસોમાં, લોકોમાં વહેમ હતો કે દરદી મરી જાય છે. પણ હાલના જમાનામાં જરૂર પડવે, અનેક જાતના વહાડકાપ સંભાળથી કરવામાં આવે છે, ને દરદીઓ સાજા થાય છે.

અજ્ઞાન વૈદો, હકીમો, ઇ. જેમ પીશાબનાં મીઠાસની તપાસ નથી સમજતા, તેમ વળી સારવાર પણ નથી સમજતા, તથા દરદ બીલકુલ સાજું થયું કે નહી તેની કસોટી નથી જાણતા, તો પછી સારવાર વીષે ગમે એવો ખોટો દાવો એઓ કરે તે તો સમજુઓ નહીજ માની શકે. એઓ તો લોકોને લુટવાનોજ ધંધો લઇ બેઠા છે.



થીત્ર તત્રીસમું.




**ચામડીની સુક્ષ્મદર્શક તપાસ (પહેલી).**

ચામડીનાં **બે વીભાગો–એ)** બહારની ચામડી, (૧–૬): તથા **બી)** અંન્દરની ચામડી ૭).

**એ) બહારની ચામડીનાં પડો, તથા જીવતાં ચક્કો, ૧–૬).**

૧) ક) સીંગડીયુ પડ.

ખ) ચકચકીત પડ—એમાંથી હાથ પગોના નખો ઉગે છે.

ગ) મસાવાલું પડ.

૨–૬) માલપીઘીયન પડો, તથા એ પડોમાનાં જીવતાં ચક્કો. એમાં જ્ઞાન તંતુઓ આવે છે, પણ લોહીની નળીઓ **નથી** હોતી.

આ પડોનાં જીવતાં ચક્કોની અંન્દર, જુદી જાતોના **રંગીન પદાર્થ** આવે છે; જેથી કરી, **પીલા, કાલા,** રાતા, ઇ૦ **પચરંગી** માણસ જાતોની ચામડીના રંગો જુદા જુદા આવે છે.

**બી) અંન્દરની ચામડી ૭) માં ફ્રાઇબ્રસ યા રેસાવાલા સ્નાયુએના બે મુખ્ય પડો તથા જીવતાં ચક્કો આવે છે. એમાં લોહીની નસો** તથા શીરાઓ, અને **જ્ઞાનતંતુઓ** આવે છે, જેથી જુદી જુદી જાતોની **લાગણીઓ** માલમ પડે છે.

# પ્રકરણ ૪૮ મું.

—:o:—

## ચામડીની રચના—પચરંગી પ્રજાની ચામડીના રંગોની પેદાશ—ચામડીનાં ૧-૫) કાર્યો—પસીના અને પીશાબનો અરસપરસ સંબંધ.

**ચામડીની રચના** (ચીત્રો તેત્રીસ તથા ચોત્રીસ) ચામડી, રચના અનુસાર, બે વીભાગોની બનેલી છે. **એ**) બહારની ચામડી ને **બી**) અંદરની યા ઉંડી ચામડી. એ ઉપરાંત **સી**) નખ, બાલ તથા બાલને મીરુ રાખનારા ચરબી પેદા કરતાં સબેશીયસ ગ્લાંન્ડઝ, તથા પસીનો પેદા કરતાં સ્વેટ ગ્લાંન્ડઝની ઉત્પતી ચામડીમાંથી થાય છે, તેનો પણ ચામડીની રચનામાં સમાવેશ થાય છે.

**એ) બહારની ચામડીની રચના** (ચીત્ર તેત્રીસમું, ૧-૬) બહારની ચામડી ઘણાં પડોની બનેલી છે. હરેક પડ ઘણાં જીવતાં ચક્રોનું બનેલું છે. તેત્રીસમાં ચીત્રમાં ૧-૬) સુધીનાં પડો જુદી જુદી જાતનાં જીવતાં ચક્રોનાં બનેલાં સ્પષ્ટ દેખાય છે. એ ચીત્રમાં ૧) નાં ત્રણ જુદાં પડો દેખાય છે, જેમાંનું સૌથી બહારનું ક) સીંગડીયુ પડ લેખાય છે, કારણ કે જાનવરોમાં એમાંથી સીંગડાંની ઉત્પતી થાય છે, તથા એ પડ સીંગડા મ ફક સખત હોય છે. એની નીચેનું પડ ખ) ચકચકીત પડ લેખાય છે, કારણ કે એનાં જીવતાં ચક્રો ચલકે છે. એ પડમાંથી નખો ઉગે છે. એની નીચે ત્રીજુ પડ ગ) મસાવાલું પડ લેખાય છે, કારણ કે એમાં મસા જેવા પદાર્થો દેખાય છે.

૨-૬) માલપીઘીયન પડનાં પણ ઘણાં પડો દેખાય છે. આપડો વચે જ્ઞાનતંતુઓ આવે છે, પણ લોહીની નળીઓ **નથી** હોતી, જો કે લીમ્ફની નળીઓ હોય છે. આ પડને જીવતાં ચક્રોમાં **પચરંગી માણસ જાતોમાં, જુદા જુદા રંગીન પદાર્થો આવે છે.** એ રંગીન પદાર્થો જો કોઇ કારણસર જન્મથી નથી પેદા થતા, યા તો દરદે ને લીધે નાશ થાય છે, તો **સફેદ કોઢ** જેવાં ચાઠાં પડે છે, યા તો આખાં શરીરની ચામડી રંગ વગરની હોય છે તો દરદીઓ "ભુરીયા" દેખાય છે. તથા એકરંગ ને બદલે **બીજા** રંગના પદાર્થો પેદા થાય છે તો ચામડી **રંગબેરંગી યા લાછનવાળી બને છે.**

## બહારની ચામડીની ઉત્પતી.

જેમ બહારની ચામડીનાં ઉપરનાં પડો ૧–૫) **મરીને** ખરતાં થાય છે, તેમ ૬) માંના જીવતાં ચક્રો, ૯૦-૯૧) માં પાનાંએ બીયાન આપ્યું છે તે પ્રમાણે, **વધે છે ને એવી રીતે નવા પડો પેદા થાય છે,** જે ઉપર આવે છે, ને જુનાં મરીને ખરી ગયલાં પડેની જગા લે છે. આખી જીંદગી સુધી, આવી રીતે જુનાં પડોનું મરવું ને નવાં પડોનું પેદા થવું ચાલું રહે છે.

**બી) અન્દરની ચામડી** (ચીત્ર તેત્રીસ ને ચોત્રીસ) અન્દરની ચામડીમાં ફાઇબ્રસ યા રેસાવાલાં બે મુખ્ય પડો આવે છે. આ ફાઇબ્રસ સ્નાયુનાં ઉંડા ભાગમાં ચરબીનાં પડો આવે છે. આ ચામડીમાં, **બાલનાં મુળીયાં** આવે છે (ચીત્ર ચોત્રીસ, ૫), તથા **બાલને લીસા રાખનારા** ગ્લાંન્ડઝ (ચીત્ર ચોત્રીસ, ૪), તથા **બાલને ઉભા કરનારાં મશલ** યા માંસના દોરા આવે છે, (ચીત્ર ચોત્રીસ, ૨) તથા **પસીનો પેદા કરનારાં** ગ્લાંન્ડઝ (ચીત્ર ચોત્રીસ ૩), આવે છે.

આ અન્દરની ચામડીમાં **લોહીની નસો તથા શીરાઓ** આવે છે. તથા **જ્ઞાનતંતુઓ** આવે છે, જેથી કરી ચામડીમાં જુદી જુદી જાતની **લાગણીઓ** માલમ પડે છે.

## ચામડીનાં ૧–૫) કાર્યો. પસીના અને પીશાબનો અરસપરસ સંબંધ.

### ચામડીનાં ૧-૫) કાર્યો

૧) સ્વરક્ષણ, માટે ત્રણ જાતની ક–ગ) ચામડીની લાગણીઓ, ૧) **સ્વરક્ષણ.** ચામડી તો શરીરની કુદરતી બખતર લેખાય. એ શરીરને હરેક જાતની પેદાગશના હુમલા સામે બખતર માફક રક્ષણ આપે છે, ને એવી રીતે પોતે માર ૪૦ જીલી લઇ, અન્દરના ભાગો ને અબ્યવોનો બચાવ કરે છે.

એનાં **લાગણીઓનાં જ્ઞાનતંતુઓ** શરીરને જુદી જાતનાં ઝહેરો ૪૦ સામે ચેતવણી આપી રક્ષણ આપે છે.

ક–ગ) ત્રણ જાતોની ચામડીની **લાગણીઓનાં જ્ઞાનતંતુઓ.** આપણે

ઉપર જોયું કે બહારની તેમજ અન્દરની ચામડીમાં જ્ઞાનતંતુઓ આવે છે, જેને લીધે લાગણીઓ માલમ પડે છે. આ લાગણીઓ જુદી ક—ગ) ત્રણ જાતોની આવે છે.

ક) **સ્પર્શ**, યા અડકવાની લાગણી, આ લાગણીથી ચામડીને અડકતી ચીજોના ત્રણ ગુણો માલમ પડે છે—એક), જે ચીજને અડકીયે તેનો આકાર, તથા ચામડીના કયા ભાગથી તેને અડકીયે છે. બે), જે ચીજને અડકીયે છે તેના વજનનું તોલ, તેને ઉચકયા વગર ચામડીના દબાણથી કરી શકીયે છે. ત્રણ), જે ચીજ અડકીયે છે તે ગરમ છે યા ઠંડી.

## ખ) સામાન્ય લાગણી, તથા ગ) પેન યા દુખાવો, મળી, ક-ખ-ગ) ત્રણ લાગણીઓથી શરીરનું સ્વરક્ષણ થાય છે.

## ૨) શરીરની ગરમીનો બંદોબસ્ત.

૨) **શરીરની ગરમીનો બંદોબસ્ત**—રાખવાનું. દાખલા તરીકે તાવમાં શરીરની ગરમી વધી જાય છે, તો તે ઉતારવા, ખુદરતી રીતે પસીનો થાય છે, ને એજ કારણસર ડાકટરો પસીનો ઉપજાવનારી દવા યા ડાયેફૅટીક દવા આપે છે.

૩) **હવાની ફેરબદલી**—જેમ ફેફસાં વાટે હવાની ફેરબદલી થાય છે (પાનું ૭૨)—સ્વચ્છ હવા અન્દર જાય છે ને અસ્વચ્છ બહાર નીકળે છે, તે પ્રમાણે કેટલીક હદે, ચામડીમાં પણ હવાની ફેરબદલી થાય છે.

૪) **ચુસી લેવાની શકતી**—જુદી જાતનાં તેલો,—મછીનાં ઇ૦ મલમો, લોશનો, ઇ૦ ચામડીને લગાડવાથી યા ચોળવાથી, ચામડીની અંન્દર પ્રવેશ થઇ લોહીમાં દાખલ થાય છે. એ ઉપરાંત, સાપનું ઝહેર યા તાઢીયા તાવના જંતુઓનાં તથા વનસ્પતીનાં ઝહેરો, ઇ૦ પણ ચામડીને રસ્તે લોહીમાં દાખલ થાય છે.

## ૫) બે જાતના પ્રવાહીઓની પેદાશ—પસીનાની બનાવટ પસીના અને પીશાબનો અરસપરસ સંબંધ.

૫) બે જાતનાં પ્રવાહીઓની પેદાશ. એક) સીબેશીયસ ગલાન્ડઝમાંથી ચરબદાર પ્રવાહી જે બાલને લીસા રાખે છે.

## પસીનાની બનાવટ-પીશાબ જેવી.

**બે)** પરસેવો, જે પસીનાનાં ગલાંન્ડઝમાંથી પેદા થાય છે. પસીનાની બનાવટ, પીશાબની બનાવટ (પાનું ૪૧), જેવીજ આવે છે. પસીનામાં, પીશાબ માફક, પાણી પાર (સોલ્ટસ), યુરીઆ, ચરબી, ઇ. આવે છે, તથા જે શરીરને માટે નુકસાનકારક થઇ પડે એવા પદાર્થો હોય, તે પસીનામાં બહાર નીકળે છે. દરદીઓમાં પીશાબ માફક. પસીના વાટે, જંતુઓ, જુદી જાતોનાં વીષો (દાખલા તરીકે, વીપ કોટક) અથવા ઝહરો, ઇ૦, શરીરની બહાર કહાડવામાં આવે છે. ટુંકમાં કહીયે તો, પસીનો તો ચામડીની પીશાબ લેખાય.

પસીનાનો વાસ શરીરના જુદા ભાગોમાંથી નીકલવાથી, જુદી જાતોનો હોય છે. દરદીઓમાં, દરદ અનુસાર જુદા વાસો માલમ પડે છે, જેવો કે પરમાનો તીક્ષણ વાસ.

## પસીના અને પીશાબનો અરસપરસ સંબંધ.

સમજુઓ એટલું તો જાણે છે કે, જયારે ગરમીના દીવસોમાં પસીનો ઘણો પડે છે, ત્યારે પીશાબ થોડી થાય છે. એથી ઉલટું, થંડી યા વરસાદની સરદીની મોસમમાં પસીનો થોડો પડે છે યા બીલકુલ નથી પડતો, ને પીશાબ ઘણી છુટે છે. આવી રીતે, ચામડી ને ગુરદા વચ્ચે અરસપરસનો સંબંધ રહે છે. એ ઉપરાંત, જો રોગને લીધે ઝાડામાં ઘણું પાણી નીકલે છે, તો પસીનો નથી નીકલતો. આનું કારણ એજ કે શરીરમાંથી ચોકસ પ્રમાણમાં પાણી બહાર નીકળવું જોઇયે. જો અણહદ પ્રમાણમાં નીકલે તો જીંદગી જોખમમાં આવે. તેથી કરી એક રસ્તે વધુ પાણી નીકળે, તો બીજે રસ્તે ઓછુ નીકલવું જોઇયે, એવો ખુદરતનો ધારો છે.




## ચામડીની સુક્ષ્મદર્શક તપાસ (બીજી).

૧) સીબેશીયશ (ચીકાસ પેદા કરતું) ગ્લાંન્ડ, જે બાલની નળીમાં ખુલે છે, તથા બાલને ચીકણા તથા લીસા રાખે છે.

૨) મસલ યા માસના દોરા, જેથી ગભરાટ કે ની વખતે બાલ ઉભા થાય છે.

૩) સ્વેટ (પસીનો પેદા કરતું) ગ્લાંન્ડ.

૪) ચામડી નીચેની ચરબી

૫) બાલનુ મુળ ને નળી, જે ઉપર જઈ ચામડીમાંથી બહાર નીકળે છે. એની નળીની અંદર, ઉપર જોયું તેમ, ૧) ખુલે છે.

# પ્રકરણ ૪૯ મું.

—:o:—

## ચામડીનાં દરદોના ૧-૬ મુખ્ય કારણો, અનુસાર ચીકીત્સા તથા સારવાર. એ-ઇ) પાંચ સાધારણ દરદો—એ) એકઝીમા, યા ખરપસું, બી) ખીલ, સી) ફીઢ, ડી) કોઢ, તથા ઇ) હાથીરસાની ચીકીત્સા તથા સારવાર. વૈદો, હકીમો ઇ૦ ની જુઠી જાહેર ખબરો સામે ચેતવણી.

ગરમ દેશના લોકોમાં ચામડીનાં દરદો ઘણાંજ સાધારણ છે, તે એટલી હદ સુધી કે, આ દેશમાં ભાગ્યેજ એક પણ કુટુંબ હશે કે જેનાં એક યા વધુ સભાસદ એક યા બીજા ચામડીનાં દરદથી નહી પીડાતો હોય.

## ચામડીનાં દરદોના ૧-૬) મુખ્ય કારણો અનુસાર નીપજતાં દરદો.

૧) ચામડીને ઇજા કરનારાં સાધણો—જેવાં કે સુર્યની ગરમી, તથા લાઇટ, વીજલીની લાઇટ, ઠંડી, આખો વખત બીછાનામાં સુઇ રહેનારાઓનાં ચોકસ ભાગોપર દબાણ—દાખલા તરીકે, લકવાના દરદીઓ. તથા જાનવરી, યા વનસ્પતી પેદાયશનાં યા રસાયણીક ઝહેરો લાગવાથી.

૨) જંન્તુઓ યા જંન્તુઓનાં ઝહેરો ચામડી યા શરીરમાં પ્રવેશ થવાથી. માખ, મછર, ઇ૦ માફક, આ દેશમાં તો હજારો જાતનાં જંન્તુઓ મોસમમાં યા વગર મોસમે આખુ વર્ષ પેદા થાય છે. તથા ઝાડપાણપર, તેમજ જાનવરો ને માણસની ચામડીમાં પોતાનો વસવાટ કરે છે. એ જંન્તુઓની તપાસ સુક્ષ્મદર્શક યંત્ર વડે થાય છે. દાખલા તરીકે, ખસ, ઉંદરી, ગજકર્ણ યા દાદર યા દરાજ, તાલ પડેલું યા બોડકું માંથું, બાડ સુછ્યા તથા ડહાડી તેમજ શરીરનાં બાલનું ખરવું, અનેક જાતનાં ચામડીનાં દરદો જેને અજ્ઞાન લોકો તેમજ એવાજ અજ્ઞાન વૈદો ને હકીમો "ખરજવુ" કહે છે તેનો મોટો ભાગ તો જંન્તુઓથી ઉપજતાં ચામડીનો સોજાનો બનેલો હોય છે. દાખલા તરીકે શીતલા, ગોવર, ઇ૦,

તેજ ગરમીનો વીપ ફોટકવાલો બીજો તબકકો, ચામડીનો ખરી, રગતપીત,

બગદાદ બોઇલ, આખા શરીરની યા ચોકસ ભાગની ચામડીના મસા ઇ૦.

હાથી રસ—હાથીયા હાથ, તથા પગ, વધરાવળ, ઇ૦ સર્વ દરદો જન્તુઓ ઉજાવે છે.

૩) ગેરમાફક, યાને શરીરને નહી માફક આવે એવા ખોરાક, દવા ઇ૦ લીધા પછી તુરતજ યા થોડા વખતમાં શરીરની ચામડીપર જુદી જાતની ફોડી, સોજા, ઇ૦ ફુટી નીકળે છે. કોઇને મચ્છી તો કોઇને ફળો, તો કોઇને જેલાબનું મીઠું, ઇ૦ નથી માફક આવતાં ને શરીરપર ફુટી નીકળે છે.

૪) સ્વઝહેર (ઓટો-ઇન્ટોકસી કેશન) ખોરાક નહી પચવાથી, તથા કબજીયાત ઇ૦ થી, જે પાચણના બીન જરૂરી પદાર્થો પીશાબ ઇ૦ ને રસ્તે શરીરની બહાર નીકળવા જોઇયે, તે શરીરની અન્દર જમે થવાથી લોહીમાં ફેલાઇ, પોતાનું ઝહેર ફેલાવે છે, જેને "લોહીનો બીગાડો" કહે છે, ને જેનાં પરીણામે, ખીલ, કીડ, એકઝીમા-યા ખરપસું યા ખરજવું, ચીકાસી ચામડી, ચામડીનાં છાલટાં નીકલવાં, ઇ૦ દરદો થાય છે. એટલું યાદ રાખવું કે, આવાં સ્વઝહેરવાલાઓ પર જંતુઓ સહેલાઇથી હુમલો કરે છે, તેથી સ્વઉપરાંત જંન્તુઓનાં મીશ્ર ઝહેરો લાગુ પડે છે.

૫) ભેજાં, જ્ઞાન રજજુ તથા જ્ઞાન તંન્તુના સોજા, નબલાઇ ઇ૦ ઇ૦, થી ચામડીનાં ચોકસ દરદો થાય છે. દાખલા તરીકે, બાળકોનાં દુધીયાં દાંત નીકળતી વખતે ચામડીનાં દરદો. સ્ત્રીનાં જનતીના ભાગોનાં, ખાસ કરી દસ્તાનને વખતે થતાં, દરદોનાં પરીણામે ચામડીનાં દરદો થાય છે. એજ પ્રમાણે મરદની ઇંન્દ્રીના દરદોને પરીણામે, ચામડીના દરદો થાય છે. ચામડીનાં દેખીતાં દરદ વગર, આખાં શરીર યા ચોકસ ભાગોની કીડ થાય છે, તેનું પણ આજ કારણ છે.

૬) જન્મથી ચામડીની ખામીઓ તથા દરદો. લાંછન, ભીંગડા જેવી ચામડી, અણહદ જાડી ચામડી, ઇ૦ સર્વ, એવા દરદીઓમાં, જન્મથીજ હોય છે. જેનું કારણ, શરીરમાંના ચોકસ અંન્તર પ્રવાહીઓની ગેરહાજરી યા બીગાડો હોય છે.

## ચામડીનાં દરદોની સાયન્ટીફીક ચીકીત્સા માટે ક- છ) કસોટીઓ, તથા જ) આખાં શરીરની તપાસ સ્પેશીયાલીસ્ટ ડાકટરજ કરી શકે. વૈદો, હકીમો ઇ૦ નું અજ્ઞાણ.

ઉપલાં મુખ્ય ૧-૬) કારણો અનુસાર નીપજતાં ચામડીનાં દરદોનાં ટુંક બીયાનપરથી સ્પષ્ટ થશે, કે ચામડીનાં દરદોની ચીકીત્સા કરવા માટે સુક્ષ્મદર્શક યંત્ર ઇ૦ થી, ક) જંન્તુઓ ઇ૦ ની તપાસ, ખ) લોહીની તથા ગ)

પીશાબની, તથા ચામડીનાં રોગોમાંથી વહેતી ચ) રસી ને છ) નીકલતાં છાલટાં ઇ૦ ની કસોટીઓ તથા જ) આખાં શરીરની તપાસ સ્પેશીયાલીસ્ટ ડાક્ટરજ કરી શકે. કારણ કે વૈદો, હકીમો ઇ૦ તો એવાં સાયન્ટીફીક જ્ઞાન ધરાવતા નથી, ને કલ્પના શક્તીથીજ વાહીયાત ચીકીત્સા કરે છે. વધુ, ગરમીનાં દરદોનાં વરણનમાં જેયું તેમ, વીષ ફેક્ટ જેતેન ગરમીને લીધે હોય તો તે દરદની સાયન્ટીફીક ચીકીત્સા કરવી જોઇયે. ગમે એવાં સાધારણ દરદોને રગતપીત, કોઢ, ઇ૦ અજ્ઞાણ વૈદો હકીમો ઠોકી બેસાડે છે, ને દરદીઓને વભરાવી મારે છે. તે સામે ચેતવણી આપવાની હમે જરૂર જોઇયે છીએ. સાયન્ટીફીક તપાસ વગરનું ખાત્રીપુરવક કરવી અશક્ય છે, તેમજ યોગ્ય સારવાર અશક્ય છે.

આ ઠેકાણે ફક્ત પાંચ એ-ઇ) સાધારણ ચામડીનાં દરદોની ચીકીત્સા તથા સારવાર આપીશું.

## એ)-ઇ) ચામડીનાં પાંચ સાધારણ દરદો.

### એ) એકઝીમા.

એ) એકઝીમા યા ખરપસું યા ખરજવુંનાં બે નબક્કા આવે છે.—એક, તીક્ષણ, ને બીજો, જુનો.

તીક્ષણ ખરપસામાં, લોહી ભરાવાથી ચામડી પહેલે રાતી થાય છે, ને ઘણી ચીડ યા ખાજ લાગે છે. તે પછી, ઝીણી ફોડીઓ થાય છે, જે ફુટે છે તેમાંથી રસી નીકળે છે. રસી થોડા વખત પછી વહેતી બંધ પડે છે, ને છાલટાં નીકલે છે.

તીક્ષણ ખરપસું કોઇ વખત આપમેલે, તો બીજા દાખલાઓમાં સાયન્ટીફીક સારવાર હેઠળ સાજું થાય છે. જ્યારે ઘણા દાખલાઓમાં જુનું બને છે. ને ફોડીઓનો પાક નીકલતો હોય તેમ, થોડે થોડે દીવસે નવી નવી ફોડીઓ થાય છે. ચામડી જાડી બને છે, ને કાલા યા વધારે ઉંડા રંગની બને છે, તથા ઉપરથી છાલટાં નીકલ્યા કરે છે,

ખરપસાંની ઘણી જાતો આવે છે—સુકું, યા ભીનું, હાથ પગમાં ચીરા યા ફાટો પડે છે. એવી એવી અનેક જાતો આવે છે. જેમ બહારની ચામડી, તેમ નાક, લબ, સફરા, બીના છુપા ભાગો ઇ૦ ની લાલ ચામડીનાં જુદી જુદી જાતોનાં ખરપસાં થાય છે.

## ખરપસાંની ચીકીત્સા–સ્વ તેમજ જંતુઓના ઝહેરનું મીશ્ર.

માથાંથી પગ સુધીના ચામડીના યા લાલ ચામડીનાં કોઇ પણ એક યા વધુ ભાગોમાં આ દરદ થતું હોવાથી, બીજાં અનેક જાતોનાં ચામડીનાં દરદોની નકલ કરે છે. પણ ઉપર આપેલી સાયન્ટીફીક કસોટીઓએ એની યોગ્ય ચીકીત્સા કરી શકાય છે. ૪) સ્વ ઝહેરનાં કારણ હેઠળ આ દરદને આપણે મુકયું છે, તેનું એક કારણ એજ કે દરદીનું લોહી બીગડવાનું મુળ દરદીનાં આંન્તરડાંમાંથી નીકલતાં ઝહેરો છે. એ ઉપરાંત, એવા દરદીઓમાં જંતુઓ મીશ્ર ઝહેર ઉમેરે છે.

## ખરપસાંની સારવાર.

ખરપસાંની સારવાર માટે દરદીનાં ખોરાક પીના, ઇ૦ બદલવા જોઇયે. તેમજ કબજીયાત, ઇ૦ સ્વઝહેર ઉપજાવનારાં કારણો માટે વાજબી સારવાર કરવી જોઇયે. એ ઉપરાંત, પીચકારીથી લોહી ઇ૦ માં દવા, પીવાની દવા, લગાડવાની દવા, ઇ૦ ફરમાવામાં આવે છે. આ ઠેકાણે એક **ચેતવણી** આપીશું. અજાન વૈદો, હકીમો પોતાની ખોટી જાહેર ખબરોમાં કહે છે કે, ગમે એવા જુનાં ખરપસાં એવોની ચમતકારી દેશી દવાઓથી સાજાં થાય છે. હમારે ત્યાં આવતા હજારો દરદીઓના અનુભવપરથી તો એથી ઉલટું જ સત્ય છે. એવા દરદીઓ વૈદો, હકીમોની દવાઓથી સાજા નથી થતા, કારણ કે, એની વાજબી **ચીકીત્સા** કરવાની કસોટીઓ એઓ નથી જાણતા. પાશ્ચીમાન્ય દવાઓ એ દરદ માટે ઘણી **અસરકારક** માલમ પડી છે. વીસ ત્રીસ વરસનાં જુનાં ખરપસાં એવી વીલાયતી દવાઓથી સાજાં થાય છે. ખાસ કરી, જંતુ મારવાની દવા પીચકારીથી ચામડી યા લોહીમાં દાખલ કરવામાં આવે છે. તથા વીજલી, ઇ૦ વપરાય છે.

## બી—ખીલ.

**બી) ખીલ**—પણ **ખરપસાં** માફક, સ્વઝહેર તથા જંતુઓનાં મીશ્ર ઝહેરોથી થાય છે. ખીલની પણ અનેક જાતો આવે છે. ઘણા દાખલાઓમાં, બદ સુરતીનું મુખ્ય કારણ એજ છે. પીશાબ તથા બને જોતીના છુપા ભાગોનાં દરદો, તથા નહી માફક આવતી ખાનીપીની તથા કબજીયાત એના મુખ્ય કારણો છે.

ખીલની સારવાર માટે, ખોરાકની સંભાળ, હવાફેર, પીશાબ તથા જાતીના ભાગોનાં દરદોની સારવાર, પીચકારીની, પીવાની, તે લાગાડવાની દવા, વીજલી, ઇ૦, સમાઇ જાય છે.

## સી—કીડ.

**સી) કીડ**—ચામડીનાં કાંઇ પણ જાતનાં દરદનાં ચીન્હ **વીના** આખાં શરીર, યા ચોકસ ભાગો જેવા કે, સફરામાં, સ્ત્રીના બહારના જાતીના ભાગોમાં, હાથની પાતલી ને પગના તલીયામાં અતયન્ત કીડ લાગે છે. કેટલાક દાખલાઓમાં, બુઢાપામાં, તો બીજા દાખલાઓમાં, ગરમી, ઠંડી, યા વરસાદની **મોસમમાંજ** કીડ રહે છે, તે બીજી મોસમોમાં નાબુદ થાય છે. આવી કીડનું કારણ, સ્વઝહેર તથા જંતુના ઝહેર ને લોહીના બીગાડા, ઉપરાંત, મીઠી પીશાબ, ગુરદાનાં દરદો, તથા કમલાનાં દરદો છે.

## કીડની સારવાર.

કીડની સારવાર માટે યોગ્ય ખોરાક, દવાઓ, હવા, ઇ૦ ફરમાવવામાં આવે છે. મીઠી પીશાબ, ઇ૦, નાં દરદથી ઉપજતી કીડ માટે એ દરદની યોગ્ય સારવાર થવી જોઇયે. એજ પ્રમાણે, બીજાં દરદોથી ઉપજતી કીડ માટે તે દરદોની યોગ્ય સારવાર કરવી જોઇયે.

## ડી) કોડ-૧) રગતપીત, ૨) સફેદ, ૩) કાલો, ૪) રંગીન.

**ડી)** કોડ, ૧) રગતપીત, ૨) સફેદ, ૩) કાલો, ૪) બીજા રંગો વાલો. આપણા લોકોમાં જેમ અનેક ચામડીનાં દરદોને ખરપસુ કહે છે, તેમ **અનેક જાતના** ચામડીના સડા યા રંગના બદલાવાને કોડ કહે છે, ને રગતપીત જેવાં દરદને માટે પણ એજ ઉપમા રાખી છે.

**૧) રગતપીતની બે જાતો, ચીકીત્સા તથા સારવાર**—રગતપીતની બે જાતો આવે છે. એક) ગાંઠોવાલી ને બીજી) બીન લાગણીવાલી, યા ચામડી સુન મારી ગયલી. એનું મુળ "રગતપીતના જંતુઓ" છે. એ જંતુઓ આખાં શરીરમાં, તેજ ગરમીના જંતુઓ માફક, ફેલાય છે. ને હરેક જાતના શરીરનાં પ્રવાહીમાં મળે છે, ખાસ કરી, નાંખની નીટ, મ્હોની થુક, વીર્ય ને પ્રદર તથા પીશાબ ને ઝાડા. તથા ધવાડનારીનાં દુધમાં મળે છે. સુક્ષ્મદર્શક યંત્ર ઇ૦ કસોટીઓથી આ દરદની **ચીકીત્સા** કરવામાં આવે છે. તથા **સારવાર** માટે પીચકારીની દવા વાપરવામાં આવે છે, જેથી ઘણા દાખલાઓમાં ફાયદો થાય છે. દેશીઓ આ દરદ માટે બાવચીનું

તેલ વાપરે છે, જે લાંબો વખત ચાલુ રાખવાથી અજીરણ, ઇ૦ થાય છે. એ તેલના ખારની પીચકારીથી ફાયદો થાય છે. આ દરદ ચેપી હોવાથી, સઘલા દરદીઓને **ખાસ આશ્રમમાં** અલાહેદા રાખવા જોઇયે. બને જાતીના ઘણા દરદીઓ વાંઝીયા બને છે તે હકીકત છે, કે ઓલાદ નહી વધે.

## ૨) સફેદ કોડ.

શરીરની ચામડીનાં થોડાક ભાગોપર સફેદ છાંટ, યા તો મોટાં સફેદ ચાઠાંને સફેદ કોડ કહે છે. **"ભુરીયા"** એ જનમથીજ એવા આવે છે, ને તેઓનાં આખાં શરીરની ચામડી રંન્ગ વીનાની હોય છે.

સફેદ કોડનાં **કારણોમાં મુખ્ય**—ક) માબાપનો વારસો છે. એક નીયમ તરીકે, મા યા બાપ યા બનેનો કોડ વારસે ઉતરે છે. ખ) ૨૧૦) મે પાને જોયું તેમ, સ્ત્રીઓમાં તેજા ગરમીને લીધે **કામદેવીનો કોલર** યા ગરદન પર કોડનાં ચાઠાં પડે છે, જે **તેજા ગરમીની યોગ્ય સારવારથી** સાજાં થાય છે. એજ પ્રમાણે પોતાની યા વારસે ઉતરેલી તેજા ગરમીનાં બીજા ભાગોપરનાં ચાઠાંપણ કેટલાક દાખલાઓમાં સફેદ બને છે, જે યોગ્ય સારવારથી સાજાં થાય છે. ગ) ચોક્સ જાતનાં જંતુઓ ચામડીનો સોજો ઉત્પન કરી સફેદ ચાઠાં ઉપજાવે છે, જે **યોગ્ય સારવારથી** સાજાં થાય છે. રગતપીતથી આ દરદની **ચીકીત્સા** માટે, સુક્ષ્મદર્શક યંત્ર નીચે "રગતપીતના જંતુ" **નથી** માલમ પડતાં. સફેદ કોડની **સારવાર** માટે, કેટલાક દાખલાઓમાં પીચકારીની દવા બીલકુલ સાજો કરે છે, યા ઘણો ફાયદો કરે છે. એ સીવાય, વૈદો, હકીમો, ઇ૦. ની જાહેર ખબરો બધી **જુઠી** આવે છે, કારણ કે હમારા તથા બીજા ડાક્તરોના અનેક દરદીઓએ પોતાના અનુભવપરથી પુરવાર કીધું છે, કે હજારો રૂપીયાનો ખર્ચ કીધા છતાં બીલકુલ ફાયદો થતો નથી. બાવચીનાં તેલની અસર આનાંપર કાંઇ થતી **નથી.**

## ૩) કાલો કોડ.

કાલા કોડના કારણો અનુસાર ઘણી જાતો આવે છે. ક) જનમથીજ કાલી લાંછન યા ચાઠાં આવે છે. ખ) અંન્તર પ્રવાહીઓનાં ગ્લાંન્ડઝનાં દરદો, તેજા ગરમી ઇ૦ દરદો. ગ) **ખજ, ઇ૦ ચામડીનાં દરદો,** જો જલદી સાજા નથી કરવામાં આવતાં તો, **જુનાં થતાં,** ચામડીના રોગીષ્ટ ભાગો કાલા બને છે ઘ) **જુનાં ખરજવાં,** કીડને માટે ચામડી ઘવડવાનું લાંબો વખત ચાલુ રાખ્યાથી. ને સુર્યનાં તાપથી. છ) ચોકસ દવાઓ, ખાસ કરી,

વૈદો ને હકીમોની "મારેલી દવા" નાં પરીણામે કાલાં ચાઠાં પડે છે. જ) તેજ ગરમી નાઢીયો તાપ, કાલાઝાર, ઇ૦ માં **લોહી બીગડવાથી** કાલાં ચાઠાં પડે છે. ઝ) આ દેશમાં, ટાઇટ ટોપી યા પાઘડી પહેરવાથી ઘણાં દેશીઓનાં કપાલપર કાલાં ચાઠાં પડે છે. કાલા કોડનાં **કારણો અનુસાર ચીકીત્સા** તથા **સારવાર** થાય છે.

## ૪) રંગીન કોડ.

કાલા સીવાય બીજા રંગોનાં ચાઠાં પણ કેટલાક દરદીઓમાં પડે છે. તેનાં કારણો લોહીનો બીગાડો, જંતુઓ, ઝેહેર, ઇ૦ હોય છે.

## ઇ) હાથી રસ.

**હાથી** રસનાં દરદમાં દરદીના પગો, હાથીના જેવા મોટા દેખાય છે, તેથી એવા રસને હાથી રસ કહે છે. સ્ત્રીઓમાં થાન તથા જાતીના બહારના ભાગો, ને મરદમાં અંડની કોથલી, ઇ૦, જમીનને લટકે એટલાં મોટાં લંબાય છે, ને વજનમાં બહુ ભારી થાય છે. **એને માટે હાલમ શોધેળી લોહીમાં પીચકારીની** દવા અસરકારક માલમ પડી છે.

## વૈદો, હકીમો, પેટન્ટ દવાવાળાઓ ઇ૦ ની જુઠી જાહેર ખબરો સામે ચેતવણી.

આ વીષય ખતમ કરતાં, વૈદો, હકીમો, ઇ. ની જુઠી જાહેર ખબરો સામે ચેતવણી આપવાની જરૂર જોઇયે છીએ.

આપણે ઉપર જોયું તેમ. ચામડીનાં દરદો અનેક **કારણોને** લીધે થાય છે, તેથી વાજબી **ચીકીત્સા** માટે અનેક સાયન્ટીફીક કસોટીઓ વપરાય છે, તથા તે અનુસાર પીચકારી ઇ. ની દવાઓ વપરાય છે. રોજીંદા છાપામાં આવતી દવાઓની જુઠી જાહેર ખબરોમાં ખાત્રી આપવામાં આવે છે કે, એ દવાઓ અકસીર છે તેમાં કાંઇપણ વજુદ નથી, પહેલે તો દરદની ચોકસ ચીકીત્સા વગર સારવાર કરવી, તે **અકકલથી ઉલટું** લેખાય. તથા હજારો દરદીઓ પોતાનો અનુભવ હમારી સનમુખ રજુ કરે છે, તે ઉપરથી પુરવાર થાય છે કે એ દવાઓ બીલકુલ સડેલી ને નકામી હોય છે, દરદીને

ઓનાં **પૈસા લુટવાની** અકસીર અસર સીવાય બીજી કાંઇપણ અસર નથી થતી. ખાસ કરી, સાધારણ દરદોને તેજા ગરમીનાં દરદ એ અજ્ઞાણો લેખે છે, જયારે તેજા ગરમીનાં ખરાં દરદને સાધારણ ચામડીના દરદ સાથે **ભેલી નાંખે છે,** ને એવી **ખોટી** ચીકીત્સા ઉપરાંત, આપણે આગળ જોયું તેમ તેજા ગરમી ઇ. દરદોની **સારવારથી** તો એઓ બીલકુલ અંજાણ છે. વળી એ અજ્ઞાણો છાપે છે કે "વીલાયતી દવા કારગત નથી લાગતી" તે પણ સત્યથી ઉલ્ટું છે, જુદાં દરદોપર જુદી જાતની પીચકારીની ઘણી અસરકારક દવાઓ આવે છે. તથા વીજળી, સકશન, ઇ૦ અનેક ઉપાયો સ્પેશીયાલીસ્ટો વાપરે છે, તેથી ઘણાં ખરાં ચામડીના દરદો **બીલકુલ સાજા થાય છે.**

**શીતલા,** ઇ. દરદોથી ચહેરા ઇ૦, પર પડતાં ચાઠાંથી નીપજતી **બદસુરતી** ની નવીન સાયન્ટીફીક સારવાર કીધાથી, નાબુદ થાય છે, ને અસલ જેવી **ખુબસુરતી** સજીવન થાય છે. ચામડીનાં દરદોની સાયન્ટીફીક સારવારની **નવીન શોધખોળોનું બીયાન** બહુ લંબાણ થાય, તેથી હીંયા નથી આપ્યું.



# પ્રકરણ ૫૦ મું.

—:o:—

**લગન વહેવાર. "બદીમે પાયા ગમ ઓર જમ, અરે આદમ." બને જાતીને લગતા ૧-૭) ખુદરતી કાયદાઓ તોડવા માટે, ખુદરતની સજાઓ—છુપા સંસારીક દુખ દરદો, નામરદાની, નાઝનાની, વાંઝીયાપણું, કમોત. સંસાર સુધારકોએ લેવા જોઇતા ઉપાયો. કુંવારા તથા પરણેલા સ્ત્રી પુરૂષો, જો ચાંદી, પરમા, ઇ૦ રોગોથી પીડાતા હોય તો, બીલકુલ સાજા નહી થાય ત્યાં સુધી. સંગમથી પરહેજ રહેવું.**

**અસલનાં કલીયુગોનાં વડવાઓની "મજાહ" ને તેઓના બાળ ગોપાલોની "કજાહ."**

અત્યાર સુધીમા બને જાતીનાં છુપા ભાગોની રચના, કાર્ય, ભેદ ભરમો: તથા દરદો ને તેથી નીપજતાં માંથાંથી પગ સુધીના ગમખાર ને કાતીલ પરીણામોની તપાસ લીધી છે. ત્યરે હવે છેવટે સમજુઓ તો એ ઉપરથી શું ધડો લેવો તે સમજી શકશે. "બદીમે પાયા ગમ, અરે આદમ." આજે હજારો વર્ષ થવાં, માણસ જાત ખુદરતે આપેલી વસ્તી વધારવાની પેદાયશની ઇન્દ્રીઓનો ઉપયોગ, જાનવરો માફક, **ફકત વસ્તી વધારવાના કામને માટે ઉપયોગમાં લેવાને બદલે**, હવસની લાગણીને ઉત્તેજન આપી, "**મજાહ**"નાં ઉપયોગ માટે વાપરવાનું શરૂ કીધું, ત્યારથી એવી "મજાહ"નાં પરીણામે "**કજાહ**"નાં કડવા ફળો ચાખતી થઇ છે. ને આજે છુપાં સંસારીક દુખ દરદોનો **સાર્વનીજક ફેલાવો** માણસ જાતમાં થયો છે, તેનું મુળ એજ "મજાહ" ની કપટી મોહીની છે. "બાપના પાપનાં શ્રાપ," ઓલાદો પછી ઓલાદોને ખમવાં પડે છે. આગલા યુગો ખરેખર 'સોનેરી' નહોતા, પણ અજ્ઞાન અને વહેમ (માણસ જાતનાં કટ્ટા દુશમનો) ના "કાલા શેતાની" યુગો હતા. તે માણસ જાતનાં બચગીના વખતમાં, ખુદરતી બ્રહમચારી છોડી, પ્રજાઓએ 'મજાહ'ના ધખારા હેઠળ, અખુદરતી અણહદ વ્યભીચારીની શરૂઆત કરી, પોતાની પાછલ આવનારી ઓલાદોને માટે **હવસ ને વ્યભીચારનો વારસો** મુકી ગયા છે જે માણસ જાત માટે શ્રાપ સમાન થઇ પડયો છે. એજ યુગોમાં કહેવાતી 'શકતીની' પણ ખરેખર તો "અશકતી" નીપજાવનારી દવાઓ વાપરવાની શરૂઆત થઇ.

## અણુહદ વ્યભીચારની ઉશકેરણીના મુખ્ય કારણો–૧) સડેલી સંસારીક રૂઢીઓ–ક) એકુથી વધુ બાયડી પરણવાની તથા ખ) રાખવાની રૂઢી–૨) આયુરવેદની કહેવાની વાજીકરણ વીદ્યા, તથા વૈદો, હકીમો ઇ૦ ઓની ખોટી લલચાવનારી જવાનોને ફસાવનારી 'શકુતીની'! અદભુત ચમતકારીક દવાઓની જાહેર ખબરો, ઇ.

૧) આ દેશમાં સડેલી સંસારીક રૂઢીને લીધે એક પુરૂષ ક) અનેક સ્ત્રી સાથે લગન કરે છે, યા ખ) અનેક સ્ત્રીઓને રાખે છે. **ને સર્વેને સંતોષ** આપવામાં પોતાની મરદાનગી દેખાડતાં **અશકત** બને છે. **પછી,** ધુતારા વૈદો હકીમોનો ભોગ બને છે.

૨) વૈદો, હકીમોની વાહીયાત ઘેલી જાહેર ખબરો, જેમાં "અદભુત ચમતકાર" "ગમે તે કારણથી ગુમાવેલી શકતી પાછી સજીવન," ઇ૦, અકકલ તથા સત્યથી ઉલ્ટી વાતો રોજબરોજ છાપામાં આપી, લોકોને અનીતીને રસ્તે દોરવે છે. કારણ કે જો એ ધુતારાઓ પાસ એવી દવાઓ હોય તો પછી અણુહદ વ્યભીચારથી શા માટે કોઇએ પણ પરહેજ રહેવું? આપણે આગળ જોયું તેમ, એમાં "અદભુત ચમતકાર" તો ખરેખર પોતાનાં **ખાલી ખીસાં ભરી** દરદીઓને ઘપેડા ને અશકત બળદીયા બનાવવામાંજ આવીને અટકે છે. (પાનાં ૩૬૪–૮)

આયુરવેદની વાજીકરણ વીધ્યામાં પણ વાહીયાત બકબકારા સીવાય કાંઇ નથી.

## જાનવરી પેદાયશ નીતીમાન ને બ્રહમાચારી, માણસ જાત અનીતીમાન ને વ્યભીચારી.

આપણે જાણીએ છે કે, જાનવરોમાં **૧) ચાંદી, તેજા ગરમી, પરમા, તથા એ દરદોનાં પરીણામો, અશકતી તથા વાંઝીયાપણું**– આ સર્વ બીલકુલ હોતાંજ **નથી.** એનું કારણ એજ કે, જાનવરો યા પશુ પક્ષીઓ ખુદરતી પ્રેરણા **શકતી** મુજબ વર્તે છે, ને એક નીયમ તરીકે, **૨)ચોકસ મોસમોમાંજ** સન્ગમ કરે છે, ને બીજી મોસમોમાં બ્રહમાચારી પાલે છે. એના અપવાદ, ઘરમાં પાલેલાં જાનવરો તથા પક્ષીઓમાં જોવામાં આવે છે, કારણ કે ખુદરતીની જગાએ ઘરનાં **અખુદરતી** વાતવરણમાં એવાં ઓને રહેવું પડે છે.

૨) ચોકસ મોસમોમાં સંગમ કરવા ઉપરાંત, જાનવરો પોતાની **ખુદરતી ૩) શકતીની ખુદરતી** [હદ **પ્રમાણે**, એક યા વધુ વખત રોજીંદા યા અઠવાડીયે યા વધુ વખતે, સંગમ કરે છે. ને અખુદરતી શકતીની દવા, ચાકુતી, અવલેહ, ૪૦ લઇ અણહદ વ્યભીચારની 'મજાહ'નાં ફાંફાં નથી મારતાં, ને તેમ કરી પોતાની દેહ કચડી, શરીરનું સત્યાનાશ નથી વાળતાં. ખરેખર તો 'હવસી હેવાન' જેવી ચીજ હસ્તીમાંજ નથી. હેવાન હવસી બનવા માટે, માણસ જાત જેવું 'મજાહ'નું હવસી વાતાવરણ હસ્તીમાં લાવી શકતાંજ નથી, એટલે માણસ કરતાં હજાર દરજજે વધારે નીતીમાન ને બ્રહમાચારી જાનવરી પેદાયશો આવે છે.

## સંગમની શકતીની ખુદરતી હદ—વ્યસનોથી લાંબો વખત ટેકુવી રાખવાના આખરી કાતીલ પરીણામો.

આપણે ઉપર જોયું કે જાનવરો તો શકતીની ખુદરતી હદ પ્રમાણે મોસમમાં, એક યા વધુ વખત, રોજીંદા યા અઠવાડીએ યા વધુ વખતે, સંગમ કરે છે. ત્યારે આ પુરૂષો તો મોસમ રાખતાંજ નથી. તથા સ્વકાબુની ગેરહાજરીમાં, **હવસનાં કાબુ હેઠલ** જ્યારે ગમે ત્યારે સંગમ કરે છે, ને એવી રીતે ઘણા દાખલાઓમાં, હદ કુદાવી, અણહદ વ્યભીચારનાં પરીણામે અશકત બને છે.

## વ્યસનોથી સંગમ કેટલો વખત ચાલુ રાખી શકાય?

ફકત આ પુરૂષો અણહદ વ્યભીચારનેજ શરણ નથી રતાં પણ તે હરેક સંગમ બને એટલો વખત **લંબાવવા** ખાતર સડેલી વ્યસનોવાલી દવાઓ લે છે, કે જેની અંદર અફીણ, ધતુરા, પારા, ગધક, ૪૦, ઝહેરો આવે છે. હવે અફીણ, તો હીંદ, ચીન, ઇરાન, ૪૦ દેશોમાં દારૂની જગાયે નીશાને ખાતર લેવાની સડેલી રસમ હસ્તીમાં છે. અફીણ તો આપણે એક આગલાં પ્રકરણમાં જોયું તેમ પહેલે કામ શકતીની ઉશકેરણીને આખરે મંન્દી કરે છે. એટલુંજ નહી પણ, **સાધારણ સંગમ થોડી પળો યા મીનીટમાં મરદનાં વીર્ય ના છુટવાથી પુરી થાય છે**, ત્યારે, અફીણ ૪૦ થી સંગમ પા, **અરધો કલાક યા વધુ લાંબો વખતે સુધી ટકી** રહે છે, જે પછી મરદનું વીર્ય છુટે છે. આવી લાંબા વખતની સંગમનાં ફળો ઘણાં કડવાં આવે છે. તેતો આપણે આગળ જોયાં-શારી

રીક, માનસીક ને નતીક અશક્તી, નામરદાની, કમોત, આપઘાત, ઇ૦ તેથી કરી શક્તીની દવાઓ તો ખરેખર અશક્તી ને મોતનીજ દવાઓ લેખાય.

## બને જાતીને લગતા ૧-૭ ખુદરતી કાયદાઓ તોડવાની ખુદરતી સજા. "બદીમે પાયા ગમ."

જવાન નરનારીઓએ પોતાની જીંદગી સુખી બનાવવા, તથા છુપાં સંસારીક દુખ દરદોથી નીરાળા રહેવા માટે, બને જાતીને લગતા **ખુદરતી કાયદાઓ જાણવા જોઇયે.** ખુદરતી કાયદાઓ પ્રમાણે ચાલનારાઓ **તનદુરૂસ્તી** ભોગવે **છે,** જયારે એથી ઉલ્ટી રીતે ચાલનારાઓ **દુખી દરદી** બને છે. આ દેશમાં હજારો વર્ષનાં **અજ્ઞાણને** લીધે, સંસારીક દુખ દરદો તો એટલાં સામાન્ય છે કે, **ભાગ્યેજ** એક **પણ** કુંટુંબ તેથી નીરાળું હોય.

બને જાતીને બલતા ખુદરતી કાયદાઓ ૧-૭).

## ૧) જાતીના ભાગો ફક્ત વસ્તીના વધારા માટે સરજેલા છે.

૧) જાતીના ભાગોની રચના તથા કાર્ય ખુદરતે વસ્તીના વધારા ય પેદાયશ માટેજ ખાસ સરજેલાં છે. આપણે ઉપર જોયું તેમ, જાનવરો ફક્ત ચોક્સ મોસમ વખતે, જાતી ઇચ્છા ખુદરતી રીતે ઉશકેરાવાથી સન્ગમ કરે છે, જેનાં પરીણામે જાનવરી પેદાયશ બધે છે. માણસ જાતે હવસને શરણુ થઇ એ ખુદરતી કાયદો તોડીયો, તે માટેની ખુદરતની સજા ખમે છે, યાને કહેવાતી **'મજાહ'**ની સજા **'કજાહ'**માં આવે છે. એટલા સારૂં સ્વકાબુની ખીલવણી બચગીથીજ કરવી જોઇયે (પાનું ૧૦).

## ૨) જાતીના ભાગોનાં અંન્તર પ્રવાહીઓથી શરીરની સર્વ શક્તીઓની ખીલવણી.

૨) જાતીના ભાગોનાં અન્તર પ્રવાહીઓથી શરીરની શારીરીક, માનસીક, તથા નૈતીક ખીલવણી થાય છે, તથા છોકરાંઓનો ઉધરભાવ, એ અન્તર પ્રવાહીઓ વગર અટકે છે (પાનાં ૬૦, ૧૮૪). અંતીમ કુટેવ, અણહદ વ્યભીચાર, અશક્તી ઇ૦ વાલાં પ્રકરણોમાં, અંન્તર પ્રવાહીની ગેરહાજરી ગુમાવવાનાં પરીણામો આપી ગયા છે તે વાંચો.

## ૩) પાકટ ઉમર સુધી બ્રહમાચારી, તે પછી સ્વ પસંદગીના લગન.

૩) પાકટ ઉમર થાય ત્યાં સુધી, ખુદરતી રીતે કામ ઇચ્છા, જાતીની તાણ, યા જોબનનું જોમ ખીલતી નથી, એટલે કે પાકી ઉમર સુધી ખુદરતી બ્રહ્માચારી રાખવી જોઇએ. અંતીમ કુટેવ યા અણુહદ વ્યભીચાર, અપકવ યા કાચી ઉમરે, શરૂ કરવાનાં પરીણામો તો આગલા પ્રકરણોમાં જોયા. સ્ત્રી માટે ૧૮–૨૦ ની ઉમર, ને મરદ માટે ૨૧–૨૫ ની ઉમર પાકી લેખાય છે. તેથી પાકી ઉમર સુધી બ્રહ્મચારી પાલવી જોઇએ, તે પછી સ્વપસંદગીનાં લગન કરવાં જોઇયે.

## ૪) પાકી ઉમરે ખુદરતી વીર્ય તથા પ્રદર સ્ખલનથી નહી ગભરાવું. (પાનું ૩૨૪)

૪) પાકી ઉમરે, જાતીની તાણનો ખુદરતી છુટકારો, વીર્ય સ્ખલન યા પ્રદર સ્ખલનથી થાય છે. એવા ખુદરતી સ્ખલનથી કોઇ પણ જવાન નરનારીઓએ ગભરાવાની જરૂર નથી. તથા એવા **ખોટા ગભરાટનો લાભ લેનારા જુઠી જાહેર ખબરો આપનારા** વૈદો, હકીમો, ઇ૦ તો અજાણ જવાનોના કટ્ટા દુશમન લેખી, તેઓની સડેલી સલાહ, તેઓને મ્હોંથી યા સડેલી જાહેર ખબરોની મુફત ચોપડીઓમાંથી નહી લેવી, ને પોતાની તનદુરૂસ્તીને તેવી રીતે નુકશાન નહી પ્હોચાડવું.

## ૫) સુખી લગન માટે કામઇચ્છાની તેજી ને મન્દીના સમયો, લગનની ખુદરતી બ્રહમાચારી પાળનારાં જોડાંઓ પોતે સુખી બને છે, ને ફળદ્રુપ બની, સુખી છોકરાંઓ અવતરે છે.

૫) પાકી ઉમરે, લગન કરી, સન્ગમ યા વ્યભીચાર શકતીની હદ પ્રમાણે કરવો જોઇયે. જેમ પાંચ માણસો સરખાં નથી આવતાં તેમ, પાંચ માણસોની સન્ગમની શકતી સમાન નથી આવતી. દાખલા તરીકે, કેટલાક સ્ત્રી પુરૂષો રોજીંદા (રૂતુનો વખત બાદ) એક યા વધુ વખતના સન્ગમથી નથી થાકતાં, તો બીજાંઓ અઠવાડીયાં યા પખવાડીઓમાં એક વખત

સંગમ કીધાથી **થાકે છે.** ઘણાએક સ્ત્રી પુરૂષોમાં જાનવરો માફક, **મોસમ** અનુસાર કામઇચ્છા બદલાય છે. ખાસ કરી, **ઘણી સ્ત્રીઓમાં** દર મહીને રૂતુના થોડા દીવસ આગળ, તથા રૂતુ પુરી થયાને **એક** અઠવાડીયાં પાછળ, કામઇચ્છા ઘણી તેજી બને છે, ને મહીનાના બીજા દીવસોએ થોડી યા બીલકુલ મંદ પડી જાય છે, **યાને બને જાતીમાં કામઇચ્છાના તેજી ને મંન્દીના, દર મહીને, સમયો આવે છે.** લગનમાં સૌથી વધારે **સુખી** બનવા સારૂં, પરણેલા સ્ત્રી પુરૂષોએ પોતાની કામઇચ્છાની **તેજી મંન્દી પ્રમાણે** સન્ગમ વહેવાર રાખવો, તથા **એકમેકના સમયોને** માન આપવું. આને **"લગનની ખુદરતી બ્રહમાચારી"**ની ઉપમાં મળી છે. આ નીયમ પ્રમાણે નહી ચાલનારાઓનાં **લાખો કજોડાંની** આખી પરણેલી જીંદગી દુખી બને છે, તેમ વળી, એવાં કજોડાંઓને ત્યાં છોકરાની વરૂધી થાય છે, તો તેઓ પણ દુખી જીંદગી ઘરના કજીયા કંકાસને લીધે ગુજારે છે. **"લગનની ખુદરતી બ્રહમાચારી"** પાળનારાં જોડાંઓ ઘણાંખરા **ફળ**ુપ નીવડે છે, તથા તેઓનાં **છોકરાંઓ** પણ સુખી કુટુંબમાં **સુખી** જીંદગી ગુજારે છે.

## ૬) કુંવારાઓ બ્રહમાચાર કયાં સુધી પાલી શકે ?

૬) ઉમરે પુગેલા કુંવારાઓને ને કુંવારીઓ બ્રહ્મચાર કયાં સુધી પાલી શકે ?

**એ)** ઘણા દાખલાઓમાં, બચગીથી સ્વકાબુની ખીલવણીને લીધે, બને જાતીના કુંવારાઓ, મરણ સુધી બ્રહ્માચારી પાલી **શકે** છે. ખુદરતી વીર્ય ને પ્રદર સ્ખલનથી જાતીની તાણનો ખુદરતી છુટકારો થાય છે.

**બી)** બીજા દાખલાઓમાં, જાતીની તાણને લીધે, રવભાવ ચીરડાઉ બને છે, ને માનસીક શારીરીક ને નૈતીક બીગાડો થાય છે, ન્યુરએસ્થીનીયા ને હીસ્ટીરીયા આથી થાય છે. આનો અટકાવ તથા ઇલાજ પાકટ ઉમરનાં લગન છે. (પાનું ૩૨૬)

**સી)** પુરૂષમાં નામરદાની, ને સ્ત્રીમાં નાઝનાની, જેવાં પરીણામો **કેટલાક** દાખલાઓમાં માલમ પડે છે.

**ડી)** કસરત, ધંધા યા ધર્મપર ધ્યાન, ઇ૦ થી કામ ઇચ્છા, કેટલાક દાખલાઓમાં, મંન્દ પડે છે.

## ૭) પુરૂષો ને સ્રીઓ માટે બ્રહ્મચારીનો સમાન કાયદો. "બદીમે પાયા ગમ, અરે આદમ," દરદીઓએ પોતાના સાથી સાથે, દરદ સાજું થાય ત્યાં સુધી, સંન્ગમ નહી કરવો જોઇયે.

૭) પુરૂષો ને સ્રીઓ માટે બ્રહ્મચારી પાલવાનો કાયદો સમાન છે. યાને જેટલી **પતીવર્તાની** જરૂર છે તેટલીજ **પત્નીવર્તાની** જરૂર છે. અનીતી માન, એટલે કે, **ચેપી** દરદી સ્રી યા પુરૂષ સાથનાં સન્ગમનાં **પરીણામો** તો આ ગલાં પ્રકરણોમાં જોયાં. **"બદીમે પાયા ગમ ઓર જમ અરે આદમ,"** જેનો કાંઇપણ શક હોયજ નહી. બદીનાં કડવાં ફળ આજ દુનીયામાં ચાખવા પડે છે, **એતો જનસમાજમાં છુપાં સંસારીક દુખ દરદોનો ભયભીત ફેલાવો પુરવાર કરે છે.** પુરૂષો એમજ સમજે છે કે પોતાની **મરજી પ્રમાણે** પોતાની પરણેતર ઉપરાંત, **અનેક** ખાનદાની યા બાઝારી સ્રી સાથે **સન્ગમ** કરવાનો પોતે હક ધરાવે છે. તેનાં પરીણામો, તો પેલી કહેણી પ્રમાણે, "ચાર આનાની ચટાપટી ને લાખ રૂપીયાની મલમપટી"માં આવે છે. પોતાની જીંદગી દુખી બનાવવા ઉપરાંત, પોતાની સ્રીની, તથા જો બાળકો અવતરે છે, તો તેઓની જીંદગી પણ દુખી ને રીબતી બનાવે છે, તથા કમોતને સર્વ આધીન થાય છે.

## આ દેશની બાળલગન ઇ. ને લગતી સડેલી સંસારીક રાહરસમો માટે ખુદરતી સજા-સંસારીક સુખ વધારવા સંસાર સુધારકોએ શું કરવું જોઇયે?

૮) થી ૧૯)માં પાનાઓપર બાળલગન ને તેથી થતો અનીતી, ગરમીન દરદો, ખરી ષ. રોગો, તથા અશકતી, ને વાંઝીયાપણાનો વધારો, તથા સુવાવડીઓનાં રોજીંદા ૫૦૦) મરણો, તથા જવાન્યાઓનાં કમોત, ને દેશની પડતીનું બીયાન આપ્યું છે તે ફરીથી વાંચો.

આવી સડેલી બાળલગનની રૂઢી ઉપર આપેલા બને જાતીને લગતા ખુદરતી કાયદાઓ તોડે છે, ને તેની કેવી સજા ખુદરત કરે છે તે તો ઉપર જોયું.

તેથી કરી સંસાર સુધારકોએ, સંસારીક સુખ જનસમાજમાં વધારવાની નેમથી, નીચલાં ૧—૭) ઉપાયો લેવા જોઇયે.

૧) બાળલગનની રૂઢીનો નાશ કરવો જોઇયે. જેથી બેકાબુ હવસ તથા બીનજરૂરી બાળ સુવાવડો તથા બાળમરણોનો અટકાવ થઇ શકે.

૨) કફોડી ઉમરોનાં લગન—૮૦) નાં બુઢા સાથે ૮) ની બાળકીની રૂઢીનો નાશ કરવો જોઇયે. તથા એકથી વધુ સ્ત્રી સાથનાં લગન જેથી કરી, અણહદ વ્યભીચારને અશક્તીને ઉતેજન મળે છે, તે અટકાવવાં જોઇયે.

૩) જેમ સ્ત્રીઓ માટે તેમ પુરૂષો માટે, બ્રહ્મચારી સમાન પાળવાની જરૂરીયાત વીષે, પ્રજા મત કેળવવું જોઇયે.

૪) અણહદ વ્યભીચાર ને કુટેવને ઉ-તેજન આપનારી જાહેર ખબરો છાપનારા તેમજ છપાવનારા—"જવાનોનાં દુશમનો"-ને જવાનોની ખુવારી કરતાં અટકાવવા માટે સરકાર પાસે, સુધરેલી સરકારો માફક, સખત કાયદાઓ બંધાવવાની લડત ચલાવવી જોઇયે.

૫) ગરમીના દરદોનાં ફેલાવા, ગંભીર ને કાતીલ પરીણામો, અટકાવ ઇ૦, ને લગતાં જ્ઞાનનો પ્રસાર કરવો જોઇયે. જેવી નેમ આય પુસ્તકની છે.

૬) અનીતીના ધામો સામે આંકોશ મુકવા સરકારી મદદથી કાયદાઓ ઘડાવા જોઇયે.

૭) દારૂ, વ્યસનો, તથા વૈદોની દવાઓ, દુષ્ટ રસ્તે નાદાનોને દોરવે છે, તેથી કરી, દારૂને દવાઇ વ્યસનોના અટકાવ માટે વાજબી પગલાં લેવા જોઇયે

**ચાંદી, તેજા ગરમી, પરમાના દરદીઓ, જો કુંવારા હોય તો, દરદ બીલકુલ સાજું થયા પછી પરણવું જોઇયે, ને જો પરણેલા હોય તો, દરદ બીલકુલ સાજું થાય ત્યાર પછી સંગમ કરવો જોઇયે.**

આ દેશમાં, ખાસ કરી હીન્દુઓ તો, મોટે ભાગે નાની ઉમરે પરણેલા હોય છે, ને નાની સંખ્યામાં કુંવારાઓ માલુમ પડે છે.

ત્યારે સવાલ એ ઉઠે છે કે કુંવારાં સ્ત્રીપુરૂષોને, જો ચાંદી, ગરમી

પરમામાંથી, એક યા વધુ ચેપી રોગો, લાગુ પડયા હોય તો તેઓએ ક્યારે લગન કરવાં? જયાં સુધી દરદની સાયન્ટીફીક સારવાર કીધા પછી, કસોટીઓ કરી સ્પેશીયાલીસ્ટ ડાકટર સલાહ આપે, ત્યાં સુધી લગન નહી કરવાં.

હવે મોટે ભાગે તો આ દેશના લોકો નાની ઉમરે પરણેલા હોય છે, ત્યારે એવાં સ્ત્રી પુરૂષોને જો ચેપી દરદ લાગુ પડે તો તેઓએ પણ, પોતાનાં દરદની સાયન્ટીફીક સારવાર કરાવ્યા પછી, સ્પેશીયાલીસ્ટ ડાક્ટરની તપાસને સલાહ લીધા પછી, સંગમની પાછી શરૂઆત કરવી. નહી તો પોતાના સાથી તેમજ બાળકોની ખુવારી કરવા તૈયાર રહેવું.

## આ દરદોની જલદી સાયન્ટીફીક સારવાર તેજ ચેપના ફેલાવા સામે સર્વોત્તમ અટકાવ.

આપણે આગળ જોયું તેમ, આ દરદો માટે ચેપ મારનારી સાયન્ટીફીક દવાઓ જેમ જલ્દીથી મારવામાં આવે છે, તેમ એ દરદો જલ્દીથી બીલકુલ સાજાં થાય છે, ને ચેપી દરદીઓ બીન ચેપી બની, પોતાના નીરદોશ સાથીઓમાં ચેપ નહી ફેલાવી શકે.



# પ્રકરણ ૫૧ મું.

## છેવટનાં બે બોલ.

**"બદીમે પાયા ગમ ઔર જમ". છુપાં દુખ દરદોથી માણસ જાતના ૧) શારીરીક, માનસીક, તથા નૈતીક શકતીઓનો નાશ, તથા ૨) આરથીક શકતીઓનો નાશ. તથા ૩) મુરદાલીયાઓની જીંદગીની કીમત તથા કમોતથી ટુંકી થયલી જીંદગી. તથા ૪) બાળ માતાઓના રોજીંદા ૫૦૦) ઉપર મરણો, તથા ૫) બાળ દરદો ને બાળ મરણો. આ સર્વની કીમત, ને દેશને જતી ખોટ કેટલા કરોડો રૂપીયે અંકાય?**

## "નેકીમે પાયા નીરવન!"

અત્યાર સુધીમાં પચાસ પ્રકરણોમાં, આ પુસ્તક પ્રગટ કરવાની **મુખ્ય પાંચ (એ-ઈ) નેમો**, જે પ્રસ્તાવનામાં આપી હતી, **તે બરલાવવાનો હમે પ્રયત્ન કીધો** છે તથા પ્રસ્તાવનામાં દેખાડેલા પલાન મુજબ, સર્વ વીષયોનું બીયાન આપ્યું છે. હવે, છેવટના બે બોલ પછી, આ પુસ્તક ખતમ કરીશું.

## ૧) છુપાં દુખ દરદોથી માણસ જાતની શારીરીક, માનસીક, તથા નૈતીક શકતીઓનો નાશ.

આગલાં પ્રકરણોમાં જોયું તેમ બદીનાં પરીણામે થતા **તેજા** ગરમી, ને પરમાના દરદો માંથાંથી તે પગ સુધીનાં અનેક જાતના સોજાઓ ઉપજાવે છે. દરદીઓને ગાંડા, ઘેલા, આંધલા, બહેરા, મુંગા, નકટા, અપંગ બનાવે છે. મરદો ને નામરદ તથા સ્ત્રીઓને નાઝનાન બનાવે છે ગર્ભપાત, તથા બાળ મરણ, તથા કમોતે ઉમરે પુગેલાઓનાં મરણ નીપજાવે છે, તેથી **સાધારણ માણસની જીંદગીને ૧૫) થી વધુ વર્ષ ટુંકી બનાવે છે.** ઘણાએક દાખલાઓમાં, દરદીઓ નીરાશ બની આપઘાત કરે છે. ટુંકમાં કહીયે તો, છુપાં સંસારીક દુખ દરદો માણસ જાતની શારીરીક, માનસીક, તથા નૈતીક શકતીઓની ખીલવણી અટકાવે છે, તથા આખરે નાશ કરે છે. ને એનાં પરીણામે કરોડો આસામીઓને **મુરદાલીયાઓની** હલકી સપાટીએ રાખી, દેશના **પડતી** લાવવામાં ભાગ ભજવે છે.

## ૨) છુપાં દુખ દરદોથી માણુસ જાતની આરથીક શકતીનો નાશ, તથા દવા, ને દરદીઓ માટેના રખેવાલો પાછળની રોજના ખરચની જોડી આરથીક ખોટ—કેટલા કરોડો રૂપીયાથી લેખાય!

જો છુપાં દુખ દરદો માણુસ જાતની શારીરીક, તથા માનસીક, તથા નૈતીક શકતીઓની ખીલવણી અટકાવે તથા આખરે નાશ કરે, તો ખુદરતી રીતે એ શકતીઓપર મુખ્ય આધાર રાખતી આરથીક શકતીની ખીલવણી પણ નકી અટકાવે ને આખરે નાશ કરે. દુખ દરદોની **આત્મીક કીમતનું** તોલ **પૈસામાં** તો નજ કરી શકાય, કારણ કે માણુસ જાતની **લાગણી** એવી નીરાલી ચીજ છે કે એની કીમત થઇજ નશકે! પણ, દુખ દરદોને પરીણામે **આરથીક** સ્થીતીની ખીલવણીનો અટકાવ તથા આખરી નાશથી પ્રજાની કમાઇ ને આવકને પહોંચતો ધોકો **પૈસામાં** દરશાવી શકાય. દાખલા તરીકે, ધારો કે એક ગરીબ કુટુંબનુ પાલન પોષણ કરનાર ધરનો વડો ગરમીના દરદને લીધે લકવાથી પટકાય પડીયો છે. તો પછી, એની કમાઇનુ સાધન નાબુદ થાય છે, તથા દવા પાછળ ખરચ કરવો પડે છે એની સ્ત્રી ને બાળકો કાંઇપણ કમાઇ શકતાં નથી, તો પછી એઓ નીરાધાર બને છે, ને **એકના પાપે આખું કુટુંબ** નીરાધાર ને ભીખારી બને છે.

હવે ધારો કે, લકવો થયા આગલ પોતાની સ્ત્રીને પણ ચેપ આપ્યો છે. તો પછી એ **સ્ત્રી પણ બીમારી** ભોગવે છે, તેની દવાનો ખરચનો બોજો પણ ધરધણીનેજ વેઠવો પડે છે. વધુ ધારો કે કેટલીક ગર્ભપાત પછી, સ્ત્રીનાં બે ત્રણ બાળકો જીવતાં રહયાં છે તો પછી, તેઓમાં પણ ચેપ **વારસે ઉતરેલો હોવાથી** તેઓની દવા પાછળ પણ વધુ ખરચ થાય છે. ત્યારે ફકત આ એકજ કુટુંબની કમાઇમાં ઘટાડો, તથા દવાના ખરચમાં મોટો વધારો થાય છે. ને એવાં એક બે નહી પણ કરોડો કુટુંબોનો હાલ થાય છે. તો પછી આવી રીતે, **આખી પ્રજાની કમાઇમાં ઘટાડો** ને દવા પાછળનાં **ખરચમાં વધારોનો** અડસટો રોજીંદા કરોડો રૂપીયામાં લેખાય

ઉપલા દાખલામાં યાદ રાખવું કે, લકવાવાલા આદમીની **સંભાળ લેવા પાછળ** જો એક યા વધુ નોકરને રાખવો પડે તો પછી એનો પણ ખરચ વધે.

હવે બીજા દાખલાઓમાં, પણ આંધળા, બહેરા, અપંગો, ઇ૦ દરદીઓ માટે દવાનાં ખરચ ઉપરાંત રખેવાલ નોકરો રાખવા પડે છે, તેના ખરચનો અડસટો કેટલો થાય? આ દેશના ૭) લાખ આંધળા, ૨) લાખ બહેરા મુંગા, લાખો ઘેલા, અપંગો, ઇ૦ સર્વ પાછળ, જેમ ખાધ ખોરાકી ને દવાનો તેમ વળી લાખોની સંખ્યામાં રખેવાલો રાખવાનો જોઈયો ખર્ચ કેટલા કરોડોનો થવા જાય?

## ૩) આ દેશના મુરદાલીયાંઓની જીંદગીની કીમત—તથા કમોતથી ટુંકી થયલી જીંદગીની કીમત.

૧૬) મે પાને જોયું તેમ, આ દેશમાં જીંદગીની કીમત સુધરેલા દેશો કરતાં દશમે હીસે ઓછી લેખાય છે.

વધુ, ૧૭) મે પાને જોયું તેમ મુરદાલીયા, દેશીઓની મરણ વખતની ઉમર ૨૨ થી ૨૫ ની લેખાય છે. તેનું કારણ બાળ લગન તથા તેનું એક પરીણામ ગરમીના દરદો છે. ત્યારે કમોતની કીમત યાને ૨૦–૨૫ વધુ વરસ સુધીની કમાઇ જે થવી જોઇયે તે કમોતથી નથી થતી, તેની કીમત પણ કેટલા કરોડો રૂ. થી અંકાય? ખ.સ કરી ભણેલા જવાનોના કમોતથી દેશને કેટલી ખોટ જતી હશે?

## ૪) બાળમાતાઓનાં રોજીંદાં ૫૦૦) ઉપર મરણોની કીમત તથા ૫) બાળ દરદો ને મરણોની કીમત.

૧૧) મે પાને જોયું તેમ, રોજીંદા ૫૦૦) ઉપર મરણો બાળમાતાઓનાં થાય છે તેમાં બાળલગ્ન ઉપરાંત ગરમીનાં દરદો મોટો ભાગ ભજવે છે, એની કીમત કેટલા કરોડોમાં અંકાય? તથા એ માતાઓનાં નાવારેસ બાળકોની હાડમારીઓની કીમત કેટલે અંકાય? એ ઉપરાંત, ૧૮) મે પાને જોયું તેમ, ૫) બાળમરણો જેનું કારણ બાળ દરદો છે, જેનું એક મુળ માબાપના ગરમીના દરદો છે, તે ભયભીત પ્રમાણમાં થાય છે, એ સર્વની કીમત કેટલી રકમે અંકાય?

## છુપાં દુખ દરદો—કુટુંબ, કોમ ને દેશની પડતીનું એક મુળ.

જો ઉપર જણાવેલા સર્વ કારણોથી થતો કમાઇનો ઘટાડો, દવા પાછળના ખર્ચનો વધારો, તથા ઉમરે પુગેલાઓના કમોતો, સુવાવડીના કમોતો, તથા

